-: પ્રકાશક :-
વિરાટ પ્રકાશન મંદિર
C/o પ્રભાત ડ્રાયફ્રુટ સ્ટોર
દહેરાસર સામે, પ્રાર્થના સમાજ
મુંબઇ – ૪

વીર સં. ૨૫૦૦ * વિક્રમ સં. ૨૦૩૦ * નેમિ સં. ૨૫ * સને. ૧૯૭૪

નકલ ૧૨૫૦

મૂલ્ય: રૂપિઆ પંદર.

-: પ્રાપ્તિસ્થાનો :-

| | | |
|---|---|---|
| પ્રભાત ડ્રાયફ્રુટ સ્ટોર<br>દહેરાસર સામે, પ્રાર્થના સમાજ<br>મુંબઈ–૪ | સોમચંદ ડી. શાહ<br>જીવનનિવાસ સામે,<br>પાલીતાણા. | સરસ્વતી પુસ્તક ભંડાર<br>હાથીખાના, રતનપોળ<br>અમદાવાદ. |
| જૈન પ્રકાશન મંદિર<br>દોશીવાડાની પોળ,<br>અમદાવાદ | સેવંતીલાલ વી. જૈન<br>૨૦ મહાજનગલી ઝવેરી બજાર<br>મુંબઇ–૨ | મેઘરાજ પુસ્તક ભંડાર<br>ગુલાલવાડી,<br>મુંબઇ–૨ |

—: મુદ્રક :—
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રિન્ટરી,
દાણાપીઠ પાછળ
પાલીતાણા. (સૌરાષ્ટ્ર)

ॐ ह्रीं अर्हं नमः

# પ્રસ્તાવના

પરમ ઉપકારી તીર્થંકર પરમાત્માએ વિશ્વના એકાંત હિતને માટે જે કલ્યાણકારી વાણી ફરમાવી, તે અનેક પાત્રોમાં ઝીલાઈ આજે પણ કલ્યાણમાર્ગને પ્રશસ્ત કરી રહી છે.

ઉપદેશ વિના-બોધ વિના અંધારું છે. મુખ્યતાએ બોધ આપવાના અધિકારી ગીતાર્થ ગુરુ મહારાજો છે. ઉપદેશ આપવાની કળામાં સાધુઓ નૈપુણ્ય અને જ્ઞાન મેળવે એ ઉદ્દેશથી વ્યાખ્યાન લેખનના કુશળ આલેખનાર આચાર્યપ્રવર શ્રીમદ્ વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મહારાજાએ ઉપદેશપ્રાસાદ એટલે ઉપદેશનો મહેલ નામનો આ મહાગ્રંથ વરસ દિવસના વ્યાખ્યાનોની ગોઠવણ પૂર્વક રચ્યો છે. આ ગ્રંથને મહેલની ઉપમા દઈ યથાર્થ નામાભિધાન અર્પ્યું છે. આ મૂળગ્રંથ સરલ સંસ્કૃતમાં છે. તેમાં વિપુલ સાહિત્યનું સંકલન અને ઘણું બધું તત્ત્વ ભર્યું છે. પોતાના ગુરુભાઈ શ્રી પ્રેમવિજયજીની પ્રેરણાથી તેમણે આ ગ્રંથ રચી ઘણો ઉપકાર કર્યો છે, કેમકે વર્તમાનમાં પણ ઘણા સાધુ-મુનિરાજો આ ગ્રંથના આધારે વ્યાખ્યાન વાંચતા થયા છે.

મુખ્ય ગ્રંથ ત્રણ ખંડમાં વહેંચાયેલો છે. પ્રથમ ખંડમાં સમ્યક્ત્વનું સ્વરૂપ, બીજા ખંડમાં દેશવિરતિ-શ્રાવકધર્મનું સ્વરૂપ અને ત્રીજા ખંડમાં સર્વવિરતિ-મુનિધર્મનું સ્વરૂપ વર્ણવેલું છે. આ ત્રણે ખંડને પાંચ ભાગમાં વહેંચી ગુજરાતી ભાષાંતર રૂપે જૈનધર્મ પ્રસારક સભાએ વર્ષો પહેલા છપાવેલ. જે આજે દુષ્પ્રાપ્ય છે. ભાષાનું સૌષ્ઠવ ને વિષયનું સરલ-વિશિષ્ટ નિરૂપણ થાય, કથાઓને થોડી મઠારવામાં આવે તો ગ્રંથ વધારે ઉપકારક થાય એ ઉદ્દેશથી આ પાંચે ભાગો અમે નવેસરથી લખ્યા છે. લખવું, છપાવવું, ઉપદેશ આપી ગ્રાહકો આદિ નોંધવા આદિ કાર્ય ઘણું જ કપરૂં છે. છતાં ઉપાડેલું કાર્ય શિઘ્ર પુરૂં કરવા ભાવના છે, આમાં વધારે કાંઈ કહેવાપણું રહેતું નથી. કારણ કે ગ્રંથ પોતેજ પોતાની વાત કહેશે. શ્રાવક માત્રના ઘરમાં આ પાંચે ભાગ હોવા જરૂરી છે. એક આખા વરસનો આમાં નિત્ય નવો સ્વાધ્યાય છે. ૩૬૦ દિવસ પ્રમાણ ૩૬૦ વિષયો-તેનું નિરૂપણ અને તે પર ૩૬૦ જ્ઞાનબોધવર્ધક આકર્ષક કથાઓ છે. જે ઘણો બોધ આપશે ને ઉપકાર કરશે. (વિશેષ પાંચમા ભાગમાં)

લિ૦

**શ્રી મહાવીરસ્વામી જન્મ કલ્યાણક દિવસ**
વીર સં. ૨૫૦૦

**પં. વિશાલવિજય**
મુંબઈ-૪

卐

## ઉપદેશપ્રાસાદ ભાગ ચોથો.

# ~卐 વિષયાનુક્રમણિકા 卐~

એક વર્ષના ૩૬૦ દિવસ પ્રમાણ વિષયો
તેનું નિરૂપણ અને ૩૬૦ જ્ઞાનબોધ-
વર્ધક આકર્ષક કથાઓ સાથે

# શ્રી
# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ
## ભાગ ૧ થી ૫

દરેક જૈન ભાઇઓના ઘરમાં હોવા જરૂરી છે.
તો દરેક જૈન ભાઇઓ અવશ્ય આ પાંચ ભાગ
વસાવી લો.

પછી પાંચ ભાગ મળવા મુશ્કેલ થશે.

ॐ ह्रीँ अर्हं नमः.

નમો નમઃ શ્રી ગુરુનેમિસૂરયે.

શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મ. વિરચિત–

# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ

## ભાગ ચોથો

[ગુજરાતી વિવરણ]

## ૨૧૨

### પૂજાનો વિધિ

निश्चयाद् भव्यजीवेन, पूजा कार्या जिनेशितुः ।
दमयन्त्येव कल्याण—सुखसंततिदायिनी ॥

**ભાવાર્થ:** ભવ્ય પ્રાણીએ દમયંતીની જેમ સુખ અને કલ્યાણ કરનારી જિનેશ્વરની પૂજા અવશ્ય કરવી જોઈએ."

### દમયંતીની કથા

કોસલા નગરી પર નિષધ રાજાનું આધિપત્ય હતું. અને વિદર્ભ દેશમાં ભીમ નામના રાજાનું. નિષધ નરેશને નલ અને કુબેર નામે બે પુત્રો હતા. ભીમરાજાને એક પુત્રી હતી. દમયંતી તેનું નામ.

દમયંતી ઉંમર લાયક થતાં ભીમરાજાએ તેનો સ્વયંવર કર્યો. સ્વયંવરમાં નિષધનરેશના બંને પુત્રો પણ આવ્યા. દમયંતીએ અનેક રાજકુમારો અને શ્રેષ્ઠીપુત્રોને જોયા બાદ નળના કંઠે વરમાળા પહેરાવી. ભીમરાજાએ તે બંનેનાં ધામધુમથી લગ્ન કર્યાં. લગ્નમાં જમાઈ નળને ભીમરાજાએ અનેક હાથી, ઘોડા, રત્નો, સુવર્ણ વગેરે આપ્યાં. એક શુભ દિવસે પિતાએ પુત્રીને ભીની આંખે સાસરે વળાવી.

નળ દમયંતીને લઈ કોસલા આવવા નીકળ્યો. તેમની સાથે અન્ય કુટુંબીજનો અને સ્નેહીજનો પણ હતા. રસાલો ચાલતાં ચાલતાં એક જંગલમાં આવી પહોંચ્યો. જંગલમાં સુરક્ષિત સ્થાને સૌ પડાવ નાંખે તે પહેલાં જ સૂર્યાસ્ત થઈ ગયો. ગાઢ જંગલના લીધે આગળનો રસ્તો દેખાવો મુશ્કેલ બન્યો, અંધકારના લીધે સૌ મુંઝાઈ ગયા. જવું ક્યા રસ્તે? ક્યાં પડાવ નાંખવો?

ત્યાં દમયંતીએ પોતાના કપાળ પરના સૌભાગ્યતિલકને લૂછ્યું. તિલકને લૂછતાં વધુ તેજસ્વી બન્યું અને ગાઢ અંધકારમાં પ્રકાશ પથરાવા લાગ્યો. તિલકના તેજમાં નળ–દમયંતીએ જોયું તો સામે એક વૃક્ષ નીચે મુનિ ધ્યાન ધરી રહ્યા હતા અને એક મદોન્મત્ત હાથી પોતાની સૂંઢ ઘસવાથી તેનો મદ મુનિના શરીરને ખરડી રહ્યો હતો. આ મદથી ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા અને મુનિના શરીર પર બેસતા હતા. ડંખ મારતા હતા. પરંતુ મુનિ તો ધ્યાનમાં જ સ્થિર હતા.

નળ–દમયંતીએ ધ્યાનસ્થ મુનિને વંદના કરી. અન્ય પરિજનોએ પણ મુનિને વંદના કરી. સૌની ભક્તિ ભાવના જોઈ મુનિએ તે સૌને ધર્મદેશના સંભળાવી. દેશના પૂરી થયા બાદ નળે વિનયથી પૂછ્યું : “ભગવંત! દમયંતીના તિલકથી તેજ કેવી રીતે પ્રકટ્યું.”

“નળ! એ તેના પૂર્વ ભવના પુણ્યનાં પ્રભાવને લીધે બન્યું. દમયંતીએ કોઈ એક ભવમાં પાંચસો આયંબિલ કર્યા હતા. ભાવિ તીર્થંકર શ્રી શાંતિનાથ ભગવાનની પૂજા કરી હતી. તપ પૂર્ણ થતાં ઉજમણું કર્યું હતું અને ચોવીસ તીર્થંકરના ભાલસ્થળે રત્નજડિત સુવર્ણના તિલક કરાવીને ચડાવ્યાં હતાં. દમયંતીએ ઘણાં જ ભાવથી જિનપૂજા કરી અને તિલક ચડાવ્યાં હતાં. આ પુણ્યના પ્રભાવથી આજે તેના તિલકમાંથી તેજકિરણો પ્રકાશ્યાં છે.” મુનિશ્રીએ આમ દમયંતીનો પૂર્વભવ કહ્યો.

ત્યારબાદ સૌ એક દિવસે કોસલા નગરી આવી પહોંચ્યા. સમય જતાં નિષધ રાજાએ નળને રાજ્યધુરા સોંપી દીક્ષા લીધી. દીક્ષા ધર્મનું ઉત્કટ પાલન કરી તે સ્વર્ગે ગયા. નળ પણ સમય જતાં ત્રણ ભુવનનો સ્વામી થયો.

નળની વધતી જતી સત્તા અને પ્રભાવથી તેનો નાનો ભાઈ કુબેર ઈર્ષ્યાથી બળવા લાગ્યો અને નળરાજાનાં છિદ્રો જોવા લાગ્યો. એક દિવસે કુબેરે નળને દ્યૂત રમવા લલચાવ્યો. નળ તૈયાર થયો ત્યારે ઘણાએ તેને તેમ કરતા રોકયો, પરંતુ નળ ન રોકાયો. તે કુબેર સાથે રમવા બેઠો. કુબેર ધીમે ધીમે જુગારમાં જીતતો ગયો. હારેલો નળ તેથી વધુ બમણા જોરથી રમવા લાગ્યો. સરવાળે તે બધું જ હારી ગયો. રાજ્ય પણ હારી ગયો. જુગારમાં જીતવાની લાલચે સ્ત્રીને પણ હોડમાં મૂકી. તો દમયંતીને જુગારમાં હારી ગયો. એથી કુબેરે કહ્યું : ભાઈ! હવે ઉઠો. તમે બધું જ હારી ગયા છો. હવે તમે ધરતી અને સ્ત્રી મને આપી દો.

નળે તે બંને આપી દીધા. હવે તેણે કોસલા નગરી છોડી દીધી. જવાના સમયે લોકોએ કુબેરને સમજાવ્યો. કુબેર સમજ્યો અને તેણે દમયંતીને પાછી આપી દીધી. હવે નળ અને દમયંતી પહેરેલે કપડે નીકળી પડ્યા.

ચાલતાં ચાલતાં બંને એક મોટા જંગલમાં આવ્યા. રાતે કોઈ એક ઝાડ નીચે બંને સૂતા. નળને આવું જીવન જીવતાં શરમ આવતી હતી. તેમાંય દમયંતી હવે તેને બંધનરૂપ લાગતી હતી. ગરીબાઈમાં તેનું પોષણ કરવાની શક્તિ ન હતી. આથી નળે

તેને છોડી મૂકવાનો નિર્ણય કર્યો. દમયંતીને ઘસઘસાટ સૂતી જોઈ નળે આંસુભીની આંખે અને કકળતા હૈયે પોતાના જ લોહીના અક્ષરે તેના પાલવ પર લખ્યું.

"હે પ્રિયે! આમ કરતાં મારો જીવ નથી ચાલતો પરંતુ એ સિવાય બીજો કોઈ ઉપાય મને દેખાતો નથી. આ સંજોગોમાં હું તને મારી સાથે રાખી શકું તેમ નથી. જો અહીંથી વટવૃક્ષની તરફ કુંડિનપુર જવાનો રસ્તો છે અને જમણી તરફ કેસૂડાના ઝાડ પાસે થઈને કોસલા નગરી તરફ જવાનો રસ્તો છે. આ બેમાંથી સાસરે કે પિયર તારે જ્યાં જવું હોય ત્યાં તું જજે."

અને આંસુને લૂછતો લૂછતો નળ દમયંતીને ઘોર જંગલમાં એકલી મૂકીને અડધી રાતે ચાલી નીકળ્યો. તેનાથી ચલાતું પણ ન હતું છતાંય પગને ઢસડીને રડતો રડતો સતત ચાલતો જ રહ્યો. સવારમાં તેણે એક જગાએ દાવાનળ જોયો. દાવાનળમાં બળતા પ્રાણીઓના ભયાનક આક્રંદ સાંભળ્યા. ત્યાં જ તેણે માનવ અવાજ સાંભળ્યો.

"હે ઈક્ષ્વાકુ કુળના મુકુટમણિ નળ નરેશ! મારું રક્ષણ કર. રક્ષણ કર."

પોતાનું નામ સાંભળી તેણે દાવાનળ તરફ ધ્યાનથી જોયું. તો ત્યાં એક ઝાડની ઘટામાં એક બળતા સર્પને જોયો. તેને જોઈ નળે પૂછ્યું : હે સર્પરાજ! તમે મારું નામ કેવી રીતે જાણ્યું? અને તમે માનવવાણી પણ બોલી શકો છો?"

સર્પે કહ્યું : "નરેશ! પૂર્વ ભવના સંસ્કારથી હું જાણું છું અને બોલું છું. માટે પહેલાં તમે મને બચાવો." આથી તુરત જ સર્પને અગ્નિમાંથી બહાર ખેંચી કાઢયો. સર્પ સહીસલામત બહાર આવી જતાં જ તેણે નળને જોરથી ડંખ માર્યો. નળે ચીસ પાડી. તેટલી વારમાં તો ઝેરના પ્રતાપથી નળનું આખું રૂપ કુરૂપ થઈ ગયું. તે કુબડો થઈ ગયો. નળ તેથી ભેંકાર રડવા લાગ્યો. એ જોઈ સર્પે કહ્યું : "હે નળ! તું રડ નહિ. હું તો તારો પિતા છું. માયાથી મેં તને તારા હિત માટે છેતર્યો છે. તારા પ્રેમના કારણે હું બ્રહ્મદેવલોકમાંથી આવ્યો છું. વત્સ! હજી તો તારે ભરતાર્ધનું રાજ્ય ભોગવવાનું છે. એથી તું આ શ્રીફળ અને કરંડિયો તારી પાસે રાખ શ્રીફળમાંથી વસ્ત્રો કાઢીને અને કરંડિયામાંથી અલંકારો કાઢીને પહેરીશ એટલે તને તારું મૂળરૂપ સ્વરૂપ પ્રાપ્ત થશે." આમ કહીને નળની વિનંતીથી તેને સુસુમારપુરી પાસે મૂકીને દેવતા અંતર્ધ્યાન થઈ ગયો.

નળે સુસુમારપુરીમાં પગ મૂકયો ત્યારે નગરમાં હાહાકાર હતો. મદોન્મત્ત હાથી હાથ ચડે તેને કચડી નાખતો હતો. કોઇ તેને વશ કરી શકતું ન હતું. નળે તેને પોતાની બુદ્ધિથી વશ કરી લીધો અને તેને યોગ્ય સ્થાને બાંધીને તે દધિપર્ણ રાજા પાસે ગયો. તેમને વિનંતી કરી કે "હું નળરાજાનો રસોઇઓ છું. અને સૂર્યપાક રસોઈ જાણું છું. નળરાજા જુગારમાં બધું હારી જતાં અને રાણી સાથે કયાંક ચાલ્યા જતાં હવે હું તમારી પાસે આવ્યો છું." દધિપર્ણ રાજાએ તુરતજ કુબડા નળને પોતાને ત્યાં રાખી લીધો.

એક દિવસ આ કુબડો બાગમાં ફરી રહ્યો હતો ત્યાં એક બ્રાહ્મણે તેને બે શ્લોક સંભળાવ્યા.

अनार्याणामलज्जानां, दुर्बुद्धिनां हतात्मनाम्।
रेखां मन्ये नलस्यैव, यः सुप्तामत्यजत्प्रियाम्॥१॥
विश्वास्य वल्लभां स्निग्धां, सुप्तामेकाकिनीं वने।
त्यक्तुंकामोपि जातः किं, तत्रैव हि न भस्मसात्॥२॥

"જે નળરાજાની જેમ સૂતેલી પત્નીનો ત્યાગ કરે તે માણસને અનાર્ય પુરુષોમાં, નિર્લજ્જમાં, દુર્બુદ્ધિમાં અને આત્મઘ્નમાં પ્રથમ રેખા સમાન જાણવો. સ્નેહવાળી પ્રિયાને વિશ્વાસ પમાડી છેતરીને વનમાં એકલી ઊંઘતી મૂકીને તજી જવાની ઈચ્છાવાળો નળ તે જ સમયે કેમ બળીને ખાખ ન થઈ ગયો?"

કુબડાએ બ્રાહ્મણની પ્રશંસા કરી. તેને થોડી દક્ષિણા પણ આપી. અને તેને પૂછ્યું: "હે ભૂદેવ! તમે ખરેખર વિદ્વાન છો. મને પણ એમ જ થાય છે કે પત્નીને ઊંઘતી છોડી જનાર નળ રાજા ત્યાં ને ત્યાં જ કેમ બળી ન ગયો? પણ આ તમને શી રીતે ખબર પડી? શું તમે નળરાજાને મળ્યા છો? રાણી દમયંતીને મળ્યા છો? તમે કંઈ જાણતા હોય તો મને પણ કહો."

બ્રાહ્મણે કહ્યું: તમે તો નળરાજાના રસોઈઆ હતા આથી તમને એમની ચિંતા થાય તે સ્વાભાવિક છે. મને જેટલી ખબર છે તે હું તમને કહું છું. રાણી દમયંતી સવારે જાગ્યા અને નળને ન જોયા તેથી તેમને ધ્રાસ્કો પડ્યો. ત્યાં પાલવ પર લખેલ પત્ર વાંચ્યો. પતિ સુરક્ષિત છે, તે જાણી તેમના હૈયે શાંતિ થઈ. પછી તેમણે પોતાના પિતાને ત્યાં જવાનું નક્કી કર્યું અને ચાલવા માંડ્યું.

રસ્તામાં એક સાર્થ જઈ રહ્યો હતો. ચોરોએ લૂંટવાનો પ્રયાસ કર્યો. દમયંતીએ એ સમયે એવો જોરથી હાકોટો પાડ્યો કે ચોરો ગભરાઈને સાર્થને લૂંટ્યા વિના જ ભાગી ગયા. દમયંતીના આ સત્ત્વ અને શક્તિ જોઈને સાર્થપતિએ તેને જોઈ પ્રણામ કર્યા અને તેની ખબર અંતર પૂછી પરિચય મેળવ્યો. આ તો નળરાજાની રાણી દમયંતી છે એમ જાણતા સાર્થપતિએ તેનો ખૂબ જ આદર-સત્કાર કર્યો અને એક રાજમાતાની જેમ તેમને સાચવવા લાગ્યા.

દમયંતીએ વિચાર્યું. વર્ષાનો સમય છે. મારા લીધે સાર્થને તેમના સ્થળે પહોંચવામાં વિલંબ થશે. આથી હું એકલી જ ચાલી નીકળું. આમ વિચારી સાર્થપતિને જણાવ્યા વિના તે નીકળી પડી. રસ્તામાં કોઈ રાક્ષસે ઉપદ્રવ કર્યો પરંતુ દમયંતી રાક્ષસથી જરાપણ ભયભીત ન થઈ. વીરતાથી તેનો સામનો કર્યો. તેની નિડરતા અને હિંમત જોઈ રાક્ષસે ખુશ થઈ કહ્યું: હે દેવી! તું જરા પણ દુઃખી ન થઈશ. બાર વરસે તને તારા પતિનો સમાગમ થશે."

એ પછી દમયંતી કોઈ પર્વતની ગુફામાં રહેવા લાગી. ત્યાં તેણે શ્રી શાંતિનાથ ભગવાનની માટીની પ્રતિમા બનાવી. આ જિનપ્રતિમાની તે રોજ પૂજા કરતી. હંમેશા તપમાં રહેતી. ભૂમિ પર પડેલા પાકા ફળથી તે જીવિકા કરી પોતાના દિવસો ધર્મ-ધ્યાનમાં પસાર કરતી.

થોડા દિવસ બાદ પેલો સાર્થપતિ પોતાના સાર્થ સાથે ત્યાં આવી પહોંચ્યો. દમયંતીને ધર્મધ્યાનમાં રત જોઈ તે પણ તેના ઉપદેશથી જૈનધર્મી બન્યો. તે જંગલમાં રહેતા પાંચસો તાપસો પણ દમયંતીની ધર્મવાણીથી પ્રતિબોધ પામ્યા અને ત્યાં તાપસ-પુર નામનું નગર બની રહ્યું. એક સમયે ત્રિકાળજ્ઞાની શ્રી યશોભદ્રસૂરિ પધાર્યા. દમ-યંતીએ ગુરુભક્તિ કરી વિનયથી પૂછ્યું : 'ભગવંત! આજ મારા કયા કર્મ ઉદયમાં આવ્યા છે કે મારા પતિનો વિયોગ થયો છે ? ''

આચાર્યશ્રીએ તેનો પૂર્વભવ કહ્યો : પૂર્વભવમાં પણ તું રાજરાણી હતી. મમ્મણ નામના રાજાની તું વીરમતિ નામે માનીતી રાણી હતી. એક દિવસ તમે બંને ક્યાંક જવાની તૈયારી કરી રહ્યા હતાં. મહેલની બહાર નીકળ્યા તો સામેથી એક મુનિ આવી રહ્યા હતા. મુનિના સામા મળવાને તેં અપશુકન માન્યા. આથી આ તેં મુનિને બાર ઘડી સુધી રોકી રાખ્યા. એ પછી તેં તેમને ખમાવ્યા. એ ભવમાં તેં મુનિને બાર ઘડી સુધી રોકી રાખ્યા તેથી તેં કર્મબંધ બાંધ્યો. એ કર્મ આજ તને ઉદયમાં આવ્યા છે. આ કર્મના પરિણામે તને તારા પતિનો બાર વરસ સુધી વિયોગ રહેશે. ''

પોતાનો પૂર્વભવ સાંભળી દમયંતી પ્રથમથી વધુ સારી રીતે ગુરુભક્તિ કરવા લાગી. એક દિવસ કોઇએ તેને ખબર આપી કે '' થોડીવાર પહેલાં જ તમારા પતિને જોયા હતા. તે દમયંતી તુરત જ એ દિશામાં નળને મળવા દોડી. ત્યાં કોઈ રાક્ષસીએ ઉપદ્રવ કર્યો. તેને પણ પોતાના શિયળના પ્રભાવથી શાંત કરી. તે અચલપુરમાં આવી. તે નગરની ચંદ્રયશા રાણી તેની માસી હતી. દમયંતી આવી છે તેવી વાત જાણ થતાં તે તેને પોતાને ત્યાં લઈ ગઈ. એ પછી બધી હકિકતની જાણ થતાં તેમણે કુંડિનપુર જાણ કરી. પુત્રીની ભાળ મળતાં જ ભીમ રાજા તુરત જ ત્યાં આવ્યો અને દમયંતીને પોતાને ત્યાં લઈ ગયો. આમ દમયંતી આજ તેના માતાપિતાને ત્યાં છે. ''

દમયંતી ક્ષેમકુશળ અને પિતાને ત્યાં છે તે જાણી કુબડાના વેષમાં રહેલા નળને હેયે ટાઢક થઈ. તેના હૈયા પરથી એક મોટો ભાર ઉતરી ગયો. થોડા દિવસ બાદ ભીમરાજાનો એક દૂત દધિપર્ણ રાજા પાસે આવ્યો. ત્યાં તેણે સૂર્યપાક રસોઇનો આનંદ માણ્યો. દૂતે ભીમ અને દમયંતીને જઇને રસોઈની વાત કરી. દમયંતીનું હૈયું બોલી ઉઠ્યું : એ જ નળ. તેમના સિવાય બીજું કોઈ જ સૂર્યપાક રસોઈ રાંધી શકતું નથી. '' એ પછી તેમની માહિતી મેળવવા બીજો એક ખાસ દૂત સુસુમારપુર મોકલ-વામાં આવ્યો દૂતે રસોઈનું અને કુબડાનું આબેહૂબ વર્ણન કર્યું. એ જાણી દમયંતીને ખાતરી થઈ ગઈ કે એ કુબડો જ મારો ભર્તાર છે.

નળરાજાને સાચા સ્વરૂપે પામવા ભીમરાજાએ દમયંતીનો ફરી સ્વયંવર રચ્યો. દધિપર્ણ રાજાને પણ નિમંત્રણ આપ્યું. સ્વયંવરના સમાચાર મળતાં જ નળ વિચારમાં પડી ગયો. અને તેણે સ્વયંવરમાં જવાનું ગોઠવી લીધું. સમય થોડો હતો અને અંતર લાંબુ કાપવાનું હતું. પરંતુ કુબડાએ સારથીપણું કર્યું. આથી તે સૌ સમયસર સ્વયંવરના સ્થળે પહોંચી ગયા. દધિપર્ણ રાજાએ ભીમરાજાને સપરિવાર સૂર્યપાક રસોઈ જમાડી. એ રસોઈ જમીને દમયંતીની બધી જ શંકા દૂર થઈ ગઈ, અને બીજું બાર વરસ પણ એ દિવસે પૂરા થયા હતા. દમયંતીને મુનિના વચનોમાં શ્રદ્ધા હતી.

સમય જોઈ દમયંતી કુબડા પાસે ગઈ અને શરમાતા શરમાતા કહ્યું: 'હે નાથ! તે સમયે તો તમે મને ઊંઘતી મૂકીને ચાલ્યા ગયા હતા. પરંતુ આજે તો હું જાગું છું. વળી હું આજે જંગલમાં નથી, રાજમહેલમાં છું. તમારી સાથે વાતો કરું છું. પૂરેપૂરી સજાગ છું. હવે બોલો, તમે મને કેવી રીતે છોડી શકશો?"

કુબડાએ આંસુભીની આંખે દમયંતી સામે જોયું. હવે તેનાથી તેનો વિયોગ અને વ્યથા સહન ન થઈ શક્યા. તેણે તુરત જ શ્રીફળમાંથી કપડા કાઢયાં અને કરંડિયામાંથી અલંકારો કાઢયા. તે પહેરતાં જ તે નળનું મૂળ રૂપ પામ્યો. નળને સાક્ષાત્ જોઈ સૌના હૈયે આનંદ છવાઈ ગયો. ભીમરાજાએ તુરત જ નળરાજાને સિંહાસન પર બેસાડયો. અને કહ્યું "આપ આ રાજ્યને સ્વીકારો." દધિપર્ણ રાજાએ પણ હાથ જોડી કહ્યું: "મને ક્ષમા કરજો. અજ્ઞાનતાથી મેં તમારી પાસે રસોઈનું કામ કરાવ્યું."

થોડા દિવસ બાદ નળરાજા દમયંતી સાથે કોસલા નગરી તરફ સપરિવાર જવા સેના સાથે નીકળ્યો. કોસલા નગરીમાં કુબેર સામે લડીને તેને હરાવ્યો અને તેને અભયદાન આપ્યું. પોતે ભરતાર્ધનો સ્વામી થયો.

સમય જતાં નળરાજાએ પુષ્કળ નામના પુત્રને રાજ્ય સોંપી દીધું અને દમયંતી સાથે દીક્ષા અંગીકાર કરી. અને દીક્ષાધર્મનું યોગ્ય પાલન કરી બંને સ્વર્ગે ગયા.

આમ આ દમયંતીની કથાથી ભવ્ય જીવોએ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા નિયમિત કરવા દૃઢ થવાનું છે. પૂજાના પ્રભાવથી દમયંતી દુઃખમાં પણ સુખી થઈ. પૂજાનો પ્રભાવ અચિંત્ય છે. આથી પ્રભુની પૂજા અંતરના ઉમળકાથી નિયમિત કરવી.



## ૨૧૩

## શ્રી જિનેશ્વરદેવની દીપકપૂજા

**जिनेन्द्रस्य पुरो दीपपूजां कुर्वन् जनो मुदा ।**
**लभते पृथुराज्यादिसंपदं धनदुःस्थवत् ॥**

જિનેશ્વરની પાસે આનંદથી દીપપૂજા કરનાર મનુષ્ય નિર્ધન ધનાની જેમ વિશાળ રાજ્ય સમૃદ્ધિને પામે છે."

### દીપપૂજા વિષે ધનાનું દૃષ્ટાંત

મગધ દેશમાં પદ્મપુર નામે નગર હતું. આ નગર પર કલાકેલિ રાજાનું શાસન હતું. પૂર્વભવના પુણ્યોદયથી તેની પાસે પાંચ લાખ ઘોડા, છસો મદોન્મત્ત હાથી અને અસંખ્ય રથ તેમજ પત્તિઓ હતા.

આ નગરમાં રળિયામણું પદ્મવન હતું. તેમાં ભવ્ય જિનચૈત્ય પણ હતું. એક સમયે આ વનમાં ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુ, ગણધરો અને શિષ્ય પરિવાર સહિત સમોસર્યા. ભગવંત માટે દેવતાઓએ સમવસરણ રચ્યું. તેની બાર પર્ષદામાં કલાકેલી રાજા અને નગરજનો પ્રભુજીની ધર્મદેશના સાંભળવા ગયા. પ્રભુએ માલકોષ રાગમાં દેશના આપી :

**મન્નહ જિણાણં આણં, મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્તં;**
**છવ્વિહ આવસ્સયંમિ, ઉજ્જુત્તો હોઈ પઇદિવસં.**

"હે ભવ્યજીવો! જિનેંદ્રની આજ્ઞાને માન્ય કરો, મિથ્યાત્વ છોડો, સમ્યક્ત્વને ધારણ કરો અને અહર્નિશ છ પ્રકારના આવશ્યકમાં ઉદ્યમી થાઓ."

**પવ્વેસુ પોસહવયં, દાણં સીલં તવો અ ભાવો અ;**
**સજ્ઝાય નમુક્કારો, પરોવયારો અ જયણા અ.**

"પર્વતિથિએ પૌષધવ્રત કરો તથા દાન, શીલ, તપ, ભાવના, સ્વાધ્યાય, નમસ્કાર, પરોપકાર અને યતના કરો."

**જિણપૂઆ જિણથુણણં, ગુરુથુઅ સાહમ્મિઆણ વચ્છલ્લં;**
**સવ્વવિરઇ મણોરહ, એમાઇં સઢ્ઢકિચ્ચાઇં.**

"જિનપૂજા, જિનેશ્વરની સ્તુતિ, ગુરુની સ્તુતિ, સાધર્મિક વાત્સલ્ય અને સર્વવિરતિનો મનોરથ કરો. એ શ્રાવકનાં કર્તવ્યો છે."

શ્રાવકનાં આવશ્યક કર્તવ્યો સમજાવી પ્રભુએ કર્મ અને આત્માનું સ્વરૂપ સમજાવ્યું. જીવ આઠ કર્મોથી લેપાયેલો છે. કર્મના કારણે તે સંસારમાં વિવિધ ગતિઓમાં,

વિવિધ સમય માટે પરિભ્રમણ કરતો રહે છે. કર્મનો ક્ષય થાય તો જ આત્માનું આ પરિભ્રમણ અટકે. જીવે પુણ્યથી પણ મુક્ત થવાનું છે. આત્મા જ્યારે સ્વ–સ્વરૂપને પામે છે ત્યારે સંસારનો અંત આવે છે.

પ્રભુની પ્રેરક દેશના સાંભળી ઘણાંએ તે જ સમયે ચારિત્ર અંગીકાર કર્યું. ઘણાંએ શ્રાવકનાં બાર વ્રતના નિયમ લીધા. એ સમયે કલાકેલી રાજાએ વિનયથી બે હાથ જોડી પ્રભુને પ્રાર્થના કરી: "હે કરુણાનિધાન! દયાસાગર! આ ભવે મને રાજ્યસંપદા મળી છે. તે કયા કર્મના ઉદયથી ઉપલબ્ધ થઈ છે, તે કહેવા કૃપા કરશો."

શ્રી પાર્શ્વનાથ પ્રભુએ કહ્યું: "હે રાજન્! જિનેશ્વર ભગવંત સમક્ષ આત્મોલ્લાસથી દીપપૂજા કરવાથી તને આ ભવે રાજ્યસંપદા પ્રાપ્ત થઈ છે. તારો પૂર્વભવ કહું છું, તે સાંભળ.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં દક્ષિણાર્ધ ભરતમાં અંગ નામનો દેશ છે. તેમાં રમા નામે નગરી છે. જિતારિ નામે તેનો રાજા હતો. એ નગરમાં ધના નામનો એક વણિક રહેતો હતો. રાજા જેટલો શ્રીમંત અને ધનાઢ્ય હતો તેટલો જ ધનો ગરીબ અને કંગાળ હતો.

એક સમયે નગર બહાર ઉદ્યાનમાં બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાન અઢાર ગણધર, અઢાર હજાર સાધુ અને છત્રીસ હજાર સાધ્વીઓના પરિવાર સહિત સમવસર્યા. દેવતાઓએ તેમના માટે સમવસરણ રચ્યું. સુવર્ણ સિંહાસન પર બેસીને ભગવાને ધર્મદેશના આપી:

भवे जीवा वि बज्झति, मुच्चंति य तहेव य।
सव्वकम्म खवेऊण, सिद्धिं गच्छई नीरया॥

"જીવો સંસારથી બંધાય છે તેમ તેઓ સંસારથી મુક્ત પણ થાય છે. અને સકળ કર્મનો ક્ષય કરીને સિદ્ધિપદને પામે છે."

એ સમયે પર્ષદામાં ધનો પણ આવ્યો. ભગવાને તેને જ ઉદ્દેશીને કહ્યું: "જે ભવ્ય જીવ જિનેન્દ્રની પૂજા કરે છે તે રાજ્યલક્ષ્મી પામીને કાળક્રમે મોક્ષે જાય છે."

ધનાએ આ સાંભળી મનમાં દૃઢ નિર્ણય કર્યો કે "હું આજથી રોજ દીપપૂજા કરીશ! ઘરે આવી તેણે ચમચમભર ઘીમાંથી સહેજ ઘી લઈ દીપ તૈયાર કર્યો. સ્નાન કરી ચોખ્ખા વસ્ત્ર પહેરી જિનચૈત્યમાં ગયો. પ્રભુની પૂજા કરી અતિ ઉમંગના ઉલ્લાસથી ધનાએ દીપપૂજા કરી. ખૂબ જ ભાવસભર હૈયે દીપપૂજા કરવાથી તેણે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. ધનો મરણ પામ્યો અને તે જ તું કલાકેલિ રાજા છે."

કલાકેલિ રાજા પોતાના પૂર્વભવને સાંભળીને ખૂબ જ ભાવથી શ્રી જિનેશ્વર ભગવંત સમક્ષ દીપપૂજા વિધિપૂર્વક કરવા લાગ્યો. આ રાજા અનુક્રમે અનેક પ્રકારના સુખ ભોગવીને સિદ્ધિપદને પામશે.

ધનાનું આ નાનકડું જીવન પ્રેરક છે. બોધક છે. દીપ એ જ્ઞાનનું પ્રતીક છે. દીપ અંધારાને દૂર કરે છે. જેના હાથમાં દીપ છે તે કદી અંધારામાં અટવાતો નથી. સરળતાથી પોતાના માર્ગે ચાલ્યો જઈ શકે છે. તે જ પ્રમાણે જે આત્માને જાણે છે. જેની પાસે આત્મજ્ઞાનનો દીપ છે, તેના જ્ઞાનનો પ્રકાશ જેના હૈયાને અજવાળે છે તે સંસારમાં ભટકતો નથી. દીપ જ્ઞાનનું પ્રતિક છે. દીપપૂજા કરીને અંતરમાં આત્માનો દીપ પ્રજવલિત કરવાનો છે.



## ૨૧૪

## જ્ઞાનાભ્યાસ કરવો.

ज्ञानं शिक्षयेदल्पं हि, भवेत्तन्न निरर्थकम् ।
स्वल्पाक्षरमहिम्नापि, यवेन जीव रक्षितः ॥

"થોડું જ્ઞાન શીખવાથી તે જ્ઞાન નિરર્થક થતું નથી. કેમકે થોડા જ્ઞાનના મહિમાથી પણ યવ નામના રાજર્ષિએ પોતાના જીવનની રક્ષા કરી હતી."

### યવઋષિની કથા

વિશાળા નામની નગરી. યવનામે તેનો રાજા. તેને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનું નામ ગર્દભિલ્લ. અને પુત્રીનું નામ અણુલ્લિકા. યવરાજાના પ્રધાનનું નામ હતું દીર્ઘપૃષ્ઠ.

યવરાજાને એક રાતે વિચાર આવ્યો: "આજે મને રાજ્ય મળ્યું છે. મારી પાસે અઢળક સંપદા છે. સુખી પરિવાર છે. નિરોગી છું આ બધું મને કંઈ એકાએક મળ્યું નથી. પૂર્વભવે મેં જરૂર કોઈ સુકૃત્ય કર્યું હશે. ધર્મસાધના કરી હશે તેનું પુણ્ય ફળ ભોગવી રહ્યો છું હવે મારી ઉંમર થઈ છે. મૃત્યુ ક્યારે પણ આવી શકે તેમ છે. આથી હવે મારે વિના વિલંબે ધર્મમાં તત્પર થવું જોઇએ."

યવે આમ નક્કી કરી લીધું અને બીજે દિવસે સવારે પુત્રને રાજગાદી પર બેસાડીને યવે દીક્ષા લીધી. દીક્ષા અવસ્થામાં તે તીવ્ર તપ કરવા લાગ્યા. તપ સાથે ગુરુ મહારાજની સાથે વિહાર પણ કરતા રહ્યા. ગુરુએ તેમને શાસ્ત્રાભ્યાસ કરવા તેમને ઘણું સમજાવ્યા. પરંતુ તે દરેક વખતે કહેતા: 'હવે આ ઘરડે ઘડપણ હું શું ભણી શકવાનો? ના, મને કશું યાદ નથી રહેતું. આથી હું ભણી શી રીતે શકું? અને ભણીશ પણ કેટલું?"

૨

એક સમયે ગુરુએ લાભનું કારણ યવમુનિને પોતાના સંસારી પુત્રને પ્રતિબોધ આપવા જવા માટે આજ્ઞા કરી. ગુરુઆજ્ઞા તો માન્ય કરી લીધી પરંતુ તેને શું પ્રતિબોધ પમાડવો? કેવી રીતે પમાડવો? યવમુનિ વિહારમાં સતત વિચારતા રહ્યા.

વિહાર કરતાં કરતાં એક ખેતર પાસે આવ્યા. તે સમયે એક ગધેડો જવ ખાવા માટે ખેતર તરફ આવી રહ્યો હતો. તેને જોઈને ખેતરના રક્ષકે એક ગાથા ગાઈ.

ओहावसि पहावसि, ममं चेव निरखसि ।
लखिओ ते अभिप्पाओ, जवं लखेसि गद्दहा ॥

"હે ગર્દભ! તું ઉતાવળો આવે છે અને મને જુવે છે. પણ મને તારા મનની વાત ખબર પડી ગઈ છે કે તારે જવનું ભક્ષણ કરવું છે."

યવમુનિએ ધ્યાનથી આ ગાથા સાંભળી. અને તેને વિહારમાં સતત રટતા રહ્યા. ગાથા મોંએ થઈ ગઈ. આગળ જતાં કેટલાક છોકરાઓને મોઈદંડા રમતા જોયા. રમનાર બાળકે જોરથી મોઈ ફટકારી. મોઈ ઉડીને એવી જગાએ પડી કે બાળકોએ શોધી તો પણ ન મળી. એક છોકરો શાંત ઉભો હતો. તેણે મોઈ શોધી નહિ. બીજા છોકરાઓને મોઈ શોધતાં તેણે કહ્યું:

अओ गया तओ गया, जाइज्जति न दीसई ।
अम्हे नदिट्ठि तुम्हे न दिट्ठि, अगडे छुढा अणुल्लिया ॥

"અહીંથી ગઈ, ત્યાંથી ગઈ, શોધવા છતાંય ન મળી. અમે જોઈ નથી. તમે પણ જોઈ નથી પણ તે અણુલ્લિકા [મોઈ] ખાડામાં છે.

યવમુનિને આ ગાથા સાંભળવામાં મઝા આવી. તેમણે એ ગાથાને પણ કંઠસ્થ કરી લીધી. આમ વિહાર કરતાં કરતાં તે વિશાલા નગરી પાસે આવ્યા. રાતના તેમણે એક કુંભારને ત્યાં રાતવાસો કર્યો. કુંભારને ત્યાં ઉંદરો હતા તેમને આમતેમ દોડતા જોઈ કુંભારે એક ઉંદરને કહ્યું:

सकुमालय कोमल मद्दलया, तुम्हे रत्ति हिंडणसीलणया ।
अम्ह पसाओ नत्थि ते भयं, दिहपिट्ठाओ तुम्ह भयं ॥

"કોમળ અંગવાળા હે ભદ્ર! રાતે ચાલવાનો તારો સ્વભાવ છે પણ તારે અમારો ભય રાખવાનો નથી. તને ભય દીર્ઘપૃષ્ઠ [સર્પનો] ભય છે."

ઉંદરને ઉદ્દેશીને કહેવાયેલ આ ગાથામાં પણ યવમુનિને રસ પડયો. તેમણે આ ગાથા પણ સવાર સુધીમાં કંઠસ્થ કરી લીધી. યવ મુનિ પુત્રને પ્રતિબોધ પમાડવા નગરમાં આવી પહોંચ્યા હતા ત્યારે પુત્ર ગર્દભિલ્લ રાજાના રાજ્યમાં કંઈક બીજી જ રાજરમત ખેલાઈ રહી હતી.

રાજાના પ્રધાન દીર્ઘપૃષ્ઠને વિશાલા નગરીના રાજા બનવું હતું. આ સાથો સાથ

જ તેને રાજાની પુત્રી અણુલ્લિકાને પોતાના પુત્ર સાથે પરણાવવાના ઓરતા હતા. આથી દીર્ઘપૃષ્ઠે રાજાની હત્યા કરવાનું કાવતરું ઘડયું અને પોતાના વિશ્વાસુ માણસો દ્વારા રાજપુત્રીનું અપહરણ કરાવી તેને પોતાનો પુત્ર હતો તે ભોંયરામાં પુરાવી દીધી. રાજાએ એકની એક પુત્રીને શોધવા માટે આકાશપાતાળ એક કર્યા. રાજાના સુભટો આખું નગર ખૂંદી વળ્યા. પરંતુ કયાંય રાજકન્યાની ભાળ મળી નહિ.

આ જ સમયમાં યવમુનિ વિશાળા નગરીમાં પધાર્યા. પ્રધાનને આની જાણ થતાં ચિંતા થઈ. તેને થયું : યવમુનિ રાજા હતા. આ રાજ્ય તેમનું જ હતું. રાજ્ય છોડયા બાદ તેમણે ઉગ્ર અને આકરી તપશ્ચર્યા કરી છે. તેથી તેમને ત્રિકાળ જ્ઞાન થયું હોવું જોઈએ. રાજા ગર્દભિલ્લ જો તેમને રાજકન્યા માટે પૂછશે તો મારી પોલ ખુલી જશે અને પછી જીવવું શકય નથી. રાજા મારો વધ જ કરાવશે, માટે રાજા મુનિને મળે જ નહિ તેવું કંઈક કરવું જોઈએ."

અને પ્રધાન વહેલી સવારમાં જ રાજા પાસે પહોંચી ગયો. તેને ઓચિંતો આવેલો જોઈને રાજાએ ચિંતા ને આશ્ચર્યથી તેનું આવવાનું કારણ પૂછયું. પ્રધાને ગંભીર મોં રાખી કહ્યું : "હે રાજન્! મને જે ખબર મળ્યા છે તે ખૂબ જ ખેદજનક અને ચિંતા ઉપજાવે તેવા છે. રાજ્યના ગુપ્તચરો ખબર લાવ્યા છે કે આપના પિતાશ્રી અત્રે પધાર્યા છે. અને તેમનો ઈરાદો તમારી પાસેથી રાજ્ય લઈને બીજાને જ આપી દેવાનો છે."

"હે અમાત્ય! એમાં ચિંતાનું કશું કારણ મને જણાતું નથી. તેમનું રાજ્ય છે. ભલે લઈ લે. અને તેમને ઠીક લાગે તેને આપી દે." રાજાએ સ્વસ્થતાથી કહ્યું.

"હે રાજન્! હવે તેમનું રાજ્ય નથી. તમને આપ્યું એટલે એ તમારું થઈ ગયું. પિતા હોય તેથી શું થઈ ગયું? તમારું રાજ્ય લઈ લેવાનો તેમને કોઈ અધિકાર નથી અને રાજ્ય લઈ તેમનો ઈરાદો તો એ રાજ્ય તેમના કોઈ બીજા પુત્રને આપી દેવાનો છે. આપણી કુળપરંપરામાં એવું બન્યું નથી અને તમે તો એકના એક પુત્ર હતા. તો આ બીજો પુત્ર કયાંથી ફુટી નીકળ્યો? એ પણ વિચારવા જેવું ખરું કે નહિ? તેની ચિંતા કરવાની કે નહિ?" પ્રધાને મીઠું મરચું ભભરાવીને વાત ઉપજાવી કાઢી અને કાચા કાનના રાજાના મનમાં ઝેર રેડયું. રાજાના મનમાં શંકાના કીડો સળવળ્યો અને હકિકત સાચી હોય તો પિતાની હત્યા કરવાનો નિર્ણય કરી યવમુનિ પાસે તે ગુપ્ત રીતે ગયો.

રાતના સમયે તે કુંભારના ઘરમાં યવમુનિની હીલચાલ દેખાય તેમ સંતાઈ રહ્યો. ત્યાં યવમુનિ સ્વાધ્યાય કરતા પેલી પ્રથમ ગાથા બોલ્યા. રાજાએ એ ગાથા સાંભળી તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. પિતા માટે તેને માન ઉપજ્યું. કારણ પિતાએ જોયો ન હતો છતાંય તેમને ખબર પડી હતી કે પોતે આવ્યો છે. એટલું જ નહિ આવવાનો ઈરાદો પણ તેમને જણાઈ ગયો છે. પ્રથમ ગાથાનો તેણે અર્થ કર્યો : 'હે ગધેડા એટલે

કે હે ગર્દભિલ્લ! તું ઉતાવળો ઉતાવળો આવ્યો છે તે હું જાણું છું અને મને એ પણ ખબર છે કે તું યવનું એટલે કે યવમુનિનું ભક્ષણ કરવા આવ્યો છે."

થોડીવાર બાદ યવમુનિ બીજી ગાથા બોલ્યા. ત્યાં તેણે અણુલ્લિયાનો અર્થ અણુમલ્લિકા કર્યો. તેને પિતાના જ્ઞાન માટે માન થયું. એથી તેને ખબર પડી ગઈ. પોતાની પુત્રીને કોઈએ ભોંયરામાં સંતાડી છે. પણ કોણે સંતાડી છે? પિતાજી હવે એ કહે તો માનું કે મારી શંકા ખોટી છે. પ્રધાને મને ખોટી જ માહિતી આપીને ઉશ્કેર્યો છે.

ત્યાં યવમુનિએ ત્રીજી ગાથા પણ મોટેથી યાદ કરી દીર્ઘપૃષ્ઠનું નામ સાંભળીને જ તે ચમકયો. પિતાશ્રીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે તારે દીર્ઘપૃષ્ઠથી ભય રાખવાનો છે. આમ પિતાનું અગાધ જ્ઞાન જોતાં જ તેની શંકા દૂર થઈ ગઈ. તલવાર મૂકીને તુરત જ પિતા મુનિ પાસે પ્રકટ થયો અને તેમને સર્વ હકિકત કહી ખમાવ્યા. યવમુનિ તો એ જોઈ વિચારમાં પડી ગયા. તેમને તો કલ્પના પણ ન હતી કે પોતાના અલ્પ જ્ઞાનથી પુત્રનું આમ અણધાર્યું પરિવર્તન થઈ થશે. પરંતુ તે સમયે યવમુનિ કંઈ જ બોલ્યા નહિ. મૌન રહ્યા. પુત્ર પિતાને વંદના કરી રાજમહેલમાં ગયો. અને રાતોરાત જ રાજસુભટોને પ્રધાનને અને તેના પુત્રને ઘરે જડતી લેવા મોકલી આપ્યા. તો જડતીમાં પુત્રના ભોંયરામાં પોતાની પુત્રી મળી આવી. આથી સવારે રાજાએ પ્રધાનને અને તેના પરિવારને બેઆબરૂ કરીને દેશનિકાલ કરી દીધા. એ કામ પતાવી પોતે યવમુનિ પાસે ગયો અને તેમની સમક્ષ વ્રત નિયમ આદિ લીધા. પોતાના અલ્પજ્ઞાનનો આવો વિસ્મયજનક પ્રભાવ જોઇ યવમુનિ પણ પછી જ્ઞાનમાં વધુ રસથી પ્રવૃત્ત થયા.

અલ્પજ્ઞાનથી દરેક વખતે પ્રભાવ પડે જ એવું નથી. ક્યારેક તેનું વિપરીત પરિણામ પણ આવે છે. એ અંગે દૃષ્ટાંત આ પ્રમાણે છે. કહ્યું છે કે—

"જેણે સિદ્ધાંતનો અભ્યાસ કર્યો નથી અને સાંભળીને પોતાની બુદ્ધિ મુજબ જવાબ આપે છે તે લોકોમાં મૂર્ખામાં ખપે છે."

એક ગચ્છના આચાર્યે પોતાના આયુષ્યનો અંત નજીકમાં જાણીને પોતાના એક શિષ્યને પોતાની પાટ ઉપર સ્થાપિત કર્યો. આ શિષ્ય શાસ્ત્રપારંગત ન હતો. થોડું ઘણું તે જાણતો હતો. પોતાનું આગવું કંઈ જ્ઞાન ન હતું પરંતુ ગુરુના મહિમાથી તેમની પણ બોલબાલા થવા લાગી.

એક સમયે વિહાર કરતાં આ નવા આચાર્ય પૃથ્વીપુર નગરમાં પધાર્યા. ત્યાંના શ્રાવકોએ તેમનો ધામધુમથી સત્કાર કર્યો. આ નગરમાં એક વખતે બ્રાહ્મણોનું પ્રભુત્વ હતું. પરંતુ જૈનાચાર્યોએ વાદવિવાદ અને શાસ્ત્રાર્થથી તેમનું એ પ્રભુત્વ ઓછું કરી નાંખ્યું હતું. આ નવા આચાર્યની સાચી હકિકત તેમના ધ્યાનમાં આવતાં તેમણે

શાસ્ત્રાર્થ માટે પડકાર કર્યો. આચાર્ય રાજદરબારમાં ગયા. ત્યાં એક પંડિતે પૂછ્યું : "હે ભગવાન! પુદ્‌ગલને કેટલી ઇંદ્રિય હોય?"

આચાર્ય પાસે શાસ્ત્રાભ્યાસ હતો નહિ. તેમણે તો માત્ર સાંભળ્યું હતું તેના પર મનન, ચિંતન કશું કર્યું નહોતું. તેમને યાદ આવ્યું. ગુરુએ કહ્યું હતું કે "પુદ્‌ગલ એક સમયે લોકાંત સુધી જાય છે." તેમણે વિચાર્યું : "પંચેન્દ્રિય વિના આટલી બધિ વિરાટ શક્તિ ક્યાંથી હોય" આમ પોતાની બુદ્ધિ લડાવી તેમણે પ્રશ્ન પૂછનારને કહ્યું : "હે ભદ્ર! પુદ્‌ગલને પાંચ ઇન્દ્રિય હોય છે."

આ જવાબથી તેમનું અજ્ઞાન ખુલ્લું પડી ગયું. તેમનો પરાભવ થયો અને જૈન-ધર્મની હીલના થઈ. ઘણા લોકો તેથી ધર્મભ્રષ્ટ પણ થયા. આ પછી જૈન સંઘે આ આચાર્યને દૂર દેશ મોકલી દીધા. આ દૃષ્ટાંત કલ્પવૃત્તિમાં કહ્યું છે.

આવા સાધુઓ ચારિત્ર પામીને, શાસ્ત્રનું જ્ઞાન હોવા છતાંય ઉપદેશ આપે છે. ત્યારે તેઓ ઉત્સૂત્રની પ્રરૂપણા કરે છે. તેવી પ્રરૂપણાથી લોકો ધર્મ પામવાને બદલે અધર્મને વધુ પામે છે. આથી ઉત્સૂત્ર બોલાઈ જવાના ભયથી આવા અબહુશ્રુતોએ ધર્મનો ઉપદેશ આપવો નહિ.

આમ બંને દૃષ્ટાંતથી ભવ્ય જીવોએ જ્ઞાની ગુરુ પાસેથી જ્ઞાન મેળવવું જોઈએ. ભલે તે જ્ઞાન થોડું લેવામાં આવે પણ જ્ઞાનથી અચૂક સ્વ અને પરનો કંઈક ને કંઈક ઉદ્ધાર થાય જ છે. આથી શક્તિ હોય ત્યાં સુધી દરેકે જ્ઞાનાભ્યાસ કરવો જોઈએ. પઠન, પાઠન, મનન, ચિંતન, કરતા રહેવું જોઈએ.



# ૨૧૫

## જ્ઞાનની વિરાધના ત્યજો

**जघन्योत्कृष्टभेदाभ्यां त्याज्या ज्ञानविराधना ।**
**ज्ञानस्य ज्ञानिनां भक्तिर्वृद्धिं नेया च धर्मिभिः ॥**

"ધર્મિષ્ઠ પુરુષોએ જઘન્ય અને ઉત્કૃષ્ટ બંને પ્રકારની વિરાધનાનો ત્યાગ કરવો જોઈએ અને જ્ઞાન અને જ્ઞાનીની વધુમાં વધુ ભક્તિ કરવી."

જ્ઞાનની જઘન્યપણે આ પ્રમાણે આ વિરાધના થાય છે : પુસ્તક, પાટી, ઠવણી,

રૂમાલ [પોથી બંધન] લેખણ[કલમ] વગેરે જ્ઞાનનાં ઉપકરણો છે. આ ઉપકરણોને પગ વગેરે કનિષ્ઠ અવયવોનો સ્પર્શ થાય, મુખ પાસે વસ્ત્ર રાખ્યા વિના ભણવું, ભણાવવું પુસ્તકને બગલમાં દબાવવું કે રાખવું. ખાતા ખાતા કે પીતા પીતા અભ્યાસ કરવો, ભોગના સમયે પઠન પાઠન કરવું, પુસ્તક કે લખેલા પાના ઉપર ઝાડો–પેશાબ કરવા, તેના પર થૂંકવું કે લીંટ બંખેરવું; નવકારવાળી, પુસ્તક વગેરે પૂજ્ય ઉપકરણોને મુહપત્તિ કે ચરવળાનો સ્પર્શ થવો, લખેલા કાગળો વેચવા, ફાડવા કે તેનો બીજા કશામાં ઉપયોગ કરવો, લખેલા કાગળ બાળવા વગેરેથી જઘન્યપણે જ્ઞાનની આશાતના થાય છે. તેથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે.

જ્ઞાનની ઉત્કૃષ્ટ વિરાધના આ પ્રમાણે થાય છે: જમાલિ, મરિચિ, લક્ષ્મણા સાધ્વી અને સાવદ્યાચાર્યે જિનાગમ શાસ્ત્રોનું ઉત્સૂત્ર ભાષણ કર્યું હતું. શાસ્ત્રોનો વિપરીત અર્થ કર્યો હતો, વિપરીત અર્થ કરવાથી મોટા પ્રમાણમાં જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે.

જ્ઞાન તથા જ્ઞાનીની ભક્તિ આ પ્રમાણે કરવી: જિનાગમ તથા જિનેશ્વરાદિના જીવનચરિત્રના ગ્રંથો ન્યાયોપાર્જિત ધનથી સારામાં સારા કાગળ ઉપર લખાવવા, છપાવવા અને ગીતાર્થ મુનિ પાસે વંચાવવા. તેના પ્રારંભાદિ પ્રસંગે જ્ઞાનોત્સવ કરવો. ગ્રંથો અને શાસ્ત્રોનું વિધિપૂર્વક પૂજન કરવું. તેમનું યોગ્ય સન્માન કરવું. વ્યક્તિની જેમ તેમને સાચવવા અને માન આપવું. પંડિત, શાસ્ત્રી, ધાર્મિક શિક્ષક એવા શ્રુતજ્ઞાનદાતાને અન્ન, વસ્ત્ર અને વસવાટ આપવા. તેમને અર્થની ચિંતા ન રહે અને પ્રેમથી નચિંતમને શાસ્ત્રાભ્યાસ કરાવી શકે તેવી બધી સુવિધાઓ તેમને કરી આપવી. તેમ જ ભણનારને પ્રોત્સાહન થાય, જ્ઞાન પ્રત્યે રુચિ વધે તે માટે વિદ્યાર્થીઓને પણ પારિતોષિકો તેમજ પ્રસંગે પુરસ્કાર વગેરે આપવા.

એવું સાંભળ્યું છે કે દુષમ કાળના પ્રભાવથી બાર વરસનો ભયંકર દુષ્કાળ પડયો ત્યારે સિદ્ધાંતને પ્રાયઃ ઉચ્છિન્ન થયેલ જાણીને તેનો સમય જતાં વિચ્છેદ થઈ જશે એવી સંભાવનાથી નાગાર્જુન સ્કંદિલાચાર્ય આદિ આચાર્યોએ ભેગા થઈને શાસ્ત્રો લખાવ્યા. આથી સુખી જીવોએ પુસ્તકો અને ગ્રંથો લખાવવા અને છપાવવા. એ ગ્રંથોની યોગ્ય પૂજા ભક્તિ કરવી.

શ્રી ધર્મઘોષસૂરિના ઉપદેશથી પેથડ સંઘવીએ એકાદશાંગી સાંભળવાની શરૂઆત કરી. પાંચમા અંગમાં જ્યાં જ્યાં “હે ગૌતમ” એવું પદ આવ્યું ત્યાં ત્યાં પેથડે સોનામહોરથી તે ગ્રંથની ભક્તિથી પૂજા કરી. દરેક પ્રશ્ને સોનામહોર મૂકવાથી છત્રીસ હજાર સોનામહોરથી તેણે જ્ઞાનની પૂજા કરી. પછી એટલું દ્રવ્ય ખર્ચીને તેણે બધા આગમો લખાવ્યાં. અને તેને મૂલ્યવાન રેશમી વસ્ત્રોમાં બાંધીને ભરૂચ, સુરગિરિ, માંડવગઢ, આબુ વગેરે સ્થાનોમાં ભંડાર કરાવીને મૂકયા.

શ્રી પરમાર્હત કુમારપાળ રાજાએ સાતસો લહિયા બેસાડયા હતા અને તેમની પાસે છ લાખ અને છત્રીસ હજાર શ્લોક પ્રમાણ આગમની સાત પ્રતો સોનેરી અક્ષરોથી

લખાવી હતી. પોતાના તારક ગુરુ કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય રચિત સાડાત્રણ કરોડ શ્લોકની પણ તેણે એકવીશ પ્રતો લખાવી હતી અને એકવીશ જ્ઞાનભંડાર નિર્માણ કરાવ્યા હતા. કહ્યું છે કે—

"વર્તમાન સમયમાં કાળના અનુભાવથી તથા બુદ્ધિની મંદતાથી પુસ્તક વિના જ્ઞાન રહી શકતું નથી માટે શ્રાવકોએ પુસ્તકો લખાવવાં જોઈએ."

જિનપ્રતિમા કરાવવામાં જેટલું પુણ્ય થાય છે તેનાથી વધુ પુણ્ય સિદ્ધાંતોને લખવામાં તથા તેનું શ્રવણ–મનન કરવામાં છે. કારણ જ્ઞાનથી જ જિન અને જૈનધર્મનો પરિચય થાય છે. આથી જ જ્ઞાનભંડારો ધર્મની દાનશાળાની જેમ શોભે છે. ગુરુ વિના શિષ્યની જેમ પુસ્તકો વિના વિદ્વત્તા આવતી નથી." ગુરુનો આવો ઉપદેશ સાંભળીને વસ્તુપાળ મંત્રીએ અઢાર કરોડ દ્રવ્ય ખર્ચીને ત્રણ ભવ્ય જ્ઞાનભંડાર બંધાવ્યા હતાં.

થરાદના સંઘવી આભુ નામના શ્રેષ્ઠીએ પણ ત્રણ કરોડના ખર્ચે તમામ સૂત્રોની એક એક પ્રત સોનેરી અક્ષરોથી અને બીજા ગ્રંથો શાહીથી લખાવ્યા હતા. કહ્યું છે કે—

"જે મનુષ્ય સિદ્ધાંતનાં પુસ્તકો લખાવે છે તેઓ દુર્ગતિને, મૂકપણાને, જડતાને અને બુદ્ધિરહિતપણાને પામતા નથી."

ક્યારેક શ્રુતજ્ઞાન કેવળજ્ઞાન કરતાં પણ અતિશાયી દેખાય છે. કહ્યું છે કે: શ્રુતના ઉપયોગમાં વર્તતા છતાં છદ્મસ્થ મુનિએ લાવેલો આહાર કદી અશુદ્ધ હોય તો પણ તેને કેવળી વાપરે છે કારણ કે તેમ ન કરે તો શ્રુતનું અપ્રમાણપણું થઈ જાય." આથી સમ્યક્ પ્રકારે સૂત્રાર્થના ઉપયોગપૂર્વક નિરંતર સર્વ અનુષ્ઠાન કરવા. ઉપયોગ વિનાની ક્રિયા દ્રવ્ય ક્રિયામાં પરિણામે છે.

જ્ઞાનની વિરાધના કરવાથી જે અશુભ જ્ઞાનાવરણીય કર્મ બંધાયું હોય છે તે જ્ઞાનપંચમીનું આરાધન કરવાથી નાશ પામે છે. કહ્યું છે કે:—

"ઉત્સૂત્રની પ્રરૂપણાથી, સૂત્રના અર્થ વિપરીત કરવાથી, ક્રોધથી, અનાભોગથી અને હાસ્યથી થયેલ જ્ઞાનની વિરાધનાથી બંધાયેલ કર્મો જ્ઞાનપંચમીનાં વ્રતની આરાધનાથી નાશ પામે છે." આ વ્રતની આરાધના કરવા માટે ગુણમંજરી અને વરદત્તની કથા પ્રેરક છે. તે આ પ્રમાણે:

## ગુણમંજરી અને વરદત્તની કથા

ભરતક્ષેત્રમાં પદ્મપુર નામના નગરમાં અજિતસેન નામે રાજા રાજ્ય કરતો. તેની રાણીનું નામ યશોમતિ હતું. આ રાજદંપતિને વરદત્ત નામે પુત્ર થયો આઠ વરસની ઉંમરે તેને અધ્યાપક પાસે ભણાવવા મૂક્યો. પરંતુ તેને એક અક્ષર પણ મોંએ થતો નહિ. યુવાનવયે તેને કોઢ થયો કોઢથી તેનું શરીર ક્ષીણ થતું ચાલ્યું.

આ જ નગરમાં સિંહદાસ અને કર્પૂરતિલકાનો સંસાર હતો. તેમના ઘરે અઢળક

લક્ષ્મી હતી. અને લક્ષ્મી જેવી ગુણમંજરી નામે પુત્રી હતી, પરંતુ પૂર્વના કર્મના ઉદયથી તે બચપણથી જ મૂંગી અને રોગી હતી. શ્રેષ્ઠીએ તેનો રોગ અને મૂંગાપણું દૂર કરવા માટે તમામ પ્રકારના ઉપચાર કરાવ્યા. પત્થર એટલા દેવ કર્યા, પણ વ્યર્થ. ગુણમંજરીના રોગમાં કે મૂંગાપણામાં તસુમાત્ર પણ ફરક પડયો નહિ.

એક સમયે ચાર જ્ઞાનધારી શ્રી વિજયસેન આચાર્ય ત્યાં પધાર્યા. રાજા અને નગરજનો સૌ તેમની ધર્મવાણી સાંભળવા ગયા. આચાર્યશ્રીએ દેશના આપતાં કહ્યું :

क्षपयेन्नारकः कर्म, बहुभिर्वर्षकोटिभिः ।
यत्तदुच्छ्वासमात्रेण, ज्ञानयुक्तस्त्रिगुप्तवान् ॥

"નારકીના જીવો જેટલાં કર્મને ઘણાં બધાં કરોડો વરસે ખપાવે છે તેટલાં કર્મને મન, વચન અને કાયાની ગુપ્તિના ધારક જ્ઞાની માત્ર એક શ્વાસોચ્છ્વાસમાં ખપાવે છે." આ ઉપરાંત "છઠ્ઠ, અઠ્ઠમ, દશમ, દુવાલસ વગેરે તપ કરનાર અબુધ જીવના આત્માની જેટલી શુદ્ધિ થાય છે તે કરતાં અનેકગણી શુદ્ધિ દરરોજ જમતા એવા જ્ઞાનીની થાય છે."

આ જ્ઞાન પાંચ પ્રકારનું છે. તેમાં શ્રુતજ્ઞાન સ્વ અને પરને ઉપકારી હોવાથી શ્રેષ્ઠ છે. બાકીના ચાર જ્ઞાન મૂંગા છે. અર્થાત્ તે જ્ઞાન પોતાના સ્વસ્વરૂપને કહેવા સમર્થ નથી. જ્યારે શ્રુતજ્ઞાન તો પોતાને તથા પરને પ્રકાશ કરવામાં દીવાની જેમ સમર્થ છે. બીજું શ્રુતજ્ઞાન કોઇને આપી શકાય છે અને બીજા પાસેથી લઈ પણ શકાય છે. જ્યારે બાકીના ચાર જ્ઞાન કોઇને આપી શકતાં નથી અને બીજા પાસેથી લઈ પણ શકતાં નથી. તીર્થંકરનામકર્મ પણ ધર્મદેશના આપવાથી નિર્જરા પામે છે. આથી અધ્યયન, શ્રવણ વગેરેથી નિરંતર શ્રુતજ્ઞાનની સાધના અને આરાધનામાં જાગૃત રહેવું. ઉદ્યમી થવું.

જે અજ્ઞાની જીવ મન, વચન અને કાયાથી જ્ઞાનની આશાતના કરે છે, તેઓ રોગી થાય છે, મૂંગા થાય છે, શૂન્ય મનવાળા થાય છે અને આશાતનના પાપકર્મથી તેવા જીવો અનેક ભવમાં ભટકયા કરે છે. કહ્યું છે કે :—

अज्ञानतिमिरग्रस्ता, विषयामिषलंपटाः ।
भ्रमति शतशो जीवा, नानायोनिषु दुःखिता ॥

"અજ્ઞાનરૂપી અંધકારથી ગ્રસ્ત અને વિષયરૂપી માંસમાં લંપટ એવા સેંકડો જીવો નાના પ્રકારની યોનિમાં દુઃખીપણે પરિભ્રમણ કર્યા કરે છે.

આચાર્યશ્રીની ધર્મદેશના પૂરી થયા બાદ સિંહદાસ શ્રેષ્ઠીએ વિનયથી પ્રાર્થના કરી કે "હે ભગવંત! મારી પુત્રી મૂંગી અને રોગી છે તો તે કયા કર્મબંધથી તે આ વેદનાઓ પામી છે તે કહેવા કૃપા કરશો." શ્રેષ્ઠીની પ્રાર્થના સ્વીકારી આચાર્યશ્રીએ ગુણમંજરીનો આ પ્રમાણે પૂર્વભવ કહ્યો :

ધાતકીખંડમાં ખેટકપુર નામે નગર હતું. તેમાં જિનદેવ શ્રેષ્ઠી રહેતો. સુંદરી નામે પત્નીથી તેને પાંચ પુત્રો અને ચાર પુત્રીઓ થઈ. જિનદાસે સંતાનોને યોગ્ય ઉંમરે અધ્યાપક પાસે ભણવા મૂકયા. પરંતુ આ બધા સંતાનો અવિનયી, પ્રમાદી અને ઉદ્ધત હતા. ભણવામાં તેમનું ધ્યાન અલ્પ રહેતું. અધ્યાપકને તેઓ સતાવતા અને જ્ઞાનની મજાક કરતા. આથી એક દિવસે અધ્યાપકે પાંચેય જણને શિક્ષા કરી. તેમને સોટીનો માર માર્યો.

સંતાનોને રડતા રડતા ઘરે આવેલાં જોઈને મા સુંદરીએ અધ્યાપકને ગાળો દીધી અને જ્ઞાનની મજાક કરી. પતિને પણ કહ્યું : "છોકરાઓ ભણે તો ય શું અને ન ભણે તો ય શું. વિશ્વમાં જ્ઞાનની કિંમત નથી. પૈસાની કિંમત છે. જ્ઞાનથી પેટ નથી ભરાતું. પૈસાથી પેટ ભરી શકાય છે."

જિનદેવે સુંદરીને સમજાવ્યું. જે માતાપિતા પોતાના સંતાનોને ભણાવતાં નથી તે માતાપિતા સંતાનોના શત્રુ સમાન છે કારણ હંસની સભામાં બગલો શોભતો નથી તેમ વિદ્વાનોની સભામાં અજ્ઞાની પુત્રો પણ શોભતા નથી."

સુંદરીએ આનો જવાબ પણ ઉલ્ટી રીતે આપ્યો આથી જિનદેવ મૌન રહ્યો. સમય જતાં જિનદેવે કહ્યું: તેં સંતાનોને ભણાવ્યા નહિ અને ઉઠાડી લીધા તેથી હવે કોઈ તેમની સાથે સગપણ કરવા તૈયાર થતું નથી. ઉલ્ટું સૌ મને મ્હેણાં મારે છે. તેં તેઓને અજ્ઞાની અને અભણ રાખીને બધાનો અવતાર બગાડી મૂકયો.

સુંદરીએ ગુસ્સે થઈને કહ્યું : "એમાં તમારો દોષ છે. બાપ તેવા બેટા. દીકરી તો મા જેવી હોય છે. દીકરા અભણ રહ્યા તેમાં તમારો વાંક છે. અને મને શા માટે દોષ દો છો?"

આથી જિનદેવને ગુસ્સે ચડયો. તે બોલ્યો: "પાપિણી ! મારા સામું બોલે છે?" આથી સુંદરી વધુ તાડુકીને બોલી: "પાપિણી! હું નથી. પાપી તો તમારો બાપ છે કે જેણે તમને નકામા આ જગત પર પેદા કર્યા." આ સાંભળી જિનદેવનો પિત્તો ગયો અને પથ્થર ઉપાડીને માર્યો. પથ્થર મર્મસ્થાને વાગવાથી તત્કાળ તે મરણ પામી. એ સુંદરી તે તારી પુત્રી ગુણમંજરી થઈ. ગત ભવે તેણે જ્ઞાનની વિરાધના કરી હતી. જ્ઞાનીનું અપમાન કર્યું હતું. જ્ઞાનની ઉપેક્ષા અને મજાક કરી હતી તે પાપકર્મના કારણે આજે તે મૂંગી અને રોગી છે.

પોતાનો પૂર્વભવ સાંભળતા ગુણમંજરીને જાતિસ્મરણ જ્ઞાન થયું. એથી તેને એ પાપકર્મ માટે પસ્તાવો થયો. તે રડી પડી. અને માથું કૂટવા લાગી. આ જોઇ શ્રેષ્ઠીએ ગુરુ ભગવંતને પૂછ્યું.: "આપે રોગ તો બતાવ્યો હવે આપ તેનું ઔષધ પણ બતાવો. મારી પુત્રી એ પાપકર્મથી કેવી રીતે મુક્ત થાય તે માટે કોઈ વ્રત તપ બતાવો."

निर्भेदं विशदं करामलकवज्ज्ञेयं परिच्छेदकं।
लोकालोकविभासकं चरमचिन्नाप्तं व्रजेत्स्वात्मतः॥
निद्रास्वप्नसुजागरातिगदशं तुर्यां दशां संगतं।
वंदे कार्तिकपंचमीसितदिने सौभाग्यलक्ष्म्यास्पदम्॥

"પાંચમું કેવલજ્ઞાન છે. તે એક જ પ્રકારનું છે. કરામલકના જેવું નિર્મળ છે. સર્વ વસ્તુનો પરિચ્છેદ કરનાર છે. લોક તથા અલોકને પ્રકાશ કરનાર છે. જ્ઞાનવાળાના આત્મા થકી કોઈ વખત પણ પ્રાપ્ત થયા પછી જુદું પડતું જ નથી અને જે જ્ઞાન નિદ્રા, સ્વપ્ન અને જાગૃતિ એ ત્રણે દશાને ઉલ્લંઘીને ચોથી ઉજાગર દશાને પામેલું છે. એવા સૌભાગ્યલક્ષ્મીના સ્થાન રૂપ કેવલજ્ઞાનને હું કારતક સુદ પાંચમના દિવસે વંદના કરું છું."

આ પ્રમાણે ૬૫ માસ સુધી તપ કરીને પૂર્ણાહુતિના દિવસે ચૈત્યનાં, જ્ઞાન, દર્શન અને ચારિત્રના ઉપયોગી દરેક ઉપકરણો પાંચ પાંચ મેળવીને ઉદ્યાપન–ઉજમણું કરવું. આચાર્ય ભગવંતનો આવો ધર્મોપદેશ સાંભળીને ગુણમંજરીએ જ્ઞાનપંચમી તપનું આરાધન કરવા માંડ્યું. એજ સમયે અજિતસેન રાજાએ પણ પોતાના પુત્રનો કર્મોદય પૂછયો. આથી આચાર્યશ્રીએ વરદત્તનો પણ પૂર્વભવ કહ્યો. તે આ પ્રમાણે—

ભરતક્ષેત્રમાં શ્રીપુર નગરમાં વસુ નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તેને વસુસાર અને વસુદેવ નામે બે પુત્રો હતા. એક દિવસ બંને જંગલમાં ગયા. ત્યાં તેમણે ગુરુ મહારાજ પાસે ધર્મદેશના સાંભળી. તેથી પ્રભાવિત થઈ બંનેએ ઘરે આવીને માતપિતાની આજ્ઞા લઈ બંનેએ દીક્ષા લીધી.

દીક્ષા પર્યાયમાં નાના વસુદેવ મુનિએ ખૂબ જ શાસ્ત્રાભ્યાસ કર્યો. તે દરરોજ પાંચસો સાધુઓને વાચના આપતા. એક દિવસ તે સંથારામાં સૂતા હતા ત્યાં કોઈ એક શિષ્યે તેમને આગમનો અર્થ પૂછયો. તેના ગયા પછી બીજો શિષ્ય આવ્યો. ત્રીજો આવ્યો. આમ દરેક અર્થ પૂછતા ગયા. આમ થવાથી તેમની નિદ્રામાં ભંગ પડયો. તે બરાબર સૂઈ શક્યા નહિ. આથી તેમને વિચાર આવી ગયો કે: "મારા મોટાભાઈને છે કોઈ ચિંતા? તે કેવો નિરાંતે સૂવે છે. ખાય છે અને સુખેથી જીવે છે. મને પણ એવું સુખ મળે તો? હું પણ તેની જેમ નિરાંતે સૂઈ શકું તો કેવું?" આમ વિચારી તેમણે બાર દિવસ સુધી મૌન ધારણ કર્યું. વસુદેવ મુનિએ આમ કરીને પાપ બાંધ્યું. આ પાપની આલોયણા કર્યા વિના જ મૃત્યુ પામ્યા. રૌદ્રધ્યાનથી જીવ્યા અને મર્યા. આથી આ ભવે તારા પુત્રરૂપે તેમને રોગ છે અને જ્ઞાન ચડતું નથી. હવે આ રોગ દૂર કરવા અને જ્ઞાન મેળવવા તેણે પણ જ્ઞાનપંચમી તપ કરવો. તે તપથી તેનો રોગ પણ દૂર થશે અને જ્ઞાનને પણ પામશે."

ત્યારબાદ વરદત્ત અને ગુણમંજરીએ વિધિપૂર્વક જ્ઞાનપંચમીની આરાધના કરવ

માંડી. ઉત્કટ અને શુભ ભાવનાથી બંનેનો રોગ ધીમે ધીમે મટતો ગયો અને તપ પૂર્ણ થતાં બંને નિરોગી થઈ ગયા. ગુણમંજરી બોલતી થઈ. વરદત્ત પણ હોંશિયાર થયો. ત્યારબાદ વરદત્ત સ્વયંવરમાં આવેલ એક હજાર રાજકન્યાને પરણ્યો અને ખૂબ રાજ્યસુખ ભોગવી એક સમયે પોતાના પુત્રને રાજગાદી સોંપી તેણે દીક્ષા લઈ લીધી.

ગુણમંજરીના લગ્ન જિનચંદ્ર નામના યુવાન સાથે થયા. તેણે પણ સમય જતાં દીક્ષા લીધી. કાળ જતાં ગુણમંજરી અને વરદત્ત બંને મરીને વૈજયંત નામના અનુત્તર વિમાનમાં ઉત્તમ દેવતા થયા. દેવલોકમાં ચ્યવીને વરદત્ત વિદેહ ક્ષેત્રમાં પુંડરિકિણી નગરીમાં અમરસેન રાજાની રાણી ગુણવતીની કુક્ષીએ શૂરસેન નામે પુત્રરૂપે ઉત્પન્ન થયો. યુવાન વયે તે અનેક રાજકન્યાઓને પરણ્યો. તેના પિતાએ તેને રાજ્ય સોંપ્યું.

એક સમયે તેના નગરના એક ઉદ્યાનમાં શ્રી સીમંધર સ્વામી સમોસર્યા. ભગવાને ધર્મદેશનામાં કહ્યું કે ભવ્ય જીવોએ વરદત્તની જેમ જ્ઞાનપંચમી તપનું આરાધન કરવું જોઈએ. આથી શૂરસેને આ વરદત્ત કોણ છે તે પૂછ્યું. ભગવાન પાસેથી તેણે જાણ્યું કે એ પોતે જ વરદત્ત હતો. આથી શૂરસેન રાજાએ આ ભવે પણ જ્ઞાનપંચમી તપનું વિધિપૂર્વક આરાધન કર્યું. દશ હજાર વરસ સુધી રાજ્યનું પાલન કરી, પુત્રને રાજ્ય સોંપીને શ્રી સીમંધર સ્વામી પાસે દીક્ષા અંગીકાર કરી એક હજાર વરસ સુધી ઉત્કૃષ્ટપણે ચારિત્રધર્મનું પાલન કરી કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા.

આ બાજુ ગુણમંજરીનો જીવ દેવલોકમાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં રમણી નામના વિજયમાં અમરસિંહ રાજાની પત્ની અમરવતીની કુક્ષીએ સુગ્રીવ નામે પુત્ર રૂપે ઉત્પન્ન થયો. વીસ વરસનો સુગ્રીવ થતાં તેના પિતાએ દીક્ષા લીધી. સુગ્રીવે ઘણું રાજ્યસુખ ભોગવ્યું. અનેક રાજકન્યાઓને તે પરણ્યો. તેને ચોરાશી હજાર પુત્રો થયા. તેણે પણ પુત્રને રાજ્ય સોંપી દીક્ષા લીધી. તેમને કેવળજ્ઞાન થયું. એક લાખ વરસ સુધી ચારિત્રધર્મનું પાલન કરી તે મોક્ષને પામ્યા.

ભવ્યજીવોએ જ્ઞાનપંચમી વ્રતની આ કથાથી બોધ લેવાનો છે કે જીવનમાં જ્ઞાનનું મહત્ત્વ ઘણું છે. સંસારનો નાશ કરવા માટે જ્ઞાન જરૂરી છે. જ્ઞાન વિના જીવનમાં અંધારું છે. ભવભ્રમણ છે. આ જ્ઞાનની આરાધના માટે જ્ઞાનપંચમીનો દિવસ ઉત્તમ છે. દરેકે જ્ઞાનપંચમીનું વિધિપૂર્વક આરાધન કરવું જોઈએ. તેનાથી ભૌતિક સુખ અને ઐશ્વર્ય તો પ્રાપ્ત થાય જ છે, પરંતુ તેના પુણ્યાનુબંધી પુણ્યથી જીવ કાળક્રમે સકળ કર્મનો ક્ષય કરીને સિદ્ધિગતિને પામે છે.



આથી આચાર્ય ભગવંતે કહ્યું : "હે શ્રેષ્ઠી ! જ્ઞાનપંચમીનું વિધિપૂર્વક આરાધના કરવાથી સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે. આ વ્રતનો વિધિ આ પ્રમાણે છે.

કારતક સુદ પાંચમે ઠવણી અથવા નંદિનું સ્થાપન કરીને તેની સમીપે આઠ સ્તુતિ વડે દેવ વાંદવા. પછી જ્ઞાનપંચમીનો તપ અંગીકાર કરવાનો આલાવો ગુરુમુખે સાંભળીને તે તપ કરવો. આ તપ પાંચ વરસ અને પાંચ મહિના કરવાનો છે. તપના દિવસે સવાર–સાંજ પ્રતિક્રમણ કરવું. પાંચ મૂળભેદ તથા એકાવન ઉત્તરભેદે એકાવન લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. ઠવણી ઉપર પુસ્તક મૂકીને તેની એકાવન પ્રદક્ષિણા કરવી. અને એકાવન ખમાસણા દેવાં. તે દિવસે નવું સૂત્ર કે શાસ્ત્ર ભણવું, ભણાવવું કે શ્રવણ કરવું.

જ્ઞાનપંચમીના દિવસે પૌષધ ન કર્યો હોય તો પાટ ઉપર પુસ્તકની સ્થાપના કરીને તેની જમણી બાજુ પાંચ દિવેટનો દીવો કરવો, પુસ્તકની સામે પાંચ સાથિયા કરવા. જ્ઞાનભંડારોની પૂજા કરવી, જ્ઞાનદ્રવ્યની વૃદ્ધિ કરવી અને "ૐ હ્રીઁ નમો નાણસ્સ" આ મંત્રનો બે હજાર વખત જાપ કરવો. આ પ્રમાણે તપ અને જપ દર પાંચમે ન ન કરી શકાય તો દર કારતક સુદ પાંચમે તો આ પ્રમાણે તપ અને જપ અવશ્ય કરવા. અથવા તે દિવસે જિનેશ્વર અને પુસ્તકની સન્મુખ ચૈત્યવંદન કરી શક્રસ્તવ કહીને "મતિજ્ઞાનારાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં" કહીને વંદન અને અન્નત્થ સૂત્રો બોલીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી નમોઽર્હત્ કહીને આ પ્રમાણે ગંભીર ભાવે આ સ્તુતિ બોલવી.

अष्टाविंशतिभेदभिन्नगदितं ज्ञानं शुभाद्यं मतिः ।
सप्रज्ञाभिनिबोधकश्रुतनिधिर्हेतुश्च बुद्धिप्रभे ॥
पर्यायाः कथिता इमे बहुविधा ज्ञानस्य चैकार्थिनः ।
सम्यग्दर्शनिसत्कमाप्तकथितं वंदामि तद्भावतः ॥

"પ્રથમ મતિજ્ઞાન અઠ્ઠાવીશ પ્રકારનું કહ્યું છે તે શુભકારી છે. ચાર પ્રકારની પ્રજ્ઞા સહિત છે. આભિનિબોધિક છે. શ્રુતજ્ઞાનનો હેતુ છે. બુદ્ધિ, પ્રભા વગેરે તેના પર્યાયો ઘણા પ્રકારના છે. તે જ્ઞાન સમકિતધારીને હોય છે. તીર્થંકર પરમાત્માએ કહેલા આવા મતિજ્ઞાનને હું ભાવથી વાંદું છું."

પછી ચૈત્યવંદન અગાઉ કહ્યા પ્રમાણે કરીને "શ્રુતજ્ઞાનારાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં" કહી વંદન અને અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરીને આ પ્રમાણે સ્તુતિ બોલવી :

अन्यज्ज्ञानचतुष्टयं स्वविषयं नैवाभिधातुं क्षमं ।
श्रीमत्केवलिनोऽपि वर्णनिकरज्ञानेन तत्त्वं जगुः ॥

स्पष्टं स्वात्मपरप्रबोधनविधौ सम्यक् श्रुतं सूर्यवद् ।
भेदाः पूर्वमिताः श्रुतस्य गणिभिर्वन्द्याः स्तुवे तान्मुदा ॥

"શ્રુતજ્ઞાન સિવાયના બીજા ચારે જ્ઞાન પોતાના વિષયને કહેવા સમર્થ નથી. શ્રીમાન કેવળી પણ વર્ણ સમુદાયના જ્ઞાનથી જ તત્ત્વ જણાવે છે. વળી સમ્યક્ શ્રુતજ્ઞાન જ સૂર્યની જેમ પોતાને તથા પરને બોધ કરવામાં સ્પષ્ટ છે. તે જ્ઞાનના ૧૪ ભેદ છે. ગણધરો પણ તેને વાંદે છે. આવા શ્રુતજ્ઞાનની હું આનંદથી સ્તુતિ કરું છું."

પછી ત્રીજું ચૈત્યવંદન કરીને "અવધિજ્ઞાનારાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં" કહીને પૂર્વોક્ત પ્રમાણે કાઉસ્સગ્ગ કરવો અને આ પ્રમાણે સ્તુતિ કરવી.

अल्पं तत्पनकावगाहनसमं चासंख्यलोकाग्रगं ।
ज्ञानं स्यादवधेश्च रूपिविषयं सम्यग्दृशां तच्छुभम् ॥
देवादौ भवप्राप्तिजं नृषु तथा तिर्यक्षु भावोद्भवं ।
षड्भेदाः प्रभुभिश्च यस्य कथिता ज्ञानं भजे तत्सदा ॥

"ત્રીજા અવધિજ્ઞાનની અવગાહના જઘન્યથી સૂક્ષ્મ વનસ્પતિકાયના શરીર જેટલી છે અને ઉત્કૃષ્ટપણે અસંખ્ય લોકાકાશ પ્રમાણ છે. તે જ્ઞાન રૂપી દ્રવ્યને જાણી શકે છે. સમ્યગ્દષ્ટિ જીવને તે શુભકારી હોય છે. તે દેવ તથા નારકીને ભવ પ્રત્યયે હોય છે. અને મનુષ્ય તથા તિર્યંચને ભાવ થકી એટલે ગુણ પ્રત્યયે ઉત્પન્ન થાય છે. પ્રભુએ તેના છ ભેદ બતાવ્યા છે. આવા અવધિજ્ઞાનને હું હરહંમેશ સ્તવું છું."

ચોથું ચૈત્યવંદન કરી "મનઃપર્યવજ્ઞાનારાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં" કહીને કાઉસ્સગ્ગ વગેરે કરીને આ પ્રમાણે સ્તુતિ બોલવી.

साधूनामप्रमादतो गुणवतां तूर्यं मनःपर्यवं ।
ज्ञानं तद्द्विविधं त्वनिंद्रियभवत्तत्स्वात्मकं देहिनाम् ॥
चेतोद्रव्यविशेषवस्तुविषयं द्वीपे च सार्धद्विके ।
सकृज्ज्ञानगुणांचितान् व्रतधरान् वंदे सुयोगैर्मुदा ॥

"અપ્રમત્ત ગુણસ્થાને રહેલા સાધુઓને ચોથું મનઃપર્યવજ્ઞાન હોય છે. તેના બે ભેદ છે. તે ઇન્દ્રિયોના વિષયવાળું નથી પણ આત્મવિષયી છે. અઢી દ્વીપમાં રહેલા પ્રાણીઓના ચિત્ત દ્રવ્યમાં રહેલા સર્વ વસ્તુના વિષયને જાણે છે. તે જ્ઞાનને ધારણ કરનારા ગુણી મુનિઓને હું આનંદથી ભાવપૂર્વક વંદના કરું છું."

પછી પાંચમું ચૈત્યવંદન કરી "કેવલજ્ઞાનારાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં" કહીને પૂર્વોક્ત રીતે કહીને આ પ્રમાણે સ્તુતિ બોલવી.

## ૨૧૬

### અભયદાન

अभयं सर्वसत्त्वेभ्यो, यो ददाति दयापरः ।
तस्य देहाद्विमुक्तस्य, भयं नास्ति कुतश्चन ॥

"જે દયાળુ સર્વ પ્રાણીઓને અભયદાન આપે છે તે મનુષ્ય દેહથી મુક્ત થાય છે અર્થાત્ મૃત્યુ પામે ત્યારે પણ તેને કોઈથી ભય રહેતો નથી."

### અભયદાન ઉપર દૃષ્ટાંત

જયપુરમાં ધનો માળી રહેતો. તેણે દયાભાવથી બેઇંદ્રિય એવા પાંચ પૂરાને અભયદાન આપ્યું. મરીને તે કુલપુત્ર થયો. નાનપણમાં જ તેના મા–બાપ મરી ગયા. આથી તે પરદેશ જવા નીકળ્યો. રાત પડતાં એક જંગલમાં તેણે એક વડ નીચે રાતવાસો કર્યો.

તે વડ ઉપર પાંચ યક્ષો રહેતા હતા. અચાનક એક યક્ષની નજર કુલપુત્ર પર પડી. તે તુરત જ તેને ઓળખી ગયો. "અરે! આ તો આપણા પૂર્વભવનો ઉપકારી છે." જ્ઞાનના ઉપયોગથી તેણે તેનું ભવિષ્ય જોયું. એટલે તેણે કહ્યું: "તને આજથી પાંચમે દિવસ રાજ્ય મળશે." આ સાંભળી કુલપુત્રના આનંદનો પાર ન રહ્યો.

સવારે ત્યાંથી તે આગળ ચાલ્યો. પાંચમે દિવસે તે વારાણસી નગરીએ પહોંચ્યો. ત્યાંનો રાજા નરપાળ તેજ અરસામાં મરણ પામ્યો હતો. હાથણીએ તેના પર કળશ ઢોળ્યો એટલે તેનો રાજ્યાભિષેક કર્યો. રાજ્ય મળતાં રાજ્યની જવાબદારી પ્રધાનને સોંપી તે ભોગવિલાસમાં જ ગુલતાન રહેવા લાગ્યો.

એક સમયે તે નગર પર દુશ્મન રાજાએ ચડાઈ કરી તે વખતે કુળપુત્ર જુગાર રમતો હતો. પ્રધાને તેને નગરની રક્ષા કરવા કહ્યું પણ તે તો જુગારમાં જ મશગુલ રહ્યો. તેની પત્નીએ આવીને પણ તેને યુદ્ધમાં જવા પાનો ચડાવ્યો. ત્યારે તેણે કહ્યું: "હે કલ્યાણી! તું શું કરવા ચિંતા કરે છે? ચિંતા તો પેલા યક્ષોએ કરવાની છે. તેમણે રાજ્ય આપ્યું છે. તેમને રાજ્ય રાખવું હશે તો રાખશે, નહિ તો ભલે રાજ્ય જતું રહે."

કુળપુત્રની આ શ્રદ્ધા ને ભક્તિ જોઈ યક્ષોએ તુરત જ દુશ્મન રાજાને તેની સમક્ષ હાજર કર્યો અને તેને નમાવ્યો. આ જોઈ લોકોના આશ્ચર્યનો પાર ન રહ્યો. આ પ્રસંગથી તેની કીર્તિ ઘણી વધી. થોડા સમય બાદ કોઈ જ્ઞાની ભગવંત એ નગરમાં પધાર્યા. રાજાએ તેમને પોતાનો પૂર્વભવ પૂછયો એટલે તેમણે કહ્યું: "પૂર્વભવમાં તેં પાંચ પૂરાનું રક્ષણ કર્યું હતું. તે પાંચ પૂરા મરીને યક્ષો થયા છે. તેમણે જ પૂર્વ-

ભવના ઉપકારને યાદ કરી આજ તારા રાજ્યનું રક્ષણ કર્યું છે.” આમ પોતાનો પૂર્વભવ સાંભળી રાજાએ વાવ, કુવા, તળાવ, સરોવર વગેરે જળાશયોમાં ગળણીઓ મૂકાવી. સર્વત્ર અમારિ ઘોષણા પણ કરવી.

હિંસા કરવી એ મહાપાપ છે. જેઓ માંસ ભક્ષણ કરે છે તેઓ પોતાના પેટમાં મરેલા જાનવરોની કબર બનાવે છે. જીવવું તો સૌને ગમે છે. મરવાનું કોઈને વ્હાલું નથી લાગતું. “વિષ્ટામાં રહેલા કીડાને અને સ્વર્ગમાં રહેલા દેવ અને ઇન્દ્રને બંનેને જીવન સરખું જ પ્રિય છે. અને મૃત્યુનો ભય પણ બંનેનો સમાન જ છે. ખરાબ યોનીમાં જન્મેલો ક્ષુદ્ર જીવ પણ મરવાને નથી ઇચ્છતો. કારણ ખરાબ પૃથ્વીમાં પણ પ્રાણીઓને પોત–પોતાનો આહાર સ્વાદવાળો જ લાગે છે.” આથી સુજ્ઞ અને વિવેકી જનોએ કોઇપણ જીવનો કોઇપણ નિમિત્તે કે બહાનાથી વધ ન કરવો જોઇએ. હિંસક વ્યક્તિ દુઃખી થાય છે અને અનંતો સંસાર કરે છે. આ અંગે એક ગોવાળનું દૃષ્ટાંત જાણવા જેવું છે. આ ગોવાળે બાવળની શૂળ ઉપર જુ પરોવી હતી. આ પાપથી ગોવાળ એકસો ને આઠ વાર શૂળીએ ચડવાની સજાથી મરણ પામ્યો હતો.

## ગોવાળનું દૃષ્ટાંત

આ ગોવાળનું નામ માધવ. તે નાગપુરમાં રહેતો હતો. તે ગાયો ચરાવવા જંગલમાં જતો. એક દિવસ ગાયો ચરાવતા ચરાવતા તે એક ઝાડ નીચે વિસામો લેવા બેઠો. ત્યાં તેના માથામાંથી એક જુ ખોળામાં પડી. જુને જોઇ તે બબડયો: “આ જુ મારું લોહી પી જાય છે. આને તો રીબાવી રીબાવીને મારી નાંખવી જોઇએ.” આમ વિચારી તેણે જુને બાવળની તીક્ષ્ણ શૂળ ઉપર ચીટકાડી દીધી.

જીવ વધના આ પાપનું ફળ તેને તે જ ભવમાં મળ્યું. માધવ એક દિવસ ચોરીના આરોપ હેઠળ રાજાના સુભટોના હાથમાં પકડાઈ ગયો. રાજાએ તેને ફાંસીની શૂળીની શિક્ષા કરી. શૂળી પર ચડતાં ભારે વેદનાથી તે મરણ પામ્યો. આ પ્રમાણે ૧૦૭ ભવોમાં ચોરીના ગુના માટે તેને શૂળીની શિક્ષા થઈ.

૧૦૮મા ભવે તેનો આ કર્મબંધ પાતળો પડયો. એ ભવમાં તેણે તાપસી દીક્ષા લીધી. અને સદા વનમાં રહીને ફળ-ફુલ અને પાંદડા ખાઈને જીવવા લાગ્યો. આ પ્રમાણે નિઃસંગપણે વ્રતનું આરાધના કરતા તેને વિભંગજ્ઞાન ઉત્પન્ન થયું.

એક દિવસ એવું બન્યું કે આ તાપસ ધ્યાન ધરીને રહ્યો હતો ત્યાં કોઈ ચોર તેની પાસે ચોરેલ અલંકારોની પેટી મૂકી ગયો. થોડી જ વારમાં રાજાના સુભટો ત્યાં આવી પહોંચ્યા. અલંકારોની પેટી જોઈ સુભટો તાપસને બાંધીને રાજા પાસે લઈ ગયા. તાપસ વિભંગજ્ઞાનથી જાણતો હતો કે પોતે અલંકારો ચોર્યા નથી. છતાં પણ પૂર્વભવને યાદ રાખી તે મૌન રહ્યો. એ જુઠા આરોપને અને શૂળીની વેદનાને પણ તટસ્થભાવે સહેતો રહ્યો. તે સમયે તેણે માત્ર પોતાના જ આત્માની નિંદા કરી. ન

તેણે ચોરને દોષ દીધો. ન તેણે રાજાને. આમ શુભ ધ્યાનમાં મૃત્યુ પામતાં તે મરીને દેવતા થયો.

ભવ્યજીવોએ આ દૃષ્ટાંતને ધ્યાનમાં રાખીને કોઇપણ નાના કે મોટા જીવની હિંસા ન કરવી જોઇએ. હિંસા પાપ છે. એ પાપથી દુર્ગતિ થાય છે. જગતમાં ઘણાં જીવો છે. જીવો ઘણી રીતે દુઃખ પામે છે. વિવેકી જનોએ આ જીવોને અભયદાન આપવામાં ઉદ્યમી થવું જોઈએ. દાન પાંચ પ્રકારના છે. અભયદાન, સુપાત્ર દાન, અનુકંપા દાન, ઉચિત દાન અને કીર્તિ દાન. આ પાંચમાંથી પ્રથમના બે અભયદાન અને સુપાત્રદાન દેવાથી મોક્ષ મળે છે. બાકીના ત્રણ દાનથી સાંસારિક સુખોપભોગ મળે છે.

બંધનથી, વધથી, અતિભારથી, મારથી, ઉપેક્ષા અને ઉદાસીથી વગેરે દુઃખોથી રીબાતા, પીડાતા અને દુઃખી થતાં જીવોને છોડાવવા તેમને નિર્ભય કરવા તે અભયદાન છે.

સુ એટલે સારું અને પાત્ર એટલે જ્ઞાનાદિ ત્રણ રત્નનું સ્થાન અથવા સુ એટલે અતિશયે કરીને અને પાત્ર એટલે પાપથી રક્ષણ કરનાર. આ પ્રમાણે અન્વર્થ સંજ્ઞાવાળું સુપાત્ર દાન દુર્લભ છે.

ત્રીજું અનુકંપા દાન એટલે દીન અને દુઃખી, ગરીબ અને કંગાળ, રોગી અને બિમાર લોકોને પાત્ર તથા અપાત્રને વિચાર કર્યા વિના માત્ર દયા ભાવનાથી સહાનુભૂતિથી અન્ન, વસ્ત્ર, વસવાટ, ઔષધી વગેરે આપવા. કહ્યું છે કે—

दानकाले महेभ्यानां, किं पात्रापात्रचिंतया ।
दीनाय देवदूष्यार्धं, यथादात् कृपया प्रभुः ॥

"દાતારને દાન દેતી સમયે પાત્ર–અપાત્રના વિચારો શા માટે કરવા ? જુઓ ભગવાન મહાવીરે કૃપાથી બ્રાહ્મણને અર્ધું દેવદૃષ્ય આપી દીધું."

દુષમ કાળમાં જગડુશાએ પણ માત્ર દયા અને અનુકંપાથી અઢળક ધાન્ય અનેક રાજાઓને આપ્યું હતું. આ અંગે ઉલ્લેખ છે કે–જગડુશા નામના શ્રાવકે દુકાળના સમયમાં વિશળરાજાને આઠ હજાર મુંડા, હમીર રાજાને બાર હજાર મુંડા, અને દિલ્હીના સુલતાનને એકવીશ હજાર મુંડા ધાન્ય આપ્યું હતું. તે સમયે જગડુશાએ ૧૧૨ દાનશાળાઓ સ્થાપી હતી. જગડુશા દરરોજ સવારે જે સ્થાને બેસીને દાન આપતા, ત્યાં ખાનદાન ઘરની લાજવંતી સ્ત્રીઓ દાન લેતાં ખચકાય નહિ આથી તેમને પ્રચ્છન્નપણે દાન આપવા માટે એક પડદો બાંધી રાખવામાં આવતો. જેથી તેવી સ્ત્રીઓ તેમાં હાથ ધરીને જ મોં બતાવ્યા સિવાય જ દાન લઈ શકતા.

એક દિવસ વિશળરાજા પોતાના ભાગ્યની પરીક્ષા કરવા માટે વેષ બદલીને એકલા જ ત્યાં ગયા. અને પડદામાં હાથ નાંખ્યો. જગડુશા એ ખૂલ્લી હથેલીને જોઈ વિચારમાં પડી ગયો. તેને થયું : "આ હાથ તો કોઈ રાજાનો હાથ લાગે છે. ખુબ જ ભાગ્યશાળી

આ હાથ છે. પરંતુ દુકાળના કારણે આજે આપનાર હાથ લેવા લંબાયો છે. આથી મારી ફરજ છે કે તેમની જિંદગીભરની ગરીબાઈ દૂર થઈ જાય તેવું કંઈક તેમને આપું." અને જગડુશાએ પોતાની આંગળી પરની રત્નજડિત મુદ્રા વિશળરાજાની હથેલીમાં મૂકી દીધી. એ જોઈ રાજાએ ફરી ડાબો ધર્યો. અને જગડુશાએ એ બીજા હાથમાં પણ એક બીજી રત્નજડિત મુદ્રા મૂકી દીધી. રાજા બંને મુદ્રા લઈ મહેલમાં ગયો.

રાજાએ બીજા દિવસે જગડુશાને પોતાની રાજ્યસભામાં બોલાવ્યો. પેલી મુદ્રાઓ બતાવી અને પૂછ્યું: આ શું ? એ જોઈને જગડુશાએ કહ્યું.

**सर्वत्र चायसाः कृष्णाः सर्वत्र हरिताः शुकाः ।**
**सर्वत्र सुखिनां सौख्यं, दुखं सर्वत्र दुःखिनाम् ॥**

"કાગડાઓ સર્વત્ર કાળા જ હોય છે, પોપટો સર્વત્ર લીલા જ હોય છે, સુખી પુરુષોને સર્વત્ર સુખ હોય છે અને દુઃખી પુરુષોને સર્વત્ર દુઃખ હોય છે." એમ કહીને જગડુશા રાજાને પ્રણામ કરવા ગયો. પરંતુ રાજાએ તેમને તેમ કરતાં અટકાવ્યો અને તેને હાથી પર બેસાડીને વિદાય આપી. આમ આ ત્રીજું અનુકંપાદાન છે. આજે આવા અનુકંપાદાનની અતિ આવશ્યતા છે.

ચોથું ઉચિત દાન આ પ્રમાણે છે. યોગ્ય અવસરે ઇષ્ટ-અતિથિને, દેવ-ગુરુના આગમનની, નવા કરેલા પ્રાસાદની અને જિનબિંબની વધામણી આપનારને, લેખક-કવિને, શિક્ષક-પંડિતને, હોશીયાર વિદ્યાર્થીને, કળાકારને પ્રસન્ન ચિત્તે આપવું તે ઉચિત દાન કહેવાય છે.

જુનાગઢનો રાજા ખેંગાર જંગલમાં શિકાર કરવા ગયો હતો. ત્યાં ઘણાં સસલાનો તેણે શિકાર કર્યો. મરેલાં સસલાઓને તેણે ઘોડાઓના પૂંછડે બાંધ્યા. નગરમાં પાછા ફરતાં તે માર્ગ ભૂલી ગયો. ત્યાં તેણે એક ઝાડ પાસે સૂતેલા ઢુંઢળ નામના ચારણને જોયો. તેની પાસે જઈને રાજા ખેંગારે પૂછ્યું: "અરે! ભાઈ! હું માર્ગ ભૂલી ગયો છું. તું મને સાચો માર્ગ બતાવીશ ?" ત્યારે દયાળુ ચારણે કહ્યું.

**"જીવ વધંતા નરગ ગઇ, અવધંતા ગઇ સગ્ગ;**
**હું જાણું દો વાટડી, જિણ ભાવે તિણ લગ્ગ."**

"જીવ વધ કરનાર નરકે જાય છે અને દયા પાળનાર સ્વર્ગે જાય છે. મને તો આ બે માર્ગની જાણ છે. તને ગમે તે માર્ગે જા."

રાજા ખેંગાર ચારણના આ જવાબથી ખૂશ થઈ ગયો. તેણે તુરત જ જીવહિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી અને એ ચારણને અશ્વો તથા ગામ આપીને એક ગુરુની જેમ સન્માન અને સત્કાર કર્યો. આ ઉચિત દાન સમજવું.

કીર્તિદાન એટલે પોતાની કીર્તિ અને યશ વધે અને વિસ્તરે તે માટે ભિક્ષુકાદિને

દાન આપવું તે. આ દાનનો અર્થ ખૂબ જ સ્પષ્ટ છે તેથી તેનો વિશેષ અર્થ કે સમજ આપવાની જ જરૂર નથી રહેતી.

દાન મૂર્છા અને મોહ ઉતારવા માટે આપવાનું છે. પુણ્ય પણ કર્મ જ છે. જીવે તો સકળ કર્મથી મુક્ત થવાનું છે. પાપકર્મની જેમ પુણ્ય કર્મનો પણ ક્ષય કરવાનો છે. પુણ્યાઈથી મળેલ ધનનો શક્ય તેટલો વધુ ઉપયોગ અભયદાન, સુપાત્રદાનમાં કરવો જોઈએ. કહ્યું છે કે–"સુપાત્રદાન અને અભયદાનથી મુક્તિ પામે, અનુકંપા દાનથી સુખ પામે, ઉચિત દાનથી પ્રશંસા પામે અને કીર્તિદાનથી સર્વત્ર મોટાઈ પામે."



## ૨૧૭

### દાનધર્મની દેશના.

**श्राद्धानां पात्रभक्तानां, कार्पण्यदोषमुक्तये ।**
**देशना दानधर्मस्य, देया तीर्थहितेच्छुभिः ॥**

"સુપાત્રની ભક્તિ કરનારા શ્રાવકોને કૃપણતારૂપી દોષનું નિવારણ માટે તીર્થના હિતેચ્છુ સાધુઓએ દાનધર્મની દેશના આપવી." દાનધર્મની દેશના આ પ્રમાણે છે.

"યોગ્ય સમયે સુપાત્રને થોડું પણ દાન આપ્યું હોય તો તે મોટું ફળ આપે છે. ચંદનબાળાએ ભગવાન મહાવીરને અડદના થોડા બાકુળા વહોરાવ્યા તો ચંદનાના પાપનો તેનાથી નાશ થયો."

ભગવાન મહાવીરનો અભિગ્રહ છ માસે પૂરો થયો. ચંદનબાળાએ ભગવાનને બાકુળા વહોરાવ્યા. તે સમયે દેવતાઓએ સાડા બાર કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી. ધનાવહનું ઘર દેવતાઇ સુવર્ણથી ભરાઈ ગયું. આ જોઈ પાડોશમાં રહેતી એક ડોશીએ વિચાર્યું: "માત્ર અડદના દાણા એક કૃશ તપસ્વીને આપ્યા તો તેને આટલી બધી સમૃદ્ધિ મળી તો હું કોઇ તગડા અને બલિષ્ઠ તપસ્વી–સાધુને ઘી–સાકરવાળો આહાર વહોરાવું તો ન જાણે કેટલી બધી ઋદ્ધિ મળશે?"

એક દિવસ તેણે ખીર બનાવી. કોઈ એક હૃષ્ટપુષ્ટ સાધુને તે ખીર વહોરાવવા માટે બોલાવી લાવી. ખીર વહોરાવ્યા બાદ તેણે આકાશ સામે જોયું. તેને આમ આકાશ તરફ જોતી જોઈને સાધુએ પૂછ્યું: "મા! શું જુવો છો?"

ડોશીનો નિખાલસ જવાબ સાંભળી સાધુએ કહ્યું: "મા! કોઈ ઉત્કટ અને ઉગ્ર તપસ્વી હોય અને સામે તેને વહોરાવનારના ઉચ્ચ, ઉમદા અને નિઃસ્વાર્થ ભાવ હોય તો જ તેવા પ્રસંગે દેવતાઓ સુવર્ણવૃષ્ટિ કરે છે. મારું તપ અને તમારા ભાવ અને આધાકર્મિક આહારના દાનથી તમારા ઘરમાં પથ્થરની વૃષ્ટિ થશે." આમ કહીને સાધુએ એ ડોશીને પ્રતિબોધ પમાડી.

નામને યોગ્ય હોય તે જ શ્રેષ્ઠ પાત્ર છે. બીજો નહિ. પાત્રની પરીક્ષાના સંબંધમાં યુધિષ્ઠિર અને ભીમ વચ્ચે થયેલા વાર્તાલાપ રસપ્રદ અને પ્રેરક છે. એક દિવસ ભીમસેને ધર્મરાજા યુધિષ્ઠિરને પૂછ્યું.

"હે રાજન્! એક મૂર્ખ છે પણ તપસ્વી છે. બીજો વિદ્વાન છે પણ ભ્રષ્ટ છે. તે બંને બારણે ઊભા છે તો તેમાંથી કોને દાન આપવું.?"

યુધિષ્ઠિરે કહ્યું: "હે ભીમ! તપનું સેવન તો સુખેથી થઈ શકે છે પણ વિદ્યા તો મહાકષ્ટથી ભણાય છે માટે હું વિદ્વાનો સત્કાર-સન્માન કરીશ. માત્ર તપનું શું પ્રયોજન છે?"

ભીમસેને કહ્યું: "હે રાજા યુધિષ્ઠિર! જેમ કૂતરાના ચામડાની મસકમાં ભરેલું ગંગાજળ અને મદિરાના ઘડામાં ભરેલું દૂધ કામ આવતું નથી તેમ કુપાત્રને વિષે રહેલી વિદ્યા શું કામની?"

આ સાંભળી સભામાં બેઠેલા કૃષ્ણ બોલ્યા કે—"કેવળ વિદ્યાથી પાત્ર કહેવાય નહિ તેમજ માત્ર તપથી પણ પાત્ર કહેવાય નહિ. જેની પાસે વિદ્યા અને આચાર બંને છે તે જ પાત્ર-સુપાત્ર કહેવાય છે." આમ સુપાત્રને દાન આપવું જોઈએ. આ દાન પણ શુભ અને શુદ્ધ ભાવથી આપવું જોઈએ. કહ્યું છે કે—

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे।
क्षेत्रे काले च भावे च, तद्दानं सात्त्विकं स्मृतम्॥

"દેવા યોગ્ય એવું દાન પણ અનુપકારીને દેવાય અને યથાયોગ્ય ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરીને અપાય તે દાન સાત્ત્વિક કહેલું છે." આવું દાન શાલિભદ્રે આપ્યું હતું.

यस्तु प्रत्युपकाराय, फलमुद्दिश्य वा पुनः।
प्रदीयते परिक्लिष्टस्तद्दानं राजसं स्मृतम्॥

"જે દાન ઉપકારના બદલામાં પ્રત્યુપકારની ભાવનાથી આપવામાં આવે અથવા કોઈપણ બદલાની કામનાથી દાન આપવામાં આવે તે રાજસ કહેવાય છે." આવું દાન પેલી ડોશીએ ચંદનબાળાને જોઈને આપ્યું હતું.

क्रोधाद्बलाभियोगाद्वा, मनोभावं विनापि वा।
यद्दीयते हितं वस्तु, तद्दानं तामसं स्मृतम्॥

"ક્રોધથી, બળાત્કારથી અથવા મનના ભાવ વિના જે સારી વસ્તુ પણ દાનમાં આપે તે તામસ દાન કહ્યું છે." શ્રેણિક રાજાની દાસી કપિલાએ આવું દાન આપ્યું હતું.

"કોઈપણ પ્રકારની કામના કે આકાંક્ષા વિના દાન કરનારા દુર્લભ છે અને નિષ્કપટપણે આજીવિકા ચલાવનારા દુર્લભ છે. આવા દાતાર અને એવી આજીવિકાથી જીવનાર બંને સદ્‌ગતિને પામે છે." આ માટે ભાગવત કણબીનું એક દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—

એક તાપસે એક ભક્તને કહ્યું: "મને તારા ઘરે ચાતુર્માસ રહેવા દે." ભક્તે જવાબ આપ્યો: "તમે મારો તે માટે કંઈ પણ પ્રત્યુપકાર ન કરવાના હો તો તમે ખુશીથી મારે ત્યાં ચાતુર્માસ રહો."

તાપસે તેની વાત માની લીધી. ભક્તે તેમના માટે રહેવાની અને ધર્મસાધનાની બધી સુવિધાઓ કરી આપી. એક દિવસ ચોરોએ આ ભક્તના એક ઘોડાની ચોરી કરી. ઘોડાનું હરણ કરી જઈ તેઓ જંગલમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યાં સવાર પડી. ધોળે દિવસે ચોરેલા ઘોડાને કેવી રીતે લઈ જવાય? ચોરોએ એ ઘોડાને એક ગીચ ઝાડી વચ્ચે બાંધી દીધો.

યોગાનુયોગ ભક્તના ઘરે ચાતુર્માસ રહેતો તાપસ તે જ ઝાડી પાસે સવારના સ્થંડિલ જવા માટે આવ્યો. તેણે પોતાના ભક્તનો ઘોડો જોયો. આથી પાછા સ્થાનકે ફરી તેણે ભક્તને કહ્યું: "એક ઝાડ પર હું મારું વસ્ત્ર ભૂલી ગયો છું. તે તમે લઈ આવજો."

ભક્ત ભક્તિથી ત્યાં ગયો. ત્યાં તેણે પોતાના ઘોડાને જોયો. એ ઘોડા પર બેસીને તે પોતાના ઘરે આવ્યો અને તાપસને પ્રણામ કરી કહ્યું: "હે તપસ્વી! તમે મારા પર પ્રત્યુપકાર કર્યો છે. મારી ભક્તિનો તમે આજે બદલો વાળ્યો છે. માટે હવે આપ બીજે રહેવાની વ્યવસ્થા કરી લેજો. કારણ ઉપકારીને આપેલું દાન નિષ્ફળ જાય છે."

નિષ્કપટ જીવનારનું દૃષ્ટાંત આ પ્રમાણે છે. એક રાજાને વૈરાગ્ય થયો. તેણે ધર્મની પરીક્ષા કરવાનું નક્કી કર્યું: દાન લઈને કોણ ભોજન કરે છે તેની તેણે સેવકો દ્વારા તપાસ કરાવી. આ માટે તેણે ઢંઢેરો પીટાવ્યો: "રાજા લાડુ આપે છે તે આવીને લઈ જવા."

આ ઘોષણા સાંભળી ઘણા લાડુ લેવા આવ્યા. રાજાએ એક ભિક્ષુકને પૂછયું: "તમે શા વડે જીવો છો?" તેણે કહ્યું: "હું મુખથી જીવું છું." બીજાને પૂછયું તો તેણે કહ્યું: "હું પગ વડે જીવું છું." ત્રીજાએ કહ્યું: "હું હાથથી જીવું છું." ચોથાએ કહ્યું: "હું લોકોની કૃપાથી જીવું છું." પાંચમા જૈન સાધુએ કહ્યું: "હું મુધાથી જીવું છું."

રાજાએ પૂછ્યું : "એ કેવી રીતે ?,' એટલે દરેકે સ્પષ્ટતા કરી. પહેલાએ કહ્યું : "હું માણસોને કથા કહું છું. કથાથી મારી આજીવિકા ચાલે છે. આથી હું મુખથી જીવું છું." બીજાએ કહ્યું : "હું કાસદ છું. લોકોના સંદેશા પહોંચાડવા માટે એક સ્થળેથી બીજે સ્થળે ફરું છું. આમ હું પગેથી જીવું છું." ત્રીજાએ કહ્યું : "હું લહિયો છું. મારી આજીવિકા હાથને લીધે છે આથી હું હાથથી જીવું છું." ચોથાએ કહ્યું : "હું ભિક્ષુક છું. આથી લોકોની કૃપાથી જીવું છું." જૈન સાધુએ કહ્યું : "હું ગૃહસ્થનો પુત્ર છું. પરંતુ વૈરાગ્ય ભાવનાથી મેં દીક્ષા લીધી છે. આથી જે સમયે જેવો આહાર મળી જાય તેનાથી હું ચલાવી લઉં છું. માટે હું મુધાજીવી છું."

પાંચેયના જવાબ પર વિચાર કરતાં રાજાને લાગ્યું કે ખરેખર આ ધર્મ જ સર્વ દુઃખનો નાશ કરનાર અને મોક્ષને સાધનાર છે. અને તેણે જૈનધર્મને અંગીકાર કર્યો.

ધનની શોભા દાનથી જ છે. ધન હોય પણ જે દાન નથી કરતો તેનું ધન પથ્થર સમાન છે. તે નથી ધનપતિનું કલ્યાણ કરતું કે નથી બીજાનું કલ્યાણ કરતું. મમ્મણ શેઠ ખૂબ જ શ્રીમંત હતો. તેણે સોનાના બળદ કરાવ્યા. તેના શીંગડા માટે મમ્મણે કાળી મજૂરી કરી અને અંતે એ બળદો પૃથ્વીમાં જ ધરબાઈ ગયા. ધન હતું પણ સુપાત્રને દાન ન કર્યું. પરિણામ શું આવ્યું ?

દાન દુશ્મનને આપ્યું હોય તો તે દાન દુશ્મનાવટનો અંત લાવે છે. સેવકને દાન આપવાથી સેવક ભક્તિવાન થાય છે. રાજાને આપવાથી ઉત્કૃષ્ટ સન્માન પામી શકાય છે. અને ભાટ, કવિ કે ચારણને દાન દેવાથી સર્વત્ર યશ ફેલાય છે, દાન કદી પણ નિષ્ફળ જતું નથી. તેમાંય સુપાત્રને દીધેલું દાન તો ખૂબ જ કલ્યાણકારી બને છે. કહ્યું છે કે—

"જળમાં તેલ, ખલ પુરુષમાં છાની વાત, સુપાત્રમાં થોડું પણ દાન, ડાહ્યા પુરુષમાં વિદ્યા અને સત્પુરુષ સાથે પ્રીતિ અલ્પ હોય તો પણ ઘણાં વિસ્તાર પામે છે." આ સંબંધમાં કોઈ પ્રશ્ન કરે કે દાન દેતા પાત્ર કે અપાત્રનો શા માટે વિચાર જોઈએ ? જે માગે તેને આપવું જોઈએ. શું વરસાદ સમાન ભૂમિ જોઈને વરસે છે ? એ તો સર્વત્ર વરસે છે. તો પછી દાતાએ શા માટે પાત્ર–અપાત્રનો વિચાર જોઈએ." તેનો જવાબ આ પ્રમાણે છે.

**"વરિસો વરિસો અંબુહર, વરસીડાં ફળ જોઇ;**
**ધંતુરે વિષ ઈક્ષુરસ, એવડો અંતર હોય."**

"હે વરસાદ ! તું ભલે ગમે ત્યાં વરસ પણ તારા વરસ્યાના તું ફળ જો. ધંતુરામાં તારા જળથી વિષ પેદા થાય છે અને શેરડીમાં ઈક્ષુરસ ઉત્પન્ન થાય છે. આમ પાત્રમાં અને અપાત્રમાં અંતર પડે છે."



## ૨૧૮

## પાત્રદાનની મહત્તા.

**पात्रे यच्छति यो वित्तं निजशक्त्या सुभक्तितः।**
**सौख्यानां भाजनं स स्याद्यथा धन्योऽभवत्पुराः॥**

"જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે ભક્તિપૂર્વક પાત્રને વિષે દાન આપે છે તે ધનાની જેમ સર્વ સુખનું સ્થાન થાય છે."

### ધનાનું દૃષ્ટાંત

પ્રતિષ્ઠાનપુરમાં એક વણિકનું કુટુંબ રહેતું હતું. આ કુટુંબમાં એક ડોશી અને એક પુત્ર હતો. તે બંને જુદા રહેતા હતા. ડોશી ખૂબ જ ગરીબ હતી. તેનો પુત્ર લોકોનાં વાછરડા ચરાવતો.

તહેવારના એક દિવસે બીજાનાં ઘરમાં ખીર અને મિષ્ટાન્ન થતાં જોઈ આ પુત્રે પોતાની માતા પાસે ખીર ખાવાની જીદ કરી. ડોશી એટલી બધી ગરીબ અને કંગાળ હતી કે પુત્રની જીદ તે સંતોષી શકે તેમ ન હતી. પોતાની ગરીબાઈ અને ભાગ્યને રડતી ડોશીને જોઈ પાડોશીઓએ પુત્રને માટે ખીર બનાવવા ચીજ–વસ્તુઓ આપી. ડોશીએ તેનાથી ખીર બનાવી. પુત્રને ખીર પીરસી કોઈ કામે તે બહાર ગઈ.

પુત્ર હજી ખીર ખાવાની શરૂ કરે ત્યાં તેનાં ઝુંપડે કોઈ તપસ્વી સાધુ ભગવંત પધાર્યા. મુનિ ભગવંતને જોઈ પુત્રે આનંદથી કહ્યું: "પધારો! ભગવંત! અને આ શુદ્ધ ખીર વ્હોરો." પુત્રે ઉલ્લાસથી મુનિના પાત્રમાં બધી જ ખીર વ્હોરાવી દીધી. એ જ સમયે તેણે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું.

ડોશી પાછી આવી. તેણે બધી હકીકત જાણી. આથી તેણે ફરીથી બાકીના લોટ, ઘી અને ખાંડથી ખીર બનાવી. પુત્ર તે બધી જ ખીર ખાઈ ગયો. પ્રમાણમાં વધુ ખીર ખવાઈ જવાથી તેને વિસૂચિકાનો વ્યાધિ થયો. આ રોગમાં તે જ રાત્રિએ તે મરણ પામ્યો. મરતા અગાઉ તેણે સુપાત્રદાન ઉલ્લસિત હૈયે દીધું હતું આથી તેનો જન્મ તે જ નગરના ધનસારના ઘરે થયો.

ધનસારને ત્રણ પુત્રો હતા. ત્રણેય પરણેલા હતા. ચોથા પુત્રના જન્મ બાદ ધનસારના ધનની ખૂબ જ વૃદ્ધિ થઈ. આથી તેનું નામ ધનો રાખ્યું. ધનો પરાણે વ્હાલો લાગે તેવો હતો. ઉંમર થતાં તે બધી કળામાં પ્રવીણ થયો. તેના વિનય, વિવેક અને બુદ્ધિથી તેના માતાપિતાનો તે લાડકો બન્યો. મોટા ભાઈઓથી આ સહન ન થતું. તેમાં તેમને માતપિતાનો પક્ષપાત જણાતો. એક દિવસ બધા ભાઈઓ ભેગા થયા. મોટાએ પિતાને પૂછ્યું: "આ ધનો અમારા સૌથી નાનો છે તો ય તમે તેને આટલો

બધો આદર કેમ આપો છો? તેના તરફ વધુ પ્રેમભાવ કેમ રાખો છો?" પિતાએ કહ્યું: "એ નાનો જરૂર છે પરંતુ તેનામાં ગુણો વિશેષ છે. આથી તે વધુ આદર અને પ્રેમને યોગ્ય છે." પિતાનો જવાબ સાંભળી અસૂયાથી ભાઈઓએ કહ્યું: "એમ હોય તો તેના અને અમારા ગુણોની તમે પરીક્ષા કરો." આથી પિતાએ ચારે ય પુત્રોને બત્રીશ બત્રીશ સોનામહોર આપીને કહ્યું: "લો, આ સોનામહોરો અને તેટલાથી વેપાર કરીને નફો રળી લાવો."

ધનાએ બત્રીશ મહોરમાંથી એક પાડો લીધો. આ પાડો બળવાન અને નિરોગી હતો. આ પાડાને રાજપુત્રના પાડા સાથે લડાવવા તેણે હજાર સોનામહોરની શરત કરી. બંને પાડા ખૂનખાર લડયા. આ લડાઈમાં ધનાનો પાડો જીતી ગયો. રાજપુત્રે તેને શરત પ્રમાણે હજાર સોનામહોર આપી. એ લઈને તે ઘરે પાછો ફર્યો. બીજા ત્રણ ભાઈઓએ પોતાની સોનામહોરોથી વિવિધ વ્યવસાય ને વેપાર કર્યા પરંતુ એકેયમાં તેમને ફાવટ આવી નહિ.

ધનો રહેતો હતો એ જ નગરમાં એક ખૂબ જ ધનાઢ્ય શ્રેષ્ઠી રહેતો હતો. આ શ્રેષ્ઠી સ્વભાવનો કંજૂસ હતો. ધનના લોભીએ ધનને ઘરમાં દાટી દીધું હતું. અને કિંમતી રત્નોને પોતાના પલંગમાં ગુપ્ત રીતે જડાવી દીધા હતા. એ પલંગને તે પેલા ખાડા પર જ રાખતો. તે પલંગ પર જ તે સૂતો. મરણ નજીક આવતાં તેણે પોતાના પુત્રોને કહ્યું: "મને આ પલંગ સાથે જ બાળજો."

પિતાની અંતિમ ઈચ્છા મુજબ પુત્રો પિતાને પલંગ ઉપર જ સ્મશાનમાં લઇ ગયા. ચાંડાલે પોતાના હકથી તે પલંગ માગ્યો. પિતાની ઈચ્છા હતી પલંગ સાથે બળવાની. આથી પુત્રોએ પલંગ આપવાની ના પાડી. આથી ચાંડાલ સાથે સ્મશાનમાં ઝઘડો થયો. છેવટે વડીલોની સમજાવટથી તે પલંગ ચાંડાલને આપી દીધો. ચાંડાલ આ પલંગ ચૌટામાં વેચવા લઈને આવ્યો. તે સમયે ધનો ત્યાં હતો. લબ્ધલક્ષ ધનાએ એ પલંગના કેટલાક લક્ષણો જોયા અને તુરત જ મોં માગ્યા દામ આપી એ પલંગ ખરીદી લીધો. ઘરે આવીને તેણે પલંગને તોડયો તો તેમાંથી મૂલ્યવાન રત્નો મળ્યા અને ધનો રાતોરાત માલદાર થઈ ગયો.

ધનાના આ ભાગ્યથી તેના મોટા ભાઈઓ ઈર્ષ્યાથી બળી બળીને ખાખ થઈ ગયા. અંદરોઅંદર તેઓ ધનાને મારી નાંખવા વિચારવા લાગ્યા. આ વાતની ગંધ તેમની પત્નીઓને આવી. તેમની પત્નીઓને દિયર વ્હાલો હતો. તેમાંથી એકે ધનાને વેલાસર ચેતવી દીધો. આથી ધનો એક રાતે ગુપચુપ ઘર છોડી ચાલી નીકળ્યો.

થોડા દિવસો બાદ ગામ પરગામ ફરતો ફરતો ધનો રાજગૃહી નગરીમાં આવી પહોંચ્યો. નગરની બહાર એક ઉદ્યાનમાં તે વિશ્રામ લેવા માટે એક ઝાડ નીચે તે સૂતો. આ ઉદ્યાન કેટલાય વખતથી સૂકાઇ ગયું હતું. કોઈ ઝાડ પર પાંદડા ન હતા, ન ફુલ કે ફળ. ધનાના પુણ્યપ્રભાવથી તેના સ્પર્શમાત્રથી આખું ઉદ્યાન જોતજોતામાં નવ પલ્લ-

વિત થઈ ગયો. ઝાડ પર પાંદડા ફુટ્યા. ડાળીએ ફુલ અને ફળ ખીલી ઊઠ્યાં. ઉદ્યાનનો રક્ષક આ જોઈને આશ્ચર્યમાં પડી ગયો. તેણે તુરત જ દોડતાં જઈને તેના માલિક કુસુમપાળને વાત કરી: "આપણા ઉદ્યાનમાં એક માણસ આવીને સૂતો અને થોડી જ વારમાં સૂકાઈ ગયેલો આપણો બાગ ફરી ખીલી ઊઠ્યો." એ સાંભળી કુસુમપાળ જાતે ધનાને લેવા ગયો. તેને સાનપૂર્વક ઘરે તેડી લાવી તેનું બહુમાન કર્યું અને તેને પોતાની પુત્રી પરણાવી. આ વિસ્મયજનક ઘટના સાંભળી રાજા શ્રેણિકે પણ પોતાની પુત્રી પરણાવી. રાજપુત્રીની સખી સુભદ્રા જે શાલિભદ્રની બહેન હતી તેને પણ સ્વજનોએ ધનાને વરાવી. પુત્રી ઉપરાંત શ્રેણિક રાજાએ ધનાને કેટલાંક ગામો પણ ભેટ આપ્યા.

ધનો સુખવૈભવમાં મ્હાલી રહ્યો હતો ત્યારે તેનું કુટુંબ ગરીબાઈમાં દુઃખી થઈ રહ્યું હતું. એક વખત પોતાના મહેલના ઝરુખે ઊભા રહી નગરજનોને જોઈ રહ્યો હતો ત્યાં તેની નજર મેલાં-ઘેલાં કપડામાં ફરતાં પોતાના કુટુંબીજનો પર પડી. તે તુરત જ નીચો ઉતર્યો અને પિતાને તેમજ મોટાભાઈને પ્રણામ કરી તે સૌને પોતાને ત્યાં લઈ આવ્યો. ભાઈઓને પૂરતું ધન આપ્યું અને તેમને ફરીથી સુખી કર્યા.

થોડા સમય બાદ ભાઈઓની ઈર્ષ્યા ફરી સળગી ઊઠી. તેમણે પિતાને કહ્યું: "ઘરનું તમામ ધન અમને સૌને સરખે ભાગે વ્હેંચી આપો. અમારે આજે ને આજે જ ભાગ જોઈએ છીએ." પિતાને એથી ઘણું દુઃખ થયું. તેમણે કહ્યું: કયા ધનનો ભાગ પાડું? આ ધન તો બધું ધનાનું છે. તમે સૌ તેનું જ ધન વાપરો છો. તેના ધનના મારાથી કેમ ભાગ પાડી શકાય?

પણ પુત્રો ઈર્ષ્યાથી અંધ બન્યા હતા. તેમણે કહ્યું: "પિતાજી! ધનો ઘરેથી ભાગી ગયો ત્યારે તમારા ઘણાં રત્નો ચોરી ગયો હતો. એ રત્નોમાંથી તેણે આ બધી લક્ષ્મી મેળવી છે. આથી તેના પર અમારો હક્ક છે. અમે તો અમારો ભાગ લઈને જ જંપીશું. તે નહિ મળે ત્યાં સુધી અમે મોંમાં અન્નનો દાણો પણ લેવાના નથી."

ધનાએ આ વાત જાણી તો તેને પારાવાર દુઃખ થયું. પરંતુ તેણે કજિયો ન કર્યો. ફરી તેણે રાતના ગુપચુપ ઘર છોડી દીધું. ચાલતાં ચાલતાં તે કૌશાંબી નગરી પહોંચ્યો. ત્યાં શતાનિક રાજા રાજ્ય કરતો હતો. તેને મૃગાવતી નામે સુશીલ રાણી હતી. ધનો કૌશાંબીની શેરીઓમાં ફરી રહ્યો હતો ત્યાં તેણે ઘોષણા સાંભળી.

"રાજાના ભંડારમાં એક અમૂલ્ય રત્ન છે તેની જે કોઈ સાચી પરીક્ષા કરશે તેને રાજા એકસો હાથી, પાંચસો ઘોડા અને પાંચસો ગામ સહિત પોતાની પુત્રી સૌભાગ્યમંજરી પણ પરણાવશે."

આ ઢંઢેરો સાંભળી ધનો રાજસભામાં ગયો. શતાનિકે તેને અમૂલ્ય રત્ન બતાવ્યું. ધનાએ તેની યોગ્ય પરીક્ષા કરી આપી. રાજા તેની કુશળતા જોઈ ધના પર પ્રસન્ન થઈ ગયો અને જાહેર કર્યા પ્રમાણે તેને પોતાની પુત્રી પરણાવી.

ધનાના પુણ્ય અઢળક હતા. બીજી વખત ઘર છોડ્યું તો પણ તેના ચરણે લક્ષ્મી સામેથી આવીને આળોટવા લાગી. ધનાએ એક દિવસ જનહિત માટે તળાવ ખોદાવ્યું. ધનો આ કામ માટે રોજ તળાવ ખોદાતું હતું ત્યાં જતો. ધનો પુરુષોને રોજની બે અને સ્ત્રીઓને એક દિનાર મજુરીમાં આપતો અને દરેકને પોતાને રસોડે જમાડતો.

એક દિવસ તેણે મજુરોની વચમાં પોતાના કુટુંબીજનોને ખોદકામ કરતા અને માટી ઉંચકતા જોયા. પોતે ઓળખાઈ ન જાય તે રીતે અજાણ્યો થઈ ધનસાર પાસે તે ગયો અને તેમને પૂછ્યું: "લાગે છે કે તમે કોઈ ઉંચા કુળના છો. તમને વાંધો ન હોય તો કહેશો કે તમે કોણ છો અને ક્યાં રહો છો?" આથી ધનસારે આંસુ દદળતી આંખે કહ્યું.

"શેઠ! અમારો સુખી સંસાર હતો, મારો નાનો પુત્ર ધનો ખૂબ જ ભાગ્યશાળી અને ગુણવંતો હતો. પરંતુ તેના મોટા ભાઈઓની ઈર્ષ્યા અને દ્વેષથી આજ અમારા સૌની આ સ્થિતિ થઈ છે. ધનો ઘર છોડીને જતો રહેતાં મેં તેની બે પત્નીઓને તેમના પિયરમાં મોકલી આપી. ત્રીજી શાલિભદ્રની બહેન જે તેની પત્ની હતી તેને મારી સાથે રહેવા કહ્યું. આજ ધનો હોત તો મારા આ દિવસો ન હોત. તેની પત્નીને પણ આજ મજુરી ન કરવી પડત." આમ પોતાની કરુણ કથા કહી ધનસારે કહ્યું: "હે દયાળુ શેઠ! અમારાથી છાશ વિના ખવાતું નથી તો આપ અમારા પર મહેરબાની કરીને રોજ છાશ મળે તેવું કરવા કૃપા કરો."

"ભલે તમારી વહુઓને મારે ત્યાં મોકલજો. તમને રોજ છાશ મળે તેવી હું વ્યવસ્થા કરી દઈશ." ધનાએ સહાનુભૂતિથી કહ્યું. એ પછી બધી વહુઓ વારાફરતી છાશ લેવા ધનાને ત્યાં જવા લાગી. સુભદ્રા પણ તેનો વારો આવતાં ગઈ. તેને જોઈને ધનાએ અજાણ્યા થઈને પૂછ્યું, 'હે ભદ્રે! તું કોણ છે? તારું નામ શું છે?'

સુભદ્રાએ શરમાઈને નીચા મોંએ કહ્યું, 'શેઠ! મને શરમમાં ન નાંખો: મારી કથા લાંબી છે. હું ગોભદ્ર શેઠની પુત્રી છું અને શાલિભદ્રની બહેન છું. તમારા જ નામધારીને હું પરણી હતી. અમારો સંસાર સુખી હતો. પરંતુ ઘરમાં કલેશ થવાથી તે એક દિવસ મને મૂકીને ચાલ્યા ગયા, ત્યારથી હું સસરાની સેવા કરૂં છું અને તેમના મિલનની રાહમાં દિવસો પસાર કરું છું.'

"તારો પતિ ચાલ્યો ગયો તો તું શા માટે બીજા લગ્ન નથી કરી લેતી? તારી ઈચ્છા હોય તો રહી જા મારે ઘરે. હું તને તારા પતિ કરતાં ય વધુ સુખ અને વૈભવમાં રાખીશ." ધનાએ સુભદ્રાને લલચાવવાનો પ્રયાસ કર્યો.

સુભદ્રાએ તુરત જ દ્રઢતાથી કહ્યું: "શેઠશ્રી! આપને કદાચ ખબર નહિ હોય પરંતુ ખીલેલા પુષ્પની બે જ ગતિ હોય છે, કાં તો તે ભગવાનની પૂજાના ઉપયોગમાં

આવે છે, કાં તો તે ભૂમિ પર ખરી પડે છે. તે જ પ્રમાણે ખાનદાન કુટુંબની સ્ત્રીની એ જ ગતિ હોય છે, તેના શરીરનો સ્પર્શ માત્ર તેનો પતિ જ કરે છે અથવા તો અગ્નિ જ તેના આખા શરીરને સ્પર્શે છે. માટે મહેરબાની કરી ફરી આપ આવી અનુચિત માગણી કદી ન કરશો." આમ સુભદ્રા કોઈ રીતે મોહ ન પામી એટલે તેની ઉત્કટ પતિભક્તિ અને શુદ્ધ ચારિત્ર જોઈ ધનાએ પોતાની સાચી ઓળખ આપી. સામે સાક્ષાત્ પતિને જોઇ સુભદ્રાની આંખમાંથી આનંદનાં આંસુ દદળી પડયાં. ધનાએ આંસુ લૂંછી નાંખ્યા અને તેને પોતાના મહેલમાં રાખીને તેને મુખ્ય પત્ની બનાવી. એ પછી પોતાના માતાપિતા અને ભાઈઓને પણ પોતાને ત્યાં સન્માનપૂર્વક બોલાવી લીધા.

આ ઘટનાને ત્રણ ભાભીએ અવળી રીતે વિચારી. "આપણા સાસુ–સસરાને અને સ્વામીને ધનાએ કેદ કર્યા છે. માટે શતાનિક રાજા પાસે તેની ફરિયાદ કરવી જોઈએ." રાજાએ ફરિયાદ સાંભળીને તુરત જ કોટવાળને ધનાને ત્યાં મોકલ્યા અને કહ્યું: "ફરિયાદીના કુટુંબીજનોને તત્કાળ છોડી મૂકે." ધનાએ કહ્યું, "રાજાને કહેજો કે મેં કોઈને કેદ કર્યા નથી, હું કદિ કોઈને અન્યાય કરતો નથી અને કદાચ અન્યાય કરૂં તો મારા અંગત મામલામાં રાજાને વચમાં પડવાની જરૂર નથી."

રાજાને આ જવાબથી અપમાન લાગ્યું. તેણે ધનાને જીવતો પકડી લાવવા સૈનિકો મોકલ્યા. પરંતુ ધનાએ તે બધાને હરાવી દીધા. એ જોઈ પ્રધાને રાજાને કહ્યું: "હે રાજન્! આ ધનો શેઠ સદાચારી અને ન્યાયી છે, ધર્માત્મા છે, પરસ્ત્રીનો સહોદર છે. આથી આ ફરિયાદી સ્ત્રીઓને જ વધુ પૂછવાથી સત્યની ખબર પડશે. આથી પ્રધાનોએ ત્રણે ય સ્ત્રીઓને પૂછ્યું: "ધના નામનો તમારો કોઈ સ્વજન છે?" "હા છે, પણ તે તો કેટલાય સમયથી અમને છોડીને જતા રહ્યા છે. તે જીવે છે કે નહિ તે પણ અમને ખબર નથી." ત્રણેયે જવાબ આપ્યો. "તો તમે તમારા દિયરના શરીરના કોઈ વિલક્ષણ લક્ષણને ઓળખો છો?" પ્રધાને બીજો પ્રશ્ન કર્યો. ત્રણેયે જવાબ આપ્યો: "હા, તે નાના હતા ત્યારે અમે તેમને નવરાવતા ત્યારે અમે તેમના પગમાં પદ્મનું નિશાન જોયું હતું."

પ્રધાને ધનાને બોલાવ્યો. સ્ત્રીઓને પણ હાજર રાખી. તેમને નમીને ધનાએ પૂછ્યું: "શું મને શ્રેણિક રાજાનો જમાઈ ધારીને બોલાવ્યો છે?" તે ત્રણે ય સ્ત્રીઓએ જવાબ આપ્યો, "ના, અમે તો તમારા પગને ધોઇને નક્કી કરવા માગીએ છીએ કે તમે અમારા દિયર જ છો કે બીજા કોઈ?"

"હું પરસ્ત્રી સાથે બોલતો પણ નથી તો પછી તમને સ્પર્શ કેવી રીતે કરવા દઉં? ના, મારે પરસ્ત્રીનાં સ્પર્શનું પાપ કરવું નથી." ધનાએ મક્કમતાથી કહ્યું. પછી ઘણી સમજાવટ બાદ ધનાએ બીજા પાસે પગ ધોવડાવ્યા, જોયું તો પદ્મનું લક્ષણ હતું. ધનો જ પોતાનો ચાલ્યો ગયેલો દિયર છે, તે જાણી ભાભીના આનંદનો પાર ન રહ્યો. ધનાએ પણ ત્રણે ય ભાભીને પ્રણામ કર્યા અને તેમને બહુમાનપૂર્વક પોતાના ઘરે

લઈ ગયો. પોતાના ભાઇઓને પાંચસો ગામ આપી દીધા. એ પછી પોતાની પત્નીઓને લઈને તે રાજગૃહી નગરી ગયો. ત્યાં બીજા ચાર શ્રેષ્ઠીઓએ પોતાની એક એક પુત્રી પરણાવી. આમ ધનાને આઠ પત્નીઓ થઈ.

એક દિવસ રાજગૃહી નગરીમાં ચાર જ્ઞાનને ધારણ કરનાર શ્રી ધર્મઘોષ નામે આચાર્ય ભગવંત શિષ્ય પરિવાર સહિત પધાર્યા. ધનો તેમને વંદના કરવા ગયો. તેમની દેશના સાંભળ્યા બાદ ધનાએ વિનયથી પૂછ્યું: "હે ભગવંત! મારા ત્રણે ય ભાઈઓ કયા કર્મથી નિર્ધન થયા?" તેના જવાબમાં શ્રી ધર્મઘોષસૂરિએ તેમનો પૂર્વભવ કહ્યો.

"કોઈ એક ગામમાં ત્રણ ભાઇઓ કાષ્ઠના ભારા વેચીને પોતાની આજીવિકા ચલાવતા હતા. લાકડા કાપતા બપોરના સમયે તેઓ ભાતું જમતા. એક સમયે તેઓ ભાતુ જમવા બેઠા. ત્યાં કોઈ માસક્ષમણના તપસ્વી સાધુ ત્યાં આવ્યા. ત્રણે ય ભાઈઓએ તેમને ઉમળકાથી ભાતું વ્હોરાવ્યું.

પણ પછી પસ્તાવો કર્યો: અરેરે! આપણે ભૂલ કરી. આપણે બધું જ ભાતું એ સાધુને આપી દીધું. સાધુ વગર મહેનતનું લઈ ગયા અને હવે આપણે ભૂખે રહેવાનો સમય આવ્યો."

"દાન દીધા બાદ પસ્તાવો કર્યો તેથી તમારા ત્રણે ય ભાઈઓ વારંવાર નિર્ધન બન્યા."

આ સાંભળી સુભદ્રાએ પૂછ્યું: "ભગવંત! મેં કયા કર્મથી માટી ઉંચકી?" તેને ભગવંતે કહ્યું: "ધનો પૂર્વભવમાં ડોશીનો પુત્ર હતો, ત્યારે તમે પહેલી ચારે ય પત્નીઓ તેની પડોશણ હતી. ધનાએ ખીર માંગી અને તેની માતા પોતાની ગરીબાઈથી રડી રહી હતી, ત્યારે તમારામાંથી એકે દૂધ, બીજીએ ચોખા, ત્રીજીએ ખાંડ અને ચોથીએ ચોખા આપ્યા હતા. આ પુણ્યથી તમે આ ભવે રાજકૂળમાં જન્મ્યા.

પૂર્વભવમાં તારે એક દાસી હતી. એ દાસી છાણાં માથે ઉપાડી રહી હતી. માથા પર ભાર વધુ થઈ ગયો. તેણે વધુ ભાર ન ઉપાડવા વિનંતી કરી આથી તેં ગુસ્સે થઇને કહ્યું: "તું મોટી શેઠાણી ખરીને તે તારાથી આટલા છાણાં ય ન ઉપડે?" તારા આ વેણથી દાસીને ખૂબ જ દુઃખ થયું. તે બોલવાથી તને કર્મબંધ થયો. આથી તું શાલિભદ્રની બહેન થઈ, પરંતુ પેલા કર્મના ઉદયથી આજ તારે માથે માટી ઉંચકવી પડી."

પોતાના પૂર્વભવ જાણી સૌ પછી ધર્મસાધનામાં વધુ ઉદ્યમી બન્યા. ધનાની આ કથાથી આપણને સૌને પ્રેરણા મળે છે કે સુપાત્રને દાન ઉમળકાથી અને આત્માના ઉલ્લાસથી દેવું જોઈએ, દાન દીધા પછી તો કદી પણ પસ્તાવો કરવો જોઈએ નહિ.

———●卐卐●———

# ૨૧૯

## ચાર પ્રકારનો ધર્મ

दानं सुपात्रे विशदं च शीलं, तपो विचित्रं शुभभावना च ।
भवार्णवोत्तारणयानपात्रं, धर्मं चतुर्धा मुनयो वदन्ति ॥

"મુનિઓએ સંસારસાગરને તરવામાં વહાણ સમાન ધર્મના ચાર પ્રકાર સુપાત્ર-દાન, નિર્મળ શીલ, વિચિત્ર પ્રકારનો તપ અને શુભ ભાવના કહ્યા છે."

જીવનમાં દાનનું મહત્ત્વ, દાનનો મહિમા અને દાન શા માટે અનિવાર્ય અને આવશ્યક છે? તેની સમજ અગાઉ આપી દેવામાં આવી છે. હવે નિર્મળ શીલનો વિચાર કરીએ. શીલની સુરક્ષા માટે સતી સીતાનું જીવન જૈન અને જૈનેતર બંનેમાં લોકપ્રસિદ્ધ છે.

રાવણ પાસે અખૂટ ઐશ્વર્ય હતું. કહેવાય છે કે સાતે ય ગ્રહો તેની આજ્ઞામાં હતા. કામદેવ જેવો તે સ્વરૂપવાન હતો. રાવણે સીતાને લલચાવવા અથાગ પ્રયત્નો કર્યા, પરંતુ સીતાએ રાવણને જરા પણ મચક આપી નહિ. પોતાના શીયળની તેમણે પ્રાણના ભોગે પણ રક્ષા કરી. કહ્યું છે કે—

"અપવાદથી ભય પામેલી સીતાએ અગ્નિમાં પોતાનો દેહ ઝંપલાવ્યો, પરંતુ તે વખતે અગ્નિ જળ જેવો શીતળ થઈ ગયો. તેમાં માત્ર ઉલ્લાસાયમાન શીલનો મહિમા જ કારણભૂત છે." સીતાના જીવનમાંથી પ્રેરણા લઈને દરેકે શીલવ્રત પાળવાનો ઉદ્યમ કરવો જોઈએ. શીલવ્રતના દૃઢ પાલન માટે કળાવતી, શીલવતી, સુભદ્રા, સુદર્શન શેઠ અને જંબૂસ્વામી આદિના જીવન ઘણાં જ પ્રેરક અને બોધક છે. વિજય શેઠ અને વિજયા શેઠાણીનું જીવન પણ પ્રેરણાદાયી છે.

શીલવ્રતનું પાલન શ્રાવક અને શ્રાવિકા બંનેએ કરવાનું છેઃ પુરુષે પરસ્ત્રીગમનનો અને સ્ત્રીએ પરપુરુષગમનનો ત્યાગ કરવાનો છે. સર્વથા બ્રહ્મચર્યનું પાલન કરવું શક્ય ન હોય તો લગ્ન કરવા પરંતુ લગ્ન કર્યા બાદ સ્વદારાસંતોષ રાખવો. પત્ની સિવાયની અન્ય સ્ત્રીઓ પ્રત્યે બ્રહ્મચર્યની નવ વાડનું જાગૃતપણે રક્ષણ કરવું. કામવૃત્તિ વિકરાળ છે. સંયમ અને સાધનામાં આ કામવૃત્તિ બાધક છે. આથી તેનું નયમન કરવું. તેને ભટકતી રાખવી નહિ. જેઓ નિર્મળપણે શીલવ્રતનું પાલન કરે છે, તેઓ શુભગતિ પામે છે. આ લોકમાં પણ તેઓ કીર્તિ અને યશ પામે છે.

જીવનમાં શીલવ્રતની જેમ તપધર્મ પણ આવશ્યક અને અનિવાર્ય છે. તીર્થંકરો તે જ ભવમાં મુક્તિ પામનાર હતા, છતાં ય તેમણે તપ કર્યો હતો. તપથી કર્મોનો ક્ષય થાય છે, આત્મા નિર્મળ અને નિર્મમ બને છે અને ક્રમશઃ આત્મા સકલ કર્મ-

ક્ષયથી સ્વસ્વરૂપને પામે છે. ભગવાન શ્રી ઋષભદેવે એક વરસ સુધી અને ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુએ છ માસ સુધી ઉપવાસ કરીને વિહાર કર્યો હતો.

તપથી ઈષ્ટ મનોરથોની આપોઆપ સિદ્ધિ થાય છે. ચક્રવર્તિ રાજાઓ અઠ્ઠમ તપ કરીને જ માગધ, વરદામ, ગંગા, સિંધુ અને પ્રભાસ વગેરેના અધિષ્ઠાતા દેવોને પ્રસન્ન કરે છે. તપથી લબ્ધિ ઉત્પન્ન થાય છે. છ ખંડને જીતનાર શ્રી સનત્કુમાર ચક્રવર્તિને તપના પ્રભાવથી ખેલોષધિ આદિ અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઈ હતી. તેમને કોઢ થયો હતો ત્યારે તે રાજર્ષિ હતા. દેહ છતાં દેહાતીત હતા. આથી તેમણે રોગની ચિકિત્સા ન કરાવી અને રોગને સહન કરતા રહ્યા. દેવો પરીક્ષા લેવા આવ્યા ત્યારે તેમણે પોતાના થૂંકથી જ કોઢવાળી આંગળીને રૂપાળી કરી બતાવી હતી. કહ્યું છે કે—"વિષયોથી વિરક્ત થઈને જેઓએ મોક્ષનું ફળ આપનારો તપ કર્યો છે તેવા તત્વજ્ઞાનીઓએ જ મનુષ્ય દેહનું ફળ ગ્રહણ કર્યું છે."

આ દેહ મળ, મૂત્ર વગેરે અશુચિઓથી ભરેલો છે, માંસ, મજ્જા, લોહી અને હાડકાનો બનેલો છે. આ દેહમાંથી આત્મા ચાલ્યો જતાં દેહને બાળી નાંખવામાં આવે છે. આમ દેહ અસાર છે, પરંતુ જેઓ એ દેહથી તપ કરી કર્મ ખપાવે છે તેઓ દેહને સારભૂત બનાવે છે. આ તપ શરીરની સમાધિ વડે કરવો. કહ્યું છે કે—

**सो अ तवो कायव्वो, जेण मणो मगुणं न चिंतेइ।**
**जेण न इंदियहाणि, जेण य जोगा न हायंति ॥**

"જે તપ કરવાથી મન અવગુણનું ચિંતન ન કરે, જેના વડે ઇન્દ્રિયો હાનિ ના પામે અને જેનાથી મન, વચન અને કાયાના યોગ ક્ષીણ ન થાય એવો તપ કરવો. આવો તપ પણ માત્ર કર્મની નિર્જરાના હેતુથી જ કરવો. કહ્યું છે કે–"આ લોક સંબંધી સુખ–સંપત્તિ મેળવવા માટે તપ ન કરવો, પરલોકમાં સુખ મેળવવાની કામનાથી તપ ન કરવો, લોકો પ્રશંસા કરશે તેવી લાલસાથી તપ ન કરવો, પરંતુ માત્ર કર્મની નિર્જરા કરવાના હેતુથી જ તપ કરવો." વિવેક વિના કરેલા તપથી દેહનું દમન થાય છે. તામલી તાપસે જેટલો તપ કર્યો હતો તેટલો તપ જૈનધર્મની વિધિ પ્રમાણે કર્યો હોત તો સાત જીવો સિદ્ધિને પામે, પરંતુ અજ્ઞાનતાથી તેમણે તપ કર્યો એટલે નિષ્ફળ ગયો.

તપસ્વીઓએ તપમાં ક્રોધ પણ ન કરવો જોઈએ. ક્રોધરૂપી અગ્નિ ઘણાં તપરૂપી ચંદનના ઘણાં કાષ્ઠસમૂહને એક ક્ષણમાં જ બાળીને ખાખ કરી નાંખે છે. કહ્યું છે કે—"જેમ એક દિવસનો તાવ છ માસના તેજસમૂહને હણે છે તેમ ક્રોધ કોટી પૂર્વ વડે ઉપાર્જન કરેલ સુકૃતનો પણ એક ક્ષણમાં નાશ કરે છે." આથી તપસ્વીઓએ જરા માત્ર પણ ક્રોધ કરવો જોઈએ નહિ.

તપ પૂરો થયા બાદ તપસ્વીઓએ ઉદ્યાપન કરવું જોઈએ. ઉદ્યાપન કરવાથી મહાફળ મળે છે. કહ્યું છે કે–"જેમ દોહદ પૂર્ણ કરવાથી વૃક્ષ અને છ રસના ભોજનથી

શરીર વિશેષ શોભા પામે છે, તેમ વિધિપૂર્વક ઉદ્યાપન કરવાથી તપ પણ વિશેષ શોભાયમાન થાય છે.” આ ઉપરાંત કહ્યું છે કે—

लक्ष्मीः कृतार्था सकलं तपोऽपि, ध्यानं सदोच्चैर्जिनबोधिलाभः ।
जिनस्य भक्तिर्जिनशासनश्रीर्गुणाः स्युरुद्यापनतो नराणाम् ॥

“વિધિપૂર્વક ઉજમણું-ઉદ્યાપન કરવાથી લક્ષ્મી કૃતાર્થ થાય છે, તપ સફળ થાય છે, ઉંચા પ્રકારનું ધ્યાન પ્રાપ્ત થાય છે, જિનેશ્વર સંબંધી બોધિરત્નનો લાભ થાય છે, જિનેશ્વરની ભક્તિ થાય છે અને જિનશાસનની શોભા વધે છે. વગેરે અનેક ગુણો થાય છે.”

શ્રી પેથડ સંઘવીએ નવકાર મંત્રની આરાધના માટે ઉજમણું કર્યું હતું. તે સમયે પેથડે સુવર્ણમુદ્રિક, મણિ, મુક્તાફળ, પ્રવાળા, સર્વ જાતિના ફળ વગેરે દ્રવ્ય, સર્વ પ્રકારના પકવાન, ચંદરવા, ધ્વજાઓ વગેરે અડસઠની સંખ્યામાં મૂકયા હતા તે જોઇને લાખો લોકોએ તપની અને જૈનધર્મની પ્રશંસા કરી હતી. આ પ્રમાણે તપસ્વીઓએ તપ પૂર્ણ થયા બાદ યથાશક્તિ ઉજમણું કરવું જોઇએ. હવે ભાવધર્મ અંગે—

दानं तपस्तथा शीलं, नृणां भावेन वर्जितम् ।
अर्थहानिः क्षुधापीडा, कायक्लेशश्च केवलम् ॥

“ભાવ વિના દાન કરવાથી દ્રવ્યની જ હાનિ થાય છે, ભાવ વિનાના તપથી માત્ર દેહને જ પીડા થાય છે અને ભાવ વિનાના શીલવ્રતથી તો માત્ર કાયકલેશ જ થાય છે. આમ ભાવ વિનાના આ ધર્મોથી કંઈ જ ફળ મળતું નથી.

ભાવના ભરત ચક્રવર્તી જેવી ભાવવી જોઇએ. જેથી ભોગો ભોગવ્યા છતાં પણ તે ભાવનાથી મુક્તિ મળે. મરુદેવા માતાએ એકાસણું પણ કયારે ય નહોતું કર્યું છતાં ય પ્રબળ અને ઉદાત્ત ભાવનાથી તે જ ભવમાં મોક્ષે ગયા. પ્રસન્નચંદ્ર મુનિ, વલ્કલચિરિ અને ગૌતમસ્વામીએ પ્રતિબોધેલા પંદરસો તાપસોને માત્ર ભાવથી જ કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

“થોડું પણ અનુષ્ઠાન ભાવની વિશુદ્ધિથી કર્યું હોય તો તે કર્મમળને હણે છે. કારણ ઉદય પામતો નાનો સૂર્ય પણ અંધકારના સમૂહનો નાશ કરે છે.”

આ ભાવ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારનો છે. જિનાજ્ઞાના પાલન માટે કશી પણ કામના વિના સંસાર તરી જવા, કર્મનો ક્ષય કરવા, સ્વ-સ્વરૂપ પામવાના જ હેતુથી ધર્મ કરાય તે પ્રશસ્ત ભાવ છે અને જે ધર્મ આ લોક કે પરલોકમાં કંઈક ભૌતિક પ્રાપ્તિ માટે કરવામાં આવે, કોઈનું વેર લેવા, દેવોને રીઝવવા કંઈક તપ વગેરે કરવામાં આવે તો તે અપ્રશસ્ત ભાવ છે. ચિત્તની એકાગ્રતા રાખી, મનને શુભ અને શુદ્ધ રાખી મનને માત્ર આત્મામાં જ પરોવી રાખીને જ જીવો મોક્ષે ગયા છે. ભાવ વિનાના ચિત્ત કે મનથી કોઇ જ સિદ્ધિપદને પામ્યું નથી.

આથી "મનના ભાવ સહિત ઉત્તમ દાન દેવું, દુઃખથી પાળી શકાય એવું નિર્મળ શીલ પાળવું, કષ્ટથી કરી શકાય તેવો તપ કરવો અને મનને સ્થિર રાખીને ભાવના ભાવવી."



# ૨૨૦

## ધર્મતત્ત્વને ગ્રહણ કરવું.

विवेकवान्नरः कश्चित् स्वभावाद्धर्मतत्त्वकम् ।
शीघ्रं विज्ञाय गृह्णाति, कपिलाह्वगुरोरिव ॥

"કપિલ નામના ગુરુની જેમ કોઈક વિવેકી પુરુષ સ્વભાવથી જ ધર્મનું તત્ત્વ જાણીને તેને તુરત જ ગ્રહણ કરે છે."

### કપિલમુનિની કથા

કાશ્યપ જિતશત્રુ રાજાનો મુખ્ય પુરોહિત હતો. રાજપુરોહિત હોવાથી તેના માન અને સન્માન ઘણા થતા; પણ નાની વયમાં જ તેનું અવસાન થયું. તેના અવસાન સમયે તેના પુત્ર કપિલની વય નાની હતી. આથી જિતશત્રુએ એક બીજા બ્રાહ્મણને રાજ્યનું પુરોહિતપદ આપ્યું. આ નવો પુરોહિત ઘોડા પર બેસતો. માથે છત્ર રખાવતો અને ઘણા સેવકો સાથે તે રાજસભામાં જતો.

કાશ્યપની પત્ની યશા આ નવા પુરોહિતને જોતી અને તેની આંખમાં આંસુ ઉભરાઈ આવતા. માને આમ અવારનવાર રડતી જોઈને પુત્ર કપિલે એક દિવસ તેનું કારણ પૂછ્યું. યશાએ કપિલને ખોળામાં બેસાડી વ્હાલથી પંપાળતા કહ્યું: "વત્સ! આ પુરોહિતને જોઉં છું અને મને તારા પિતાની યાદ આવે છે. આની જેમ તારા પિતા પણ ઘણા ઠાઠ અને દમામથી રોજ રાજસભામાં જતા. આપણું નસીબ વાંકું કે આપણને મૂકીને પરલોક ચાલ્યા ગયા. તારી ઉંમર નાની અને તારી પાસે કોઈ વિદ્યા નહિ, આથી રાજાએ તારા બદલે નવા બ્રાહ્મણને તારા પિતાનું પદ આપ્યું. એ પદ તને ન મળ્યું એથી મને રડવું આવે છે."

"એ પદ મને શી રીતે મળે?" કપિલે માતાને પૂછ્યું. માતાએ કહ્યું: "વત્સ! એ પદ મેળવવા માટે તો તારે ખૂબ જ વિદ્યાભ્યાસ કરવો જોઈએ. તું તારા પિતા જેવો ચૌદ વિદ્યાનો પારંગત બનીશ ત્યારે તને તારા પિતાનું પદ પાછું મળશે." કપિલે પૂછ્યું: "એવો વિદ્યાભ્યાસ હું જરૂર કરીશ. તમે મને કહો કે હું કોની પાસે

વિદ્યાભ્યાસ કરું ?" માતાએ પ્રેમથી કહ્યું: "વત્સ ! આ માટે તારે મને છોડીને શ્રાવસ્તી નગરમાં જઈને રહેવું પડશે. ત્યાં ઈન્દ્રદત્ત નામના ખૂબ જ વિદ્વાન પંડિત છે. તેમની પાસે તું જા. તેમને વિદ્યાભ્યાસ કરાવવા માટે પ્રાર્થના કર. તેમની સેવા કર. તારા પિતાના મિત્ર હોઇ તે તને બધી જ વિદ્યામાં નિપુણ બનાવશે." અને કપિલ એક શુભ દિવસે માતાને પ્રેમ અને ભક્તિથી પગે લાગીને સારા શુકન જોઈ શ્રાવસ્તી નગર જવા નીકળી ગયો.

થોડા દિવસ બાદ કપિલ શ્રાવસ્તીમાં ઈન્દ્રદત્ત પંડિતના ઘરે આવી પહોંચ્યો. તેમને પગે લાગીને પોતાના આવવાનું પ્રયોજન કહ્યું. કપિલના વિનય અને વિદ્યાભ્યાસના ઉત્સાહથી ઈન્દ્રદત્ત પ્રસન્ન થયા. પંડિત કપિલને લઈને શાલિભદ્ર શેઠના ઘરે ગયા અને તેમને કપિલની રોજની જમવાની વ્યવસ્થા કરી આપવાની ભલામણ કરી. શેઠે તે માન્ય રાખી. ભોજનની ચિંતા મટી જતાં કપિલ નચિંત મને ઉત્સાહથી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો.

કપિલ પંડિતના ઘરે રહીને અભ્યાસ કરતો અને શાલિભદ્ર શેઠના ઘરે બે ટંક જમવા જતો. શેઠને ત્યાં એક દાસી તેને રોજ પીરસતી. દાસી યુવાન હતી અને થોડીક રૂપાળી પણ. આ ઉપરાંત તે કંઈક છૂટી પણ હતી. રોજના પરિચયથી અને બોલવાની છૂટથી દાસી અને કપિલ એકબીજાની નજીક આવ્યા. દાસી સાથે એકાંત જોઈ યૌવન સહજ છૂટ લેવા લાગ્યો. કપિલના યૌવન અને પ્રેમમાં દાસી દિવસે દિવસે વધુ અંધ બનતી ગઈ. એક દિવસ તેણે કહ્યું: "તમે જ મારા સ્વામી અને ભર્તાર છો. તમે નિર્ધન છો, વળી અત્યારે તમે વિદ્યાભ્યાસ કરી રહ્યા છો. સંસારનો વ્યવહાર ચલાવવા ધન જોઇએ. તો તમે અનુમતિ આપો તો હું બીજા પુરુષનું સેવન કરું ? એ પુરુષને હું પતિબુદ્ધિથી સેવન નહિ કરું." કપિલે દાસીની વાત નકારી કાઢી.

એક દિવસ શહેરમાં કંઈક ઉત્સવ હતો. બધી દાસીઓ એ ઉત્સવમાં મુક્તમને ભાગ લેવાની હતી. શેઠની દાસીએ કપિલને કહ્યું: "આજ મારે ઉત્સવનો દિવસ છે. પરંતુ હું તેમાં ભાગ લઈ શકું તેમ નથી. તે માટે મારી પાસે સારા કપડા પણ નથી, ઘરેણાં પણ નથી, માથામાં નાંખવાની વેણી લાવવા માટે પણ પૈસા નથી, બીજું કંઈ નહિ તો મારે માથે વેણી તો નાંખવી જોઈએ ને ? પણ એ માટે પૈસા ક્યાંથી લાવું ?" એટલું કહેતાં તો દાસી કપિલના ખોળામાં રડી પડી. એ જોઈ કપિલ પણ ઉદાસ થઇ ગયો. તેની પાસે તો પૈસા હતા નહિ. તો પોતાની પ્રેયસીને પ્રસન્ન કેવી રીતે કરવી ?

પણ દાસી કાબેલ હતી. તેણે જ પ્રિયતમને ધન કેવી રીતે મેળવવું ? તેનો ઉપાય સૂચવ્યો. તેણે કહ્યું: "હે પ્રિયતમ ! તમે ઉદાસ ન થાઓ. આ નગરમાં ધનો નામે એક ઉદાર શ્રેષ્ઠી રહે છે. સવારના સૌ પ્રથમ તેને જે જગાડે તેને એ શ્રેષ્ઠી બે માસા સુવર્ણ આપે છે માટે કાલે વહેલા ઉઠી તમે તેને જગાડી આવશો તો આપણું

કામ થઈ જશે.” કપિલ તો આ ઉપાયથી રાજી થઈ ગયો અને સવારના અને સોનાના જ સપનાં જોવા લાગી ગયો.

કપિલને તે આખી રાત ઉંઘ ન આવી. પરોઢ થાય તે પહેલાં જ પંડિતથી છાનોમાનો તે ધના શેઠના ઘરે જવા માટે નીકળી પડયો. તેના મનમાં દાસીના પ્રણય પ્રસંગો જ ચાલી રહ્યા હતા. શેરીમાંથી બહાર નીકળ્યો ત્યારે હજી ભરપૂર અંધારું હતું. અંધારામાં ફરતો જોઈ રાજ્યના કોટવાળોએ તેને પકડી લીધો. તેણે ઘણું સમજાવ્યું કે પોતે ચોર નથી અને ચોરી કરવાનો પોતાનો જરાપણ ઈરાદો નથી. પરંતુ કોટવાળોએ તેનું બિલકુલ માન્યું નહિ. રાજા પ્રસનજિતને તેની વાત સાંભળીને દયા આવી. કપિલની નિખાલસતા જોઈ રાજાએ કહ્યુ: “હે મહાત્મન્! તમારી નિખાલસતા અને સચ્ચાઈથી હું પ્રસન્ન થયો છું તો તમને જે જોઈએ તે માંગો. હું તમને આપીશ.”

કપિલે કહ્યું: “આપની ઉદારતા માટે રાજન્! ધન્યવાદ, પણ આ માટે મને થોડો વિચારવાનો સમય આપો. હું વિચારીને માંગીશ.” રાજાએ કપિલને વિચારવાનો સમય આપ્યો, એટલે તે નજીકના અશોકવનમાં ગયો. ત્યાં એક વૃક્ષ નીચે બેસી તે વિચારવા લાગ્યો.

“આજે મારા પર રાજા પ્રસન્ન થયો છે અને તેણે મને માગે તે આપવાનું વચન આપ્યું છે. તો હું શું માગું? કેટલું માગું? અત્યારે તો મારે માત્ર બે માસા જ સુવર્ણ જ જોઈએ છે, પણ તેટલું નથી માગવું. કાલે મારો વિદ્યાભ્યાસ પૂરો થશે. દાસી સાથે લગ્ન કરીશ. મારો સંસાર પણ પછી તો વધશે. તો એ બધાનો પણ મારે વિચાર કરવો જોઈએ તો કેટલું સુવર્ણ માગું? લાખ સોનામહોર માગું કે કરોડ સોનામહોર માગું? પણ એકલી સોનામહોરથી શું થશે? તો શું સાથે બીજું પણ કંઈક માગું? શું માગું? રાજ્યનું પુરોહિત પદ માગું?

આ પદનો વિચાર આવતાં જ તે ચમકયો: “અરેરે! આ હું શું કરી રહ્યો છું? કાશ્યપના પુત્રને શું આવું શોભે? મા યશા મારા માટે શું વિચારશે? પંડિત મને શું કહેશે? જેના ઘરનું મેં અન્ન ખાધું છે તે શેઠની નજરમાં હું કેવો દેખાઈશ? અરેરે! મેં આ શું કર્યું? વિદ્યાભ્યાસ કરવા આવ્યો હતો અને આ હું કયાં દાસીના મોહમાં બંધાઈ ગયો રાજાની પાસે ધન માગું તો તે ચાલવાનું કેટલું? નહિ નહિ મારા આ કૃત્યને ધિક્કાર છે! હે માતા! મેં તમારો દ્રોહ કર્યો છે. હે ગુરુદેવ! મેં તમને દગો દીધો છે. હે પિતાજી! મેં તમારી આબરૂને કલંક લગાડયું છે. તમે સૌ મને ક્ષમા કરો, માફ કરો.” આ વિચારો ઉત્કટ બનતા જ કપિલને જાતિસ્મરણજ્ઞાન થયું. એ જ્ઞાન થતાં તુરત જ કપિલે માથાના વાળનો લોચ કર્યો. તે જ સમયે દેવતાએ તેને મુનિવેષ આપ્યો, મુનિનો વેષ પહેરી કપિલ રાજ્યસભામાં ગયો. રાજાએ આશ્ચર્યથી પૂછયું: “આ તમે શું કર્યું?”

કપિલે કહ્યું: "મારે જે કરવું જોઈએ તે જ મેં કર્યું છે. આજ સુધી હું ભાન ભૂલ્યો હતો, વિવેક ચૂકયો હતો, ધર્મ વિસર્યો હતો. તમારા કોટવાળોએ મને પકડયો, બાંધ્યો, પણ ખરેખર તો હું તે પહેલેથી જ વિષયમાં બંધાયેલો હતો. આજ હવે તેનાથી છૂટો થયો છું. ન તો હવે મને કોઈ કામના છે, કેન કોઈ વાસના. તમે મને માગવા કહ્યું હતું તો માગું છું કે તમે શાસનદેવતાઓને પ્રાર્થના કરો કે મારા આત્માના ઉદ્ધારમાં સહાયક થાય" અને રાજાને ધર્મલાભ આપી કપિલ મુનિ ત્યાંથી ચાલી નીકળ્યાં. તપ અને ધ્યાનથી એવું ઉત્કટ મુનિજીવન જીવવા લાગ્યા કે કપિલ મુનિને છ માસ બાદ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

એક દિવસ કેવળી કપિલ મુનિને લાગ્યું કે બલભદ્ર વગેરે પાંચસો ચોર પ્રતિબોધ પામી શકે છે. આથી ઉગ્ર વિહાર કરતા તે રાજગૃહી નગરીની નજીકની ભયાનક અટવીમાં ગયા. આ ઘોર જંગલમાં બલભદ્રની પલ્લી હતી, તેના શાસન હેઠળ પાંચસો ચોર હતા. પોતાની પલ્લી પાસે નિર્ધન અને કૃશ મુનિને આવેલા જોઈને પલ્લીપતિએ પૂછ્યું: "તમને નૃત્ય આવડે છે?"

તેમના જીવનોદ્ધારનો લાભ જોઈ કપિલ મુનિએ કહ્યું: "વાજિંત્ર વગાડનાર હોય તો નૃત્ય પણ કરું," પલ્લીપતિએ કહ્યું: "વાજિંત્ર નહિ પરંતુ અમે હાથની તાલીઓ વગાડીશું. તમે તેની તાલે નાચજો." એટલે કપિલ મુનિ તાલીઓના તાલે ઉપયોગપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. સૌને તાનમાં આવેલા જોઈ કપિલ મુનિએ સંસારની અસારતાનું ગીત ગવડાવ્યું. એ ગીતની કડીઓ સૌ ચોર ગાવા લાગ્યા. એ ગીત ગાતા ગાતા સૌને સમજાયું કે સાચે જ આજ સુધીનું આપણું જીવ્યું વ્યર્થ ગયું. હવે બાકીનું જીવન સફળ કરવા આ મુનિનું શરણું આપણે સ્વીકારવું જોઈએ અને પાંચસો ચોરોએ નૃત્ય બંધ કરીને મુનિનું શરણ સ્વીકાર્યું. કપિલ મુનિએ બધાને દીક્ષા આપી. દેવતાઓએ તે સૌને મુનિવેષ આપ્યો.

આ પ્રમાણે ભવ્ય જીવોએ જીવનના તમામ વ્યવહારમાં વિવેકને સદા જાગૃત રાખવાનો છે, પોતે જે કામ કરી રહ્યો છે તે કામ યોગ્ય છે કે અયોગ્ય છે? પોતે વિચારે છે તે ઉચિત છે કે અનુચિત? તેનો નિર્ણય કરવો જોઈએ અને સમ્યક્ વિચાર અને આચર રાખવા જોઈએ.



# ૨૨૧

## નિરતિચાર મુનિજીવનનું ફળ

बहुकालं व्रतं चीर्णं, सातिचारं निरर्थकम् ।
एकमपि दिनं साधोर्व्रतं शुचि शुभङ्करम् ॥

"અતિચાર સહિત ઘણા કાળ સુધી વ્રતનું આચરણ કર્યું હોય તો પણ તે નિરર્થક છે અને માત્ર એક જ દિવસ પવિત્રપણે એટલે અતિચાર રહિત મુનિવ્રતનું પાલન કર્યું હોય તો તે શુભ ફળને આપે છે." આ માટે કંડરિક અને પુંડરિકની એક બોધકથા છે, તે આ પ્રમાણે:

જંબૂદ્વીપમાં મહાવિદેહ ક્ષેત્રમાં પુંડરિકિણી નામે નગરીમાં મહાપદ્મ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પુંડરિક અને કંડરિક નામે બે પુત્રો હતા, મોટા પુત્ર પુંડરિકને રાજગાદી અને નાના પુત્ર કંડરિકને યુવરાજપદ આપી મહાપદ્મે દીક્ષા લીધી. થોડા વરસ બાદ એ નગરીમાં મહાજ્ઞાની ગુરુ ભગવંત પધાર્યા. તેમની પ્રેરક ધર્મદેશના સાંભળી બંને ભાઇઓને સંસાર પરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો.

કંડરિકે કહ્યું: "મોટાભાઇ! તમે રાજ્ય સંભાળો. હું તો દીક્ષા લઈશ." પુંડરિકે કહ્યું: ભાઈ! તારી ભાવના ઉમદા અને ઉચ્ચ છે, પરંતુ હજી તારી ઉંમર નાની છે. તેં હજી સંસારને ભોગવ્યો નથી. ઈન્દ્રિયો તોફાની છે, મન તેથી ય વધુ તોફાની છે, તેને યૌવનવયે સંયમમાં રાખવા સરળ કામ નથી. માટે તું થોડો સમય થોભી જા. પછી દીક્ષા લેજે. અત્યારે તો તું મને દીક્ષા લેવા દે. કારણ મેં ઘણું ભોગવ્યું છે. હવે એ ભોગ પરથી રસ ઉતરી ગયો છે. પણ કંડરિકે દીક્ષા લેવાનો સતત આગ્રહ રાખ્યો. આથી પુંડરિકે તેને અનુમતિ આપી અને પોતે ભાવચારિત્ર ધારીને રાજ્યનો વહીવટ નિરાસક્તભાવે કરવા લાગ્યો.

મુનિ કંડરિકે દીક્ષાજીવનમાં ખૂબ જ તપ કર્યો. તપ કરીને શરીર કૃશ કરી નાંખ્યું. સાથોસાથ અગિયાર અંગ સુધી અભ્યાસ પણ કર્યો. એક દિવસ કંડરિક મુનિ વિહાર કરતા કરતા પોતાના ગુરુ સાથે પુંડરીકિણી નગરીમાં પધાર્યા. પોતાના ભવતારક ગુરુને પધારેલા સાંભળી પુંડરિક ઉમળકાથી તેમને વાંદવા ગયો. વંદન કર્યા પછી પોતાના ભાઈ વિષે પૂછ્યું. ગુરુએ કહ્યું: "પેલા ખૂણામાં જે કૃશકાય મુનિ શિષ્યોને અધ્યયન કરાવી રહ્યા છે તે જ તમારા સંસારી ભાઇ છે." પુંડરિક તુરત જ તેમની પાસે ગયો. તેમને વંદના કરી સુખશાતા પૂછી, તેમના પગ દબાવતા તેને ખબર પડી કે આમના શરીરમાં અનેક રોગો આસન જમાવી બેઠા છે, આથી ગુરુની આજ્ઞા લઇ કંડરિક મુનિની વૈયાવચ્ચ કરવા પોતાના રાજમહેલમાં લઇ ગયો. ત્યાં મુનિને યોગ્ય

આવાસ અલગ કાઢયો અને રાજવૈદ્યો પાસે તેમની ચિકિત્સા શુશ્રુષા કરાવી રાજવૈદ્યોના ઉત્કૃષ્ટ ઉપચારથી કંડરિક મુનિના બધા જ રોગ થોડા સમયમાં નિર્મૂળ થઈ ગયા.

નિરોગી થતાં કંડરિક મુનિ રાજ્યના પૂર્વવત્ મળતા પૌષ્ટિક અને સ્વાદિષ્ટ ભોજનમાં લોલુપ બની ગયા. મુનિઆચારને વિસરી ગયા. રાજમહેલમાંથી જવાનું નામ જ ન લીધું. આથી પુંડરિકે વિનયથી એક દિવસ કહ્યું: "હે પૂજ્ય! આપના તપ અને ત્યાગને ધન્ય છે! આપ તો સતત વિહાર કરો છો અને લાખો લોકોને પ્રતિબોધ પમાડો છો. આપ તો નિર્ગ્રંથ છો, વિષય–કષાયથી મુક્ત છો, આપ મને કંઈ ઉપદેશ આપો," પુંડરિકે વારંવાર આવી વિનંતી કરી. તેથી કંડરિક મુનિ શરમાવા લાગ્યા અને એક દિવસ ત્યાંથી વિહાર કરી પોતાના ગુરુ પાસે પહોંચી ગયા.

વસંતઋતુમાં કંડરિક મુનિનું મન ખૂબ જ કૂદાકૂદ કરવા લાગ્યું. ઇન્દ્રિયો બેકાબુ બની, ધ્યાન તૂટયું, તપ તૂટયો, મન સતત વિકાર કરતું રહ્યું. એક દિવસ ગુરુની આજ્ઞા લીધા વિના જ પોતાના ગામના ઉદ્યાનમાં આવી રહ્યા. પાત્રા, દાંડો વગેરેને એક જગ્યાએ સંતાડી દીધા અને કામની ઉત્કટ વિહ્વળતાથી ઘાસની લીલીછમ ચાદર પર આળોટવા લાગ્યા. આ દૃશ્ય તેમની ધાવમાતાએ જોયું. પુંડરિકને જાણ કરી. તેણે આવીને મુનિને વંદના કરી કહ્યું: "હે મુનિ આપના સંયમને ધન્ય છે, આપ તો સમતાભાવી છો. તમારા જેવું અંતર તો અમારું નથી. આપનું અંતર તો નિર્મળ છે, ત્યાં વિકારો કદિ ફરકતા નથી. અમે તો વિકારી અને વિષયી છીએ." પરંતુ કંડરિક મુનિએ તેનો કશો જ ઉત્તર ન આપ્યો, એટલે પુંડરિકે ફરી પૂછ્યું: "હે તપસ્વી! આપ અત્યારે પ્રશસ્ત ધ્યાનમાં છો કે અપ્રશસ્ત ધ્યાનમાં?" અપ્રશસ્ત ધ્યાનમાં હો તો આ મારું રાજ્ય તમે ગ્રહણ કરો અને મને આપનો વેષ આપો." આ સાંભળી કંડરિક મુનિએ તુરત જ રાજમુગટ, રાજમુદ્રા વગેરે માંગી લઈ લીધા અને પોતાનો મુનિવેષ પુંડરિકને આપી પોતે હાથી પર બેસીને રાજમહેલમાં આવ્યા.

રાજમહેલમાં આવીને તેમનું મન બેકાબૂ બન્યું. અકરાંતીયા બની તેમણે ખાદ્ય અખાદ્યના વિવેક વિના ખાધું, અપેય પીધું. રાતના અંધારા ઉતરતા રાણીઓ સાથે આખી રાત યથેચ્છ ભોગ ભોગવ્યા. એક તો તેમનું શરીર કૃશ હતું. ઘણા સમયથી તપને લીધે ખાધું ન હતું. તેમાં તેમણે અતિગરિષ્ઠ ખાધું–પીધું અને અથાગ ભોગ ભોગવ્યા, પરિણામે સવાર સુધીમાં તો તે થાકીને લોથ થઈ ગયા. પેટમાં સખત પીડા થઈ, આંખો આંખી થઈ, હાથ–પગ તૂટવા લાગ્યા, મન બેબાકળું બન્યું, સેવકોને બોલાવ્યા તો તે આવ્યા નહિ, આથી સેવકો પર તે રોષે ભરાયા. તેમને શૂળીની શિક્ષા કરવાના વિચાર કરવા લાગ્યા. એક બાજુ શારીરિક વેદના, બીજી બાજુ ભોગના વિચારો, ત્રીજી બાજુ હિંસક વિચારો. આ બધા રૌદ્ર અને આર્ત્તધ્યાનમાં જ સવાર પડતાં પહેલાં જ તે મૃત્યુ પામ્યા અને સાતમી નરકના અપ્રતિષ્ઠાન નામના પાથડામાં ઉત્પન્ન થયા.

આ તરફ પુંડરિક રાજર્ષિએ અભિગ્રહ કર્યો કે "ગુરુ પાસે જઈને પ્રથમ વ્રત ગ્રહણ કરીશ અને ત્યાં સુધી બિલકુલ આહાર નહિ લઉં." મોટી ઉંમર, ધરતી પર કદી પગ મૂકેલો નહિ, તપ કરેલો નહિ, માથે તાપ, અડવાણા પગ અને ભૂખ્યું પેટ છતાં ય પુંડરિક રાજર્ષિ સમતાભાવે સહન કરતા કરતા બે દિવસે ગુરુ પાસે પહોંચ્યા. ગુરુએ તેમને દીક્ષા આપી. દીક્ષાના દિવસે ઉપવાસ કર્યો. આમ સતત ત્રણ ઉપવાસ કર્યા. ત્રણ ત્રણ એકધારા ઉપવાસ, ઉગ્ર વિહાર વગેરેથી રાજર્ષિનું શરીર તૂટું તૂટું થઈ રહ્યું હતું, પરંતુ મનથી તે જરા પણ વિચલિત ન થયા. સતત તે શુભ ધ્યાન ધરતા રહ્યા, પારણાના દિવસે લુખ્ખો આહાર મળ્યો. તે લેવાથી તેમનું સ્વાસ્થ્ય એકદમ બગડ્યું. પેટમાં સતત વેદના થઈ, પરંતુ વેદનાને ભૂલી તે સતત આત્મધ્યાનમાં જ રત રહ્યા અને એ વેદનામાં જ તે કાળધર્મ પામ્યા, શુભ ધ્યાનના પરિણામે સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં ઉત્પન્ન થયા; જ્યાં એક અવતાર જ કરવાનો શેષ રહે છે.

આ કથા વિષે છઠ્ઠા અંગમાં કહ્યું છે કે "હજાર વરસ સુધી વિપુલ સંયમ પાળ્યા છતાં પણ જો અંતે ક્લિષ્ટ અધ્યવસાય થાય તો તે કંડરિકની જેમ સિદ્ધિપદને પામતો નથી." અને "માત્ર થોડો કાળ પણ ચારિત્ર ગ્રહણ કરીને જે યથાર્થ પાળે છે તે પુંડરિક ઋષિની જેમ પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. આમ સમ્યક્ રીતે ચારિત્ર પાળીને કેટલાક જીવો થોડા સમયમાં પણ મોક્ષગતિને પામે છે અને બીજા અતિચાર સહિત ઘણા કાળ સુધી ચારિત્ર પાળવા છતાં ય સિદ્ધિપદને પામતા નથી."

આ કથામાંથી મુમુક્ષુ જીવોએ ખાસ શીખવાનું છે કે ચારિત્રધર્મનું આરાધન નિરતિચારે કરવાનું છે. લોભ અને પ્રલોભનનાં પ્રસંગો ઉભા થાય તો પણ તેમાં લલચાવાનું નથી. ત્યાગધર્મને જ વળગી રહેવાનું છે. સતત આત્મધ્યાનમાં જ રમમાણ રહેવાનું છે.



## ૨૨૨

## સારી સોબત કરવી

**उत्तमाधमयोः संगफलं लब्धं परीक्षया ।**
**प्रभाकरेण विप्रेण, ततः कार्या सुसंगतिः ॥**

"પ્રભાકર નામનો બ્રાહ્મણ ઉત્તમ અને અધમ સોબતનું ફળ પામ્યો છે. તેનું દૃષ્ટાંત જાણીને સુજ્ઞજનોએ પરીક્ષા કરીને સંગ કરવો."

## પ્રભાકર વિપ્રનું દૃષ્ટાંત

વીરપુર નગરમાં દિવાકર બ્રાહ્મણ રહેતો. તે ખૂબ જ વિદ્વાન અને સંસ્કારી હતો. હંમેશા તે પોતાના ષટ્કર્મમાં તત્પર રહેતો. તેને એક પુત્ર હતો. પ્રભાકર તેનું નામ. પુત્રમાં પિતાના જરા પણ સંસ્કાર ન હતા. તે સાતે ય વ્યસનોથી યુક્ત હતો, સ્વચ્છંદી હતો અને આખો દિવસ હરાયા ઢોરની જેમ રખડતો હતો, તેના પિતાએ તેને એક દિવસ શીખામણ આપી. તેણે કહ્યું: "પ્રભાકર! તું આમ ખરાબ અને દુર્જન માણસોનો સંગ કરે તે તારા માટે શોભાસ્પદ નથી. કારણ ધૂર્ત અને અધમ માણસોના સંગથી સારું શીલ પણ નાશ પામે છે, વિદ્વાન અને અનુભવીઓએ કહ્યું છે કે પારસમણીના સંગથી લોઢું પણ સોનું બની જાય છે. જ્યારે ઉત્તમ જાતિનો શંખ અગ્નિનો સંગ કરવાથી નાશ પામે છે. માટે હે પુત્ર! તું વિદ્વાનોનો સંગ કર, ધર્મ કર અને આપણા કુળની આબરૂ વધે તેવું જીવન જીવ."

પ્રભાકરે પિતાજીની શિખામણનો જવાબ આપતાં કહ્યું: "પિતાજી! આ બધી ડાહી વાતો છે. જીવનમાં તેનું કશું જ મૂલ્ય નથી. શાસ્ત્રોથી પેટની ભૂખ શમતી નથી. કાવ્યોના રસથી તરસ છીપતી નથી. ધનનું જ સર્વત્ર મહત્વ છે. તે સિવાયની બધી જ કળાઓ નિષ્ફળ છે."

પુત્રના આવા ઉદ્ધત જવાબથી પિતાને દુઃખ થયું. તે મૌન રહ્યા. છેવટે મરણ પથારીએ પડતાં એક દિવસ તેમણે પુત્રને બોલાવી કહ્યું: "વત્સ! હું જાણું છું કે હું જે કંઈ કહીશ તે તને ગમવાનું નથી. તે ઉપર તને શ્રદ્ધા થવાની નથી. પરંતુ હવે હું થોડા દિવસનો મહેમાન છું. આટલા વરસ સુધી તેં મારું કહ્યું માન્યું નથી, પરંતુ મરતા બાપનું આટલું વચન ખાસ યાદ રાખજે."

"કદરદાન સ્વામીનો સંગ કરનાર, ઉત્તમ કુળની સ્ત્રી સાથે લગ્ન કરનાર અને નિર્લોભી મિત્ર કરનાર મનુષ્ય કોઈ વખત પણ ખેદ પામતો નથી. ઉત્તમ પુરુષોની સંગતિ, પંડિતો સાથે વાર્તાલાપ અને નિર્લોભી મિત્ર કરનાર કદી ખેદ પામતો નથી."

પ્રભાકરે પિતાને આ બે વાતો સતત ધ્યાનમાં રાખવાનું વચન આપ્યું. તેથી પિતાનો જીવ શાંતિથી ગયો. થોડા દિવસ બાદ પ્રભાકરે પિતાની શીખામણની કસોટી કરવાનું નક્કી કર્યું.

આ માટે પ્રભાકર ગામતરે નીકળ્યો. ફરતાં ફરતાં તે કોઈ એક ગામમાં આવ્યો. એ ગામમાં સિંહ નામનો એક ક્ષત્રિય રહેતો હતો. સિંહ સ્વભાવે કૃતઘ્ની હતો, પ્રભાકર તેના આશરે જઈને રહ્યો. આ સિંહને એક અધમ દાસી હતી. પ્રભાકરે તેને પોતાની પત્ની તરીકે પોતાને ત્યાં રાખી અને લોભનંદી નામના અતિ લોભી અને કૃતઘ્ની એવા વણિકની સાથે દોસ્તી બાંધી.

એક સમયે પ્રભાકર સિંહની સાથે રાજસભામાં ગયો. રાજા વિદ્વાનોનો ચાહક અને પ્રેમી હતો. આથી રાજાને પ્રણામ કરી પ્રભાકરે શ્લોક કહ્યોઃ

मूर्खा मूर्खैः समं संगं, गावो गोभिर्मृगा मृगैः।
सुधीभिः सुधियो यांति, समशीले हि मित्रता॥

"મૂર્ખ મૂર્ખની સાથે, ગાયો ગાયોની સાથે, મૃગ મૃગની સાથે અને પંડિતો પંડિતોની સાથે સંગત કરે છે. અર્થાત્ સમાન સ્વભાવવાળાની જ મિત્રતા હોય છે.

રાજા આ સાંભળીને પ્રભાકર પર પ્રસન્ન થયો. પારિતોષિકમાં તેણે પ્રભાકરને ગામ અને ગરાસ આપ્યા. પ્રભાકરે તે સિંહને આપી દીધા. દાસીને પણ તેણે વસ્ત્રો અને અલંકારથી ખુશ કરી દીધી. મિત્ર લોભીનંદીને પણ દ્રવ્ય વગેરે આપીને રાજી કર્યો.

સમય જતાં દાસી સગર્ભા બની. તેને મોરનું માંસ ખાવાનો દોહદ થયો. સિંહ પાસે એક મોર હતો. તે તેને ખૂબ જ પ્રિય હતો. પ્રભાકરે આ તબકકે પિતાની શીખામણની કસોટી કરી. તેણે સિંહના મોરને ગુપ્તપણે સંતાડી દીધો અને બીજા કો મોરને મારીને તેના માંસથી દાસીનો દોહદ પૂરો કર્યો.

સિંહે ઘરે આવીને મોર ન જોયો. એટલે તેને ફાળ પડી. તેણે ઘરમાં ચારે બાજુ મોરની તપાસ કરી. દાસ–દાસીઓને પૂછ્યું. મોરનો પત્તો ન લાગ્યો. એટલે તેણે ઘોષણા કરાવી કે મોરના જે ખબર આપશે તેને હું ૮૦૦ સોનામહોર આપીશ.

દાસીએ આ ઘોષણા સાંભળી ત્યારે તેનું મન સોનામહોરથી લલચાઈ ગયું. તેને ખબર હતી કે સિંહના મોરને તો પ્રભાકરે મારી નાખ્યો છે. પતિ તો હું જીવું છું તો બીજા પણ મળશે, પણ આવી ધન કમાવવાની તક મને ક્યારેય નહિ મળે. આમ વિચારી તેણે સિંહને કહ્યું: "આપ તો મારા માલિક છો. તમારાથી મારે શું છુપાવવું ? વાત એમ છે કે તમારા મોરને મારા પતિએ મારો દોહદ પૂર્ણ કરવા મારી નાખ્યો છે." આ સાંભળી સિંહે તુરત જ પ્રભાકરને પકડી લાવવા પોતાના માણસો મોકલ્યા.

પ્રભાકરને આ ખબર પડી એટલે તે તુરત જ દોડતો દોડતો લોભનંદી મિત્ર પાસે ગયો અને બનાવટી રીતે ગભરાતા ગભરાતા કહ્યું: "મિત્ર! મારું રક્ષણ કર. મને સિંહ મારી નાખવા માગે છે." લોભનંદીએ સાંભળીને તેને ઠપકો આપ્યો: "તારી રક્ષા કરાય જ કેમ ? તેં સ્વામીનો દ્રોહ કર્યો છે. તેના મોરને તેં મારી નાંખ્યો છે. આથી તને તો બચાવાય જ નહિ. ના, મિત્ર! ના, હું તારી રક્ષા કરી શકું તેમ નથી. તું તારા કર્મ ભોગવ અને તેના માણસો અહીં આવે તે પહેલાં તું અહીંથી જતો રહે નહિ તો પછી ના છૂટકે મારે તને ધક્કા મારીને કાઢી મૂકવો પડશે."

એટલામાં સિંહના માણસો ત્યાં આવી પહોંચ્યા અને તેને પકડીને સિંહની પાસે લઈ ગયા. સિંહે રાડ પાડીને કહ્યું: "હે અધમ! બ્રાહ્મણ મારો મોર લાવ, નહિ તો તારા ઇષ્ટદેવનું સ્મરણ કર. આજે મારે મોર જોઈએ. નહિ તો હું તારો જીવ લઈશ."

"સ્વામી ! મારો આટલો અપરાધ ક્ષમા કરો. સ્ત્રીના મોહમાં મારાથી ભૂલ થઈ ગઇ. મારી આ પ્રથમ ભૂલને તમે ઉદારતાથી ભૂલી જઈ મને ક્ષમા કરો." પ્રભાકરે અત્યંત દીનતાથી વિનંતી કરી, પરંતુ સિંહે તેનું કશું જ ન સાંભળ્યું. એટલે સિંહે તેનો વધ કરવા કસાઈઓને સોંપી દીધો. આ બધી ઘટના જોઈ પ્રભાકરને પિતાના વચનોની સત્યતા સમજાઈ કે ખરાબ અને અધમનો સંગ કરવાથી દુઃખી થવાનો સમય આવે છે. આથી તેણે સંતાડી રાખેલો મોર સિંહને લાવી આપ્યો અને સિંહ, દાસી તેમ જ લોભનંદી મિત્રને છોડીને બીજે ગામ જતો રહ્યો. રસ્તામાં તે વિચારવા લાગ્યો કે—

नृणां मृत्युरपि श्रेयान् पण्डितेन सह ध्रुवम् ।
न राज्यमपि मूर्खेण, लोकद्वयविनाशिना ॥

"માણસે પંડિત સાથે રહીને મરવું તે શ્રેષ્ઠ છે, પણ મૂર્ખની સાથે રહીને રાજ્ય કરવું તે શ્રેષ્ઠ નથી. કારણ મૂર્ખ લોકોનો સંગ આ લોક અને પરલોક બંનેમાં વિનાશ કરનારો છે."

પ્રભાકર થોડા દિવસ બાદ સુંદરપુર નગરમાં આવ્યો. ત્યાં હેમરથ રાજા રાજ્ય કરતો હતો. તેને ગુણસુંદર નામે પુત્ર હતો. તે કૃતજ્ઞ, ચતુર અને પ્રિયજન ઉપર પ્રેમભાવ રાખનારો હતો. નગર બહાર ગુણસુંદરને શાસ્ત્રાભ્યાસ કરતો જોઈને પ્રભાકર તેની પાસે ગયો, તેને પ્રણામ કર્યા. કુમારે પણ તેનું સન્માન કર્યું. પ્રભાકરે પોતાની મીઠી વાણીથી કુમારનો પ્રેમ જીતી લીધો અને થોડા દિવસમાં તો બંને ગાઢ મિત્ર થઇ ગયા. પ્રભાકર પછી તો કુમારની સાથે જ રહેવા લાગ્યો. કુમારે તેને ગામમાં એક ખાસ મકાન આપ્યું. પ્રભાકરે અહીં એક સુશીલ અને સંસ્કારી બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કર્યા અને વસંત નામના એક ગૃહસ્થ સાથે મિત્રાચારી બાંધી. આ વસંત પરોપકારી અને દયાળુ હતો.

પ્રભાકરની વિદ્વત્તા અને હસમુખા સ્વભાવથી રાજકુમાર ગુણસુંદર તેના પ્રત્યે ઘણો જ પ્રેમ અને આદર રાખતો. પિતાના અવસાન બાદ રાજ્યગાદી મળતાં ગુણસુંદરે પ્રભાકરને પોતાનો મંત્રી બનાવ્યો અને રાજ્યના વહીવટમાં તેની સલાહ અચૂક લેતો.

એક દિવસ કોઈ રાજાએ ગુણસુંદરને ઉત્તમ લક્ષણવાળા બે અશ્વ ભેટ મોકલ્યા. લક્ષણ તેમના ઉત્તમ હતા, પરંતુ તેમને તાલીમ વિપરીત આપી હતી. આ હકીકતની જાણ ગુણસુંદર કે પ્રભાકરને ન હતી. બંને જણા ભેટ મળેલા અશ્વ પર સવાર થઈને અશ્વક્રીડા કરવા ગયા. ઘોડાને તેજથી દોડાવવા તેમણે ચાબૂક મારી. ઘોડા પૂરપાટ દોડવા લાગ્યા. આ વેગ એટલો બધો થઈ ગયો કે જીવનું જોખમ થવાનો ભય લાગ્યો. પ્રભાકરે કહ્યું: "રાજન્ ! લગામ ખેંચો." તેણે પણ લગામ ખેંચી. પરંતુ

વિપરીત તાલીમના કારણે ઘોડા એથી વધુ તેજ ગતિએ દોડવા લાગ્યા. પરિણામે તેઓ નગરથી ખૂબ જ દૂરના સ્થળે નીકળી ગયા. પ્રભાકરને લાગ્યું કે " આ ઘોડા ભેટ આપવા પાછળ કંઈ કાવતરૂ લાગે છે. ઘોડા થોભતા જ નથી. તેમને થોભાવવા કંઈક કરવું જ જોઈએ નહિ તો અમે બંને ક્યાંક અકાળે મરી જઈશું." થોડીવાર વિચાર્યા બાદ તેણે કહ્યું: 'રાજન્! લગામને બીલકુલ ધીમી છોડી દો.

" પણ મિત્ર! તેથી તો આપણે પડી જઈશું, આ દોડતા અશ્વ આપણને ફેંકી દેશે." ગુણસુંદરે દલીલ કરી.

" રાજન્! મને પણ એમ જ લાગતું હતું પરંતુ આ અશ્વને ઊંધી તાલીમ આપવામાં આવી છે. આથી લગામ ખેંચતા તે તેજગતિ પકડે છે. માટે તમે નચિંત મને લગામ ઢીલી મૂકો." પ્રભાકરે પોતાની લગામ ઢીલી કરતાં કહ્યું.

લગામ ઢીલી પડતાં જ અશ્વોની ગતિ મંદ પડી ગઈ. બંને ઘોડા પરથી નીચા ઉતર્યા. રાજકુમારને ખૂબજ તરસ લાગી હતી. 'મિત્ર! અહીં ક્યાંક પાણી મળશે?' પ્રભાકરે કહ્યું. "સમય ઘણો થઈ ગયો છે. આપણે અજાણ્યા સ્થાનમાં છીએ. વિલંબ કરવામાં જોખમ છે. અશ્વક્રીડાએ આવતા પહેલા હું એક આમળું લેતો આવ્યો છું. તમે તે મોંમાં રાખો. તેથી તરસ છીપાશે." અને એમ કરીને પ્રભાકર રાજકુમારને ઠેઠ નગર સુધી લઈ આવ્યો. ત્યાં સુધીમાં તેણે કુલ્લે ત્રણ આમળાં આપ્યાં. રાજાએ તેની સમયસૂચકતા અને સાહસી સ્વભાવ માટે વારંવાર અભિનંદન આપ્યા અને ગદ્‌ગદ્ કંઠે આભાર માન્યો.

ગુણસુંદરનો એક પુત્ર હતો તે મંત્રી પ્રભાકરને ત્યાં અવારનવાર રમવા આવતો. પ્રભાકરે પોતાના પિતાની શીખામણની ફરી કસોટી કરવાનું નક્કી કર્યું. આ માટે તેણે રાજપુત્રને ગુપ્તસ્થળે સંતાડી દીધો. રાજપુત્રને ભોજન સમયે ન જોઈને ગુણસુંદરે તેની શોધ કરાવી તો ક્યાંય પત્તો મળ્યો નહિ. શું રાજપુત્રની હત્યા થઈ? કે કોઇ તેમનું અપહરણ કરી ગયું? બધા જ ચિંતામાં પડી ગયા.

આ સમયે પ્રભાકરને ઘરે જોઈને પત્નીએ પૂછ્યું: "કેમ તમે આજ રાજ-સભામાં નથી ગયા? તબિયત તો બરાબર છે ને?" પ્રભાકરે નીચું માથું રાખી કહ્યું: " પ્રિયે! તને કહેતા પણ મને શરમ આવે છે. પરંતુ તું પૂછે છે તો કહ્યા સિવાય રહી શકતો નથી. રાજપુત્રની મેં હત્યા કરાવી છે. ત્યાં બધા રાજપુત્રને શોધતા હશે. તો હું કયું મોં લઈને રાજદરબારમાં જઉં?"

પ્રભાકરની પત્ની ગુણિયલ અને પરમ પતિભક્ત હતી. તેણે પ્રેમથી કહ્યું: 'હે નાથ! જે થવાનું હતું તે થઈ ગયું. હવે તમે શોક કરશો નહિ. શરમાશો પણ નહિ. રાજાને હું કહીશ કે ગર્ભના પ્રભાવથી મને દોહદ થવાથી રાજપુત્ર દુશ્મનની જેમ મને બાળતો હોવાથી મેં તેની હત્યા કરી છે. માટે ગુનેગાર હું છું. આપને જે શિક્ષા કરવી હોય તે મને કરો.

આ બંનેની વાત ચાલતી હતી ત્યાંજ પ્રભાકરનો મિત્ર વસંત શ્રેષ્ઠી આવ્યો. તેણે બંનેને કહ્યું: "તમે આ માટે બિલકુલ ચિંતા ન કરશો. હું રાજાને મળીને બધું હેમખેમ પતાવી આપીશ." અને મિત્ર રાજા પાસે ગયો. ત્યાં જઈ તેણે રાજાને કહ્યું: 'હે રાજન્! રાજકુમારનું અમંગળ થયું છે પરંતુ મંત્રી ઉપરનો તમારો સંશય ખોટો છે. તેમાં તેમનો જરાપણ દોષ નથી.'

આ બંને વાત કરી રહ્યા હતા ત્યાં પ્રભાકરની પત્ની આવી અને રાજાના પગ પકડીને રડતી આંખે કહેવા લાગી: "રાજન્! મારા પતિનો બિલકુલ વાંક ગુનો નથી. દોહદના કારણે મેં જ રાજપુત્રની હત્યા કરાવી છે." ત્યાં પ્રભાકર પોતે આવ્યો અને માથુ નીચું ઢાળીને કહેવા લાગ્યો. "હે રાજન્! હું તમારો અપરાધી છું. મેં તમારો દ્રોહ કર્યો છે, મેં જ રાજપુત્રની હત્યા કરી છે. મારી પત્ની મારા પરના પ્રેમના લીધે જ હત્યાનો અપરાધ પોતાના શિરે લે છે."

ગુણસુંદર આ બધાને સાંભળી રહ્યો. તેણે વિચાર કર્યો: પ્રભાકરે મારી ઘણી વખત સુરક્ષા કરી છે. જંગલમાં તેણે મને આમળા ન આપ્યા હોત તો હું આજે જીવતો પણ ન હોત માટે મારે આજે તેની રક્ષા કરવી જોઇએ." અને તેણે કહ્યું: "હે મિત્ર! તેં મારા પર ઘણાં ઉપકાર કર્યા છે. તે દિવસે જંગલમાં આમળા આપી તેં મારો જીવ ન બચાવ્યો હોત તો આજે હું જીવતો ન હોત. તો પછી આ પુત્ર પણ ક્યાંથી હોત? આથી જે થવાનું હતું તે થઇ ગયું. રાજપુત્રની હત્યા તેં કરી કે તારી પત્નીએ તેથી કોઈ તફાવત પડતો નથી."

પ્રભાકરે ફરી કહ્યું: "રાજન્! આ તમારી કૃતજ્ઞતા અને ઉદારતા છે. પરંતુ હત્યારાને દંડ તો દેવો જ જોઈએ ને?"

રાજાએ કહ્યું: 'મિત્ર! હજી તો મેં તારા એક જ આમળાનો બદલો વાળ્યો છે. હજી બે આમળાનું ઋણ મારા પર બાકી છે. એ પછી ક્યારેક તક આવે ચૂકવી આપીશ.'

પ્રભાકરને પોતાના પિતાની શિખામણ સાચી લાગી. તેની આંખમાં આનંદનાં આંસુ ઉભરાઈ આવ્યા. એટલે તેણે કહ્યું: "રાજન્! ધન્ય છે તમારી ઉદારતા અને મૈત્રીને! તમે જરાપણ શોક ન કરશો. રાજપુત્રની હત્યા કોઈએ નથી કરી. તે આનંદથી અને આરામથી લીલાલ્હેર કરે છે." પછી તેણે રાજપુત્રને હાજર કર્યો. અને પોતે શા માટે આમ કર્યું હતું તેની બધી માંડીને વાત કરી. એ જાણી રાજાએ પ્રભાકરનું વધુ સન્માન કર્યું.

આ તો કથા છે. પણ ભવ્ય જનોએ સુખી થવા માટે હંમેશા શિક્ષિત અને સંસ્કારી જનો સાથે મિત્રાચારી રાખવી જોઇએ. દુષ્ટ, વ્યસની અને દુર્જનોની મૈત્રી રાખવાથી ઘણીવાર દુઃખ આવી પડે છે. તેથી પૈસો અને પ્રતિષ્ઠા બંને ગુમાવવા પડે છે. માટે મૈત્રી બાબતમાં ખૂબજ સજાગ રહેવું અને યોગ્યની સાથે મૈત્રીસંબંધ રાખવો.

## ૨૨૩

### આંતરિક છ શત્રુઓનો ત્યાગ કરવો.

कामः क्रोधस्तथा लोभो, हर्षो मानो मदस्तथा ।
षड्वर्गमुत्सृजेदेवं, तस्मिंस्त्यक्ते सुखी भवेत् ॥

"કામ, ક્રોધ, લોભ, હર્ષ, માન અને મદ આ છ શત્રુઓનો ત્યાગ કરવો. કારણ તેનો ત્યાગ કરવાથી જ મનુષ્ય સુખી થાય છે."

કામ એટલે વાસના, વિષયવાસના. પરણેલી પત્ની સિવાય, બીજાની પત્ની પ્રત્યે તેમજ અપરીણિત સ્ત્રી પ્રત્યે વાસનાભરી દૃષ્ટિથી જોવું, વિચારવું કે વાસનાના કૃત્ય કરવા તે ત્યાજ્ય છે. સ્ત્રી માટે પણ પરપુરુષને આ રીતે જોવો, વિચારવો કે ભોગવવો તે પણ ત્યાજ્ય છે. આ માટે લંકાપતિ રાવણનું જીવન ખૂબજ પ્રસિદ્ધ છે. પરસ્ત્રી સીતા પ્રત્યે કુદૃષ્ટિ કરવાથી તેની લંકા બળીને ખાખ થઈ ગઈ. લોકોમાં તેની બેઆબરૂ થઈ અને યુદ્ધમાં તેનો ભૂંડો પરાભવ ને અંતે સર્વનાશ થયો. આવી વાસનાવૃત્તિના સેવનથી જીવ અશુભ અને નીચ ગતિમાં જ જાય છે. કામ માટે કહ્યું છે કે:—

तावन्महत्त्वं पांडित्यं, कुलीनत्वं विवेकिता ।
यावज्ज्वलति चित्तांतर्न पापः कामपावकः ॥

"જ્યાં સુધી માનવના ચિત્તમાં દુષ્ટ કામરૂપી અગ્નિ પ્રજ્વલિત થતો નથી ત્યાં સુધી જ તેની મહત્તા, કુલીનપણું અને વિવેકીપણું રહે છે." અને એમ પણ કહ્યું છે કે:

नान्यः कुतनयादाधिर्व्याधिर्नान्यः क्षयामयात् ।
नान्यः सेवकतो दुःखी, नान्यः कामुकतोऽन्धलः ॥

"કુપુત્રથી વિશેષ કોઇ આધિ નથી, ક્ષય રોગથી વધીને બીજો કોઈ મહારોગ નથી, સેવક જેવો બીજો કોઈ દુઃખી નથી અને કામી પુરુષ જેવો બીજો કોઈ આંધળો નથી." આમ કામની ભયાનકતા જાણી સુજ્ઞજનોએ કામને જીવનમાંથી તિલાંજલિ આપવી જોઇએ.

ક્રોધ એટલે ગુસ્સો. વિચાર કર્યા વિના આવેશમાં આવી જઇને સામાને ગમે તેમ બોલવું. કડવા અને કડક શબ્દ કહેવા. સામાનું અપમાન કરવું. સામાને મારવું. સતાવવું વગેરે. ક્રોધના ફળ તો જીવનમાં ડગલે ને પગલે જોવા મળે છે. ચંડકૌશિકની જેમ ક્રોધ કરવાથી દુર્ગતિ થાય છે. ગુસ્સાના ખરાબ પરિણામને નજર સમક્ષ રાખીને ભવ્ય જીવોએ કદી ક્રોધ કરવો નહિ. કહ્યું છે કે—

"જે સંતાપને વિસ્તારે છે, વિનયને છેદી નાખે છે. મૈત્રીને ઉખેડી નાખે છે,

ઉદ્વેગને ઉત્પન્ન કરે છે. પાપકારી વચનોને જન્મ આપે છે, કીર્તિને કાપી નાખે છે. દુર્મતિને વિસ્તારે છે. પુણ્યના ઉદયનો નાશ કરે છે અને નરકાદિ કુગતિને આપે છે તેવા દુષણવાળા ક્રોધનો સત્પુરુષોએ ત્યાગ કરવો જોઈએ.”

લોભ એટલે દાન આપવા યોગ્ય પાત્રને યથાશક્તિ દાન ન આપવું. યોગ્ય ક્ષેત્રમાં દાન ન કરવું. સંગ્રહની વૃત્તિથી ધન ભેગું જ કરે જવું. અન્યાયથી અને અપ્રમાણિકતાથી ધન મેળવવું. આ બધા લોભનાં લક્ષણો છે. લોભને સર્વ પાપનું મૂળ કહ્યું છે. લોભ માટે મમ્મણ શેઠ, સાગર શ્રેષ્ઠી, સુભૂમ ચક્રી, લોભનંદી આદિના દૃષ્ટાંતો જગજાહેર છે. લોભી માણસો ન કરવાનાં કૃત્યો કરે છે અને અંતે અનેકવાર દુર્ગતિમાં ભટકે છે. કહ્યું છે કે–

क्रयविक्रयकुटतुला,–लाघवनिक्षेपभक्षणव्याजैः ।
एते हि दिवसचौरा, मुष्णंति महाजने वणिजाः ॥

“મહાજનમાં ગણાતા આ વણિકરૂપી દિવસના ચોરો લેવા તથા દેવાના ખોટા તોલ–માપ કરીને, લઘુલાઘવી કળા વડે વધુ લઈ ઓછું આપીને, થાપણ રાખેલા દ્રવ્યનું ભક્ષણ કરીને અને વ્યાજના વેપારે કરીને દુનિયાને લૂંટી લે છે.”

हृत्वा धनं जनानां, दिनमखिलं विविधवचनरचनाभिः ।
वितरति गृहे करोति कष्टेन वराटिकात्रितयम् ॥

“લોભી માણસ આખો દિવસ વિવિધ પ્રકારના વચનની રચના કરીને માણસોનું ધન હરણ કરે છે પણ તે નીચ પોતાના ઘરમાં ત્રણ કોડી પણ મહા મુશ્કેલીથી વાપરે છે.”

आख्यायिकानुरागी, व्रजति सदा पुस्तकं श्रोतुम् ।
दष्ट इव कृष्णसर्पैः, पलायते दानधर्मेभ्यः ॥

“કથા સાંભળવાનો રાગી એવો લોભી હંમેશા પુસ્તક શ્રવણ કરવા જાય છે પરંતુ દાનધર્મની વાત આવે ત્યારે જાણે કૃષ્ણ સર્પથી ડંખાયો હોય તેમ ત્યાંથી તુરત નાસી જાય છે.

આમ લોભનો થોભ નથી. થોડું મળે તો વધુની લાલચ થાય છે. વધુ મળે તો તેથીય વધુ ને વધુ મેળવવાની ઝંખના થાય છે. લોભી માણસને કદી કશાયથી સંતોષ થતો નથી. આ વૃત્તિ જીવનના આધ્યાત્મિક અને ભૌતિક વિકાસ માટે પણ બાધક અને અવરોધક છે માટે સુખી થવા લોભનો ત્યાગ કરવો અને મળ્યું હોય તેમાં સંતોષ માણવો. સંતોષ જેવું એકેય ધન નથી.

માન એટલે દુરાગ્રહ–જક્કીપણું. બીજાનું સાંભળવું જ નહિ. પોતાનો જ કક્કો ખરો કરવો. આ માન તત્ત્વ–અતત્ત્વ નહિ જાણનાર દુર્યોધન જેવી વ્યક્તિઓમાં વિશેષ હોય છે. કહ્યું છે કેઃ–

"માન એ મોટા હાથી સમાન છે કેમકે હાથીની જેમ માની પુરુષ પોતાની દૃષ્ટિથી ઊંચું જોતો નથી; સપ્તાંગ રાજલક્ષ્મીથી પ્રતિષ્ઠિત રહે છે, તેનું શરીર સ્તબ્ધ થાય છે અને હંમેશા ઉષ્મા સહિત હોય છે એટલે હંમેશા ફુંફાડા માર્યા કરે છે. આ પ્રમાણે હાથીની અને માનીની સમાનતા છે." બાહુબળીએ આવા માનનો ત્યાગ કર્યો ત્યારે જ તેમને કેવળજ્ઞાન થયું એ જાણીને સૌએ માનનો ત્યાગ કરવો જોઈએ.

મદ એટલે અભિમાન. પૈસાનું અભિમાન, પ્રતિષ્ઠાનું અભિમાન, પદનું અભિમાન, રૂપનું અભિમાન, વિદ્યાનું અભિમાન, કળાનું-આવડતનું અભિમાન. આ સંબંધમાં કહ્યું છે કે :-

"મદરૂપી શત્રુ એક હોવા છતાં દરેકના હૃદયમાં તે નિવાસ કરે છે અને મદ-શત્રુનો જેના શરીરમાં વાસ છે તે માણસ સ્તબ્ધ થઈને કંઈપણ દેખતો નથી તેમજ સાંભળતો પણ નથી."

"શૌર્યનો મદ, રૂપનો મદ, કામનો મદ, ઉચ્ચ કૂળનો મદ, ધનનો મદ અને જાતિનો મદ આ મનુષ્યોનાં મદરૂપી વૃક્ષો છે." શૌર્યના મદવાળો પોતાની ભૂજાઓને જ જુએ છે. રૂપના મદવાળો અરીસા વિગેરેમાં પોતાંનો ચહેરો જોયા કરે છે, કામના મદ-વાળો સ્ત્રીઓને જોયા કરે છે અને વૈભવના મદવાળો તો જન્માંધ જેવો હોય છે.

"આ સર્વ મદો તો અવધિવાળા છે એટલે તેઓ પોતપોતાના મૂળનો ક્ષય થવાથી નાશ પામે છે પરંતુ સર્પના જેવો કુટિલ એક ગુરુમદ છે કે જે અવધિ વિના જ વિકાસ પામે છે."

"સામંતોને મૌનપણામાં મદ રહે છે. અધિક વૈભવવાળાને મટકું માર્યા વિનાની દૃષ્ટિમાં મદ રહે છે. ધનિકને ભ્રકુટીનો ભંગ કરવામાં અથવા મુખના વિકારમાં મદ રહે છે, જાર પુરુષોને ભ્રકુટીમાં મદ રહે છે, ઉદ્ધત વિદ્વાનોની જીભમાં મદ હોય છે. રૂપવાળાને દાંત તથા કેશની રચનામાં મદ હોય છે વૈદોને હોઠ પર મદ રહે છે, મોટા અધિકારી તથા જોશીને ગ્રીવામાં મદ રહે છે, સુભટોને સ્કંધમાં મદ રહે છે. વાણિયાઓને હૃદયમાં મદ રહે છે, કારીગરોને હાથમાં મદ રહે છે હાથીઓને ગંડ-સ્થળમાં મદ રહે છે. અને સ્ત્રીઓને પોતાના દઢ સ્તનમાં મદ રહે છે."

ઉન્નત અને ઉમદા ચિત્તવાળા મનુષ્યો કશાનો પણ મદ કરતા નથી. અંતરના કોક ખૂણે મદ ભર્યું મન માથું ઉચકે છે ત્યારે તેવા સજાગ સાધકો વિચારે છે કે:-

"હે આત્મા! તેં પાતાળમાંથી બલિ રાજાનો ઉદ્ધાર કર્યો નથી. યમરાજાને તેં જીત્યો નથી. ચંદ્રનું મલિનપણું દૂર કર્યું નથી, વ્યાધિઓને નિર્મૂળ કર્યા નથી. તેમજ પૃથ્વીને ધારણ કરીને શેષનાગનો ભાર તેં ક્યારેય એક ક્ષણ માટે પણ વહન કર્યો નથી તેથી અભિમાનની ખોટી ગણુના વહન કરતાં તારે શરમાવું જોઈએ."

હર્ષ એટલે કશા પણ કારણ વિના કોઈને હેરાન કરી, સતાવી તેમાં રાજી થવું.

પરપીડનમાં આનંદિત થવું. શિકાર કરીને ખૂશ થવું, જુગારમાં મજા માણવી. દારૂમાં મસ્ત બની ઝુમવું વગેરે હર્ષ છે અને તેને શાસ્ત્રકારોએ દુર્ધ્યાન કહ્યું છે. આવું દુર્ધ્યાન અધમ પુરુષો જ કરે છે. કહ્યું છે કેઃ–

परवसणं अभिनंदइ निरवेक्खो निद्दओ निरणुतावो ।
हरिसिज्जइ कयपावो, रुद्दज्झाणोवगयचित्तो ॥

"રૌદ્ર ધ્યાનમાં ઉપગત ચિત્તવાળો પ્રાણી પરને દુઃખમાં પડેલો જોઈને રાજી થાય છે, નિરપેક્ષપણે વર્તે છે, નિર્દય હોય છે પાપ કરીને પસ્તાવો કરતો નથી ઉલ્ટો-પાપ કરીને રાજી થાય છે."

"બીજા એક સ્થળે કહ્યું છે કે "બ્રાહ્મણો ભોજનથી હર્ષ પામે છે, મોર મેઘ-ગર્જનાથી હર્ષ પામે છે, સાધુઓ પરના કલ્યાણથી હર્ષ પામે છે અને ખળ પુરુષો બીજાના દુઃખ જોઈને રાજી થયા છે." આવો હર્ષ ત્યાજ્ય છે.

આ છ જીવનવિકાસના શત્રુઓ છે. આત્મસાધનામાં તે અવરોધક છે. તેના સેવનથી જગતમાં નિંદા થાય છે. અપકીર્તિ થાય છે. તેમજ અનર્થ પણ કરાવે છે. આ લોકમાં તો તે ભયજનક અને દુઃખજનક છે જ પરંતુ પરલોકમાં પણ તે નડે છે જીવને તે દુર્ગતિમાં લઈ જાય છે.

"જે વિવેકી પુરુષો આ છ અંતરંગ શત્રુઓનો ત્યાગ કરે છે તે ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ ધર્મકાર્ય, સત્કીર્તિ, સુખ અને શોભા વગેરેને પામે છે."



## ૨૨૪

### અપ્રમત્ત બનવું.

शिथिलाः संयमयोगे. भूत्वा भूयोऽप्रमादिनः ।
भवन्ति ते प्रशस्याः स्युर्यथा सेलकसाधवः ॥

"જેઓ ચારિત્રયોગને વિષે શિથિલ થઈને પણ ફરીથી અપ્રમાદી થાય છે તેઓ સેલક સાધુની જેમ પ્રશંસા કરવા લાયક છે."

### સેલક મુનિનું દૃષ્ટાંત.

થાવચ્ચાપુત્ર દ્વારકામાં રહેતા હતા. ભગવાન શ્રી નેમિનાથની દેશના સાંભળી

તેમને સંસાર પરથી વૈરાગ્ય આવ્યો. શ્રી કૃષ્ણ મહારાજાએ થાવચ્ચાપુત્રનો દીક્ષા મહોત્સવ ખૂબ જ ઠાઠથી ઉજવ્યો. દીક્ષાના સમયે માતાએ પુત્રને કહ્યું: "તું દીક્ષા લે છે તો ભલે લે. સંયમી જીવનમાં જરા પણ પ્રમાદ કરીશ નહિ." પુત્રે માતાની આજ્ઞા માથે ચડાવી.

થાવચ્ચાપુત્ર મુનિએ થોડા જ સમયમાં ચૌદ પૂર્વનો અભ્યાસ કરી લીધો. અનેકને પ્રતિબોધ પમાડી હજાર શિષ્યના તે ગુરુ ને આચાર્ય બન્યા. વિહાર કરતાં કરતાં તે એક દિવસ સેલકપુર પધાર્યા. તેમનું આગમન સાંભળી ત્યાંનો રાજા સેલક તેમની ધર્મદેશના સાંભળવા ગયો. પ્રેરક વાણી સાંભળી સેલકે શ્રાવકધર્મ અંગીકાર કર્યો.

સેલક રાજા ખૂબ જ શ્રદ્ધાથી શ્રાવકધર્મનું પાલન કરતો હતો. થોડા વરસ બાદ થાવચ્ચાપુત્ર આચાર્ય ફરી સેલકપુર પધાર્યા. આ સમયે આચાર્યની દેશના સાંભળી સંસાર પરથી તેનો મોહ ઉતરી ગયો. રાજમહેલમાં જઈ તેણે મંત્રીઓ અને રાણીઓ બધાને ભેગા કર્યા અને કહ્યું: "આચાર્ય ભગવંતની ધર્મદેશના સાંભળી મને જચી ગયું છે કે આ સંસાર અસાર છે. આ દેહ ક્ષણિક છે. તેના ભોગ–વિલાસ ચંચળ છે. માટે મેં દીક્ષા લેવાનો નિર્ણય કર્યો છે. મેં તમને સૌને એ જાણવા માટે ભેગા કર્યા છે કે હું દીક્ષા લઈશ પછી તમે શું કરશો ?"

સૌએ એકી અવાજે કહ્યું: "તો પછી અમે પણ શા માટે આ અસાર સંસારમાં સબડયા કરીએ ? અમને પણ શાશ્વત સુખ જોઈએ છીએ. અમે પણ તમારી સાથે જ દીક્ષા લઈશું." સેલક રાજાએ તુરત જ શુભ દિવસે પુત્ર મંડુકકુમારનો રાજ્યાભિષેક કરાવ્યો અને પોતે પાંચસો જણા સાથે થાવચ્ચાપુત્ર આચાર્ય પાસે દીક્ષા લીધી.

દીક્ષાજીવનમાં સેલક મુનિએ ઉગ્ર તપશ્ચર્યા કરી. ઉગ્ર વિહાર કર્યો અને સાથો સાથ બાર અંગનો અભ્યાસ પણ કર્યો. સેલક મુનિને બધી રીતે યોગ્ય જાણી થાવચ્ચાપુત્ર આચાર્યે તેમને આચાર્યપદવી આપી.

શ્રી સેલકાચાર્ય ઉગ્ર તપસ્વી હતા. પારણામાં પણ લૂખ્ખું–સૂક્કું અને ઠંડુ ભોજન વાપરતા. આવા ભોજનના કારણે શ્રી સેલકાચાર્યની તબિયત બગડી. તેમને પીતજ્વર થયો. છતાંય તે વિહાર કરતા. એક દિવસ તે પોતાના શિષ્ય પરિવાર સહિત સેલકપુર પધાર્યા. આ સમાચાર મળતાં સંસારી પુત્ર મંડુક રાજાએ ભવ્ય સ્વાગત કર્યું. ભાવપૂર્વક તેમને વંદના કરી. ધર્મદેશના સાંભળી અને શ્રાવકધર્મ અંગીકાર કર્યો. આચાર્યશ્રીની નરમ તબિયત જોઈ મંડુકે વિનંતી કરી. "પૂજ્યશ્રી આપ મારી યાનશાળામાં નિવાસ કરો." શ્રાવકની આગ્રહભરી વિનંતીથી શ્રી સેલકાચાર્ય શિષ્ય પરિવાર સહિત યાનશાળામાં બિરાજ્યા.

મંડુક રાજાએ આચાર્યશ્રીની સારવાર કરાવી. પોતે પણ વૈયાવચ્ચ કરવા લાગ્યો રાજવૈદોએ આચાર્યશ્રીની કાળજીપૂર્વક સેવા કરી. તેમના રોગને મૂળમાંથી કાઢી નાખ-

વાના હેતુથી વૈદોએ દવામાં દારૂ ભેળવ્યો. મદ્યપાન મિશ્રિત ઔષધથી આચાર્યશ્રીનું સ્વાસ્થ્ય સુધરતું ગયું. પરંતુ તેમની જીભને દારૂનો ચસ્કો લાગી ગયો. કહ્યું છે કે "અભક્ષ્ય એવા મદ્યપાનાદિકથી સાધુ મૂર્છિત, ગૃદ્ધ થઈ ઉસન્નવિહારી, પાસથ્થા, કુશિળીઆ, પ્રમાદી અને સંસક્તા થઇ જાય છે," સેલકાચાર્ય પણ પ્રમાદી અને મૂર્છિત થઇ ગયા. યાનશાળામાંથી જવાનું નામ જ નહોતા લેતા.

ગુરુની આવી સ્થિતિ જોઈ તેમના ૪૯૯ શિષ્યોએ વિચાર્યું કે ગુરુ માર્ગ ભૂલ્યા છે. પ્રમાદી બન્યા છે. એક સ્થાનમાં જ સ્થિર થઈ ગયા છે. સાધુ માટે આવું ઉચિત નથી આથી આપણે તેમની આજ્ઞા લઈ વિહાર કરી જવો જોઇએ. " અને પંથક મુનિ સિવાય બીજા બધા જ શિષ્યો ગુરુની આજ્ઞા લઈ અન્યત્ર વિહાર કરી ગયા.

થોડા દિવસ બાદ ચાતુર્માસની ચૌદસના દિવસે સેલકાચાર્ય માદક દ્રવ્યના સેવનથી અચેત જેવા થઈ સૂતા હતા. દેવસી પ્રતિક્રમણ કરી કારતક ચોમાસાના ખામણા ખમાવવા માટે શિષ્ય પંથક મુનિએ સૂતેલા ગુરુના પાદમાં મસ્તક નમાવીને અબ્ભુટ્ઠિઓમિ, ઈત્યાદિ બોલ્યા પોતાના પાદને સ્પર્શ થવાથી સેલકાચાર્ય સહેજ ચમક્યા. ત્યાં તેમણે અબ્ભુટ્ઠિઓ સાંભળ્યો. એથી સેલકાચાર્યે પૂછ્યુ: "કોણ અત્યારે મને જગાડે છે ?"

પંથક મુનિએ વિનયથી કહ્યુ:" ગુરુદેવ ! મને ક્ષમા કરો. મને ધિક્કાર છે કે આપ સૂતા હતા છતાંય ચાતુર્માસીના ખામણા ખમાવવા મેં આપને જગાડયા. મારાથી આ અપરાધ થઈ ગયો છે. આપ તો કરુણાળુ અને દયાળુ છો. મારા અપરાધને આપ ક્ષમા કરો. "

શિષ્યની વિનમ્ર વાણી અને ખામણાંનો ઉલ્લેખ સાંભળી સેલકાચાર્યના હોશ જાગી ઊઠયા. તે તુરત જ બેઠા થઈ ગયા અને આત્મનિંદા કરવા લાગ્યા અને શિષ્યને કહ્યું. "વત્સ ! તેં આજે મારાં પર ઉપકાર કર્યો છે. ભાન ભૂલેલા મને તેં જગાડ્યો છે. તેં કશો જ અપરાધ નથી કર્યો. ઉંઘતાને જગાડી તેં મને ડૂબી જતો ઉગાર્યો છે. તેં તારા નામને સાર્થક કર્યું છે. ખરેખરા ! રસમાં લોલૂપ બની મેં મારો ભવ અને સંયમ બંનેયને એળે ગુમાવ્યા. ન કરવાનું કાર્ય મેં કર્યું છે. તેં મને સવેળા જાગૃત કર્યો છે. તું તો મારો ગુરુ છે. ઉપકારી છે."

ગુરુની આવી લઘુતા જોઈ પંથક મુનિની આંખમાં હર્ષાશ્રુ આવી ગયા. ગુરુ જાગૃત થયા તે જોઈ તેનું હૈયુ આનંદથી ઉભરાઈ આવ્યું. બીજી સવારે મંડુકને કહીને બંને સેલકપુર છોડી વિહાર કરી ગયા. સેલકાચાર્યે એ પાપની આલોયણા લીધી. સતત સજાગ અને સાવધ રહ્યા. પળનો પણ હવે પ્રમાદ ન કરતા અપ્રમત્તભાવે તે સંયમની આરાધના કરવા લાગ્યા. વિહાર કરતા અનેક જીવોને તેમણે પ્રતિબોધ પમાડયો. અનુક્રમે તે શિષ્યપરિવાર સહિત શ્રી સિદ્ધાચળ ઉપર પધાર્યા. ત્યાં એક માસનું અનસન કરી અંતે પરમાનંદપદને પામ્યા—મોક્ષે ગયા.

સાધક અને મુમુક્ષુ જીવો માટે સેલકાચાર્યનું જીવન પ્રેરણાદાયી છે. સાધના અપ્રમત્તભાવે જ કરવી જોઈએ. છતાંય ક્યારેક પ્રમાદ થઇ જાય, સાધના તૂટી જાય તો તુરત સાવધ થઈ જવું જોઈએ. લપસી જવાય તો પડીને પણ તુરત ઉભા થઈ જવું જોઈએ. ત્યાં પડયા રહેવું ન જોઈએ. આમ જે સાધકો અને મુમુક્ષુ અપ્રમત્તભાવે આત્મસાધના કરે છે તેઓ જરૂરથી કર્મથી મુક્ત થાય છે.



## ૨૨૫

### કાર્તિકી પૂર્ણિમાનું માહાત્મ્ય

यः कुर्यात् कार्तिकीराका–मत्रार्हध्ध्यानतत्परः ।
स भुक्त्वा सर्वसौख्यानि, निर्वृत्तिं लभते ततः ॥

"જે માણસ શ્રી સિદ્ધાચળ ઉપર જિનેશ્વરના ધ્યાનમાં ધ્યાનસ્થ થઈ કારતક પૂનમ કરે છે તે આ લોકમાં સર્વ સુખ ભોગવીને અનુક્રમે મોક્ષસુખને પામે છે."

કાર્તિક પૂર્ણિમાના માહાત્મ્ય સંબંધમાં કહ્યું છે કે—

एकेनाप्युवासेन, कार्तिक्यां विमलाचले ।
ऋषिस्त्रीबालहत्यादि–पातकान्मुच्यते जनः ॥

"શ્રી શત્રુંજયગિરિ ઉપર કાર્તિક પૂર્ણિમાને દિવસે માત્ર એક ઉપવાસ કરવાથી માણસ ઋષિહત્યા, સ્ત્રીહત્યા અને બાળહત્યા વગેરે પાપોથી મુક્ત થાય છે." કારતક પૂનમના મહિમા અંગે આ પ્રમાણે દૃષ્ટાંત છે.

### દ્રાવિડ–વાલિખિલ્લની કથા

ભગવાન ઋષભદેવના એક પુત્રનું નામ દ્રવિડ હતું. દ્રવિડને બે પુત્ર હતા. દ્રાવિડ અને વાલિખિલ્લ. પિતાએ પ્રભુ પાસે દીક્ષા લેતા પહેલાં બંને પુત્રને રાજ્ય વ્હેંચી આપ્યું. દ્રાવિડને મિથિલાનું રાજ્ય આપ્યું. વાલિખિલ્લને લાખ ગામો આપ્યાં.

વાલિખિલ્લની સંપત્તિ જોઈને દ્રાવિડ તેના પર દ્વેષ રાખવા લાગ્યો. આની ખબર પડતાં વાલિખિલ્લ પણ મોટાભાઈ પર દ્વેષ કરવા લાગ્યો. આ ઈર્ષ્યા અને દ્વેષથી બંને ભાઈઓ એકબીજાનું રાજ્ય લઈ લેવા પેંતરા રચવા માંડયા.

એક દિવસ વાલિખિલ્લ દ્રાવિડના નગરમાં આવી રહ્યો હતો. એ સમાચાર મળતાં દ્રાવિડે તેને નગરમાં આવતો અટકાવ્યો. આ વર્તાવથી નાનો ભાઈ ગુસ્સે થઈ ગયો. તેણે સૈન્ય સાથે દ્રાવિડ સામે ચડાઈ કરી. દ્રાવિડે પણ યુદ્ધમાં ઝંપલાવ્યું. બંને વચ્ચે સાત સાત વરસ સુધી યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધમાં લગભગ દસ કરોડ સુભટો માર્યા ગયા અને કરોડો હાથી, ઘોડા વીંધાઈ ગયા, કચડાઈ મૂઆ.

ત્યાં ચોમાસું બેઠું. યુદ્ધ તે પૂરતું બંધ રહ્યું. વર્ષાથી ધરતી લીલીછમ થઈ. એક દિવસ દ્રાવિડ પોતાના પરિવાર સહિત વનની શોભા જોવા નીકળ્યો. વિમલમતિ નામના પ્રધાનના કહેવાથી તે કોઈ તાપસના આશ્રમમાં ગયો. ત્યાં સુવલ્ગુ નામના કુલપતિને તે મળ્યો. કુલપતિની આસપાસ અનેક તાપસો બેઠા હતા. કોઈ ધ્યાન ધરી રહ્યા હતા, તો કોઇ સ્વાધ્યાય કરતા હતા. સુવલ્ગુ પણ ધ્યાનમાં બેઠા હતા. દ્રાવિડે જઈને તેમને પ્રણામ કર્યા. કુલપતિએ ધ્યાન પૂર્ણ કરીને દ્રાવિડને આશીર્વાદ આપ્યા અને ધર્મોપદેશ દીધો કે—

"હે રાજન્! તું શા માટે હિંસક યુદ્ધ કરી રહ્યો છે? રાજ્ય મેળવવા માટે ને? તો એ રાજ્ય શું તારી સાથે કાયમ રહેવાનું છે? તું પણ શું અજરામર છે? આ સંસારમાં બધું જ નાશવંત છે. દેહ પણ નાશવંત છે, જીવ એકલો આવ્યો છે અને એકલો જવાનો છે, રાજ્યના લોભથી તું ભીષણ નરસંહાર કરી રહ્યો છે. ભગવાન ઋષભદેવના પ્રપૌત્ર માટે આ શોભાસ્પદ નથી. ભરત અને બાહુબળી પણ પોતાની ભૂલ સમજ્યા હતા અને યુદ્ધ બંધ કરી બાહુબળી મોટાભાઇને પ્રણામ કરીને પિતાને પગલે વળ્યા હતા. તો તમે બંને ભાઇઓ પણ પ્રેમથી રહો. વૈર–ઝેરને ભૂલી જાવ અને જીવનનું કલ્યાણ કરો."

દ્રાવિડને કુલપતિની વાણી હૈયા સોંસરવી ઉતરી ગઈ. તેને પોતાની ભૂલ સમજાઈ. તે તુરત જ શસ્ત્રો છોડી દઈ ઉઘાડા પગે નાના ભાઈ વાલિખિલ્લને ખમાવવા માટે ગયો. મોટાભાઈના હૃદયપરિવર્તનને જાણી નાનો ભાઈ પણ સામે ગયો, બંને પ્રેમથી ભેટ્યા. એકબીજાની ક્ષમા માગી અને બંને જણાએ દસ કરોડ પુરુષો સાથે તાપસી દીક્ષા લીધી. ત્યાર પછી તેમણે એક લાખ વરસ સુધી તપ અને ધર્મધ્યાનનું સેવન કર્યું.

એક દિવસે નમિ વિનમિ નામના બે વિદ્યાધર રાજર્ષિના બે પ્રશિષ્યો આકાશમાર્ગે ત્યાં આવી પહોંચ્યા. તાપસોએ તેમને વંદના કરી પૂછ્યુંઃ "આપ હવે ક્યાં જાવ છો?" મુનિયોએ કહ્યુંઃ "અમે પુંડરીકગિરિની યાત્રાએ જઇએ છીએ." તાપસોએ એ ગિરિનો મહિમા પૂછ્યો, એટલે મુનિએ કહ્યું કે—

"શ્રી સિદ્ધાચળ ઉપર તીર્થના પ્રભાવથી શુદ્ધ ચારિત્રથી શોભતા અનંતા જીવો મુક્તિ ગયા છે અને હજી પણ ઘણાં જીવો મોક્ષે જશે."

આ તીર્થનો મહિમા અચિંત્ય છે, અપાર છે, લાખ વરસ સુધી કહીએ તો પણ

પાર આવે તેમ નથી. આ તીર્થમાં નમિ વિનમિ નામના મુનીન્દ્ર બે કરોડ મુનિઓ સહિત પુંડરીક ગણધરની જેમ ફાગણ સુદ દસમે મોક્ષે ગયા છે. ભગવાન શ્રી ઋષભદેવના ગણધરો અને કેવળી ભગવંતો પાસેથી અમે સાંભળ્યું છે કે—

"આગામી કાળે આ તીર્થમાં ઘણાં ઉત્તમ પુરુષો સિદ્ધિપદને પામશે. શ્રી રામચંદ્ર રાજર્ષિ ત્રણ કરોડ મુનિ સહિત સિદ્ધિપદને પામશે. એકાણું લાખ મુનિયો સહિત નારદજી મુક્તિ પામશે. સાડા આઠ કરોડ મુનિયો સહિત શાંબ અને પ્રદ્યુમ્ન સિદ્ધિને પામશે. વીશ કરોડ મુનિ સહિત પાંડવો સિદ્ધિ પામશે. થાવચ્ચાપુત્ર તથા શુક આચાર્ય હજાર હજાર સાધુઓ સહિત મુક્તિ પામશે. પાંચસો સાધુઓ સહિત સેલક રાજર્ષિ સિદ્ધિને પામશે. તથા શ્રી ઋષભદેવ સ્વામીના શાસનમાં પણ અસંખ્ય કોટી લક્ષ સાધુઓ મુક્તિપદને પામશે."

આવો અપાર મહિમા સાંભળી બધા જ તાપસો તેની યાત્રા કરવા તૈયાર થયા, મુનિયોએ તેમને ભાગવતી દીક્ષા આપી. પછી સૌ શ્રી સિદ્ધાચળગિરિ ઉપર આવ્યા ત્યાં ભગવાન શ્રી ઋષભદેવના દર્શન કરી તેમના હૈયા પુલકિત બન્યા. ત્યાર પછી માસક્ષમણના પારણે વિદ્યાધર મુનિએ તાપસ મુનિયોને કહ્યું: "હે મુનિઓ! તમારા અનંતકાળના સંચય કરેલાં પાપ કર્મો આ તીર્થની સેવાથી જ ક્ષય પામશે માટે તમારે સૌએ અત્રે જ સ્થિરતા કરી તપ-સંયમમાં પ્રવૃત્ત રહેવું."

ગુરુઆજ્ઞા શિરોમાન્ય કરી દ્રાવિડ અને વાલિખિલ્લ આદિ દસ કરોડ સાધુઓ સિદ્ધાચળ પર રહીને ધ્યાન કરવા લાગ્યા. અનુક્રમે એક માસની સંલેખણા કરીને તે સર્વે કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

આ તીર્થનો પ્રભાવ અને મહિમા હજી પણ એવો જ પાવન છે. ભવ્યજીવોએ આ તીર્થની યાત્રા દર વરસે કરવી જોઈએ. ત્યાં જઇને તપ સહિત યાત્રા કરવી. એવી યાત્રાથી પાપકર્મનો ક્ષય થાય છે. ચિત્ત નિર્મળ અને શુદ્ધ થાય છે.



# २२६

## લેશ્યાનું સ્વરૂપ.

कीर्तिधरमुनीन्द्रेण, प्रियंकरनृपं प्रति ।
लेश्यास्वरूपमाख्यातं, तच्छ्रुत्वासौ शुभां दधौ ॥

"કીર્તિધર મુનીન્દ્રે પ્રિયંકર રાજાને લેશ્યાનું સ્વરૂપ કહ્યું. તે સાંભળીને તેમાંથી તેણે શુભ લેશ્યા ગ્રહણ કરી."

### પ્રિયંકર રાજાની કથા

અક્ષયપુરમાં અરિદમન રાજા રાજ્ય કરતો હતો. તેને એક પુત્ર હતો. તેનું નામ પ્રિયંકર. એક સમયે અરિદમને જ્ઞાની મુનિ શ્રી કીર્તિધરને વિનયથી પૂછ્યુંઃ "મારું મૃત્યુ ક્યારે થશે?" મુનિએ કહ્યું: "આજથી સાતમા દિવસે તારું મૃત્યુ થશે, વીજળી પડવાથી તું મરી જઈશ. અને મરીને અશુચિમાં બેઇન્દ્રિય કીડા રૂપે ઉત્પન્ન થઈશ."

અરિદમને પ્રિયંકરને કહ્યુંઃ "વત્સ! જો હું અશુચિમાં કીડો થઉં તો તારે મને મારી નાંખવો." પુત્રે પિતાની આજ્ઞા સ્વીકારી લીધી. ત્યારબાદ સાતમા દિવસે વીજળી પડવાથી અરિદમનનું મૃત્યુ થયું, અને અશુચિમાં કીડારૂપે તેનો નવો જન્મ થયો. પિતાને આપેલા વચન પ્રમાણે પ્રિયંકર કીડાને મારવા ગયો તો તે મરવા ખૂશી ન થયો. આથી પ્રિયંકરે મુનિશ્રીને પૂછ્યું "હે મુનિરાજ! શું આ કીડો એ જ મારા પિતા છે? અને દુઃખી છે તો પણ મરવાને નથી ઇચ્છતા?" મુનિએ કહ્યું:

अमेध्यमध्ये कीटस्य, सुरेन्द्रस्य सुरालये ।
समाना जीविताकांक्षा, तुल्यं मृत्युभयं द्वयोः ॥

"વિષ્ટામાં રહેલા કીડાને તથા સ્વર્ગમાં રહેલા ઇન્દ્રને જીવવાની આકાંક્ષા સરખીજ હોય છે. અને તે બંનેને મરણનો ભય પણ સમાન જ હોય છે."

પ્રિયંકરે ફરી પૂછ્યું: "હે ભગવંત! જીવની ગતિ કેવી રીતે થતી હશે? મારા પિતા કીડા થયા તો તે કેવી રીતે થયા? કીડાનો ભવ કેમ પામ્યા?" મુનિએ કહ્યું: "રાજન્! જીવોને જેવી લેશ્યાના પરિણામ હોય તેવી ગતિ તેને પ્રાપ્ત થાય છે. આવી લેશ્યા છ પ્રકારની છે અને તેનું સ્વરૂપ આ પ્રમાણે છે.

"જે માણસ મહા રૌદ્રધ્યાની હોય, સદા ક્રોધી હોય, સર્વ ઉપર દ્વેષી હોય, ધર્મથી વર્જિત હોય, નિર્દય હોય અને નિરંતર વૈર રાખનારો હોય તેને વિશેષે કરીને કૃષ્ણ લેશ્યાવાળો જાણવો."

"**નીલ લેશ્યાવાળો** જીવ આળસુ, મંદબુદ્ધિ, સ્ત્રીમાં લુબ્ધ, પરને છેતરનાર, બીકણ અને નિરંતર અભિમાની હોય છે."

"નિરંતર શોકમાં મગ્ન રહેનાર, સદા રોષવાળો, પરની નિંદા કરનાર, આત્મ-પ્રશંસા કરનાર, રણસંગ્રામમાં ભયંકર અને દુઃખી અવસ્થાવાળા માણસની **કાપોત લેશ્યા** કહી છે."

"વિદ્વાન, કરુણાવાન, કાર્યાકાર્યનો વિચાર કરનાર અને લાભમાં કે અલાભમાં સદા આનંદી એવા માણસને **પીત (તેજો)** લેશ્યા અધિક હોય છે."

"ક્ષમાયુક્ત, નિરંતર ત્યાગ વૃત્તિવાળો, દેવપૂજામાં તત્પર, અહિંસા સત્યાદિ પાંચ યમને ધારણ કરનાર, પવિત્ર અને સદા આનંદમાં મગ્ન એવો મનુષ્ય **પદ્મલેશ્યાવાળો** કહેવાય છે.

"રાગ–દ્વેષથી મુક્ત, શોક અને નિંદાથી રહિત તથા પરમાત્મભાવને પામેલો મનુષ્ય **શુક્લ લેશ્યાવાળો** કહેવાય છે."

આ છ લેશ્યામાં પ્રથમની ત્રણ કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાઓ અશુભ છે. બાકીની ત્રણ શુભ છે. આ છ ને વિશદતાથી સમજવા માટે જાંબુ ખાનારા તથા ગામ ભાંગનારા છ છ પુરુષોનાં દૃષ્ટાંત છે, તે આ પ્રમાણે:—

છ જણ એક જંગલમાં ગયા, ત્યાં તેમને કકડીને ભૂખ લાગી. એ સમયે તેમણે એક જાંબુનું ઝાડ જોયું. પાકેલા જાંબુના ભારથી તેની ડાળીઓ લચી પડી હતી. આ ઝાડને જોઈને સૌએ જુદા જુદા ભાવ વ્યક્ત કર્યા.

ક્લિષ્ટ પરિણામવાળાએ કહ્યું: "આ ઝાડ પર શા માટે ચડવું? તેને મૂળથી જ કાપી નાંખીએ. ઝાડ એથી ધરાશાયી થઈ જશે. પછી આપણે નિરાંતે જાંબુ ખાઈ શકીશું." આવી વૃત્તિ અને ભાવ કૃષ્ણલેશ્યાથી જ થાય.

બીજો પ્રથમના કરતાં કંઈક કૂણા હૃદયવાળો હતો તેણે કહ્યું: આપણે જાંબુ થોડા ખાવા તે માટે આખું ઝાડ તોડી નાંખવાનો શો અર્થ? તેના કરતાં એક ડાળી તોડી નાખવી સારી." આવી વૃત્તિ અને વિચાર નીલ લેશ્યાથી થાય.

ત્રીજાએ કહ્યું: "આખી ડાળી શા માટે તોડવી જોઈએ? એક તેની નાની ડાળી તોડીએ." આ માણસ કાપોત લેશ્યાવાળો સમજવો. ચોથાએ કહ્યું: "નાની પણ ડાળી શા માટે તોડવી? ગુચ્છો જ તોડી લઈએ." આ માણસ તેજોલેશ્યાવાળો જાણવો. પાંચમાએ કહ્યું: "આખો ગુચ્છો શા માટે તોડવો? પાકેલાં જાંબુ જ તોડીએ." આ માણસ પદ્મલેશ્યાવાળો સમજવો. છેલ્લે છઠ્ઠાએ સૂચન કર્યું: "ફળો પણ શા માટે તોડવા જોઈએ? પાકેલા ઘણાં જાંબુ ભોંય પર પડયા છે. તે વીણીને ભૂખ ભાંગીએ." આ માણસ શુક્લલેશ્યાના પરિણામવાળો જાણવો.

## ધાડ પાડનાર છ પુરુષોનું દૃષ્ટાંત

છ ચોર એક ગામમાં ધાડ પાડવા ગયા. તે સમયે એક ચોરે કહ્યું: "આ ગામમાં જે કોઈ મનુષ્ય, પશુ, સ્ત્રી, બાળક, વૃદ્ધ નજરે પડે તે દરેકને મારી નાંખવા." આ પ્રમાણે કૃષ્ણ લેશ્યાના સ્વભાવવાળાનું સાંભળીને નીલ લેશ્યાવાળાએ કહ્યું: "આપણે પશુઓ નહીં માત્ર મનુષ્યોને જ મારવા." ત્યારે ત્રીજા કાપોત લેશ્યાવાળા ચોરે કહ્યું: "આપણે શા માટે સ્ત્રીઓને મારી નાંખવી જોઈએ? માત્ર પુરુષોને જ મારવા જોઈએ." તેજો લેશ્યાવાળા ચોથા ચોરે કહ્યું: "પણ જે પુરુષ નિઃશસ્ત્ર હોય તેને શા માટે મારી નાંખવો? શસ્ત્રધારીને જ મારવો." ત્યારે પાંચમા પદ્મ લેશ્યાવાળા ચોરે કહ્યું: "શસ્ત્રધારીમાં પણ જે આપણો સામનો કરે તેનેજ આપણે મારવો. બીજા નિરપરાધીને શા માટે મારવા જોઈએ?" છેવટે છઠ્ઠો શુક્લ લેશ્યાવાળો ચોર બોલ્યો: "તમે બધા ખૂન કરવા નીકળ્યા છો કે ધાડ પાડવા? તમે દ્રવ્ય લૂંટવા નીકળ્યા છો તો તેમાં કોઈની હત્યા કરવાનો શો અર્થ?" આ પ્રમાણે છ લેશ્યાવાળા જીવો મરીને જુદી જુદી ગતિમાં જાય છે. કહ્યું છે કે:—

"કૃષ્ણ લેશ્યાવાળો નરકગતિ પામે છે. નીલ લેશ્યાવાળો સ્થાવરપણું પામે છે, કાપોત લેશ્યાવાળો તિર્યંચ થાય છે, પીત લેશ્યાવાળો મનુષ્યગતિ પામે છે, પદ્મ લેશ્યાવાળો દેવલોકમાં જાય છે અને શુક્લ લેશ્યાવળો જીવ શાશ્વત સ્થાન પામે છે. આ પ્રમાણે ભવ્ય જીવોએ લેશ્યાનો વિચાર સમજવો."

છ લેશ્યાનું સ્વરૂપ જાણીને પ્રિયંકર રાજા પ્રતિબોધ પામ્યો આપણે પણ પ્રતિબોધ પામવાનો છે. હંમેશા શુભ વૃત્તિ અને વિચાર રાખવા. ભાવના શુદ્ધ ભાવવી કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યાનો તો હંમેશ માટે ત્યાગ કરવો.



## ૨૨૭

## વિચાર્યા વિના કાર્ય ન કરવું.

अविमृश्यकृतं कार्यं, पश्चात्तापाय जायते ।
अत्राम्रतरूच्छेदाद्याः, दृष्टांताः खचिता बुधैः ॥

"કોઈપણ કાર્ય વિચાર કર્યા વિના કરવાથી પશ્ચાતાપને માટે જ થાય છે. તે ઉપર આમ્રવૃક્ષના છેદ કરનાર વગેરેનાં દૃષ્ટાંત પંડિતોએ કહેલાં છે." તે આ પ્રમાણે—

ધનદત્ત શેઠ વહાણમાં બેસી મુસાફરી કરી રહ્યો હતો. વહાણ મધદરિયે હતું ત્યારે તેણે ઉપર આકાશમાં એક પોપટને જોયો. તે પોપટની ચાંચમાં એક આમ્રફળ હતું. શેઠને લાગ્યું કે પોપટ થાકી ગયો છે અને થોડી જ વારમાં તે વધુ આગળ ઊડીને જવાને બદલે હમણાં જ તે દરિયામાં ગબડી પડશે. એટલે શેઠે ખલાસીઓ પાસે એક વસ્ત્ર લાંબુ કરાવીને પોપટને તેમાં ઝીલી લેવાનું કહ્યું. પોપટ પણ ઉડતાં થાકીને બરાબર તે વસ્ત્ર પર પડ્યો.

શેઠે પોપટને પવન નાંખ્યો. તેને પ્રેમથી પંપાળ્યો. તેને પાણી પાયું. થોડીક સ્વસ્થતા આવતાં પોપટે મનુષ્યવાણીમાં કહ્યું: "હે શેઠ! તમે મને અભયદાન આપ્યું છે. મારા અંધ માતા-પિતાને પણ તમે અભયદાન આપ્યું છે. તમે મારા પર અનહદ ઉપકાર કર્યો છે. તમારા ઋણનો બદલો હું કેવી રીતે ચૂકવી શકીશ? પરંતુ આ આમ્રફળ હું તમને આપું છું તેને સ્વીકારો."

શેઠે કહ્યું: "તારી ભાવના ભવ્ય છે. પણ આ ફળ તારે ખાવા માટે છે. એ ફળ તું જ ખા."

પોપટે કહ્યું: "શેઠ! આ આંમ્રફળ સામાન્ય આમ્રફળ નથી. તે દિવ્ય અને પ્રભાવક છે. વિંધ્યાટવીમાં એક વૃક્ષ ઉપર એક પોપટ યુગલ રહે છે. તેનો હું પુત્ર છું. મારા માતાપિતા વૃદ્ધ અને અશક્ત થવાથી આંખે જોઈ શકતા નથી. હું જ તેમને ખાવાનું લાવી આપું છું. તે અરણ્યમાં એક દિવસ બે મુનિરાજ પધાર્યા. હું રહેતો હતો તે વૃક્ષ નીચે બેઠા બેઠા તેમણે આ વાત પણ કરી. સમુદ્રના મધ્યમાં કપિ નામના પર્વત પર નિરંતર ફળતું એક આમ્રવૃક્ષ છે. તેનું ફળ એકજ વાર ખાવાથી તમામ વ્યાધિઓ તત્કાળ નાશ પામે છે. તેમજ તેના ભોજનથી અકાળે મૃત્યુ આવતું નથી અને વૃદ્ધાવસ્થા આવતી નથી. "મુનિઓના વચન સત્ય જ હોય એવી શ્રદ્ધાથી મારા માતાપિતાના માટે હું આ ફળ લઈ જઉં છું. તમે અમારા ઉપર ઉપકાર કર્યો છે માટે આ ફળ તમે સ્વીકારો. હું બીજું ફળ લઇ આવીશ." પોપટના આગ્રહથી શેઠે તે આમ્રફળ લઇ લીધું.

શેઠે વિચાર કર્યો: "આ ફળ કોઈ રાજાને આપ્યું હોય અને તે તેનો ઉપયોગ કરે તો તેથી ઘણાં જીવોનું તે ભલું કરી શકશે. હું તે ખાઈશ તો તેટલું ભલું મારાથી નહિ થાય. આથી હું આ ફળ ન ખાઉં તે જ સારું છે." આમ વિચારી તેણે આમ્રફળને સાચવી રાખ્યું. વ્હાણ કિનારે પહોંચ્યું. ત્યાંના નગરના રાજા પાસે જઇને તેણે એ આમ્રફળ ભેટ ધર્યું. રાજાના પૂછ્યા વિના જ આમ્રફળની દિવ્યતાનો વૃત્તાંત પણ કહ્યો. રાજાએ શેઠનું બધું દાણ માફ કર્યું.

રાજાએ આમ્રફળને હાથમાં રાખી વિચાર કર્યો. "આ ફળ હું એકલો ખાઈ જઉં તે મારા માટે શોભાસ્પદ નથી. આ ફળને કોઈ સારી ભૂમિમાં વાવું તો તેના અનેક

ફળ ઉગશે. તેથી અનેકને લાભ આપી શકાશે.” આમ વિચારી રાજ્યના ઉદ્યાનમાં જ તે ફળને વાવ્યું અને નોકરોને તેની અંગત સુરક્ષા અને સાચવણી કરવા ખાસ આદેશ આપ્યો. સમય જતાં વૃક્ષ ઉગી નિકળ્યું ને તેમાં આંબા ય લાગ્યા. નોકરોએ રાજાને ખબર આપી એટલું જ નહિ ભૂમિ પર પડેલ પાકેલા આમ્રફળોને રાજાના હાથમાં પણ મૂકયું.

રાજાએ આ પ્રથમ દિવ્ય આમ્રફળ કોઈ યોગ્ય પાત્રને આપવા વિચારી ચાર વેદના જાણનાર એક વૃદ્ધ પંડિતને તે ભેટ આપ્યું, પરંતુ એ ફળ ખાધા પછી એ બ્રાહ્મણ તુરત જ મૃત્યુ પામ્યો. આ સમાચાર સાંભળતા જ રાજાને ઘણો આઘાત લાગ્યો અને તેને શંકા ગઇ કે કોઇ દુશ્મને મારી હત્યા કરવા જ આ ફળ મને ભેટ આપ્યું હોવું જોઈએ. આથી રાજાએ તુરત જ આમ્રવૃક્ષને જડમૂળથી ઉખેડી નાંખવાનો હુકમ કર્યો.

આ સમાચાર આખા ગામમાં પ્રસરી ગયા. રક્તપિત્તિયા અને કોઢિયાઓએ પણ આ જાણ્યું. દુઃખ અને દર્દથી કંટાળી ગયેલા હોવાથી તે તુરત જ તે વૃક્ષ પાસે ગયા અને ત્યાં ડાળી પર જે ફળ લટકતાં હતાં તે તોડીને ખાધાં. પણ આશ્ચર્ય ! થોડીવારમાં તો તેમના શરીરમાં અભૂતપૂર્વ પરિવર્તન થઈ ગયું. તેમનો રોગ નાબૂદ થઇ ગયો અને તેઓ એકદમ સ્વરૂપવાન થઈ ગયા.

રાજાને આ પણ સમાચાર મળ્યા. તેથી તે વધુ આશ્ચર્ય અનુભવી રહ્યો. તેણે ઉદ્યાનપાલકોને બોલાવી પૂછયું: “તમે પ્રથમ ફળ ડાળી પરથી તોડીને આપ્યું હતું કે ભૂમિ પર પડેલું ફળ લઈ આવ્યા હતા ?” ઉદ્યાનપાલકોએ કહ્યું: “હે સ્વામી! અમે તો એ ફળ ભૂમિ પર પડયું હતું તે લઇને આવ્યા હતા.” એ જાણી રાજાના ખેદનો પાર ન રહ્યો. તેને સમજાયું કે ભૂમિ પર ફળ પડયું તેથી તેની પવિત્રતા નાશ પામી. સંભવ છે કે ભૂમિ પર પડેલા ફળને સર્પદંશ પણ લાગ્યો હોય. મેં પણ ઉતાવળથી વગર વિચારે વૃક્ષ કાપી નાંખવાનો હુકમ કર્યો. પરંતુ હવે રાંડયા પછીનું ડહાપણ શા કામનું ?

આ રૂપક કથા છે. તેનો ઉપનય આ પ્રમાણે છે. આમ્રવૃક્ષ એ દુર્લભ મનુષ્યભવ છે. અજ્ઞાન અને પ્રમાદમાં જે તેને વગર વિચારે જીવે છે તે મહામૂલ્યવાન મનુષ્યભવ વૃથા ગુમાવી દે છે. માટે સુજ્ઞ અને વિવેકી જનોએ પ્રમાદ કરવો નહિ. વિચારીને જીવવું. વગર વિચારે કોઇ કામ કરવું નહિ. કારણ ગયેલો સમય ફરી પાછો આવતો નથી. અને મૃત્યુ ક્યારે આવશે તે નિશ્ચિત નથી માટે પળનો પણ પ્રમાદ કરવો નહિ. દરેક પળે જાગૃત રહી આત્મધ્યાનમાં રહેવું.



## ૨૨૮

### ઉતાવળે કામ કરવું નહિ.

**सहसा विहितं कर्म, न स्यादायतिसौख्यदम् ।**
**पतत्रिहिंसकस्यात्र, महीभर्तुर्निदर्शनम् ॥**

"સહસા કામ કરવાથી પરિણામે સુખ મળતું નથી તે ઉપર પક્ષીની હિંસા કરનાર રાજાનું દષ્ટાંત છે." તે આ પ્રમાણે :

શત્રુંજય રાજાને કોઈએ એક અશ્વ ભેટ ધર્યો. અશ્વ ઉત્તમ લક્ષણવાળો તંદુરસ્ત અને આંખને જોવો ગમે તેવો હતો. રાજાએ તેની પરીક્ષા કરવાનું નક્કી કર્યું. અશ્વની પરીક્ષા ગતિથી થાય છે. કહ્યું છે કે અશ્વનું શ્રેષ્ઠ ભૂષણ ગતિ છે. રાજપત્ની તથા તપસ્વીનું ભૂષણ કૃશપણું છે. બ્રાહ્મણનું ભૂષણ વિદ્યા છે, મુનિનું ભૂષણ ક્ષમા છે અને શસ્ત્રવિદ્યાના બળથી આજીવિકા કરનાર પુરુષનું ભૂષણ પરાક્રમ છે."

રાજાએ તે ઘોડા પર સવારી કરી. એડી મારી એટલે ઘોડો પવનવેગે દોડ્યો. એવી તેજગતિથી તેણે દોટ મૂકી કે તેનું સૈન્ય પાછળ રહી ગયું. રાજા ઘોડાને રોકવા જેમ જેમ લગામ ખેંચે તેમ તેમ ઘોડો વધુ જોરથી દોડતો. છેવટે થાકીને રાજાએ લગામ જ છોડી દીધી અને ભગવાનના ભરોસે ઢીલી લગામ ઝાલી ઘોડા પર બેસી રહ્યો. લગામ ઢીલી પડતા જ ઘોડાની ગતિ ધીમી પડી. થોડી વારમાં તો તે ધીમે ધીમે ચાલવા લાગ્યો. રાજા તુરતજ ઘોડા પરથી ઉતરી ગયો. જેવો તે ઉતર્યો કે ઘોડો હાંફતો હાંફતો પડી ગયો અને મરણ પામ્યો.

રાજા ભયાનક જંગલમાં એકલો પડ્યો. તેને ખુબ જ તરસ લાગી હતી. તેણે આજુબાજુ તપાસ કરી. થોડે દૂર જતાં એક ઝાડમાંથી પાણી ટપકતું તેણે જોયું. તે તુરતજ ત્યાં ગયો. પાંદડાનો પડિયો બનાવ્યો એ પડિયાને પાણી ટપકતું હતું તેની નીચે મૂકયો.

આ પડિયાને એ ઝાડ ઉપર બેઠેલા એક પક્ષીએ જોયો. તેને ખબર હતી કે એ પડિયામાં પાણી નહોતું ભરાતું પણ ઝેર ભરાતુ હતું. આથી તે પક્ષીએ રાજાનો જીવ બચાવવા રાજા પડિયાને મોંએ માંડવા ગયો ત્યાં જ તેણે ઝડપથી નીચે ઉતરી પોતાની ચાંચથી તે પડિયાને ફેંકી દીધો. આવી રીતે બબ્બેવાર પક્ષીએ પડિયો ફેંકી દીધો. આથી રાજાએ ત્રીજીવાર એ પક્ષીને મારી નાંખવાનો નિર્ણય કર્યો. પડિયાને હાથમાં પકડી તેણે હાથમાં કોરડો–રાખ્યો. પક્ષીએ આ જોયું. પરંતુ તેણે જાનના જોખમે પણ રાજાનો જીવ બચાવવાનો નિર્ધાર કર્યો. ત્રીજીવાર પણ તેણે પડિયો પાડી નાખ્યો, એટલે રાજાએ તેને કોરડાથી મારી નાખ્યો. થોડી વારે રાજાને વિચાર આવ્યો કે આમાં જરૂર કંઇક

ભેદ હોવો જોઇએ. આ પક્ષીએ ત્રીજીવાર આવું સાહસ શાને કર્યું ? જ્યાંથી પાણી ટપકતું હતું તે જગ્યાએ જોવા રાજા ઝાડ પર ચઢ્યો. જોયું તો ત્યાં એક મોટો અજગર મરેલો પડ્યો હતો. તેનું મોં ખૂલ્લુ હતું અને તેમાંથી ગરલ (વિષ) ટપકતું હતું રાજાને હવે પસ્તાવો થયો. ઝાડ પરથી ઉતરી તેણે પક્ષીના મૃત દેહને સાથે લઈ લીધો અને નગરમાં જઈ તેનો ભવ્ય અગ્નિસંસ્કાર કર્યો.

આ દૃષ્ટાંતનો ઉપનય આ પ્રમાણે છે. ચાર ગતિમાં ભ્રમણ કરનાર જીવ તે રાજા સમાન છે. મોક્ષ આપનાર જિનવાણી પક્ષી સમાન છે. પક્ષી સમાન સમગ્ર જીવને ઉપકાર કરનાર જિનવાણીને પામીને જે પ્રાણી મિથ્યાત્વરૂપી કોરડાથી તેને હણે છે, તેને મહામૂર્ખ જાણવો. કહ્યું છે કેઃ—

"હે આત્મા ! પથ્થરના તળીયા સરખા કઠોર તારા હૃદય ઉપર સિદ્ધાંતરૂપી રસ વહે છે તથાપિ તે રસ તારા હૃદયમાં પ્રવેશ પામતો નથી. કારણ તારા હૈયે જીવદયારૂપી આર્દ્રતા નથી તેથી શુભ ભાવનારૂપી અંકુરની શ્રેણી તેમાં ઉગતી જ નથી."

જેના હૈયે કરુણા હોય છે, દયાભાવ હોય છે તેના હૈયે જ શુભ ભાવના જાગે છે. આવી ભાવના આસન્નસિદ્ધિ જીવોને જ હોય છે. આ ઉપરાંત સિદ્ધાંતનું અધ્યયન કરીને પણ જેઓ પ્રમાદને છોડતા નથી તેમનો તમામ અભ્યાસ વ્યર્થ છે. કહ્યું છે કે :—

"લોકમાં પૂજાવાને માટે જિનાગમ જાણનાર અને દુર્ગતિમાં પડનાર એવા પ્રમાદી પુરૂષને જિનાગમ વ્યર્થ છે કેમ કે દીવાની જ્યોતમાં મોહ પામેલા અને દીવામાં પડનારા એવા પતંગિયાને ચક્ષુ શા કામના ?"

સિદ્ધાંતરૂપી ચક્ષુ વિરતિવંત પુરૂષને પરમ ઉપકાર કરનાર થાય છે માટે તેવી ઈચ્છાથી શાસ્ત્રો ભણવા જોઇએ. કહ્યું છે કેઃ—

"લોકોને રંજન કરવા માટે શાસ્ત્રો ભણીને પંડિતના નામ માત્રથી શું હર્ષ પામે છે ? પરંતુ એવું કંઇક ભણ અને કર કે જેથી સંસારરૂપી સમુદ્ર તરી જવાય"

ચારગતિરૂપ સંસારના દુઃખનું વર્ણન આ પ્રમાણે બતાવવામાં આવ્યું છે "જે નરકના એક પરમાણુની દુર્ગંધથી પણ સમગ્ર નગરના મનુષ્યોનું મૃત્યુ થાય છે, જે નરકમાં સાગરોપમ પ્રમાણ નિરૂપક્રમી આયુષ્ય છે, જે નરક ભૂમિનો સ્પર્શ કરવત કરતા પણ અત્યંત તીક્ષ્ણ અને કઠોર છે, જેમાં ટાઢ, તાપ વગેરે દુઃખોનો પાર નથી, જે નરકમાં પરમાધામી દેવતાઓએ કરેલી વિવિધ પ્રકારની વેદનાઓ છે અને જેમાં નારકી જીવોના આક્રંદથી આકાશ રડી ઊઠે છે એવા ભવિષ્યમાં પ્રાપ્ત થનાર નરકથી હે મૂર્ખ ! તું કેમ ભય પામતો નથી કે જેથી ક્ષણમાત્ર સુખને આપનારા વિષય અને કષાયથી હર્ષ પામે છે ?"

"બંધન પામવું, સતત રોજ ભાર વહન કરવો, માર સહન કરવો. ક્ષુધા, તૃષા અને સહન ન થઈ શકે તેવા તાપ, ટાઢ અને પવન વગેરે સહન કરવા તેમજ સ્વમતિ

થકી તથા પરજાતિથી ભય અને અકાળ મૃત્યુ વગેરે તિર્યંચગતિમાં દારૂણ દુઃખો છે.”

“કાંઈપણ ઉદરપૂર્તિ કે દ્રવ્ય પ્રાપ્તિ વગેરે કારણ વિના ફોગટ નિરંતર ઈન્દ્રાદિકની સેવા કરવી, વધુ શક્તિશાળી દેવતાઓથી પરાભવ પામવો, બીજાને વધારે ઋદ્ધિમાન અને સુખી જોઈને ઈર્ષ્યા આવવી, આગામી ભવમાં ગર્ભમાં સ્થિતિ થવાની જોઈને તેમજ દુર્ગતિ થવાની જોઈને તેથી ભયભીત રહેવું. ઈત્યાદિ દેવગતિમાં પણ નિરંતર દુઃખો રહેલાં છે. તેથી સરવાળે દુઃખ આપતા એવા સુખનો શો અર્થ ?”

“વળી મનુષ્યગતિમાં પણ સાત પ્રકારનો ભય, અન્ય જનોથી પરાભવ, ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સંયોગ, અનેક પ્રકારના વ્યાધિયો, કુપુત્રાદિ સંતતિ વગેરેથી થતા દુઃખો રહેલા છે. આથી મનુષ્યભવ પણ નિરસ અને અસાર લાગે છે તો તેને તું પુણ્યોપાર્જનથી સરસ અને સાર્થક કર.” [ આ પાંચે ય શ્લોકાર્થ શ્રી અધ્યાત્મ કલ્પદ્રૂમમાંથી લીધા છે. ] આમ ચાર ગતિમાં દુઃખો રહેલા છે.

**पक्षिसमं नृणां जन्म, गुणाकरं प्रमादतः ।**
**लब्ध्वा न हिंसनीयं तत्, येन त्वं सद्गतिं भजेः ॥**

“પક્ષી સમાન ગુણના સ્થાનભૂત આ મનુષ્યજન્મને પામીને પ્રમાદ વડે તેને હણી નાખવો નહિ. [ અર્થાત્ વૃથા ખોઈ નાંખવો નહિ કે હારી જવો નહિ ] તેથી તને સદ્ગતિ મળે.



## ૨૨૯

## પાંચ કારણો.

**कालादिपंचभिः कार्यमन्योऽन्यं सव्यपेक्षकैः ।**
**संपृक्ता यांति सम्यक्त्वमिमे व्यस्ताः कुदर्शनम् ॥**

“કાળ વગેરે પાંચ કારણો પરસ્પર અપેક્ષાવાળા થઈને કાર્ય સાધે છે. તે પાંચને સંબંધવાળા માનવાથી સમ્યક્ત્વ કહેવાય છે અને જુદા અંગીકાર કરવાથી મિથ્યાત્વ કહેવાય છે.”

જૈનમત પ્રમાણે સર્વ દૃષ્ટ અને અદૃષ્ટ કાર્ય કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ અને પુરુષાર્થ એ પાંચ કારણોથી સિદ્ધ થાય છે. તે પાંચે ય અનેકાનેક સ્વભાવવાળા

હોવાથી દરેક કાર્ય સાધવામાં સમર્થ છે. શ્રી સિદ્ધસેનદિવાકર સૂરિજી મહારાજે સંમતિ સૂત્રના ત્રીજા કાંડમાં કહ્યું છે કે :—

कालो सहाव नियइ पुव्वकयं पुरिसकारणं पंच ।
समवायें सम्मत्तं, एगंते होइ मिच्छत्तम् ॥

"કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ અને પુરુષાર્થ એ પાંચે સમવાય વડે કાર્યસિદ્ધિ માનવાથી સમ્યક્ત્વ હોય છે અને તેમાંના કોઈપણ એકથી કાર્યસિદ્ધિ એકાંતે માનવાથી મિથ્યાત્વ હોય છે."

એકાંત પક્ષ માનનાર કાળવાદી કહે છે: "કાળ સર્વ પ્રાણીને સર્જે છે, કાળ પ્રજાનો સંહાર કરે છે, અને કાળ સર્વ સૂતા હોય ત્યારે પણ જાગૃત હોય છે. માટે કાળનું ઉલ્લંઘન કરવું અતિ મુશ્કેલ છે."

પ્રથમ તો કાળે કરીને ગર્ભ ઉત્પન્ન થાય છે, કાળે કરીને વૃદ્ધિ પામે છે અને કાળે કરીને જન્મે છે. કાળે કરીને તીર્થંકર થાય છે. જીવો કાળ લબ્ધિ પામીને સિદ્ધ થાય છે. યોગ્ય કાળે જ આત્માને અનંત આનંદરૂપ ક્ષાયિક રત્નત્રય વગેરેની પ્રાપ્તિ થાય છે અને કાળ જ ભાવધર્મને ઉત્પન્ન કરે છે. એમ ન હોય તો આ વર્તમાનકાળમાં મનુષ્ય ભવ તથા જૈનશાસન વગેરે સામગ્રી પામ્યા છતાં પણ કેમ કોઈ સિદ્ધ થતા નથી ? માટે કાળ જ સર્વ આપે છે અને નાશ કરે છે. કાળે કરીને જ દાંતનું ઉગવું, પગે ચાલવું, બોલવું વગેરે યાવત્ મૃત્યુ સુધીના સમગ્ર ભાવો થાય છે. એ જ પ્રમાણે કાળે કરીને ઉનાળો, શિયાળો, ચોમાસું વગેરે થાય છે. આમ કાળ જ સર્વનું કારણ છે.

સ્વભાવવાદી કહે છે: "કાળ એકલો બિચારો શું કરી શકે ? સ્વભાવથી જ સ્ત્રી–પુરુષના સંયોગથી ગર્ભની ઉત્પત્તિ, વૃદ્ધિ, જન્મ વગેરે ભાવો થાય છે. મોરનાં પીંછાનું ચિત્રણ અને કાંટામાં તીક્ષ્ણતા કોણ કરે છે ? તે કાળે કરીને સમગ્ર સૃષ્ટિ હોય તો માનવબાળ અમુક માસ થયા પછી જ ચાલતા–બોલતા શીખે છે. જ્યારે અન્ય પશુ–પક્ષીના બાળ જન્મતાં જ ચાલવા માંડે છે તેનું શું કારણ ? માટે સર્વનું કારણ સ્વભાવ જ છે.

નિયતિવાદી કહે છે: "કાળ તથા સ્વભાવ શું કરે ? નિયતિ અર્થાત્ ભવિતવ્યતા જ સર્વનું કારણ છે. કારણ કાળ અને સ્વભાવ હોવા છતાં ય જેના ભાગ્યમાં પુત્રાદિક થવાના હોય તેને જ તે થાય છે. કોડિઓને ઊંચે ઉછાળીએ તો તેમાંથી કેટલીક કોડી ઊંધી પડે છે અને કેટલીક ચત્તી પડે છે: આમાં કાળ અને સ્વભાવનું કેટલું પ્રમાણ છે ? પરંતુ તે જેવી રીતે પડવાની હોય છે તેવી જ રીતે પડે છે. આથી ભવિતવ્યતા જ પ્રમાણ છે.

એક શિકારી વૃક્ષ ઉપર બેઠેલા એક પક્ષીને મારવા બાણ છોડે છે. એ વૃક્ષ ઉપર એક બાજપક્ષી તે પક્ષી પર તરાપ મારી રહ્યું હતું. ત્યાં બાણ તે પક્ષીને બદલે બાજ-પક્ષીને વાગ્યું. અહીં શિકારીને સર્પે ડંખ માર્યો અને પેલું પક્ષી નિર્વિઘ્ને ઊડી ગયું.

આ પ્રમાણે નિયતિ વિના બની શકે નહિ. બે પાંખીયા હુમલામાં પણ તે પક્ષી બચી ગયું. માટે નિયતિ જ સર્વનું કારણ છે.

કર્મવાદી કહે છે: "કાળ સ્વભાવ અને નિયતિમાં શું તાકાત છે ? સઘળી તાકાત તો કર્મમાં જ છે. પૂર્વે કરેલાં કર્મ જ સુખ–દુઃખના કારણભૂત છે. કર્મના કારણે જ ક્ષત્રિય હોય તે ચાંડાળ થાય છે, સ્વામી હોય તે સેવક થાય છે અને ઇન્દ્ર હોય તે રંક થાય છે, તેમજ ચાંડાળ શ્રોત્રિય થાય છે અને રંક રાજા થાય છે. કહ્યું છે કે: "જેમ જેમ પૂર્વે કરેલા કર્મનું ફળ નિધાનની જેમ પ્રાપ્ત થાય છે તેમ તેમ પૂર્વે કર્મને અનુસરતી બુદ્ધિ હાથમાં દીવાની જેમ પ્રવર્તે છે."

પૂર્વ કર્મના બળથી જ પ્રાણી ન જોયેલા, ન જાણેલા, ન ઇચ્છેલા સ્થાને દોડી જાય છે. એક ઉંદરે કરંડિયો જોયો. ખાવાનું હશે એમ ધારી ઉંદર તેમાં કાણુ પાડી પેઠો. તે કરંડીયામાં પૂરેલો સાપ હતો. ભૂખ્યો સાપ ઉંદરને ગળી ગયો. અને જે કાણામાંથી ઉંદર પેઠો હતો તે જ કાણામાંથી સાપ કરંડિયામાંથી બહાર નીકળી ગયો. આમ કર્મ જ બધાનું મૂળ કારણ છે.

પુરુષાર્થવાદી કહે છે: "કર્મથી શું વળે ? પુરુષાર્થ જ સર્વનું કારણ છે. કર્મથી જ બધું થતું હોય તો બધા જ હાથ જોડીને નિરાંતે બેસી રહે, પરંતુ તેમ કોઈ કરતું નથી. દરેકે પુરુષાર્થ કરવો પડે છે. તીર્થંકર પરમાત્મા પણ કર્મનો ક્ષય કરવા પુરુષાર્થ કરે છે. આથી પુરુષાર્થ જ બળવાન છે."

આ બધી માન્યતા એકાંતિક છે, સાપેક્ષ છે. કાળવાદી કાળથી જ બધું માને છે તે અયોગ્ય છે. કારણ સમયાદિકથી પરિણામ પામતો કાળ સમાન હોવા છતાં પણ ફળમાં વૈવિધ્ય હોય છે. દા. ત. એક શેઠને ત્યાં અનેક નોકર ચાકરો છે. દરેક જણ સરખા પ્રહર જ કામ કરે છે. પરંતુ દરેકના પગાર અને પ્રતિષ્ઠા ભિન્નભિન્ન હોય છે. બીજ એક સરખા વાવેલા હોય છે. પરંતુ તેથી વિકસતા વૃક્ષ ભિન્નભિન્ન પ્રમાણના હોય છે. આથી કોઈ એકાદને જ સર્વનું કારણ માનવામાં મિથ્યાત્વ છે. પાંચે કારણો પરસ્પર મળવાથી પોતપોતાના સ્વરૂપનો ત્યાગ કર્યા વિના કાર્યસિદ્ધિ કરી આપે છે. તેમ માનવાથી જીવ સમ્યક્ત્વને પામે છે. માત્ર એકાદ કાળ, સ્વભાવ, નિયતિ કે પુરુષાર્થથી કશું કાર્ય થતું નથી. આ અંગે ભગવતી સૂત્રની વૃત્તિના પહેલા શતકના પ્રથમ ઉદ્દેશામાં કહ્યું છે કે:—

"ભવિષ્યમાં વેદવા લાયક કર્મનો ક્ષય કરવા માટે કારણ વિશેષે કરીને તેને ખેંચીને ઉદયાવળીમાં પ્રવેશ કરે તે ઉદીરણા કહેવાય છે. તે ઉદીરણાદિકમાં કાળ, સ્વભાવ વગેરે પાંચે કારણભૂત છે. તો પણ પુરુષાર્થને મુખ્ય કારણ બતાવતાં કહે છે કે जं तं भंते अप्पणाचेव उदीरेति । હે ભગવાન્ ! તે કર્મની ઉદીરણા આત્મા પોતે જ કરે છે.

આ કાળાદિક એક વખત કાર્યની અપેક્ષાએ કારણભૂત થાય છે. તે વિષે બીજા

શ્રુતસ્કંધમાં " નત્થિ ધમ્મે અધમ્મે અ " ઇત્યાદિ કહ્યું છે. અર્થાત્ શ્રુત ચારિત્રાત્મક એવો જે આત્માનો પરિણામ તે કર્મક્ષયનું કારણ હોવાથી ધર્મ; અને મિથ્યાત્વ, અવિરતિ પ્રમાદ કષાય અને યોગરૂપ જે આત્માના પરિણામ તે કર્મબંધના કારણ હોવાથી અધર્મ કહેવાય છે. આવા પ્રકારના ધર્મ અને અધર્મ કાળવાદી, ઈશ્વરવાદી વગેરે માનતા નથી.

પરંતુ ધર્મ અધર્મ વિના એકાંતપણે કાળ વગેરે જ સર્વ જગતની વિચિત્રતાનું કારણ છે તેવું એકાંતે કદી માનવું નહિ. કારણ ધર્મ અને અધર્મ વિના સંસારની વિચિત્રતા ઘટતી નથી. ધર્મ એ સમ્યગ્દર્શન છે. અધર્મ મિથ્યાદર્શન છે. સમ્યગ્દષ્ટિએ તે પાંચે કારણરૂપે જાણેલા છે. કારણ તે જ રીતે સૃષ્ટિની સિદ્ધિ તેણે જોઈ છે.

શિષ્ય પ્રશ્ન કરે છે : અભવ્ય પ્રાણી અનેક જીવ સિદ્ધિ ગયાના કાળને પામ્યો છે તો પણ તે અભવ્ય કેમ સિદ્ધિ પામતો નથી ?

ગુરુ : " અભવ્ય પ્રાણીનો સ્વભાવ સિદ્ધિએ જવાનો નથી. કોઈ કાળે પણ તેને એવો ભાવ થતો નથી. કારણ તેને પહેલું મિથ્યાત્વ ગુણસ્થાનક અનાદિ અનંત ભાંગે છે. "

શિષ્ય : " તો મુક્તિ પામવાના સ્વભાવવાળા બધા જ ભવ્ય જીવો એક જ કાળે કેમ સિદ્ધિ પામતા નથી ? "

ગુરુ : " નિશ્ચયે કરીને સમ્યક્ત્વાદિ ગુણ જાગૃત થાય ત્યારે મોક્ષ મળે છે માટે નિયતિ હોવી જોઈએ. "

શિષ્ય : " હે પૂજ્ય ! સમ્યક્ત્વાદિ ગુણશ્રેણી ઉત્પન્ન થઈ હોવા છતાં ય શ્રેણિક રાજાની મુક્તિ કેમ ના થઈ ? "

ગુરુ : " પૂર્વના કર્મનો ક્ષય થયો નહોતો, તેમજ પુરુષાર્થનો–પંડિતવીર્યનો ઉલ્લાસ થયો નહોતો તેથી સમ્યક્ત્વ છતાં મુક્તિ પામ્યા નહિ. "

શિષ્ય : " હે ગુરુદેવ ! શાલિભદ્રે મોક્ષને માટે ઘણો ઉદ્યમ કર્યો હતો છતાં ય તે કેમ મોક્ષે ગયા નહિ ? "

ગુરુ : " હે વત્સ ! પૂર્વના શુભ કર્મ અવશેષ રહ્યા હતા તેથી તે કેવી રીતે મોક્ષે જાય ? "

શિષ્ય : " હે ભગવન્ ! મરુદેવા માતાને ચાર કારણો મળ્યા હતા પણ તેમણે મોક્ષને માટે કોઈ પુરુષાર્થ કર્યો નહતો છતાંય તે કેમ મોક્ષે ગયા ? "

ગુરુ : " મરુદેવા માતાએ શુક્લધ્યાનથી ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈને અનંત વીર્યનો [પુરુષાર્થ] ઉલ્લાસ કર્યો હતો તેથી તે સિદ્ધિપદને પામ્યા હતા. "

આમ કાળ, સ્વભાવ વગેરે પાંચ હેતુ મળીને જ કાર્યની સિદ્ધિ થાય છે. જેઓ આ પાંચના સમુદાયને માનતા નથી. તેઓને જૈનધર્મનો લોપનારા સમજવા.

---

## ૨૩૦

## ભવિતવ્યતા અંગે રાવણની કથા.

भवितव्यविपर्यासं, मत्तोऽसौ दशकंधरः ।
कर्तुं समर्थो नैवाभूत्, स श्रीपूज्यैः प्रबोधितः ॥

"મદોન્મત્ત એવો રાવણ પણ ભવિતવ્યતાને મિથ્યા ન કરી શક્યો. પૂજ્ય મુનિરાજે તેને બોધ પમાડ્યો.

રાવણના દરબારમાં એક નૈમિત્તિક આવ્યો. વાતચીતમાં તેણે કહ્યું: દરેક પ્રાણીનું મરણ નિશ્ચિત છે. જે જન્મે છે તે અવશ્ય મૃત્યુને પામે છે." રાવણે તેનો પ્રતિવાદ કરતા કહ્યું: "બધા પ્રાણીઓમાં હું અપવાદ છું. યમ મારો સેવક છે. આથી મારું મૃત્યુ થવાનું નથી." ત્યારે નૈમિત્તિકે આગાહી કરી: "હે લંકેશપતિ! આવું અભિમાન રાખવું યોગ્ય નથી. આપનું પણ મરણ નિશ્ચિત છે. મૃત્યુમાં કોઈ અપવાદ હોતો નથી. તમારું મરણ દશરથ રાજાના પુત્ર શ્રી રામના હાથે થશે."

મંત્રીઓએ પણ આ વાતનું સમર્થન કરતા કહ્યું: "હે રાજન્! મૃત્યુ અનિવાર્ય છે. આ બિલકુલ સત્ય કહે છે. ભાવિ મિથ્યા નથી થતું." રાવણે અટ્ટહાસ્ય કરતાં કહ્યું: "ભવિતવ્યતા મારી આગળ રાંક છે. તે મારું કશું જ બગાડી શકે તેમ નથી. કારણ કે ઉત્તમ પુરુષોને તો પુરુષાર્થ જ પ્રમાણ છે."

"લંકેશ!" નૈમિત્તિકે વિનમ્રતાથી કહ્યું, "એ એકાંતિક મત છે. ભવિતવ્યતાનું પણ મહત્ત્વ છે. આવા જ એક નિશ્ચિત ભાવિની તમને વાત કહું છું. ચંદ્રસ્થળના રાજાની પુત્રી રત્નસ્થળના રાજાના પુત્ર સાથે આજથી સાતમા દિવસે પરણશે. આ ભાવિ નક્કી છે. હવે આ ભાવિને મિથ્યા કરવાનું તમારું સામર્થ્ય હોય તો તેને મિથ્યા કરી બતાવો."

રાવણ: "એ બંનેની માહિતી આપો એટલે તેમનું ભાવિ મિથ્યા કરી બતાવું." નૈમિત્તિકે કહ્યું: "રત્નસ્થળના રત્નસેન રાજાએ પોતાના યુવાન પુત્ર રત્નદત્ત માટે કન્યા શોધવા ચાર મંત્રીઓને ચાર દિશામાં મોકલ્યા. સાથે રત્નદત્તનું ચિત્ર અને લગ્નપત્રિકા આપી. તેમાંથી ત્રણ મંત્રીઓ નિરાશ થઈ પાછા આવ્યા. ચોથો મંત્રી ઉત્તર દિશામાં ગયો. ચન્દ્રસ્થળ પહોંચી ચન્દ્રસેન રાજાની પુત્રી ચન્દ્રાવતીને રત્નદત્તનું ચિત્ર બતાવ્યું. બંનેની લગ્ન પત્રિકા મેળવી જોઈ. બધું બરાબર લાગ્યું. ચન્દ્રાવતીએ રત્નદત્તને પસંદ કર્યો. રાજાએ મુહૂર્ત જોવડાવ્યું. જોશીઓએ કહ્યું: "રાજન્! આજથી બારમા દિવસે લગ્ન માટેનું સર્વોત્તમ મુહૂર્ત આવે છે." બાર દિવસમાં લગ્ન કેવી

રીતે ગોઠવવા? બંને સ્થળ વચ્ચે હજારો યોજનનું અંતર હતું. ત્યારે મંત્રીએ કહ્યું : "વાયુવેગી લાલ વર્ણની સાંઢણી આપો તો કુમારને શીઘ્રતાથી અહીં લઇ આવીશું." આ મંત્રી સાંઢણી લઇને રત્નસ્થળ પહોંચી ગયા છે. રત્નદત્તે ચન્દ્રાવતીનું ચિત્ર જોઇને તેને પણ પસંદ કરી છે. અત્યારે એ કુમાર એ સાંઢણી પર સવાર થઈ પરણવા જઇ રહ્યો છે તો હે લંકાપતિ રાજન્! હવે તમે તેમના ભાવિને મિથ્યા બનાવો.

રાવણે પૂરી વિગત સાંભળીને તુરત જ તક્ષક નાગને હુકમ કર્યો: "હે નાગ! તમે અહીંથી રત્નદત્ત પાસે જાવ અને તેને એવો ડંખ મારો કે તેનું તત્કાળ મરણ થાય." આજ્ઞા મળતાં જ તક્ષક નાગ રત્નદત્ત પાસે પહોંચ્યો. તે સમયે રત્નદત્ત સાંઢણી પર સવાર થવા માટે એક પગ પેગડામાં મૂકી રહ્યો હતો. એ જ સમયે તક્ષકે ડંખ માર્યો. તીક્ષ્ણ અને ઝેરી ડંખથી રત્નદત્ત ભૂમિ પર ગબડી પડ્યો.

તક્ષક નાગને હુકમ કર્યા પછી રાવણે રાક્ષસ સેવકો પાસે રાજકન્યા ચન્દ્રાવતીનું અપહરણ કરાવી પોતાની પાસે મંગાવી એ કન્યાને નૈમિત્તિકને પણ બતાવી. તેણે કહ્યું કે 'હા, આ જ કન્યાના લગ્ન રત્નદત્ત સાથે સાતમે દિવસે થનાર છે. રાવણે તિમંગળી રાક્ષસીને બોલાવી. એ સાથે જ એક મોટી પેટીમાં ચન્દ્રાવતીને બંધ કરી. તે પેટીમાં સાત દિવસ સુધી ચાલે એટલા અન્નપાણીની પણ વ્યવસ્થા કરી પછી તિમંગળીને કહ્યુ: "આ પેટીને તું તારા દાંતથી પકડી રાખજે અને પેટીને ઊંચકીને સમુદ્રમાંજ સાત દિવસ રહેજે. સાતેય દિવસ સમુદ્રમાં ઉંચું મોં રાખીને પેટીને મોંથી પકડી રાખીને જ રહેજે. જેથી આ કન્યાને કોઈ જોઈ પણ ન શકે. પછી હું બોલાવું ત્યારે તું પાછી આવજે."

આ બાજુ રત્નદત્તને મૂર્ચ્છા પામેલો જોઇ રત્નસેને મંત્રવાદીઓને બોલાવ્યા પણ કોઈ મંત્રથી ઝેર ઉતર્યું નહિ. રાજાએ નગરમાં ઘોષણા કરાવી. એ સાંભળી એક વૃદ્ધ નૈમિત્તકે રાજાને કહ્યું : "હે રાજન્! તમે રાજપુત્રની જરાપણ ચિંતા કરશો નહિ. આ વિષની મૂર્ચ્છા છ મહિના સુધી રહે છે. માટે તમે રાજપુત્રને એક પેટીમાં પૂરીને સમુદ્રમાં તરતા મૂકો. નિમિત્ત શાસ્ત્ર કહે છે કે રાજપુત્રનું વિષ સમુદ્રમાં જ ઉતરી જશે અને અંતે સૌ સારા વાનાં થશે." આથી રાજાએ રત્નદત્તને પેટીમાં પૂરીને એ પેટી સમુદ્રમાં તરતી મૂકી.

આ પેટી તરતી તરતી તિમંગળી રાક્ષસી તરફ આવી. એ સમયે એ રાક્ષસી પોતાની પેટી મૂકીને ક્યાંક આઘીપાછી થઈ હતી. પેટીમાં પૂરાયેલી ચન્દ્રાવતીએ એ તક જોઇને પેટીનું બારણું ખોલ્યું, ત્યાં તેને તણાઈને આવેલી લાગલી જ બીજી પેટી દેખાઇ. કુતૂહલથી વશ તેણે એ પેટીને ઉઘાડી; તો તેમાં પોતાનો જ પ્રિયતમ જોયો. તેણે તુરત જ વિષ હરણ મુદ્રિકાથી રત્નદત્ત પર જળ છંટકાવ કર્યો. મંત્રના પ્રભાવથી રત્નદત્ત ઊંઘમાંથી જાગતો હોય તેમ જાગવા માંડ્યો. સંપૂર્ણ ભાન આવતાં તેને ઓળખ પડી કે અરે? આ તો એ જ કન્યા છે જેને હું પરણવા જઈ રહ્યો હતો."

અચાનક મિલન થઇ જતાં બંનેના હૈયા પ્રેમથી ઉભરાઈ આવ્યા. પરંતુ સમય ગુમાવવો પોષાય તેમ ન હતો. રાક્ષસી ક્યારે પણ પાછી ફરે તેમ હતી. તુરત જ તેમણે બંનેએ ગાંધર્વ લગ્ન કર્યા અને બંને એક સાથે જ રાવણવાળી પેટીમાં સંતાઈ ગયાં. રાક્ષસી આવી અને તેણે ફરીથી પેટીને દાંતથી ઉંચકી લીધી.

આઠમે દિવસે રાવણે રાક્ષસીને પેટી સહિત રાજદરબારમાં બોલાવી. નૈમિત્તિકને પણ બોલાવ્યો અને કહ્યું: "કહો હવે ચન્દ્રાવતીનું લગ્ન થઇ ગયું ?"

"લંકાધિપતિ! મેં ત્યારે જે કહ્યું હતું તે જ આજે પણ કહું છું. ભવિતવ્યતા કદી મિથ્યા નથી થતી. બંનેના લગ્ન સાતમે દિવસે જ થઇ ગયા છે. નૈમિત્તિકે નીડરતાથી કહ્યું.

રાવણે અટ્ટહાસ કરતાં કહ્યું: નૈમિત્તિક હજી તમે રાવણની શક્તિથી અપરિચિત છો. શું તમારા દેખતા જ આ પેટીમાં ચન્દ્રાવતીને નહોતી પૂરી ? તો ય તમે કહો છો કે ભવિતવ્યતા મિથ્યા નથી થતી ? તો ઉઘાડો પેટી અને જુઓ. ચન્દ્રાવતી હજી કુંવારી છે કે પરણેલી ?" અને રાવણે પોતાના પ્રચંડ ભુજાબળથી પેટી ઉઘાડી.

આશ્ચર્ય ! રાવણ રાક્ષસી અને સૌ દરબારી જનોની આંખો પહોળી થઈ ગઇ ! પેટીમાંથી ચન્દ્રાવતી અને રત્નચંદ્ર બંને છેડાછેડી બાંધેલી હાલતમાં બહાર નીકળી આવ્યા. આ જોઇ રાવણને પ્રતીતિ થઈ કે મારું પણ મરણ નિશ્ચિત જ છે. હું લાખ ઉપાય કરું તો પણ મૃત્યુથી બચી શકવાનો નથી. છતાં ય એક દિવસ તેણે શ્રી મુનિચંદ્ર આચાર્યને પૂછ્યું: "હે ભગવંત ! મૃત્યુને જીતવાનો કોઈ ઉપાય છે ?" ત્યારે ગુરુ-મહારાજે કહ્યું.

"પંડિતને, વેદસ બ્રાહ્મણને, ધન સુવર્ણની સમૃદ્ધિવાળાને, બાહુના પરાક્રમવાળા રાજાને, નિરંતર તપસ્યા કરનારને, સારી સ્થિતિવાળાને અથવા નબળી સ્થિતિવાળાને કોઈને પણ મૃત્યુ છોડતું નથી. કારણ કે વનમાં રહેલા દાવાનળની જેમ યમ સર્વ-ભક્ષી છે."

"જે અસુરકુમારો પાતાળમાં વસેલા છે, જે વ્યંતરો સ્વેચ્છાચારી છે, જે જ્યોતિષ વિમાનવાસી દેવો તારા અને ચંદ્ર વગેરે છે અને જે સુધર્માદિક વિમાનમાં સુખેથી વસેલા વૈમાનિક દેવતાઓ છે, તે સર્વે પણ પરાધીનપણે યમરાજાના વાસમાં જાય છે. અર્થાત્ મરણ પામે છે તો પછી હે રાવણ ! તું શા માટે શોક અને ચિંતા કરે છે ?"

આચાર્યશ્રીના આ ઉપદેશથી રાવણ ધર્મધ્યાનમાં વધુ રત રહેવા લાગ્યો. ભવ્ય જીવોએ પણ મૃત્યુને નિશ્ચિત જાણીને જીવનની પળેપળનો ઉપયોગ આત્મસાધનામાં કરવો જોઇએ.



★

# ૨૩૧

## કર્મપરિણામની પ્રબળતા.

देवेन्द्रा दानवेन्द्राश्च, नरेन्द्राश्च महाबलाः ।
नैव कर्मपरिणामन्यथा कर्तुमीश्वराः ॥

"દેવેન્દ્રો, દાનવેન્દ્રો તેમજ બળવાન રાજાઓ પણ કર્મના પરિણામને મિથ્યા કરવા સમર્થ નથી." આ વિધાનને સ્પષ્ટતા કરતું એક દૃષ્ટાંત આ પ્રમાણે છે:—

ભાવિની રિપુમર્દનની એકની એક રાજપુત્રી હતી. પોતાને કોઇ જ પુત્ર ન હોવાથી રિપુમર્દન ભાવિનીને હવેલીમાં રાખતો હતો તેના માટે અતૂટ મમતા હતી. ભાવિની જે માગે તે તેને લાવી આપતો.

આ ભાવિની જે કળાચાર્ય પાસે અભ્યાસ કરતી હતી તેજ કળાચાર્ય પાસે ધનદત્તનો પુત્ર કર્મરેખ પણ અભ્યાસ કરતો હતો. ધનદત્તનો આ આઠમો સૌથી નાનો પુત્ર હતો. પિતાનો તે અતિ લાડકો હતો. ભાવિની કરતા ઉંમરમાં તે નાનો હતો.

એક દિવસ ભાવિનીએ કળાચાર્યને પૂછ્યું: "ગુરુદેવ! મારો ભર્તાર કોણ બનશે?" કળાચાર્યે લગ્ન વગેરે જોઇને ગંભીરતાથી કહ્યું: "વત્સ! સાંભળીને તને કદાચ આઘાત લાગશે. પરંતુ નિમિત્તશાસ્ત્ર કહે છે તે પ્રમાણે તારો ભર્તાર આપણે ત્યાં અભ્યાસ કરે છે તે કર્મરેખ બનશે."

આ સાંભળી ભાવિનીનું મોં પડી ગયું. તેના હૈયે આઘાત લાગ્યો. ઘડીભર તો તે માની શકી જ નહિ, પરંતુ કળાચાર્યે ખૂબ જ સ્પષ્ટતાથી કહ્યું હતું. આથી શંકાનું કોઇ કારણ ન હતું. તેનું મન ખિન્ન થઈ ગયું: શું કર્મરેખ મારો પતિ બનશે? એક કંગાળ અને દીન સાથે મારા લગ્ન થશે? એક બટુક સાથે મારે આખી જિંદગી જીવવી પડશે? નહિ, નહિ. હું હરગીજ તેની સાથે લગ્ન નહિ કરું."

ખૂબ જ વિચાર કરી તેણે પિતાને કર્મરેખની હત્યા કરવા સમજાવી લીધા. પુત્રીની મમતામાં રિપુમર્દને છળકપટથી કર્મરેખને રાજદરબારમાં બોલાવ્યો અને કોઈ ન જાણે તેમ ચાંડાલોને તેનો વધ કરી નાંખવા સોંપી દીધો. ચાંડાલો કર્મરેખને ગુપ્ત સ્થળે વધ કરવા લઈ ગયા. પરંતુ વધસ્થાન સુધી પહોંચતાં તેમના હૈયે કરુણા ફુટી. તેમને કર્મરેખ પર દયા આવી. નિરર્થક બાળહત્યા શા માટે કરવી વગેરે વિચારથી તેમણે કર્મરેખને સુદૂર જંગલમાં જીવતો છોડી મૂક્યો. રાજાનો ઈરાદો જાણી કર્મરેખ પણ ગામ છોડીને મુઠ્ઠી વાળીને ભાગ્યો. ભાગતો ભાગતો તે શ્રીપુર ગામની નજીક પહોંચ્યો અને ત્યાં રસ્તામાં જ ઝાડ નીચે થાક અને ભૂખના કારણે સૂઈ ગયો.

આ શ્રીપુરમાં શ્રીદત્ત નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તે શેઠને રાતના સ્વપ્નમાં તેની

કૂળદેવીએ કહ્યું : હે શ્રીદત્ત ! આ ગામની બહાર કાલે સવારે ઉત્તર દિશામાં રસ્તામાં તારી કાળી ગાય જે સૂતેલા બાળક પાસે ઊભી રહે તે બાળક સાથે તારી પુત્રી શ્રીમતીના લગ્ન કરાવજે." આ સ્વપ્ન બાદ તરત જ શ્રીદત્ત જાગી ગયો અને બાકીની રાત કૂળદેવીના સ્મરણમાં પસાર કરી. સવારે તે પોતે કાળી ગાયની પાછળ ગયો. કૂળદેવીના કહ્યા મુજબ એ ગાય કર્મરેખ સૂતો હતો ત્યાં જઈને ઊભી રહી. શ્રીદત્તે તેને ત્યાંથી ખસેડવાનો ઘણો પ્રયાસ કર્યો પરંતુ ત્યાંથી તે જરાપણ ખસી નહિ. આથી શ્રીદત્તે કૂળદેવીના કથનને સત્ય માની કર્મરેખને ઉમળકાથી જગાડી સ્વાગતપૂર્વક પોતાના ઘેર લઈ ગયો. કર્મરેખે અહીં પોતાની ઓળખ રત્નચંદ્રના નામથી આપી. પછી શુભ મુહૂર્તે શ્રીદત્તે કર્મરેખના ધામધુમથી લગ્ન કરાવ્યા અને પોતાની પુત્રી તેને વરાવી.

થોડો સમય રત્નચંદ્ર શ્રીપુરમાં રહ્યો. પોતાના સરળ સ્વભાવથી તેણે ઘણાંનો પ્રેમ જીતી લીધો. રત્નચંદ્ર સ્વમાની હતો. આથી તેણે વેપાર કરવાનો નિર્ણય કર્યો. આ માટે તે દેશાવર જવા નીકળ્યો. સમુદ્ર રસ્તે તે એક બંદરથી બીજા બંદર સુધી ફરતો રહ્યો. દરેક બંદરે તે વેપાર કરતો રહ્યો. થોડા જ સમયમાં તે ઘણું કમાયો. દેશાવર નીકળ્યાને ઘણો સમય થઈ ગયો હતો આથી હવે તે શ્રીપુર પાછો આવવા નીકળ્યો.

રત્નચંદ્રનું વહાણ મધદરિયે હતું ત્યાં તોફાન આવ્યું. વાવંટોળમાં વહાણ તૂટી પડયું. રત્નચંદ્ર સમુદ્રમાં ઉછળી પડ્યો. તે જ સમયે એક મગરમચ્છ તેને ગળી ગયો. આ મગર સમુદ્રકાંઠે સૂતો હતો ત્યાં માછીમારોએ તેને જાળમાં નાખીને પકડી લીધો. મગર ખૂબ જ સુંદર અને સશક્ત હતો. માછીમારોએ ભરૂચના રાજાને તે ભેટ આપ્યો. મગરને ચીરતા તેમાંથી રત્નચંદ્ર નીકળ્યો. રાજવૈદ્યોએ તેની સારવાર કરી. ઊંચી અને યોગ્ય સારવાર મળતાં જ રત્નચંદ્ર ફરીથી નવું જીવન પામ્યો. રત્નચંદ્રની યોગ્યતા જોઈને ભરૂચના રાજાએ તેને પોતાનો પુત્ર બનાવ્યો. હવે રત્નચંદ્ર રાજપુત્ર બન્યો. રાજપુત્રની પ્રશંસા સાંભળીને કુંડનપુરના રાજાએ પોતાની પુત્રી તેના હાથમાં સોંપી.

આ બાજુ ભાવિની ઉંમરલાયક થતાં રિપુમર્દન રાજાએ સ્વયંવર યોજ્યો. આ સ્વયંવરનું નિમંત્રણ ભરૂચના રાજાને પણ મળ્યું. આથી રાજપુત્ર રત્નચંદ્ર પણ તે સ્વયંવરમાં ગયો. સ્વયંવરમાં સેંકડો રાજપુત્રો અને શ્રેષ્ઠીપુત્રો બનીઠનીને બેઠા હતા. ભાવિની વરમાળા લઈ એક એક યુવાન પાસેથી પસાર થઈ રહી હતી. રાજપુત્ર રત્નચંદ્ર પાસે આવતા તે સ્હેજ થંભી. તેનું હૈયું તેના ઉપર વારી ગયું. ભાવિનીએ રત્નચંદ્રને વરમાળ પહેરાવી દીધી.

એક સમયની વાત છે. રાજપુત્ર રત્નચંદ્ર ભોજન લઈ રહ્યો હતો. ભાવિની પંખો નાંખી રહી હતી. તે વખતે પવનના તોફાનથી ધૂળ ઊડીને ભોજનમાં પડવા લાગી. ભાવિનીએ તુરત જ પોતાની સાડીના પાલવમાં ભોજન થાળને ઢાંકી દીધો.

આ જોઈ રત્નચંદ્રને હસવું આવ્યું. તેને એક વિચાર આવી ગયો : " આ પણ

સમય છે અને તે પણ સમય હતો. આ એ જ ભાવિની છે. જે એક સમયે મારી હત્યા કરાવવા માટે ગાંડી બની હતી. આજે એ જ ભાવિની મારા પ્રેમમાં ગાંડી છે.”

રત્નચંદ્રને આમ અકારણ હસતો જોઈ ભાવિનીએ તેનું કારણ પૂછ્યું. ખૂબ જ જીદ કરતાં રત્નચંદ્રે પોતાની સાચી ઓળખાણ આપી. એ જાણી ભાવિની શરમથી નીચું જોઈ રહી. તેની આંખમાં આંસુ આવી ગયા. આથી કર્મરેખે કહ્યું: “પ્રિયે! ગઇ ગુજરી ભૂલી જા. થવાનું હતું તે થઈ ગયું. કર્મની ગતિ ગહન છે. આપણે તો માત્ર પુરુષાર્થ જ કરવાનો. પરિણામ તો કર્માધીન છે અને કર્મના ફળ અવશ્ય ભોગવવા પડે છે. આપણા બંનેનું લગ્ન નિર્માણ થયું જ હશે તેથી જ તારા પ્રયત્નો નિષ્ફળ ગયા અને આમ આપણે સહ જીવનમાં મંડાયા.”

આ કથાનો બોધ એ છે કે ભાવિ ભાવને કોઈ જ મિથ્યા કરી શકતું નથી અને ભાવિમાં શું છે તે જાણવાનું આપણી પાસે કોઈ સાધન કે જ્ઞાન નથી. આથી જીવનમાં દુ:ખ આવે તો તેને આનંદથી વધાવી લેવું. તેવા પ્રસંગે આર્તધ્યાન કે રૌદ્રધ્યાન કરવા નહિ.



## ૨૩૨

### કાલાદિક પાંચ કારણો.

**कालादिपंचहेतूनां, समवायो यदा भवेत्।**
**तदा कार्यस्य निष्पत्तिः, स्यात् क्षुल्लककुमारवत्॥**

“કાલાદિક પાંચે કારણો ભેગા થાય છે ત્યારે જ ક્ષુલ્લકકુમારની જેમ કાર્યની ઉત્પત્તિ થાય છે.”

### ક્ષુલ્લકકુમારનું દૃષ્ટાંત.

સાકેત નગરના રાજા પુંડરિકની નજર પોતાના જ સગા નાના ભાઇની પત્ની યશોભદ્રા પર પડી. યશોભદ્રાને પોતાની પત્ની બનાવવા અથવા પત્ની ન બને તો પોતાની સાથે શય્યાગમન કરવા માટે તેણે ઘણા બધા પ્રયત્નો કર્યા. આ માટે તેણે નાના ભાઈની હત્યા પણ કરાવી. જેઠને આટલી હદ સુધી વિષયાંધ અને દુષ્ટ બનેલો જોઇ એક રાતે યશોભદ્રા રાજમહેલ છોડી ભાગી ગઇ.

તે સમયે યશોભદ્રા ગર્ભવતી હતી. એકલી હતી અને વિધવા હતી. એક બાજુ

શીયળનું રક્ષણ કરવાનું અને બીજી બાજુ પેટમાં ઉછરતા ગર્ભનું પણ રક્ષણ કરવાનું હતું. ખૂબ જ વિચારના અંતે તેણે દીક્ષા લઈ લીધી. પરંતુ દીક્ષા લેવાથી પેટમાં રહેલો ગર્ભ કાંઈ છાનો રહે ? સમય આવતાં અન્ય સાધ્વીઓને તેની જાણ થઈ. આથી યશોભદ્રાએ માંડીને બધી પોતાની આપવીતી કહી. શીયળની રક્ષા માટે આમ કર્યું હોવાથી સૌએ તેને કરુણાની નજરથી જોઈ. વિશ્વાસુ શ્રાવિકાઓએ તેની પ્રસૂતિ કરાવી અને બાળકને સંભાળી લીધો. આ બાળકનું નામ ક્ષુલ્લકકુમાર પાડયું.

ક્ષુલ્લક આઠ વરસનો થયો એટલે તેને સાધ્વી યશોભદ્રાએ દીક્ષા અપાવી. ગુરુઓ પાસે બાળ મુનિ ક્ષુલ્લક મોટો થતો ગયો. વિદ્યાભ્યાસ પણ કર્યો. પરંતુ યુવાવસ્થાએ પહોંચતા તેના ચિત્ત પરથી વૈરાગ્યનો રંગ ઉખડતો ગયો. તેના હૈયે વાસનાની ઉર્મિ ઉઠવા લાગી. તે સદાય કામવાસનાથી પીડાવા લાગ્યો. આથી એક દિવસ માતા સાધ્વીને વિનયથી પોતાના મનની નબળાઈની વાત કરી.

"માતાએ કહ્યું : "વત્સ ! આ તારા મનની નબળાઈ છે. તારા મનને દૃઢ કર. તપ અને ધ્યાનમાં તારા મનને સતત રોકી રાખ. અને સંયમ પાળવાની તારી ઈચ્છા ન હોય તો મારું મન રાખી તું સંયમમાં બાર વરસ રહે અને શ્રી જિનેશ્વર ભગવંતની પ્રેરક વાણી સાંભળ."

ક્ષુલ્લકમુનિએ માતાનું મન રાખ્યું. બાર વરસ સુધી તેણે વૈરાગ્યવાણી સાંભળી અનેક તપ કર્યાં. ધ્યાન તો નિયમિત કરતો. પરંતુ અંતરથી વાસનાની વૃત્તિયો જરા પણ નિર્મૂળ ન થઈ. બાર વરસ પૂરા થતાં તેણે માતાની આજ્ઞા માગી ત્યારે માતાએ કહ્યું કે "તારા ગુરુજીની આજ્ઞા લઈ તું ઉચિત કરજે.

ક્ષુલ્લકમુનિ ગુરુજી પાસે ગયા. ઘણું સમજાવી તેમણે કહ્યું : તારી માતાની જેમ મારા કહેવાથી બાર બરસ હવે મારી પાસે રહીને ધર્મસાધના કર. ભગવાનની વાણી સાંભળ." ક્ષુલ્લકે તેમનું વચન પણ માન્ય રાખ્યું. પરંતુ બાર વરસમાં તેમના ચિત્તમાં જરા પણ ફરક પડ્યો નહિ.

ત્યારબાદ ક્ષુલ્લકમુનિ ઉપાધ્યાય પાસે અને આચાર્ય પાસે ચોવીસ વરસ દીક્ષામાં રહ્યા. કુલે અડતાલીસ વરસ સુધી પરાણે સંયમની સાધના કરી. પરંતુ હૈયામાં સળવળી રહેલી કામવૃત્તિ હતી તેવી ને તેવી જ રહી. અંતે દીક્ષા છોડી દીધી. તે સમયે માતાએ ગૃહસ્થાવસ્થામાં લાવેલી રત્નકંબલ અને રાજમુદ્રા તેને આપી. તે સાકેત નગરનો યુવરાજ છે—ને સીધા ત્યાં જ જવું આદિ સમજાવ્યું.

ક્ષુલ્લક રત્નકંબલ અને રાજમુદ્રા લઈને સાકેતપુરની રાજ્યસભામાં ગયો. તે સમયે સભામાં એક નર્તિકા પોતાના કલાત્મક નૃત્યથી સભાજનોનું મનોરંજન કરી રહી હતી. ઘણાં સમયથી તે નૃત્ય કરી રહી હતી. ક્ષુલ્લક તેના એક એક અંગના વળાંક અને હેલન–ચલનને અનુરાગથી જોઈ રહ્યો. નર્તકી હવે થાકી હતી. તેની આંખોમાં નૃત્યના લયમાં થાક વર્તાતો જોઈ અક્કાએ ગીતના આલાપમાં કહ્યું :

"સુટ્ઠુ ગાઈઅં સુટ્ઠુ વાઇયં, સુટ્ઠુ નચ્ચિયં સામસુંદરી;
અણુપાલિય દીહરાઇયં, સુમિણંતે મા પમાયએ."

"હે સુંદરી ! તેં ખૂબ જ સુંદર ગીત ગાયા. નૃત્ય પણ અતિ સુંદર કર્યું. વગાડ્યું પણ સારું. આમ ઘણી રાત વીતી ગઈ છે. ત્યારે હવે તું થોડા માટે પ્રમાદ ન કર." થોડા માટે બગાડ નહી.

અક્કાની આવી પ્રેરણા મળતાં જ નર્તકી સાવધ બની ગઇ. આંખોમાંથી ઉજાગરો ખંખેરી નાંખ્યો. થાકને ભૂલી ગઈ અને પ્રથમ કરતા ય વધુ ચપળતાથી નૃત્ય કરવા લાગી.

ક્ષુલ્લક તો આ ગાથા સાંભળી બેહદ ખુશ થઇ ગયો. ગાથાનું અંતિમ ચરણ તેના હૈયાને ખૂબ જ સ્પર્શી ગયું. વારંવાર તેના ચિત્ત પર તે જ ચરણ ઘૂમી રહ્યું: હવે તું થોડા માટે પ્રમાદ ન કર." આ પ્રેરણાથી ઝૂમી ઊઠી, તેણે નર્તકી પર રત્નકંબલ ન્યોચ્છાવર કરી. એ જોઈને રાજપુત્રે મણિજડિત કુંડળ આપ્યા. મંત્રીએ મુદ્રારત્ન આપ્યું. એક સ્ત્રીએ પોતાના ગળાનો હાર ભેટ ધર્યો. રાજાના મહાવતે અંકુશરત્નનું ઈનામ આપ્યું. આ જોઈ અચરજથી રાજાએ પૂછ્યું : "મારા પહેલાં તમે સૌએ નર્તકીને કેમ ઈનામ આપ્યું ?"

એક પછી એક સૌએ પોતાના અંતરની વાત નિખાલસતાથી કહી. પ્રથમ ક્ષુલ્લકે કહ્યું: "હે રાજન્ ! હું તમારા નાના ભાઈનો પુત્ર છું. સાઠ વરસ સુધી મેં સંયમ ધર્મની આરાધના કરી. પરંતુ વિષયવાસનાથી પરેશાન થઈ મેં દીક્ષા છોડી દીધી. આથી મારી વૃત્તિયોને પોષવા હું તમારી પાસે રાજ્ય લેવા આવ્યો હતો. પરંતુ અક્કાની ગાથા સાંભળી મારો અંધકાર દૂર થઈ ગયો. કામવૃત્તિના વાદળ વિખરાઈ ગયા અને મને થયું કે હવે થોડી બાકી રહેલી જિંદગી માટે, શા માટે પાપમાં ડૂબવું ? આથી મેં રત્નકંબળ ફગાવી દીધી અને નર્તકી મારી ગુરુણી બની તેથી તેને ઈનામમાં આપી દીધી." એમ કહી ક્ષુલ્લકે રાજમુદ્રા બતાવી. એ જોઇને પુંડરિક રાજાએ કહ્યું : ક્ષુલ્લક ! મને ક્ષમા કર. લે આ રાજ્ય આજથી તને આપું છું, તેનો તું સ્વીકાર કર."

"રાજન્ ! હવે મને રાજ્યની જરૂર નથી. જે રાજ્ય જોઈએ તે મને મળી ગયું છે. આત્મરાજ્યથી વિશેષ મહાન રાજ્ય કોઇ જ નથી. હું હવે તેના પર જ શાસન કરીશ." ક્ષુલ્લકે શાંતિથી કહ્યું.

રાજપુત્રે પોતાના અંતરની વાત કરી: "પિતાજી ! રાજ્યના લોભથી હું તમારી હત્યા કરવાના સાણસા ગોઠવતો હતો. આ ગાથા સાંભળી થયું, હવે પિતાજી ! કેટલા વરસ ? તે વૃદ્ધ થયા છે. આથી તું હત્યા ન કર."

મંત્રીએ કહ્યું: "હે સ્વામી ! તમારા શત્રુઓના પક્ષમાં હું ભળી ગયો હતો. આ ગાથાએ મને બોધ પમાડ્યો કે હવે તારે કેટલા વરસ જીવવાનું ? આટલા વરસ રાજાની સેવા કરી તો થોડાક વરસ માટે તેમને શા માટે દગો દે છે ?"

સ્ત્રીએ કહ્યું: “ મારા પતિ દેશાવર ગયા છે. બાર બાર વરસ સુધી રાહ જોઇ હું થાકી ગઈ. મારું યૌવન મને પજવી રહ્યું તેથી હું પરપુરુષનું સેવન કરવાના વિચાર કરતી હતી. આ ગાથા સાંભળી મને થયું કે બાર વરસ કાઢી નાંખ્યા તો હવે કેટલા વરસ કાઢવાના છે? માટે ઉતાવળી ન થા.”

મહાવતે કહ્યું: “ હું શત્રુની વાતમાં આવી અને આજે તમને હાથી પરથી પાડી નાખવાનો હતો. પરંતુ આ ગાથાએ મને બચાવી લીધો અને તેથી મેં તમારા પહેલાં નર્તકીને ઇનામ આપ્યું.”

રાજા સૌનો એકરાર સાંભળી વિસ્મય અને આનંદ પામ્યો. ક્ષુલ્લકે સહુને બોધ આપ્યો અને સૌએ સાથે દીક્ષા લીધી.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે સંવિજ્ઞ સાધુની વરસો સુધી વૈરાગ્ય વાણી સાંભળી છતાં ય ક્ષુલ્લક બોધ પામ્યો નહિ પરંતુ પાંચ કારણો ભેગા મળતાં જ નર્તકીની ગાથાથી તુરત જ પ્રતિબોધ પામ્યા.” પાંચ કારણ એટલે કાળ, નિયતિ, સ્વભાવ, પુરુષાર્થ અને કર્મ.



## ૨૩૩

## મનુષ્યજન્મની દુર્લભતા.

यः प्राप्य मानुषं जन्म, दुर्लभं भवकोटिभिः ।
धर्मं शर्मकरं कुर्यात्, सफलं तस्य जीवितम् ॥

“ જે પ્રાણી કોટી ભવે કરીને પણ ન પામી શકાય તેવા દુર્લભ મનુષ્ય ભવ પામીને કલ્યાણકારી ધર્મ કરે છે, તેનું જીવન સફળ થાય છે.”

વધુમાં કહ્યું છે કે “ દુઃખે પામવા લાયક મનુષ્યજન્મ પામીને ઉત્તમ પુરૂષોએ કંઈક એવું કામ કરવું જોઇએ કે જેથી એક પળ પણ નકામી ન વેડફાય.” આ અંગે એક બોધક કથા છે તે આ પ્રમાણે:

પ્રતિષ્ઠાન નગરમાં એક ધનવાન રહેતો. દિવસ રાતનો તમામ સમય તે ધન કમાવવામાં તેમજ ભોગવિલાસમાં જ પસાર કરતો. અનુક્રમે તે શેઠ આર્તધ્યાનથી મૃત્યુ પામીને તેજ નગરના એક સરોવરમાં માછલું થયો.

એ સરોવરના કાંઠે બેસીને શાલિવાહન નામનો એક શેઠ રોજ સુપાત્ર દાન આપતો. કહ્યું છે કે :—

धर्मकीर्तिविहीनस्य, जीवितेन नरस्य किम् ।
यो धर्मकीर्तिवान् दाता, तस्य जीवितमुच्यते ॥

" ધર્મ અને કીર્તિથી રહિત મનુષ્યના જીવિતથી શું ? જે ધર્મી અને કીર્તિવાન હોવા સાથે દાતાર છે તેનુજ જીવન સફળ થાય છે. "

એક દિવસ પેલા માછલાએ શેઠને એક મુનિને દાન આપતા જોયા. તેથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. કાળક્રમે શેઠનો જીવ મરીને પ્રતિષ્ઠાન નગરમાં શાલિવાહન નામે રાજા થયો.

આ રાજા એક વખત આ સરોવરના કાંઠે આવીને એક વૃક્ષની છાયામાં બેઠો. જાતિસ્મરણ જ્ઞાન પામેલા માછલાએ તેને જોયો. જ્ઞાનના બળથી તેણે જાણ્યું કે પૂર્વ-ભવે સુપાત્ર દાન દેવાના પુણ્યથી આજે આ સમૃદ્ધિવાન રાજા શાલિવાહન થયો છે. આથી લોકોને બોધ પમાડવાના હેતુથી તે માછલું માનવ વાણીમાં બોલ્યું.

को जीवति, को जीवति, को जीवति वदति वारिमध्यस्थः ।
मत्स्यः प्रबोधविधये, लोकानां ललितविज्ञानम् ॥

કોણ જીવે છે, કોણ જીવે છે, કોણ જીવે છે, એમ ત્રણ વખત જળમાં રહેલો મત્સ્ય લોકોને બોધ કરવા માટે સુંદર વચન બોલે છે.

માછલાને માણસની જેમ બોલતો જોઈ રાજાએ આ વાત સભામાં કહી. સૌને આશ્ચર્ય થયું. પરંતુ તે એમ કહીને શું કહેવા માગે છે તે રાજસભામાં કોઈ સ્પષ્ટ કરી શક્યું નહિ. છેવટે શ્રી કાલિકાચાર્ય મહારાજને તેનું રહસ્ય પૂછતાં તેમણે કહ્યું.

को जीवति गुणा यस्य, यस्य धर्मः स जीवति ।
गुणधर्मविहीनस्य, निष्फलं तस्य जीवितम् ॥

" કોણ જીવે છે ? જેનામાં ગુણો તે, અને ધર્મ છે તે જ જીવે છે. જેના જીવ-નમાં ગુણ અને ધર્મ નથી તેનું જીવન નિષ્ફળ છે. "

यस्मिञ्जीवति जीवंति, सज्जना मुनयस्तथा ।
सदा परोपकारी च, स जातः स च जीवति ॥

જેના જીવવાથી સજ્જન પુરૂષો અને મુનિયો જીવે છે અને જે સદા પરોપકારી છે તેનો જન્મ સફળ છે અને તે જ જીવે છે. "

पंचमेऽहनि षष्ठे वा, भुंक्तेऽनवद्यमेव यः ।
धर्मार्थी चाप्रमादी च, स वारिचर जीवति ॥

"હે જળચર પ્રાણી ! જે પાંચમે અને છટ્ઠે દિવસે નિર્દોષ ભોજન કરે છે, જે ધર્મના અર્થી છે અને અપ્રમાદી છે તે જ પુરૂષો જીવે છે."

આચાર્યશ્રી આમાંથી પ્રથમ શ્લોક બોલ્યા ત્યારે માછલું બે વાર કો જીવતિ એ પદ બોલવા લાગ્યું. બીજો શ્લોક બોલ્યા ત્યારે એક વખત ઉપરનું પદ બોલ્યું અને અને આચાર્યશ્રી ત્રીજો શ્લોક બોલ્યા ત્યારે માછલું મૌન રહ્યું.

આ સ્પષ્ટતા સાંભળી રાજાએ આચાર્યશ્રીને કહ્યું. હે સ્વામી ! જળચર પ્રાણી પણ ધર્મક્રિયાની ઇચ્છા કરે છે તે મોટું આશ્ચર્ય છે."

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું. "હે રાજન્ ! ધર્મ અને ગુણહીન મનુષ્યનો ભવ સર્વ જીવો કરતાં અતિ નીચ છે. આ અંગે વિદ્વાનો કહે છે કે "જે મનુષ્યોમાં વિદ્યા, તપ, દાન, શીલ, ગુણ અને ધર્મ નથી તેઓ આ મૃત્યુલોકમાં પૃથ્વી પર ભાર રૂપ થઈને મનુષ્ય રૂપે મૃગ ચરે છે.".

વિદ્વાનની આવી વાણી સાંભળી મૃગે કહ્યું.." નિંદિત મનુષ્યને અમારી ઉપમા શા માટે આપો છો ? કારણ અમે તો ઘણા ગુણવાન છીએ. કારણ અમે ગીતને માટે માથું, માણસને માંસ, બ્રહ્મચારીને ચર્મ, યોગીને શીંગડા અને સ્ત્રીઓને માટે નેત્રની ઉપમા આપીએ છીએ.

આ ઉપરાંત દુર્વાના અંકુર અને તૃણનું ભક્ષણ કરનારા મૃગો વનમાં રહેતા હોવાથી વૈભવથી ઉન્મત્ત થયેલા મૂર્ખોના મુખ જોતા નથી માટે તેમને ધન્ય છે.

વળી કહ્યું છે કે હે મૃગ ! આ વનને તું તજી દે અને શીઘ્રતાથી અન્યત્ર ગમન કર કેમકે આ વનમાં ગાયોના લોહીથી જેમણે પોતાના બાણોને રક્ત કર્યા છે એવા મોટા પારધીઓ આવેલા છે.

"હરણો વનમાં વસેલા છે, દુર્વા ખાય છે અને કોઇની માલિકી વિનાનું પાણી પીએ છે તો પણ તેને જે માણસો મારી નાંખે છે. તેવા મૂર્ખને સમજાવવા કોણ સમર્થ છે ? આથી નિર્ગુણી મનુષ્યને અમારી ઉપમા આપવી યોગ્ય નથી."

સૂરિજી ફરીથી બોલ્યાઃ "જે મનુષ્યોમાં વિદ્યા તપ, દાન, શીલ, ગુણ અને ધર્મ નથી તેઓ મૃત્યુલોકમાં પૃથ્વી પર ભારરૂપ થઈને મનુષ્યનું રૂપ ધારણ કરનારા પશુઓ છે."

આ સાંભળીને એક ગાયે સૂરિજીને કહ્યું નગુણા મનુષ્યોને મારી ઉપમા આપવી તે યોગ્ય નથી કારણ કે હું ઘાસ ખાઉં છું પણ ઘણું દૂધ આપુ છું. મારું છાણ ઘરનું ભૂષણ છે. મારું મૂત્ર રોગનો નાશ કરે છે અને મારા પૂંછડામાં કરોડો દેવતાઓનું સ્થાન છે."

ગાયનું બોલવાનું પૂરું થયું ત્યાં જ બળદે કહ્યું:" સૂરિજી ! તમે કહ્યા તેવા

નિર્ગુણ મનુષ્યમાં મારા જેવી ભાર ઉપાડવાની શક્તિ નથી, વહન કરનારનો કંઈ ગુણ નથી તો પણ મહાદેવના પોઠીયાની જેમ તે બેઠો બેઠો ભોજન કરે છે. જ્યારે હું તો મોટા ગાડાની ધૂંસરીને ધારણ કરું છું. ઘાસ ખાઈને જીવું છું. સમ વિષમ સ્થાનમાં હળ ખેંચું છું. એવી રીતે જગતનો ઉપકાર કરું છું વળી મારૂં ઉત્પત્તિ-સ્થાન ગાય છે જે પવિત્ર છે, માટે નરપશુની સાથે મારી ( બળદની ) ઉપમા કેમ આપો છો ?

સૂરિજીએ પછી એવા મનુષ્યોને તૃણ સાથે સરખાવ્યાં એટલે તૃણે કહ્યું : હું ગાયને વિષે દૂધ ઉત્પન્ન કરું છું અને શિયાળામાં, ઉનાળામાં, ચોમાસામાં સર્વ ઋતુ-ઓમાં મનુષ્યનું રક્ષણ કરૂં છું તો મને નિર્ગુણ પુરૂષની સાથે શા માટે સરખાવો છો ?

અને વિશેષ કહું તો સમુદ્રના કાંઠે ઉગેલા અને નીચે નમેલા તૃણનો જન્મ પણ કલ્યાણકારી છે. કેમકે જળમાં ડૂબવાથી વ્યાકુળ થયેલા માણસોને તે હસ્તના અવ-લંબનરૂપ થાય છે. તેમજ યુદ્ધમાં મોંમાં તે રાખવાથી તેનો કોઈ વધ કરતું નથી.

વધુમાં કહું તો હે સૂરિજી ! જે તૃણનું ભક્ષણ કરવાથી જગતમાં ગાયો, બકરી, ઘેટી, ભેંસો, વગેરે સર્વ શરીરમાં અતિપુષ્ટિ પામીને ઘી અને દહીં વગેરેના કારણરૂપ દૂધ બધા માણસોને આપે છે. તેવા સમગ્ર રસના મોટા કારણરૂપ ઘાસને જાણે પોતે તેના ગુણથી અજાણ્યા હોય તેમ કવિયો નિરસ તરીકે વર્ણવે છે માટે તેવા કવિયોને ધિક્કાર હો ! ”

સૂરિજીએ પછી મનુષ્યને વૃક્ષ સાથે સરખાવ્યો એટલે એક વૃક્ષે મનુષ્યની ભાષામાં કહ્યું: “ અમે દરેકને છાંયડો આપીએ છીએ. ફળ-ફુલ વગેરે આપીએ છીએ અને પક્ષીઓને ઘર કરવા માટે નિરંતર આધાર આપીએ છીએ.

“ મહાવૃક્ષો બીજાને છાયા કરે છે. અને સ્વયં તાપમાં રહે છે અને પરોપકારને માટે જ ફળે છે. પોતાના માટે ફળતા નથી. ”

હે સૂરિજી ! અમારા માટે તો એક કવિએ કહ્યું છે કે હે વૃક્ષ ! તું જૈન સાધુની જેમ ક્ષમાનો અદ્વિતીય આશ્રય છે. માટે ગ્રીષ્મ ઋતુના અત્યંત તીક્ષ્ણ સૂર્યના કિરણો સહન કર, વર્ષા ઋતુના જળથી ઉત્પન્ન થતાં કલેશને સહન કર, મનુષ્યાદિકની ભેદન, છેદન વગેરે વિવિધ પ્રકારની કદર્થના સહન કર, તથા સર્વનું ભક્ષણ કરનારા દાવા-નળની પ્રકાશિત જ્વાળા સમૂહને આલિંગન કરવાનું દુઃખ સહન કર. ”

વૃક્ષનો આવો ઉત્તર સાંભળીને સૂરિજીએ કહ્યું–ગુણ રહિત મનુષ્યના રૂપમાં ધૂળનાં ઢગલાં જેવા છે. આ સાંભળી ધૂળે કહ્યું :

“ હું બાળકને ક્રીડા કરાવું છું, પંકનો નાશ કરું છું, મારાથીજ હોળીનું પર્વ શરૂ થયું છે અને મને ખેતરમાં નાખવાથી સારો પાક થાય છે.

ધૂળ સર્વ મૂળ પદાર્થોને ઉત્પન્ન કરનારી છે. થાંભલા વગેરેને આધાર આપનારી

છે. લખેલા લેખને સૂકવવા માટે તેનો આશ્લેષ કરનારી છે. હાથીની સૂંઢનો સંગ કરનારી હોવાથી તેને તે વધુ પ્રિય છે. દુર્ગંધને દુર કરનારી છે, બાળકને સુખ કરનારી છે, ત્રણે કાળમાં સ્થિર રહેનારી છે માટે ધૂળ સમાન કોઈ નથી. તેતો પાપીઓના મોં પર નાંખવા યોગ્ય છે."

આ સાંભળી સૂરિજીએ કહ્યું કે નિર્ગુણી મનુષ્યો મનુષ્યરૂપે કરીને કૂતરા જેવા છે. આ સાંભળી પૂંછડી પટપટાવતા કૂતરાએ કહ્યું :" હું માલિકની ભક્તિવાળો, સારી ચેતનાવાળો, સ્વલ્પ નિદ્રાવાળો, નિરંતર ઉદ્યમી અને થોડામાં સંતોષી છું, તેથી નિર્ગુણી મનુષ્યના જેવો હું કેવી રીતે હોઈ શકું ?

આ માટે તમને એક દષ્ટાંત કહું: ગોવિંદચંદ્ર નામે એક રાજા હતો, તેને એક આનંદ નામનો એક મંત્રી હતો. આનંદ પાપીષ્ઠ અને દુરાચારી હતો. તેથી રાજાએ તેને મારી નાંખીને ઉકરડામાં દાટી દીધો. એ કૂતરાએ એક દિવસ ઉકરડો ખોદ્યો તો તેમાંથી મંત્રીની કોહાયેલી લાશ નીકળી. એ જોઈ નાનો કૂતરો તેને ખાવા ગયો એટલે મોટા કૂતરાએ તેને કહ્યું કે તેને તું ખાઇશ નહિ, કારણ કે–

તેના હાથ દાનથી રહિત છે, તેના કાન સત્યવચનશ્રવણ કરવાના દ્વેષી છે. તેનાં નેત્રો સાધુ પુરુષના દર્શનથી રહિત છે; તેનાં ચરણ તીર્થમાર્ગે ગયા નથી, તેનું પેટ લાંચથી લૂંટી લીધેલા દ્રવ્યથી પૂર્ણ છે, અને તેનું મસ્તક ગર્વથી ઉન્નત છે, માટે હે ભાઇ! સર્વદા નિંદવા લાયક આ શરીરને તું જલદી મૂકી દે. આમ હે સૂરિજી! જે કૂતરો માણસની પરીક્ષા કરવામાં ચતુર છે તે નિર્ગુણ મનુષ્ય બરાબર કેવી રીતે હોઈ શકે ?"

કૂતરાનો આ જવાબ સાંભળી સૂરિજીએ નગુણા પુરૂષને ગધેડાની સાથે સરખાવ્યો એટલે એક ગધેડાએ કહ્યું : 'હું શીત કે ઉષ્ણ કંઇ જાણતો નથી. સર્વ પ્રકારનો ભાર વહન કરૂં છું. તૃણના ભક્ષણથી સંતોષી છું અને નિરંતર ભોળી આકૃતિવાળો છું. આથી નગુણા માણસને મારી સાથે આપ સરખાવો તે યોગ્ય નથી."

સૂરિજીએ આથી એવા માણસને કાગડા સાથે સરખાવ્યો. એટલે કાગડાએ કહ્યું: 'દૂર દેશાવર ગયેલા પતિને ઘરે પાછો ફરતો જાણીને તુરત તેની જાણ કરૂં છું. કોઇનો વિશ્વાસ કરતો નથી. અને વર્ષાકાળમાં માળો બાંધીને રહું છું.

કોઈ સ્ત્રીએ એક કાગડાને સોનાના પીંજરામાં પાળ્યો હતો. તે જોઈ તેની સખીએ પૂછ્યું : દુનિયા આખી પોપટને પાંજરામાં રાખે છે, પણ તેં કાગડાને કેમ પીંજરામાં રાખ્યો છે? તેનો ખુલાસો કરતાં તેણે કહ્યું :

'હે સખી! કાગડો લાખ યોજન દૂર રહેલા પતિનું આગમન અહીં બેઠાં જાણે છે અને કહે છે. આ પોપટ વગેરે સૌ ભણ્યા છે પરંતુ તે બધા શઠ છે. અને આ કાગડો તો મારા પતિના વિયોગના તાપરૂપી અગ્નિની જ્વાળાઓમાં ચંદન સમાન છે માટે તે ગુણને લીધે મેં તેને સોનાના પિંજરામાં રાખ્યો છે."

સૂરિજીએ નિર્ગુણી મનુષ્યને કુકડા સાથે સરખાવ્યો એટલે કુકડાએ કહ્યું : હે સૂરિજી! મારા ગુણ વિષે એક કવિએ કહ્યું છે તે તમને કહું છું તે સાંભળો.

" હે લોકો! મનુષ્યભવ પામીને તમે સત્કૃત્ય કરવામાં ઉદ્યમી થાઓ પ્રસાર પામતા પ્રમાદના વશથી મોહાંધ થઇને મનુષ્યભવ વૃથા હારો નહિ, આ પ્રમાણે સર્વ લોકને પ્રબોધ કરવામાં નિપુણ એવો કુકડો હંમેશા પહોરે ને અડધે પહોરે પોતાનું મસ્તક ઊંચું રાખીને બોલે છે.

કુ એટલે ખરાબ. ખરાબ દુષ્કૃત્ય કરતાં હું પક્ષી થયો. એ દુષ્કૃત્યના નિવારણ માટે હું સવારે કુ....કુ....કુ કરીને સૌને સુકૃત્ય કરવા માટે જગાડું છું. તો હે સૂરિજી! નગુણો માણસ મારા જેવો કેવી રીતે હોઇ શકે?

એવા મનુષ્યોને ઊંટ સાથે સરખાવ્યા એટલે ઊંટે પણ તેનો વિરોધ કરતાં કહ્યું: મારા ગુણ કવિએ પણ ગાયા છે. તેણે મારા વિષે કહ્યું છે કે શરીર વિષમ સંસ્થાનવાળું છે. શબ્દ કર્ણને કઠોર લાગે તેવો છે તો પણ ઊંટની ગતિ શીઘ્ર હોવાથી તેના દોષનો સમૂહ ઢંકાઇ જાય છે. માટે હું ચંદનની જેમ માત્ર એક શીઘ્રગતિરૂપ ગુણથી જ રાજાને પણ માન્ય છું."

આથી સૂરિજીએ એવા મનુષ્યોને રાખ સાથે સરખાવ્યા એટલે રાખે કહ્યું: "મને ધાન્યના મોટા ઢગલામાં નાખી હોય તો હું સર્વ ધાન્યની રક્ષા કરું છું અને હું મુખને શુદ્ધ કરું છું તથા સુગંધી છું માટે મનુષ્યો મને માન આપે છે."

ત્યારે સૂરિજીએ નિર્ગુણી મનુષ્યોને માખીની ઉપમા આપી. આથી માખીએ કહ્યું: હું મારા આગળના હાથ ઘસવાની યુક્તિ વડે માણસોને હંમેશા બોધ આપું છું કે જેઓ મારી પેઠે પામ્યા છતાં ધર્મ કરશે નહિ તેઓ હાથ ઘસતા રહેશે."

શ્રી કાલિકાચાર્યે શાલિવાહન રાજાને આમ સરળ દૃષ્ટાંતોથી દાનધર્મ વગેરેનું મહત્ત્વ અસરકારક રીતે સમજાવ્યું. આથી રાજા સહિત અનેક લોકો દાનશીલાદિક ધર્મમાં તત્પર થયા.

"સર્વ ભવમાં મનુષ્યભવ દુર્લભ છે. તેમાં પણ ધર્મ તથા ગુણ વગેરેની પ્રાપ્તિ અતિ દુર્લભ છે. આ પ્રમાણેના શ્રી કાલિકાચાર્યના ઉપદેશથી પ્રતિબોધ પામીને શાલિવાહન રાજા દાનાદિક ગુણોને જાણીને તેને ધારણ કરવા લાગ્યો."



## ૨૩૪

### ભાવવંદનની સફળતા.

बाह्याचारेण संयुक्तः, करोति द्रव्यवंदनम् ।
तन्न प्रमाणमायाति, साफल्यं भाववंदनम् ॥

"બહારના આચાર સહિત જે દ્રવ્યવંદન કરે છે તે પ્રમાણ નથી અર્થાત્ તેનું ફળ નથી પણ ભાવવંદન જ સફળ છે."

### શીતલાચાર્યનું દૃષ્ટાંત.

એક તાપસ હતો. ઉગ્ર તપસ્વી હતો. નગરજનોના નિમંત્રણથી પારણા માટે તે ગામમાં આવતો. નગરમાં ચાલતાં તે નજર નીચી રાખતો અને ભૂલથી ય સ્ત્રીને જોતો નહિ. આથી તેના ભક્તો તેની સામે આવતી સ્ત્રીઓને બાજુએ ખસેડતા. સ્ત્રીઓની આવી અવહેલના એક વેશ્યાથી સહન ન થઈ. તેણે તાપસને પાઠ શીખવવાનું નક્કી કર્યું.

એક દિવસ તાપસ પારણા માટે નગરમાં આવ્યો ત્યારે વેશ્યા જાણી જોઇને તેની સામે ગઈ. ભક્તોએ તેને અટકાવી તો પણ તે અટકી નહિ અને પાલખી પાસે જઈ તેમાં બેઠેલા તાપસના માથામાં આંગળીથી ટકોરા માર્યા. લોકો તો આ જોઈ હેબતાઇ ગયા. તાપસ પણ ધુંઆફુંઆ થઈ ગયો. તેનો નિયમભંગ થયો તેથી તે તુરત જ સ્નાન કરવા માટે ગયો.

આ હકિકત સાંભળી રાજાએ વેશ્યાને બોલાવી તેમ કરવાનું કારણ પૂછ્યું. વેશ્યાએ કહ્યું કે એ કારણ હું તાપસને તમારી હાજરીમાં જ કહીશ.

સ્નાન કરી તાપસ રાજમહેલમાં આવ્યો. વેશ્યા પણ ત્યાં હાજર હતી. સૌ જમતા હતા. તાપસ પણ નીચું મોં રાખીને જમી રહ્યો હતો. એ જોઇને વેશ્યાએ કહ્યું:

"આંખ મ મીંચ જમ જમન, નયન નિહાલી જોય;
અપ્પઈ અપ્પા જોયઈ, અવર ન બીજો કોય."

"આંખ મીંચીને જમ નહિ. હે તાપસ! તું આંખ ખુલ્લી રાખીને જો. તારા આત્મા વડે મારા આત્માને જો એટલે તને જણાશે કે હું પણ આત્મા જ છું. બીજું કાંઈ નથી. માટે તું આમ દંભ કર નહિ."

વેશ્યાની આ વાણીથી તાપસ બોધ પામ્યો. આમ આત્મભાવે જીવવું જોઈએ. કારણ આત્મા જ મહત્ત્વનો છે. આથી હે ભવ્યજનો! આત્મસાધનામાં તત્પર બનો.

આત્મા અંગે ગુરુની પ્રેરક વાણી સાંભળીને રાજપુત્ર શીતલનો સંસારભાવ

ઓસરી ગયો. તેણે તુરત જ ગુરુ પાસે દીક્ષા અંગીકાર કરી. સાધુપણામાં શીતલમુનિએ ખૂબ જ ઉત્કટતાથી તપ અને જ્ઞાન સાધના કરી. અનુક્રમે તે શીતલાચાર્ય બન્યા.

શીતલકુમારની એક બહેન હતી. ગુણવતી તેનું નામ. પ્રિયકંર રાજાની તે માનીતી રાણી હતી. તેને ચાર પુત્રો હતા. ગુણવતી ચારેય પુત્રોને સતત કહેતી કે તમે તમારા મામા જેવા તપસ્વી અને જ્ઞાની બનજો. પુત્રોએ ઉમર થતાં કોઈ સ્થવિર પાસે દીક્ષા લીધી. બહુશ્રુત થયા. એક દિવસ ગુરુની આજ્ઞા લઇને મામા મહારાજને વંદન કરવા ગયા.

વિહાર કરતાં કરતાં રાત થવા આવી. આથી નગરની બહાર કયાંક રોકાયા અને શીતલાચાર્યને સંદેશો મોકલાવ્યો. "તમારી સંસારી બેનના પુત્રો દીક્ષિત થઇને આપને વંદન કરવા આવ્યા છે. પરંતુ રાત થવાથી ગામમાં પ્રવેશ કર્યો નથી."

આ સમાચાર સાંભળી શીતલાચાર્યના હૈયે પ્રમોદ થયો. એ રાતે ચારે ભાણેજ સાધુઓને શુભ અધ્યવસાયથી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. સવાર થઈ. સમય થઈ ગયો છતાં ય ભાણેજ સાધુઓ આવ્યા નહિ આથી શીતલાચાર્ય પોતેજ તેમને ત્યાં ગયા. આચાર્યને આવેલા જોયા પરંતુ તેમનું સ્વાગત ન કર્યું. શીતલાચાર્યે ઇરિયાવહી કરી. પછી કહ્યું: પ્રથમ કોને નમું અને વાંદું ?

"જેવી તમારી ઇચ્છા." એક કેવળીએ કહ્યું. આ જવાબ સાંભળી શીતલાચાર્યને ખોટું લાગ્યું. એકતો પોતાનો વિનય સાચવ્યો ન હતો ત્યાં આવો જવાબ મળ્યો આથી તેમને મનમાં થયું કે કેવા ઉદ્ધત અને ધૃષ્ટ છે આ ! છતાંય ગુસ્સાથી ચારેયને વંદન કર્યાં એ પછી એક કેવળીએ કહ્યું: "તમે કષાયકંડકની વૃદ્ધિથી વંદન કહ્યું છે. હવે તમે ભાવથી વંદના કરો."

આચાર્યશ્રીએ આથી પૂછ્યું: "મેં દ્રવ્ય વંદન કર્યું અને ભાવવંદન નથી કર્યું એ તમે શી રીતે જાણ્યું ? અને કષાયકંડકની વૃદ્ધિ થઇ તે કેવી રીતે તમને ખબર પડી ? શું તમને કંઈ અતિશય જ્ઞાન થયું છે."

કેવળીએ 'હા' કહી આચાર્યશ્રીએ ફરી પૂછ્યું: "છાદ્મસ્થિક જ્ઞાન કે કેવળજ્ઞાન ? કેવળીએ કહ્યું: સાદિ અનંત ભાંગે કેવળજ્ઞાન."

એ જાણી આચાર્યનું અંતર પસ્તાવાથી રડી ઉઠયું. અરેરે ! મેં કેવળી ભગવંતની આશાતના કરી. મેં ખોટું કર્યું અને સંવેગ પામી ભાવ વંદના કરતાં તેજ કષાયકંડક સ્થાનેથી પાછા ફર્યા. પછી અપૂર્વકરણ ગુણસ્થાનકમાં પ્રવેશ કર્યો. ત્યાંથી ઉત્તરોત્તર વિકાસ કરી ક્ષપકશ્રેણીએ પહોંચતા તેમને પણ કેવળજ્ઞાન થયું.

શ્રી ગુરુવંદન ભાષ્યમાં ગુરુની વંદના કરવા માટે વિધિ બતાવી છે તે આ પ્રમાણે છે: ૧: વંદનના પાંચ નામ છે. ૨: તેની ઉપર પાંચ ઉદાહરણ છે. ૩: પાંચ વાંદવાને અયોગ્ય છે. ૪: પાંચ વાંદવા યોગ્ય છે. ૫: ચાર વાંદણા આપે નહિ. ૬: ચાર

વાંદણા આપે. ૭: પાંચ વખતે વાંદવાનો નિષેધ છે. ૮: ચાર વખતે અનિષિદ્ધ છે. ૯: વાંદવામાં આઠ કારણ છે–

"૧૦: વાંદવામાં પચ્ચીસ આવશ્યક સાચવવાના છે. ૧૧: પચ્ચીસ મુહપત્તિની પડિલેહણા છે ૧૨: પચ્ચીસ શરીરની પડિલેહણા છે. ૧૩: ઉપરાંત બત્રીસ દોષ છે. ૧૪: છ ગુણ છે, ૧૫: આચાર્યની સ્થાપના. ૧૬: બે પ્રકારના અવગ્રહ ૧૭: વાંદવામાં બસો ને છવ્વીસ અક્ષર તેમાં પચ્ચીસ ગુરુ અક્ષર–

૧૮: અઠ્ઠાવન પદ. ૧૯: છ સ્થાન. ૨૦: છ ગુરુવચન. ૨૧: તેત્રીશ આશાતના. ૨૨.: અને બે વિધિ–આ પ્રમાણે બાવીસ દ્વાર કહ્યા છે. તેના ઉત્તર સ્થાન ૪૯૨ થાય છે. આમ ૪૯૨ સ્થાનની શુદ્ધિપૂર્વક ગુરુને વંદન કરવાનું છે. આગળ પાંચ વાંદણાં કહ્યા છે તે આ પ્રમાણે:

"વંદનક, ચિતિકર્મ, કૃતિકર્મ, વિનયકર્મ અને પૂજાકર્મ–એ ગુરુવંદન કરવાના પાંચ નામ છે. તેનાં દ્રવ્ય અને ભાવ બંને પ્રકારનાં ઉદાહરણો છે. તે આ પ્રમાણે–

"શીતલાચાર્ય, ક્ષુલ્લકસૂરિ, વીરો સાળવી અને કૃષ્ણ વાસુદેવ, બે સેવક, પાલક અને સાંબ–આ પાંચ દ્રવ્ય ભાવનાં પાંચ પ્રકારનાં કૃતિકર્મ ઉપરનાં ઉદાહરણો છે."

આમ ગુરુવંદનની વિધિ જાણીને તેમજ શીતલાચાર્યનું દૃષ્ટાંત સમજીને ભવ્ય જીવોએ માત્ર દ્રવ્યથી નહિ પણ અંતરનાં પૂરા ભાવથી ગુરુનું વંદન કરવું જોઈએ. ભાવવંદન જ ફળ આપે છે. આથી ભાવપૂર્વક ગુરુવંદન અવશ્ય કરવું.



## ૨૩૫

### નવ નિયાણાનો ત્યાગ કરવો.

**संति नव निदानानि, क्ष्मापः श्रेष्ठी नितंविनी ।**
**इत्यादीनि च हेयानि, मोक्षकांक्षैर्मुनीश्वरैः ॥**

"રાજા, શ્રેષ્ઠી, સ્ત્રી આદિ નવ નિયાણાં છે. મોક્ષની ઇચ્છાવાળા મુનીશ્વરોએ તે ત્યાગ કરવા યોગ્ય છે."

પાક્ષિક સૂત્રની વૃત્તિમાં નવ નિયાણા આ પ્રમાણે કહ્યા છે: "રાજા, શ્રેષ્ઠી, સ્ત્રી, પુરુષ, પરપ્રવિચાર, સ્વપ્રવિચાર, અલ્પવિકાર, દરિદ્ર અને શ્રાવક એ પ્રમાણે નવ નિયાણાં છે.

કોઈ સાધુ કે સાધ્વી નિયાણું કરે કે દેવ કે દેવલોક તો જોયો નથી. તે દેખાતો પણ નથી આથી ખરા દેવ તો રાજા જ છે. "મારા કરેલાં તપ અનુષ્ઠાન વગેરેનું ફળ હોય તો આવતા ભવમાં મને રાજાનો ભવ મળજો." આવો સાધુ મરીને દેવલોકમાં ઉત્પન્ન થાય છે. પછી મનુષ્યભવમાં રાજાપણું પામે છે. પરંતુ તેને સમ્યક્ત્વ પ્રાપ્ત થતું નથી. આવું નિયાણું બ્રહ્મદત્ત ચક્રવર્તીએ પૂર્વભવમાં બાંધ્યું હતું.

કોઈ એવું નિયાણું કરે કે "રાજાને તો ઘણી ચિંતા હોય છે. સુખી તો શ્રીમંતો-ધનિક જ હોય છે માટે તપના પ્રભાવથી હું ઉચ્ચ કૂળમાં પુત્ર થાઉં"-આ બીજું નિયાણું છે.

કોઈ એમ વિચારી નિયાણું બાંધે કે "પુરુષપણું પામવામાં તો અનેક જાતનો ઘણો પરિશ્રમ કરવો પડે. ઘણા પ્રકારનાં દુઃખો વેઠવા પડે. આથી સ્ત્રીનો અવતાર મળે તો સારૂં." સુકુમાલિકાએ આવું નિયાણું બાંધ્યું હતું. આ ત્રીજા પ્રકારનું નિયાણું છે.

કોઇ એમ વિચાર કરે કે સ્ત્રીનો જન્મ તો નીચ ગણાય. સ્ત્રીના અવતાર કરતાં તો પુરુષનો ભવ જ સારો કેમકે સર્વ સ્ત્રીઓ પરાધીન અને પરવશ હોય છે. આથી આગામી ભવે પુરુષ થાઉં તેજ સારૂં છે." આ ચોથા પ્રકારનું નિયાણું છે.

માણસના કામભોગ અપવિત્ર છે. મૂત્ર, વિષ્ઠાદિથી દુર્ગંધવાળા છે. આથી દેવપણું સારૂં. કારણ કે દેવો પોતાની તથા બીજાની દેવીઓને પણ ભોગવે છે. આ ઉપરાંત પોતાની ઈચ્છા મુજબ દેવીઓ વિકુર્વીને તેમની સાથે પણ યથેચ્છ વિલાસ માણી શકે છે. આથી હું દેવ થાઉં તો સારૂં-આ પરપ્રવિચાર નામનું પાંચમું નિયાણું છે.

જે દેવો બીજાની દેવીઓને ભોગવે છે. તે પણ એક આફત છે. પરંતુ પોતાના જ રૂપને દેવ-દેવી રૂપે વિકુર્વીને ભોગ ભોગવે છે તે જ યોગ્ય અને સલામત છે. આથી હું પણ મારા તપના પ્રભાવથી તેવો દેવ બનું. અને ભોગ ભોગવું.-આ છટ્ઠું સ્વપ્રવિચાર નિયાણું છે.

દેવ અને મનુષ્યના કામભોગથી વૈરાગ્ય પામીને કોઇ એમ વિચારે કે-હું વિષય રહિત અલ્પ વિકારવાળો દેવ થાઉં" આવું નિયાણું બાંધનાર તેવો દેવ થાય. પરંતુ ત્યાંથી ચ્યવીને મનુષ્ય થાય ત્યારે તે દેશવિરતિ પામે નહિ.

કામભોગથી ઉદ્વેગ પામીને કોઇ એવું નિયાણું બાંધે કે શ્રીમંતને રાજા, ચોર, અગ્નિ વિગેરેનો ભય હોય છે. આથી હું ઓછા આરંભવાળો ગરીબ કૂળમાં જન્મ પામું."-આ આઠમું નિયાણું છે.

કોઈ આમ પણ નિયાણું બાંધે કે મુનિને દાન આપવામાં પ્રીતિવાળો અને બાર વ્રતનું પાલન કરનાર શ્રાવક થાઉં.-આ નવમું નિયાણું છે. આ નિયાણાવાળો દેશવિરતિ પામે પણ સર્વવિરતિ પામે નહિ.

આ પ્રમાણે નવનિયાણાંના સ્વરૂપ જાણી નમિ રાજર્ષિ જેવા કેટલાક ઉત્તમ પુરુષો ઇન્દ્રાદિકના અનેક પ્રકારના સુખના પ્રલોભનો બતાવ્યા છતાંય નિયાણું કરતા નથી. ભગવાન મહાવીરસ્વામીએ સંગમ દેવતાના અનુકૂળ ઉપસર્ગ થયા છતાંય કોઈ નિયાણું કર્યું નહિ. નંદિષેણ મુનિએ નિયાણું કર્યું તેના ફળરૂપે વસુદેવનો તે ભવ પામ્યા અને અનેક સ્ત્રીઓના સ્વામી થયા. તામલી તાપસ જેવા પણ કેટલાક હોય છે કે સમકિત રહિત હોવા છતાં પણ નિયાણું બાંધતા નથી. તામલી તાપસનો જીવન વૃત્તાંત આ પ્રમાણે છે. :

તામલિપ્તી નગરમાં એક ખૂબ જ શ્રીમંત રહેતો હતો. તેનું નામ તામલિ. એક દિવસ રાતના તેને વૈરાગ્યના વિચાર આવ્યા. તેણે વિચાર્યું: હું જન્મ્યો ત્યારથી તે આજસુધીમાં મેં જરાપણ દુઃખ જોયું નથી. પૂર્વભવના પુણ્યથી આ ભવમાં મને તમામ પ્રકારના સુખ અને સત્કાર મળ્યા છે. આથી હવે હું તાપસ દીક્ષા લઈશ અને બાકીનું જીવન આત્મસાધનામાં વીતાવીશ.

તેણે મનમાં નક્કી કર્યું કે સંન્યાસ લઈને હું હાથ ઊંચા રાખી સૂર્ય સામે ઊભો રહીશ. કાષ્ઠ પાત્ર લઈને ઊંચ, નીચ અને મધ્યમ ત્રણે વર્ગના ઘરે ભીક્ષા માટે જઈશ. દાળ તથા શાક વિનાનું માત્ર ભાત જેવું હવિષ્યાન્ન લઈશ અને અન્નને એકવીશ વખત ધોઈને તેને નિરસ કરીને પછી ખાઈશ."

રાતના નિર્ણયનો સવારે તેણે અમલ કર્યો. પેટ ભરાય તેવડું કાષ્ઠનું પાત્ર કરાવ્યું, તેમાં ચાર ખાના કરાવ્યા. ત્રણ ખાના દાન માટે અને ચોથું પોતાના માટે. એમ તેણે મનથી નિર્ધાર્યું. દીક્ષા લેતાં અગાઉ જ તામલિએ યાવજ્જીવ છઠ્ઠ તપ કરવાનું નક્કી કર્યું હતું. આમ અવ્યક્ત લિંગને તેમજ સર્વને પ્રણામ કરવાના વ્રતને અંગીકાર કરી તે નદી પાસેના કોઈ આશ્રમમાં રહેવા લાગ્યો.

છઠ્ઠના પારણે તે નગરમાં આવતો. મળેલ અન્નમાંથી તે એક ભાગ જળચર પ્રાણીને, બીજો સ્થળચર પ્રાણીને, ત્રીજો ખેચર પ્રાણીને આપતો. ચોથા ભાગના અન્નને એકવીસ વાર ધોઈ નિરસ બનાવી તેનાથી પેટ ભરતો. આવું ઉગ્ર તપ તામલિએ સાઠ હજાર વરસ સુધી કર્યું. આથી તેનો દેહ સૂકાઈ ગયો અને તે માત્ર હાડપિંજર જેવો બની રહ્યો.

એક રાતે તેણે વિચાર કર્યો: "હવે મારા શરીરમાં કશું જ રહ્યું નથી. આત્મબળથી જ હું જીવું છું. આથી હવે આ દેહને હું વોસિરાવી દઉં." આમ વિચારી સવારના ઈશાન ખૂણામાં પોતાના દેહ પ્રમાણ મંડળ આલેખીને અનશન કરી આત્મધ્યાનમાં લીન બની ગયો.

એ સમયે બલિચંચા રાજધાનીના ઈન્દ્રનું ચ્યવન થયું. આથી ત્યાંના દેવ-દેવીઓએ વિચાર્યું કે આપણે સૌ ઉગ્ર તપ કરનાર તામલિ નામના બાળ [અજ્ઞાન] તપસ્વી પાસે

જઈએ અને તેને સુખોપભોગના પ્રલોભન બતાવી તે ઈન્દ્ર થાય તેવું નિયાણું તેની પાસે કરાવીએ. આમ વિચારી દેવોએ તામલી તાપસ પાસે આવીને માનવી ભાન ભૂલી જાય તેવાં નાટક કર્યાં. છેવટે નમસ્કાર કરી વિનંતી કરી : હે તપસ્વી ! અમારી રાજધાની પ્રાપ્ત કરવા આપ નિયાણું બાંધો. આપ અમારા સ્વામી બનો અને અમારી સાથે દિવ્ય ભોગ ભોગવો.

પરંતુ તામલી તાપસ જરાપણ વિચલિત થયો નહિ: તે આત્મધ્યાનમાં જ રમમાણ રહ્યો. બે માસની સંલેખના બાદ તે મૃત્યુ પામ્યો અને ઈશાનેન્દ્ર થયો. અહીં જોવાનું એ છે કે આટલા વરસો સુધી ઘોર તપ કર્યું પરંતુ અલ્પ કષાય અને અનુકંપાના પરિણામ હોવાથી તે માત્ર વૈમાનિક દેવપણું જ પામ્યો.

આ કથામાંથી સાર એ લેવાનો છે કે મિથ્યાદષ્ટિ હોવા છતાં તામલી તાપસે તપના ફળનું નિયાણું કર્યું નહિ. આથી મુનિયોએ મુક્તિના અમૂલ્ય સુખને આપનાર તપસ્યાનું નિયાણું કરીને તેનું અવમૂલ્યન કરવું નહિ.



## ૨૩૬

## જ્ઞાન–ક્રિયાથી મોક્ષ.

ज्ञानविज्ञानसंयुक्ता या क्रियात्र विधीयते।
सावश्यं फलदा पुंसां, द्वाभ्यामुक्तमतः शिवम् ॥

"જ્ઞાન અને વિજ્ઞાન સહિત જે ક્રિયા કરાય છે તે પુરુષોને અવશ્ય ફળ આપનાર થાય છે. આજ કારણથી જ્ઞાન અને ક્રિયાથી જ મોક્ષ કહ્યો છે."

ધર્મબુદ્ધિ નામના એક નાના સાધુએ અભિગ્રહ કર્યો : આ ચાતુર્માસમાં મારે માંદા સાધુની વૈયાવચ્ચ કરવી.

આ સાધુ શાસ્ત્રના અભ્યાસમાં પ્રવીણ હતા પરંતુ હેય, જ્ઞેય, ઉપાદેય, ઉત્સર્ગ અને અપવાદના સ્વરૂપને બરાબર સમજી તેનો યોગ્ય ઉપયોગ કરી શકતા ન હતા. ચાતુર્માસમાં બીજા સાધુઓના અભિગ્રહ પૂરા થયા. ધર્મબુદ્ધિ સાધુનો અભિગ્રહ પૂર્ણ ન થયો કારણકે ચાતુર્માસમાં કોઈ સાધુ બિમાર ન થયા. આ જોઈ ધર્મબુદ્ધિ ખેદ પામી વિચારવા લાગ્યા કે "બીજા બધા જ સાધુઓના અભિગ્રહ પૂર્ણ થયાં, પરંતુ મારો અભિગ્રહ પૂરો ન થયો.

આ વાત તેમણે પોતાના ગુરુને કહી: 'હે ગુરુદેવ! આ ચાતુર્માસમાં એક પણ સાધુ બિમાર ન પડ્યા આથી મારો 'અભિગ્રહ' પૂરો ન થયો તેથી મને ખેદ થાય છે– શોક થાય છે.'

ગુરુએ આ સાંભળી કહ્યું: 'હે વત્સ! આમ વિચારવું યોગ્ય નથી. દરેક ક્રિયા જ્ઞાનપૂર્વક કરવી જોઈએ. એવી ક્રિયા જ ફળદાયી બને છે.' આ અંગે એક દૃષ્ટાંત તને કહું:

એક શેઠે કેટલાક ક્ષત્રિયોને પોતાને ત્યાં જમવા માટે તેડ્યા. ક્ષત્રિયો બેઠા હતા તે ખંડમાં ઊંચે મધ્યમાં એક ઘડો લટકાવેલો હતો. આ ઘડામાં શેઠે સાપ પૂર્યો હતો.

ક્ષત્રિયોએ એ ઘડાને ધ્યાનમાં રાખી લીધો. તેમને હતું કે શેઠે આ ઘડામાં પોતાનું ધન લટકાવ્યું હશે. રાતે ચોરીછૂપીથી એક જણે તેમાં હાથ નાંખ્યો. તુરત જ તે ચીસ પાડી ઊઠ્યો. ડંખથી સ્થળ પર જ તે ચોર ક્ષત્રિય મૃત્યુ પામ્યો.

હે વત્સ! એ ક્ષત્રિયો જ્ઞાનહીન હતા. તેમને એ ખ્યાલ ન આવ્યો કે કોઈપણ ડાહ્યો માણસ જાહેરમાં નાના ઘડામાં પોતાનું ધન ન સંતાડે. આથી અજ્ઞાનતાથી પગલું ભર્યું અને મૃત્યુ પામ્યા. આ કથાથી એ સાર લેવાનો છે કે ક્રિયા કરતા પહેલાં જ્ઞાન હોવું જરૂરી છે. પહેલાં જ્ઞાન અને પછી દયા એટલા માટે જ કહ્યું છે. જ્ઞાન-પૂર્વકની ક્રિયા જ ફળદાયી થાય છે તે તારે સમજવું જોઈએ. આ સાથે બીજી પણ તને એક વાત કહું કે "ગમે તેવું અધ્યયન કર્યું હોય તો તે નિરર્થક જતું નથી પરંતુ જ્યારે તે વિજ્ઞાનયુક્ત થાય છે ત્યારે જ તેનું ફળ થાય છે." સદૃષ્ટાંત તને સમજાવું છું.

એક રાજા હતો. તે કવિતાપ્રેમી હતો. નવી કવિતા કરી લાવનારને તે પાંચસો દિનાર ભેટ આપતો.

એક બ્રાહ્મણે બે બળદને એક સરોવરકાંઠે બાંધ્યા. તે સમયે એક મદોન્મત્ત આખલો આવ્યો. સરોવરમાં પાણી પીતા પીતા તે પોતાના પગથી પૃથ્વી ખોદતો હતો. તે જોઈ બ્રાહ્મણે આખલાને ઉદ્દેશીને કહ્યું:

"ઘસે ઘસે ને અતિ ઘસે, ઉપર ઘાલે પાણી;
જીણે કારણ એ ઘસે ઘસાવે, તે વાત મેં જાણી."

બ્રાહ્મણે આ કવિતા રાજાને સંભળાવી. રાજાએ તેને પાંચસો દિનાર આપી. રાજપુત્ર અને મંત્રીથી રાજાનો આ ઉડાઉ ખર્ચ સહન નહોતો થતો. આથી રાજાને મારી નાંખવા તેમણે કાવતરું કર્યું. રાજાને મારી નાંખવા એક હજામને મોકલ્યો. રાજાની દાઢી કરવા હજામ અસ્રો ઘસી રહ્યો હતો, ત્યાં રાજા પેલી કવિતા મોઢેથી અવારનવાર બોલવા લાગ્યો. આ સાંભળી હજામના હાંજા ગગડી ગયા. તે સમજી ગયો કે રાજાને મારા ઇરાદાની ખબર પડી ગઈ છે. આથી રાજાના પગે પડીને બધી વાત કહી દીધી: સ્વામી! આમાં મારો કોઈ જ વાંક ગુનો નથી. પણ તમારા પુત્રે તથા પ્રધાને મને

તમારી હત્યા કરવાનું કામ સોંપ્યું છે." આ જાણી રાજાએ હજામને અભયદાન આપ્યું. અને રાજપુત્ર તેમજ મંત્રીને યોગ્ય શીક્ષા કરી.

હે વત્સ! એક નાનકડી કવિતાથી રાજાનો જાન બચી ગયો. આમ નાનું અમસ્તું પણ અધ્યયન નિષ્ફળ જતું નથી. તારે આ દૃષ્ટાંતથી શીખવાનું છે કે ગમે તેવું વાક્ય સાંભળ્યું હોય અથવા અધ્યયન કર્યું હોય પણ તેનો સ્યાદ્વાદમાર્ગે ઉપયોગ કરવો, તેથી તેનો બધોજ સ્વાધ્યાય સફળ થાય છે.

હવે તને એક ત્રીજું દૃષ્ટાંત કહું. વિદ્યા ન હોય તો શું પરિણામ આવે છે? તે અંગેનું આ દૃષ્ટાંત છે. માટે વિદ્યા તો અવશ્ય ગ્રહણ કરવી.

એક ગરીબ અને કંગાળે એક પુરુષને જોયો. તે પુરુષ હાથમાં એક ઘડો રાખી તેની પૂજા કરી રહ્યો હતો તેણે પ્રાર્થના કરીઃ "હે કુંભ! મારા માટે તું શય્યા, ભોજન, સ્ત્રી વગેરે સહિત એક મહેલ બનાવ." વિદ્યાસિદ્ધ પુરુષની પ્રાર્થના સાંભળી કામકુંભે તેની ઈચ્છા પૂરી કરી.

પેલા ગરીબે વિચાર્યું : મારે શા માટે હવે વધુ મહેનત કરવી જોઈએ. આ વિદ્યાસિદ્ધનીજ સેવા કરું. તેજ પ્રસન્ન થઇ મારી ગરીબાઈનો નાશ કરશે. અને તેની સેવા જોઈ વિદ્યાસિદ્ધ પુરુષે પ્રસન્ન થઈ પૂછ્યું : "તને હું કામકુંભ આપું કે વિદ્યા? ગરીબે વિદ્યાસાધનાની કડાકૂટમાં પડવાના બદલે કામકુંભ માંગ્યો."

કામકુંભના પ્રભાવથી ગરીબ શ્રીમંત થઈ ગયો. અને અવનવા ભોગવિલાસમાં ડૂબી ગયો. સ્વચ્છંદી બન્યો. એક દિવસ તે સૂરાના નશામાં કામકુંભ માથે મૂકીને નાચ્યો. નાચના તાનમાં કુંભ પડી ગયો ને ફુટી ગયો. પરિણામે કામકુંભથી ઊભી થયેલ બધી ઋદ્ધિ સિદ્ધિ પણ નાશ પામી અને ફરી પાછો તે ગરીબ બની ગયો.

હે વત્સ! ગરીબે કામકુંભ લીધો અને વિદ્યા ન લીધી તેથી તે પામ્યો છતાં પણ લુંટાઈ ગયો. આથી હંમેશા વિદ્યાભ્યાસ કરવો અને તેમાં કદી પ્રમાદ કરવો નહિ.



## ૨૩૭

### ઉપદેશ માટે યોગ્યતા જરૂરી છે.

દરેક માનવીનો સ્વભાવ અલગ અલગ હોય છે. રુચિ અને રસ પણ ભિન્ન ભિન્ન હોય છે. બધા જ માણસો ઉપદેશ માટે યોગ્ય નથી હોતા. ચાર પ્રકારના માણસો ઉપદેશ માટે યોગ્ય નથી. આ અંગે આ વ્યાખ્યાનમાં કહેવામાં આવે છે. રાગી–આસકત માણસ ઉપદેશ માટે અયોગ્ય છે. કહ્યું છે કે :—

यस्मिन् वस्तुनि संजातो, रागो यस्य नरस्य सः ।
तदीयान्नु दोषांश्च, गुणतयैव पश्यति ॥

"જે માણસને જે વસ્તુમાં રાગ ઉત્પન્ન થયો હોય છે તે માણસ તે વસ્તુના દોષને પણ ગુણરૂપે જ જુવે છે." આ અંગે આ પ્રમાણે દૃષ્ટાંત છે:

નંદન કોટવાળ હતો. તેને બે પત્ની હતી. આદ્યશ્રી અને દ્વિતીયશ્રી. નંદનને દ્વિતીયશ્રી પર અત્યંત રાગ હતો. તેનામાં તે બેહદ આસકત હતો.

નંદન થોડા દિવસ માટે પરગામ ગયો. પાછો મગધ પોતાના વતન આવ્યો ત્યારે દ્વિતીયશ્રી ઘરમાં ન હતી. પિયર ગઈ હતી. આદ્યશ્રી તેને પ્રેમથી એક પછી એક વાનગી પીરસી રહી હતી, પરંતુ નંદનને તેમાં રસ કે સ્વાદ નહોતો પડતો.

નંદને કહ્યું: 'આદ્યશ્રી! મારું એક કામ કરને. દ્વિતીયશ્રીના ઘરે જઇને જે કંઇ શાક રાંધ્યું હોય તે લઈ આવને.'

આદ્યશ્રી પતિભક્ત હતી. તે તુરત પોતાની શોકને ત્યાં ગઈ. દ્વિતીયશ્રીએ તેને કહ્યું : "આજે મેં કંઈ રાંધ્યું જ નથી. તો શાક કયાંથી આપું ? આદ્યશ્રીએ આ વાત પતિને કરી. નંદને ફરીથી દ્વિતીયશ્રીને ત્યાં મોકલી. કંઈ વધ્યુંઘટયું હોય તો તે લઇ આવવા કહ્યું. પરંતુ દ્વિતીયશ્રીએ વધેલું નોકરને આપી દીધું હતું આથી તે બીજી વખત પણ ખાલી હાથે પાછી ફરી. નંદને તેને ત્રીજીવાર મોકલી અને કહ્યું: "તેના ઘરે કાંજી જેવું ગમે તે હોય તે લઇ આવ."

હવે આદ્યશ્રીને ગુસ્સો ચડયો. ઘર બહાર જઇ તેણે વાછરડાનું તાજું છાણ લીધું. તેમાં લોટ, મસાલો વગેરે નાંખીને તેની વાનગી બનાવી. એ વાનગી તેણે નંદનને પીરસી. નંદને તે ખાધી. કોળિયો ભરતો ગયો અને તેના સ્વાદના વખાણ કરતો ગયો. "અહાહા! શું સ્વાદ છે. વાહ વાહ! તેના હાથમાં જાદુ છે. જાદુ."

આ નંદનને આપણે શું કહીશું? તે મૂર્ખ નહોતો. પરંતુ સ્ત્રીના પ્રેમમાં આંધળો હતો. આથી તેના નામની છાણમિશ્રિત વાનગી પણ તેને સ્વાદીષ્ટ લાગી. આથી જે માણસ અસત્ય ધર્મમાં રાગી હોય છે, તે ગુણ–દોષનો વિવેક જાળવી શકતો

નથી. અધર્મ અને અનાચારને તે ધર્મ અને સદાચાર ગણતો હોય છે. આવા આસક્ત અને રાગી માણસો ધર્મ નથી પામતા. કહ્યું છે કેઃ—

मिथ्यात्वपंकमलिनो, आत्मा विपरीतदर्शनोभवति ।
श्रद्धते न च धर्मं, मधुरमपि रसं यथा ज्वरितः ॥

"મિથ્યાત્વરૂપી કાદવથી ખરડાયેલો આત્મા વિપરીત શ્રદ્ધાવાળો હોય છે, આથી તાવવાળાને મીઠો રસ રુચતો નથી તેમ તેને સત્ય ધર્મ ઉપર રુચિ થતી નથી."

(૨) રાગીની જેમ દ્વેષી પણ ધર્મ પામતો નથી. કહ્યું છે કે :-

यो यस्मिन् द्वेषमापन्नः, क्रोधमानातिरेकवान् ।
स लुप्यते गुणांस्तस्य, दोपान् प्रादुष्करोत्यथ ॥

"જે માણસ ક્રોધ અથવા માનના અધિકપણાથી જેના ઉપર દ્વેષ પામ્યો હોય, તે તેના ગુણનો નાશ કરીને દોષને જ પ્રકટ કરે છે." આ અંગે એક ઐતિહાસિક પ્રસંગ આ પ્રમાણે છે :—

પાંડવોનો વનવાસનો સમય પૂરો થયો. હવે કૌરવો સાથે કામ લેવાનું હતું. તેમાં કલેશ થવાનો સંભવ હતો. આથી શ્રી કૃષ્ણે દુર્યોધન પાસે જઈને પાંડવોનો સંદેશો કહ્યો કે—

इन्द्रप्रस्थं यवप्रस्थं, माकंदी वरुणावतम् ।
देहि मे चतुरो ग्रामान्, पंचमं हस्तिनापुरम् ॥

"ઇન્દ્રપ્રસ્થ, યવપ્રસ્થ, માકંદી, વરુણાવત અને પાંચમું હસ્તિનાપુર. આ પાંચ ગામો મને આપ અને બાકીનું તમામ રાજ્ય તું ભોગવ."

દુર્યોધને શ્રીકૃષ્ણને તેના જવાબમાં કહ્યુંઃ—

सूच्यग्रेण सुतीक्ष्णेन, या सा भिद्येत मेदिनी ।
तदर्धं तु न दास्यामि, विना युद्धेन केशव ॥

"હે કૃષ્ણ! અતિ તીક્ષ્ણ સોયના અગ્રભાગથી જેટલી પૃથ્વી ભેદાય તેથી અર્ધી પૃથ્વી પણ હું યુદ્ધ કર્યા વિના આપીશ નહિ."

શ્રીકૃષ્ણે આથી કહ્યું : "હે દુર્યોધન! યુદ્ધ કરવાથી કુળનો નાશ થાય છે તેમ છતાં પણ જય થાય કે પરાજય તે નક્કી નથી. અને પરભવમાં નરકે જવું પડે છે. આથી યુદ્ધની વાત છોડી દઈ આ નાની માગણી કબૂલ રાખ."

દુર્યોધને એક વાત પણ માની નહિ અને પોતાની જીદમાં અટલ રહ્યો. અને શ્રીકૃષ્ણને પણ પકડી લીધા. આ જ પ્રમાણે ધર્મદ્વેષી માણસોને ધર્મનો ઉપદેશ

આપવાથી તેની ઊંધી અસર થાય છે. આ અંગે શ્રીભદ્રબાહુસ્વામી પ્રત્યે વરાહમિહિર આદિનાં દૃષ્ટાંતો જાણીતા છે.

રાગી અને દ્વેષી માણસની જેમ મૂઢ માણસ પણ ઉપદેશ આપવા માટે યોગ્ય નથી. કહ્યું છે કે :—

अज्ञानोपहतचित्तः, कार्याकार्यविचारकः ।
मूढः स एव विज्ञेयो, वस्तुतत्त्वमवेत्तृकः ॥

"જેનું ચિત્ત અજ્ઞાનથી હણાયેલું છે અને જે કાર્ય તથા અકાર્યનો વિચાર કરી શકતો નથી તેને મૂઢ જાણવો. કારણ કે તે વસ્તુતત્ત્વને જાણતો નથી." આ અંગે દૃષ્ટાંત આ પ્રમાણે છે :—

વિધવાના પુત્રે તેની માને પૂછ્યું : "હે મા! મારા પિતા શું કામ કરતા હતા?" માએ કહ્યું : "તારા પિતા રાજાની નોકરી કરતા હતા." પુત્રે કહ્યું : "તો મા! હું પણ રાજાની નોકરી કરીશ." મા : "હે વત્સ! રાજસેવા કરવી મુશ્કેલ છે અને તે માટે ઘણો વિનય સાચવવો પડે છે." પુત્ર : "મા! આ વિનય કેવી રીતે સચવાય?" મા: "પુત્ર! જે કોઇને જોઇએ તેને જુહાર કરવા અને ખૂબ જ નમ્રતાથી વર્તવું." પુત્ર : "મા! હું પણ સૌને જુહાર કરીશ અને નમ્રતાથી વર્તીશ."

પુત્ર રાજસેવા કરવા માટે રાજાને મળવા ગયો. રસ્તામાં તે માની શીખામણ સતત યાદ રાખતો હતો. ચાલતા ચાલતા તે એક જંગલમાં આવ્યો. ત્યાં તેણે રસ્તામાં હરણો જોયા. સાથે સાથે ઝાડ પાછળ સંતાયેલા પારધીને પણ જોયા. આ પારધીઓ ધનુષ્ય પર તીર ચડાવીને બેઠા હતા. પુત્રે તેઓને જોઈને માએ કહ્યા પ્રમાણે મોટેથી તેમને જુહાર કર્યો. માનવ અવાજ સાંભળી હરણો એકદમ નાસી ગયા. હાથમાં આવેલા હરણાં ભાગી ગયા તેથી પારધીઓએ પુત્રને પકડી લીધો. તેને માર્યો અને બાંધ્યો. પુત્રે કહ્યું : "મારી માએ મને શીખવ્યું છે કે જેને જુવે તેને તારે જુહાર કરવા, આથી તમને જોઇને મેં જુહાર કર્યા."

પુત્રનું ભોળપણ જાણી પારધીઓએ તેને છોડી દીધો અને શીખામણ આપી કે "આમ કોઈ સંતાઈને બેઠું હોય ત્યારે અવાજ કર્યા વિના, દબાતા પગલે ધીમે ધીમે ત્યાંથી પસાર થવું :" પુત્રે આ શીખામણ પણ યાદ રાખી.

આગળ ચાલતા તેણે એક સ્થળે લૂગડાં ધોતાં ધોબીઓને જોયા. ધોબીઓના કપડાં કોઈ ચોરી જતું હતું આથી ચોરને પકડવા કેટલાક ધોબીઓ સંતાઇને બેઠા હતા. તેમને જોઇને પુત્ર અવાજ કર્યા વિના ધીમે ધીમે દબાતા પગલે ચાલવા લાગ્યો. ધોબીઓએ તેને આ પ્રમાણે ચાલતો જોઇને તેનેજ કપડાંચોર સમજીને પકડી લીધો. અને તેનું અબૂધપણું જાણી તેને છોડી મૂક્યો. અને શીખામણ આપી : "આવી રીતે કોઇને બેઠેલા જોઇએ ત્યારે કહેવું કે "અહીં ખાર પડો. ચોખ્ખું થાવ."

પુત્ર ત્યાંથી એક ગામમાં આવ્યો. તે દિવસે પ્રથમ હળ ખેડવાનું મુહૂર્ત હતું. મંગળ ક્રિયા માટે બધા બેઠા હતા. તેમને જોઈ શીખામણ મુજબ પુત્રે કહ્યું : "અહીં ખાર પડો. ચોખ્ખું થાવ." આમ બોલવાથી ગુસ્સે થઈ ખેડૂતોએ તેને માર્યો. પરંતુ તેને નિર્દોષ અને અબૂધ જાણી છોડી મૂકતા શીખામણ આપી કે "આવી રીતે જોઈને એમ કહેવું કે અહીં ગાડા ભરાઓ, ઘણું થાઓ."

પુત્ર ત્યાંથી આગળ વધ્યો તો તેણે એક મડદાને ગામ બહાર લઈ જતા જોયા. તે જોઈ પુત્રે શીખામણ મુજબ કહ્યું "ગાડા ભરાઓ ઘણું થાઓ." આથી અહીં પણ તેને માર પડ્યો. છેવટે સત્ય જાણી તેને છોડી મૂકી સૌએ શીખામણ આપી: "આવું જુવે ત્યારે કહેવું કે કોઈ પણ વખત તમારું આવું ન થાઓ ન થાઓ."

આ શીખામણ પણ તેણે અંગીકાર કરી. અને તેવા વચન લગ્ન પ્રસંગે બોલ્યો. આથી ત્યાં પણ તેને માર ખાવો પડયો. આમ જડ બુદ્ધિવાળાને ધર્મનો ઉપદેશ ઉપયોગી નથી બનતો. આવા મૂઢ અને અબૂધ માણસો ઉપદેશ માટે અયોગ્ય છે.

રાગી, દ્વેષી અને મૂઢ માણસની જેમ ધૂર્ત માણસ પણ ઉપદેશ માટે યોગ્ય નથી. કહ્યું છે કે :–

वस्त्ववस्तुपरीक्षायां धूर्तव्युद्ग्राहणावशात् ।
अक्षमो कुग्रहाविष्टो, हास्यः स्याद् गोपवन्नरः ॥

"ધૂર્ત માણસે અવળું સમજાવવાથી કદાગ્રહી થયેલો માણસ વસ્તુ અને અવસ્તુની પરીક્ષા કરવામાં અસમર્થ થાય છે. અને ગોવાળની જેમ તે હાસ્યને પાત્ર થાય છે."

રાજપુરમાં એક ગોવાળ રહેતો. ગાયો ચરાવી તેણે સારા પૈસા ભેગા કર્યા હતા. એક દિવસ તેના મિત્ર સોનીએ કહ્યું : "તારી પાસે ઘણાં પૈસા છે તો કોઈ બીજા સોની પાસે સોનાનું એક કડું કરાવ." ગોવાળે કહ્યું : 'તું જ તે કરી આપને.' મિત્ર સોનીએ કહ્યું : પૈસો પ્રેમનો નાશ કરે છે. કહ્યું છે કે "જો પ્રીતિ વધારવાની ઈચ્છા હોય તો મિત્રની સાથે વાદવિવાદ, પૈસાનો સંબંધ અને પરોક્ષમાં તેની સ્ત્રી સાથે વાતચીત એ ત્રણનો ત્યાગ કરવો જોઇએ. આથી હે મિત્ર ! તું મારી પાસે કડું ન કરાવતા કોઈ બીજા પાસે કડું કરાવ."

પરંતુ મિત્ર માન્યો નહિ. તેને મૈત્રીમાં વિશ્વાસ હતો. પોતાના પ્રેમમાં શ્રદ્ધા હતી. છેવટે મિત્ર સોનીએ બે કડાં બનાવ્યાં: એક સોનાનું. એક પિત્તળનું. કડું તૈયાર થતાં સોનાનું કડું મિત્રને આપી દીધું. મિત્રે સોનાના કડાની પરીક્ષા કરાવી. સોનું સાચું હતું. પછી એ સોનીએ એ કડાને ઓપવા માટે માંગ્યું. ગોવાળે આપ્યું. પછી એ સોનીએ પીત્તળનું કડું પાછું આપ્યું. પરંતુ તે સોના અને પિત્તળ વચ્ચે ભેદ પારખી શક્યો નહિ.

એક સમયે તેને એ કડું વેચવા માટે કાઢ્યું. તો એજ સોનીએ કહ્યું કે આ કડું તો પિત્તળનું છે. ગોવાળે કહ્યું: "કમાલ છો તમે. તમે જ મને આ કડું સોનાનું છે, એમ કહ્યું હતું અને આજે તમે જ તેને પિત્તળનું કહો છો અને મારા મિત્રને દોષ દો છો. પરંતુ મારો મિત્ર મને છેતરે તેમ નથી."

આ દૃષ્ટાંત કહે છે કે પ્રથમથી જ અવળું સમજાવવામાં આવે તો પછીથી તે અવળું જ સત્ય સમજાય છે. ગમે તે રીતે કુમત સમજાયો હોય તો પછી સિદ્ધાંતના સત્યને પામી શકાતું નથી. તેવો માણસ સત્ય ધર્મ સમજી શકતો નથી.

"આ પ્રમાણે ઉપદેશ સંભળાવવામાં આવા ચાર પ્રકારના પુરુષને અયોગ્ય કહેલા છે માટે તેમના સિવાય બીજાને સિદ્ધાંતનું શ્રવણ કરાવવું."



## ૨૩૮

### કદાગ્રહનો ત્યાગ કરવો.

**स्याद्वादयुक्तितो बोधं, न प्राप्तवान् स निर्गुणः ।**
**विद्वन्मरालसंवेभ्यो, बाह्यः कार्यः शुभात्मभिः ॥**

"જે સ્યાદ્‌વાદની યુક્તિથી બોધ પામતો નથી તેને નિર્ગુણ જાણવો. તેને ડાહ્યા પુરુષોએ વિદ્વાનો રૂપી હંસના સમૂહમાંથી બહાર કરવો." આ અંગે–કદાગ્રહી વિષે આ પ્રમાણે દૃષ્ટાંત છે.

દક્ષપુર નામનું નગર. તેમાં આચાર્ય શ્રી આર્યરક્ષિતસૂરિજી મહારાજ શિષ્ય સમુદાય સાથે બિરાજમાન હતા. તેઓશ્રીએ વજ્રસ્વામીજી આચાર્ય પાસે કાંઈક અધિક નવપૂર્વનો અભ્યાસ કર્યો હતો. શ્રી સીમંધરસ્વામીના કહેવાથી કેટલાક દેવેન્દ્ર નિગોદ સંબંધી પ્રશ્નો પૂછવા આચાર્ય શ્રી આર્યરક્ષિત પાસે આવ્યા હતા. પોતાના શિષ્યોને અલ્પબુદ્ધિવાળા જાણીને આચાર્યશ્રીએ તે સૌને યોગ્યતા પ્રમાણે જુદા જુદા અનુયોગમાં આગમોને સ્થાપન કર્યા.

એ સમયે મથુરા નગરીમાં કોઇ નાસ્તિક ઊભો થયો. તેની સામે ત્યાં કોઈ પ્રતિવાદ કરનાર ન હતું. સ્થાનિક સંઘે આથી બે સાધુને દક્ષપુર આચાર્યશ્રી પાસે મોકલ્યા. આચાર્યશ્રીએ બધી વિગતો જાણી. પરંતુ પોતાની ઉંમર થઈ હોવાથી અને

પ્રતિવાદનું કામ શિષ્ય પણ કરી શકે તેમ હોવાથી તેમણે વાદલબ્ધિનિધાન ગોષ્ઠામાહિલ નામના મુનિને મથુરા મોકલ્યા. આ મુનિએ સફળતાથી વાદવિવાદ કર્યો. નાસ્તિકવાદીનો પરાજય થયો. સંઘની વિનંતીથી ગોષ્ઠામાહિલ મુનિએ મથુરામાં જ ચાતુર્માસ કર્યું.

આર્યરક્ષિતસૂરિએ પોતાના આયુષ્યનો અંત નજીક આવેલો જોઈ યોગ્ય શિષ્યને ગણધર–આચાર્ય પદ આપવા માટે વિચાર્યું. આ માટે યોગ્ય શિષ્યનીજ પસંદગી કરવી જોઇએ. કહ્યું છે કે :—

वुड्ढो गणहरसद्दो, गोयममाइहिं धीरपुरिसेहिं ।
जो तं ठवइ अपत्ते, जाणंतो सो महापावो ॥

"ગૌતમ આદિ ધીર પુરુષોએ વહન કરેલો ગણધર શબ્દ જાણતો હોવા છતાં પણ તેને જે અપાત્રમાં સ્થાપન કરે તે મહાપાપી કહેવાય"

આચાર્યશ્રી જાણતા હતા અને સમજતા હતા કે ગણધરપદ માટે દુર્બલિકા પુષ્પમિત્ર મુનિ જ યોગ્ય છે. પરંતુ બીજા સાધુઓ ગોષ્ઠામાહિલ મુનિને તેમજ ફલ્ગુરક્ષિત મુનિને ચાહતા હતા અને તેમના પછી તેમાંથી કોઇ આચાર્ય બને તેમ ઈચ્છતા હતા. આચાર્યશ્રીએ આથી એક દિવસ શ્રી સંઘને ભેગો કર્યો. તે સૌની સમક્ષ તેમણે સદૃષ્ટાંત આ પ્રમાણે રજૂઆત કરી. :

"ત્રણ પ્રકારના ઘડા છે; એક ઘડામાં વાલ ભરેલા છે. બીજામાં તેલ ભર્યું છે અને ત્રીજામાં ઘી. આ ત્રણે ઘડા ઊંધા વાળવામાં આવે તો વાલવાળા ઘડામાંથી બધા જ વાલ નીકળી જાય. તેલવાળા ઘડામાંથી થોડુંક તેલ અટકી રહે અને ઘીવાળા ઘડામાં તેનાથી વધુ ઘી ઘડામાં ચોંટી રહે અને બાકીનું નીકળી જાય.

આ ઘડાની જેમ હું સૂત્ર તથા તેના અર્થમાં વિષયમાં દુર્બલિકા પુષ્પમિત્ર પાસે વાલના ઘડારૂપ થયો છું. અર્થાત્ તેણે મારી પાસેથી સમસ્ત સૂત્રાર્થ ગ્રહણ કર્યો છે. ફલ્ગુરક્ષિત મુનિ પાસે તેલના ઘડા જેવો થયો છું. કારણ સર્વ સૂત્રાર્થ તેણે ગ્રહણ કર્યો નથી. અને ગોષ્ઠામાહિલ પાસે હું ઘીના ઘડા જેવો થયો છું. કારણ તેને મારી પાસેથી ઘણો બધો સૂત્રાર્થ ભણવાનો રહી ગયો છે. આથી મારી પાટે, મારી પછી દુર્બલિકા પુષ્પમિત્ર આચાર્ય થાય."

સંઘે તેમની ઇચ્છા માન્ય રાખી પછી આર્યરક્ષિતસૂરિ અનશન કરી સ્વર્ગે ગયા. આ બધી હકીકત સાંભળી ગોષ્ઠામાહિલ મુનિ મથુરાથી દશપુર આવ્યા. પુષ્પમિત્રને આચાર્યપદ આપ્યું તેથી તેમને ખૂબ જ ખેદ થયો અને આચાર્યશ્રીની નિંદા કરવા લાગ્યા.

એક દિવસની વાત છે. દુર્બલિકા પુષ્પમિત્રના શિષ્ય વિંધ્યમુનિ કર્મપ્રવાદ નામના પૂર્વની આવૃત્તિ કરી રહ્યા હતા. તેમાં વિષય હતો કે "જીવના પ્રદેશ સાથે બદ્ધ થયેલું કર્મ જેનો બંધ માત્ર થાય છે એથી કષાય રહિત મુનિને–કેવળીને ઈર્યાપથિકી

જે કર્મ બંધાય છે તે બદ્ધ કહેવાય છે. તે કર્મ કાલાંતર સ્થિતિને પામ્યા વિના જ સુકી ભીંત પર નાંખેલી ભૂકીની જેમ જીવના પ્રદેશથી જુદું પડે છે.

જીવના પ્રદેશોએ પોતાનું કરી લીધેલું જે કર્મ તે બદ્ધસ્પૃષ્ટ કહેવાય છે. તેવું કર્મ ભીની ભીંત પર નાંખેલા ભીના ભૂકાની જેમ કાળાંતરે નાશ પામે છે. અતિ ગાઢ અધ્યવસાયથી બાંધેલું કર્મ જે અપવર્તનાદિ કરણને અયોગ્ય હોવાથી નિકાચિત કહેવાય છે. આ નિકાચિત કર્મ ગાઢ બંધવાળું હોવાથી ભીની ભીંત પર આકરા કળી ચૂનાનો યા સફેતાનો હાથ દીધો હોય તેની જેમ કાળાંતરે પણ વિપાકથી ભોગવ્યા વિના પ્રાયે કરીને ક્ષય પામતું નથી. આ ત્રણે પ્રકારના કર્મને સમજવા માટે સોયનું દૃષ્ટાંત છે.

દોરાથી બંધાયેલ સોય જેવું બદ્ધ કર્મ જાણવું, લોઢાની પાટીથી બાંધેલ સોય જેવું બદ્ધસ્પૃષ્ટ કર્મ જાણવું અને અગ્નિથી તપાવી હથોડા વતી ટીપીને એકત્ર કરેલા સોયના સમૂહ જેવું નિકાચિત કર્મ સમજવું.

નિકાચિત કર્મ પ્રાયઃ ભોગવવું પડે છે તે "તવસાઓ નિકાઈયાણં પિ"–તપથી નિકાચિત કર્મનો ક્ષય થાય છે એ વચન અનુસાર કહ્યું છે. ઉગ્ર તપ કરવાથી તેમજ ઉત્કૃષ્ટ અધ્યવસાયના બળથી નિકાચિત કર્મમાં પણ અપવર્તનાદિક કરણો પ્રવર્તે છે. આ વ્યાખ્યાનથી એમ સમજવાનું છે કે ક્ષીરનીરની જેમ તથા અગ્નિથી તપાવેલા લોહના ગોળાની જેમ જીવના પ્રદેશ સાથે કર્મનો સંબંધ છે.

વિંધ્ય મુનિની આ વ્યાખ્યા સાંભળીને અસત્કર્મના ઉદયથી ગોષ્ટામાહિલ મુનિ તેમની પાસે ગયા અને કહ્યું: "જીવ અને કર્મનો જે તાદાત્મ્ય સંબંધ તમે કહ્યો તે દૂષિત છે. કારણ કે તાદાત્મ્યભાવ માનવાથી જીવથી જીવના પ્રદેશ ભિન્ન થતા નથી, તેમ કર્મ પણ જીવથી અભિન્ન રહે છે. આથી સદા કાળ જીવ કર્મ સહિત હોવાથી તે મોક્ષ પામી શકે નહિ. મોક્ષનો અભાવ થશે, આથી મારી વ્યાખ્યા જ બરાબર છે કે—સર્પની કાંચળીની જેમ જીવની સાથે કર્મનો માત્ર સ્પર્શ જ છે. અગ્નિથી તપાવેલા લોહગોળાના ન્યાયની જેમ તાદાત્મ્યભાવ પામ્યા વિના જ તે જીવની સાથે જોડાય છે અને તેની સાથે પરભવમાં જાય છે. આમ માનવાથી જ માનવને મોક્ષ મળી શકશે."

વિંધ્ય મુનિને આથી શંકા પડી. તે તુરતજ દુર્બલિકા પુષ્પમિત્ર આચાર્ય પાસે ગયા. પોતાની શંકા કહી. આચાર્યશ્રીએ કહ્યું. "તમે જે પ્રથમ કહ્યું હતું તે જ સત્ય છે. કારણ કહ્યું છે કે:—

जीवो हि स्वावगाहाभिर्व्याप्त एवांबरे स्थितम् ।
गृह्णाति कर्मदलिकं ज्ञातु न त्वन्यदेशगम् ॥ १ ॥
अथात्मान्यप्रदेशस्थं, कर्मादायानुवेष्टयेत् ।
यद्यात्मानं तदा तस्य, घटते कंचुकोपमा ॥ २ ॥

"જીવ પોતાની અવગાહનાથી વ્યાપ્ત થયેલા આકાશપ્રદેશમાં રહેલાં જ કર્મના દળીઆને ગ્રહણ કરે છે પણ બીજા પ્રદેશમાં રહેલાંને ગ્રહણ કરતો નથી; તેથી જો કદાચ આત્મા અન્ય પ્રદેશમાં રહેલા કર્મને ગ્રહણ કરીને પોતાની ફરતાં વીંટે તો તે કર્મને સર્પ કાંચળીની ઉપમા ઘટી શકે, તે સિવાય ઘટી શકે નહિ."

વિંધ્યમુનિએ આ શંકાનું નિવારણ ગોષ્ટામાહિલ મુનિને કહ્યું. પરંતુ કદાગ્રહના કારણે તેમણે પોતાનો જ કક્કો ખરો કર્યો. આથી આચાર્યશ્રીએ તેમને બોલાવીને પૂછ્યું: "તમે સર્પકંચુકની જેમ કર્મનો સંબંધ માનો છો તે જીવના દરેક પ્રદેશની સાથે માનો છો કે જીવની બહાર ત્વચાના પર્યંત ભાગ સાથે ફરતો વીંટળાયેલો માનો છો?"

જો જીવના દરેક પ્રદેશ પર્યંત ભાગ સાથે માનશો તો આકાશની જેમ જીવમાં સર્વ પ્રદેશે કર્મ પ્રાપ્ત થશે. તો પછી જીવનો મધ્યભાગ કયો કે જે કર્મ રહિત રહેશે. કારણ કે જીવના પ્રતિપ્રદેશે કર્મ લાગવાથી કોઈ મધ્ય પ્રદેશ બાકી રહેશે નહિ. આથી કર્મનું અસર્વવ્યાપીપણું થાય એ રીતે સાધ્યવિકળતા પ્રાપ્ત થવાથી કંચુકનું દૃષ્ટાંત અઘટિત છે.

અને જો જીવની બહાર ત્વચાના પર્યંત ભાગ સાથે કંચુકની જેમ સ્પર્શ કરેલું કર્મ માનશો તો જીવ એક ભવમાંથી બીજા ભવમાં જશે ત્યારે અંગના બાહ્ય મેલની જેમ તેની સાથે કર્મ જશે નહિ અને ભલે જીવની સાથે કર્મ ન જાય તેમાં શો દોષ છે? એમ કહેશો તો સર્વ જીવનો મોક્ષ થશે. કેમકે પુનર્જન્મના કારણભૂત કર્મનો જ તેની સાથે અભાવ છે. ઈત્યાદિ અનેક દોષ પ્રાપ્ત થશે.

આ સાંભળી ગોષ્ટામાહિલ મુનિએ આચાર્યશ્રીને પૂછ્યું: "જો જીવ અને કર્મનું ભિન્નપણું ન હોય તો જીવ થકી તેનો વિયોગ શી રીતે થાય?" આચાર્યશ્રીએ કહ્યું: "જો કે કર્મ જીવની સાથે અભેદ કરીને રહ્યું છે તો પણ સુવર્ણ અને માટીની જેમ તેનો વિયોગ થઈ શકે છે. જેમ મિથ્યાત્વાદિકથી કર્મનું ગ્રહણ થાય છે તેમ જ્ઞાન અને ક્રિયાથી તેનો વિયોગ પણ થાય છે." આમ અનેક દાખલા દલીલોથી આચાર્યે ગોષ્ટામાહિલ મુનિને સમજાવ્યા પરંતુ કદાગ્રહના કારણે તેમણે પોતાની વાત મૂકી જ નહિ.

એક બીજો પ્રસંગ. વિંધ્યમુનિ શિષ્યોને પ્રત્યાખ્યાન સમજાવતા હતા. તેમણે કહ્યું: "મુનિએ જીવનપર્યંત સર્વ સાવદ્યનાં પ્રત્યાખ્યાનો ત્રિવિધે ત્રિવિધે કરવાં" ત્યારે ગોષ્ટામાહિલ મુનિએ કહ્યું: "સર્વ પ્રત્યાખ્યાન યાવજ્જીવ આદિ અવધિ વિના જ કરવાં. અવધિ સહિત કરવાથી આશંસા દોષ પ્રાપ્ત થાય છે. જેમકે કોઈ સાધુ એવો વિચાર કરે કે 'પ્રત્યાખ્યાન પૂર્ણ થયા પછી હું સ્વર્ગાદિકમાં દેવાંગના સાથે ભોગ વગેરે ભોગવીશ.' આમ વિચારવાથી પરિણામ અશુદ્ધ થતા તેથી પ્રત્યાખ્યાન પણ અશુદ્ધ થયું. આ અંગે સૂત્રમાં કહ્યું છે કે:—

रागेण च दोसेण च, परिणामेण च न दूसियं जं तु ।
तं खलु पच्चक्खाणं, भावविसुद्धं मुणेयव्वं ॥

"જે રાગ–દ્વેષ કે પરિણામથી દૂષિત થયેલું ન હોય તે જ પ્રત્યાખ્યાન ભાવ-વિશુદ્ધ જાણવું."

ગુરુએ આનો પ્રતિકાર કરતાં કહ્યું: "તમે જે આશંસા દોષ આપ્યો તે કાળનો અવધિ કરવાથી પ્રાપ્ત થાય છે? કે વાંછાથી પ્રાપ્ત થાય છે? જો કાળનો અવધિ કરવાથી થતો હોય તો પોરસી વગેરેના પચ્ચક્ખાણમાં પણ તે દોષ પ્રાપ્ત થશે કેમકે કાળ પ્રત્યાખ્યાનમાં પ્રહર વગેરે કાળમાન સાક્ષાત્ કહેલું છે.

જો કદાચ 'પોરસી વગેરેમાં પણ કાળનો અવધિ કહેવો નહિ' એમ કહેશો તો દીક્ષા ગ્રહણ કરવાના દિવસથી જ અનશન કરવું પડશે. અને તીર્થંકરોએ તો તપસ્વીઓને દશ પ્રકારે અનાગત આદિ પ્રત્યાખ્યાનો કરવાના સિદ્ધાંતમાં કહેલાં છે.

હવે જો તૃષ્ણાથી આશંસા દોષ પ્રાપ્ત થાય છે એ બીજો પક્ષ માનશો તો તે પણ અયોગ્ય છે. કારણ મુનિને અન્ય ભવમાં પાપ સેવવાની ઈચ્છા હોતી નથી અને જો અવધિ વિના પ્રત્યાખ્યાન કરે તો સર્વ ભવિષ્યના કાળનું પ્રત્યાખ્યાન થઈ જશે. તેમ થવાથી આયુષ્યના ક્ષયે દેવગતિને પામેલા યતિને સાવદ્ય કર્મના સેવનથી અવશ્ય વ્રતનો ભંગ થશે. આ બધા કારણોથી આશંસા રહિતપણે અવધિ સહિત પ્રત્યાખ્યાન કરવાથી કાયોત્સર્ગની જેમ કંઈપણ દોષ નથી."

આ ને બીજી અનેક દાખલા દલીલોથી મુનિ ન સમજ્યા ત્યારે પુષ્પમિત્ર આચાર્ય તેમને અન્ય ગચ્છના બહુશ્રુત અને વૃદ્ધ મુનિયો પાસે લઈ ગયા. તે સૌએ કહ્યું: "આ પુષ્પમિત્ર આચાર્ય કહે છે તે જ આચાર્ય આર્યરક્ષિતજીએ પણ કહ્યું હતું. તેમણે પણ આ જ પ્રરૂપણા કરી હતી. એમાં ક્યાંય ન્યૂનાધિક નથી."

ગોષ્ટામાહિલ મુનિ: "તમારા જેવા ઋષિયો આમાં શું જાણો? તીર્થંકરોએ તો મેં કહ્યું તેમજ પ્રરૂપણા કરી છે." સ્થવિર મુનિયોએ કહ્યું: 'હે મુનિ! આમ મિથ્યા અભિનિવેશ ન કરો. એમ કરવાથી તીર્થંકરની આશાતના થાય છે તે શું તમે નથી જાણતા?" છતાં ય ગોષ્ટામાહિલે પોતાની મમત ન મૂકી.

ત્યારે સંઘે ભેગા મળીને શાસનદેવતાને હાજરાહજૂર કરવા કાયોત્સર્ગ કર્યો. તેના પ્રભાવથી એક શાસનદેવીએ હાજર થઈ કહ્યું: "મને આજ્ઞા કરો. હું શું સંઘની સેવા કરું?" સંઘે સિદ્ધાંતનો પરમાર્થ જાણવા છતાં લોકના વિશ્વાસ માટે કહ્યું: "હે શાસનદેવી! તમે મહાવિદેહક્ષેત્રમાં તીર્થંકર પાસે જઈને પૂછી લાવો કે સંઘ જે કહે છે તે સત્ય છે કે ગોષ્ટામાહિલ મુનિ કહે છે તે સત્ય છે?"

દેવીએ કહ્યું: "હું મહાવિદેહક્ષેત્રમાં જઈને પાછી ફરું ત્યાં સુધી મારા માર્ગમાં કોઈ વિઘ્ન ન આવે તે માટે તમે સૌ કાયોત્સર્ગમાં જ રહેજો." સંઘે તે પ્રમાણે કર્યું.

પછી દેવી તીર્થંકરને પૂછીને પાછી ફરી અને કહ્યું: "તીર્થંકર પરમાત્માએ મને કહ્યું છે કે સંઘ કહે છે તે સત્ય છે અને શ્રી વીર જિનેશ્વર મુક્તિ પામ્યા પછી પાંચસો ચોરાસી વર્ષે સાતમો નિન્હવ થવાનો હતો તે નિન્હવ આ મિથ્યાવાદી ગોષ્ટામાહિલ મુનિ છે."

આ સાંભળી ગોષ્ટામાહિલ બોલ્યો: "આ બિચારી દેવીનું શું ગજું કે તે તીર્થંકર પાસે જઈ શકે?" આમ અહીં પણ તેણે પોતાનો કદાગ્રહ રાખ્યો. આથી સંઘે તેને સંઘ બહાર મૂક્યો. એ પછી તેણે મિથ્યા પ્રરૂપણા જ કરી અને તેની આલોચના કર્યા વિના જ તે મૃત્યુ પામ્યો.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે "સંઘે સંઘ બહાર કર્યો છતાં પણ ગોષ્ટામાહિલે પોતાનો મત છોડ્યો નહિ અને બોધિરત્ન રહિત થઈને પૃથ્વી પર અનેકને ભમાવીને પોતે પણ સંસારમાં ભમ્યો. આથી માણસે કદી કોઈ વાતનો કદાગ્રહ કરવો નહિ.



## ૨૩૯

## સર્વવિસંવાદી આઠમો નિહ્નવ.

स्वल्पमात्रजिनप्रोक्तवचनोत्थापकारिणः ।
जमालिप्रमुखा ज्ञेया, निह्नवा सप्त शासने ॥

"જિનેશ્વરે કહેલા વચનમાંથી અલ્પમાત્ર વચનને ઉત્થાપન કરનાર જમાલિ વગેરે સાત નિહ્નવો જિનશાસનમાં થયેલા સમજવા."

अथ सर्वविसंवादी, निह्नवः प्रोच्यतेऽष्टमः ।
श्री वीरमुक्तेर्जातोऽब्दशतैः षड्भिर्नवोत्तरैः ॥

"હવે શ્રી વીરના નિર્વાણ પછી છસો નવ વરસે જિનેશ્વરનાં સર્વ વચનોનું ઉત્થાપન કરનાર આઠમો નિહ્નવ ઉત્પન્ન થયો. તેની કથા કહેવામાં આવે છે."

રથવીર નગરમાં શિવભૂતિ રહે. તે ઘણોજ શૂરવીર હતો. રાજાને તેણે અનેક વિજયો અપાવ્યા હતા. તેની શૂરવીરતાથી ખૂશ થઈ રાજાએ તેને સહસ્રમલ્લ નામનું બિરુદ આપ્યું હતું અને તેની ઈચ્છાને માન આપી તેને નગરમાં હરવા ફરવા વગેરેની સ્વતંત્રતા આપી હતી.

સહસ્રમલ્લ પરણેલો હતો. સ્વતંત્રતા મળી હોવાથી તે રાતના ઘણે મોડેથી ઘરે આવતો. પતિભક્ત પત્ની આથી ભૂખી, તરસી મોડી રાત સુધી જાગતી. રોજ આમ બનવાથી તેણે પોતાની સાસુને પોતાના દુઃખની વાત કરી. સાસુએ કહ્યું: "તું આજે ઊંઘી જા. હું તે આવશે ત્યારે બારણાં ખોલીશ."

સહસ્રમલ્લ મોડી મધરાતે ઘરે આવ્યો. બારણાં ખખડાવ્યાં. માએ ગુસ્સે થઇને કહ્યું: "આ કંઇ ઘરે આવવાનો સમય છે? જા. જ્યાં બારણાં ખૂલ્લાં હોય ત્યાં તું જા. હું બારણાં નહિ ઉઘાડું."

સહસ્રમલ્લને આથી ગુસ્સો ચઢ્યો. તે તુરત જ ત્યાંથી ચાલી નીકળ્યો. ઘણું રખડ્યો પણ કોઇનાં બારણાં ખૂલ્લાં ન જોયાં. ત્યાં તે એક ઉપાશ્રય પાસે આવ્યો. ત્યાંના બારણાં ખૂલ્લા જોઇ તેમાં ગયો. સાધુને પગે લાગ્યો અને વ્રત માંગ્યું. પરંતુ સહસ્રમલ્લને દીક્ષા માટે પત્ની અને માની સંમતિ નહિ મળી હોવાથી તેમણે દીક્ષા ન આપી. આથી તેણે જાતે જ કેશનો લોચ કર્યો. એ જોઈ કૃષ્ણસૂરિજીએ તેને મુનિવેષ આપ્યો. સહસ્રમલ્લ હવે મુનિ બન્યો અને તેમની સાથે જ વિહાર કરવા લાગ્યો.

એક દિવસ વિહાર કરતાં કરતાં સૌ ફરી પાછા રથવીર નગરમાં આવ્યા. એ સમયે રાજાએ સહસ્રમલ્લ મુનિને રત્નકંબળ વ્હોરાવી. આચાર્યે તેને કહ્યું કે "આપણે સાધુને આવા બહુ મૂલ્યવાન ઉપકરણ રાખવા ન જોઇએ." પરંતુ મુનિએ તે માન્યું નહિ. છાની રીતે રત્નકંબળ રાખી. શિષ્યની તે માટેની મૂર્ચ્છા જાણી સૂરિજીએ એક દિવસ તેની ગેરહાજરીમાં એ રત્નકંબલ ફાડી નાંખીને તેના ટુકડા પાદપ્રોંચ્છન માટે બધા સાધુઓને વ્હેંચી આપ્યા. આ જાણીને સહસ્રમલ્લને ઘણો જ ગુસ્સો ચડયો. પરંતુ તે સમયે તે મૌન રહ્યો.

એક દિવસ આચાર્યશ્રીએ જિનકલ્પનું આ પ્રમાણે વર્ણન કર્યું: "જિનકલ્પિક બે પ્રકારના હોય છે. એક પાણિપાત્ર અને બીજા પાત્રભોજી. પાણિપાત્ર એટલે હાથમાં લઇને ભોજન કરનારા. પાત્રભોજી એટલે પાત્રમાં ભોજન કરનારા. આ બંનેના પણ બબ્બે ભેદ છે. એક સ્વલ્પ સચેલક એટલે અલ્પ વસ્ત્ર રાખનારા અને બીજા અચેલક એટલે બિલકુલ વસ્ત્ર નહિ રાખનારા."

સહસ્રમલ્લ મુનિએ પૂછ્યું: "જિનકલ્પિક આ પ્રમાણે છે તો પછી હાલમાં શા માટે બહુ ઉપધિ રાખવામાં આવે છે? જિનકલ્પ શા માટે અંગીકાર કરતા નથી?

આચાર્યશ્રી: "આ ભરતક્ષેત્રમાં શ્રી વીરના ધર્મપૌત્ર એટલે તેમની ત્રીજી પાટે થયેલા શ્રી જંબૂસ્વામીના નિર્વાણ સાથે જિનકલ્પ વગેરે દસ વસ્તુઓનો વિચ્છેદ થયો છે. બીજું શારીરિક વગેરેના કારણે વર્તમાનમાં તેમ કરવું શકય નથી."

સહસ્રમલ્લ મુનિ: "અલ્પ સત્વવાળા માટે જિનકલ્પનો વિચ્છેદ થયો હશે. મારા માટે થયો નથી. કારણ મારા જેવા મહાસત્ત્વ તો વર્તમાનકાળમાં પણ જિન-

કલ્પ અંગીકાર કરવા સમર્થ છે. મોક્ષના અભિલાષીએ તો સમગ્ર પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. તો પછી કષાય, ભય, મૂર્ચ્છાદિક દોષના નિધિ જેવા આ અનર્થકારી પરિગ્રહથી શું ? જિનેન્દ્રો પોતે પણ અચેલક હતા તેથી વસ્ત્રરહિત રહેવું તે જ શ્રેષ્ઠ છે.”

આચાર્યશ્રી : “જો એકાંતે તેમ જ હોય તો કષાય, ભય, મૂર્ચ્છા વગેરે દોષનો સંભવ છે આથી તે દેહનો પણ વ્રત ગ્રહણ કર્યા પછી તુરત જ ત્યાગ કરવો પડશે. પરંતુ શાસ્ત્રમાં જે પરિગ્રહરહિતપણું કહ્યું છે તેનો હેતુ એ છે કે ધર્મના ઉપકરણો ઉપર મૂર્ચ્છા રાખવી નહિ પણ ધર્મનાં ઉપકરણનો સર્વથા ત્યાગ કરવો તેમ નથી. અને જિનેશ્વરો પણ સર્વથા અચેલક હતા તેવું નથી. કારણ ચોવીસે તીર્થંકરે એક દેવદૂષ્ય લઈને દીક્ષા લીધી છે. આમ જિનેન્દ્ર પણ સચેલક હતા.”

આચાર્ય અને અન્ય સ્થવિર મુનિયોએ સહસ્રમલ્લ મુનિને ઘણો સમજાવ્યો પરંતુ કષાય અને મોહનીયના ઉદયથી તેણે પોતાનો આગ્રહ છોડ્યો નહિ. તે સર્વ વસ્ત્રો ઉતારીને ગામ બહાર અરણ્યમાં જઈને રહેવા લાગ્યો. એક દિવસ તેની બેન વંદના તેને વાંદવા માટે અરણ્યમાં ગઈ. ત્યાં તેણે ભાઈને દિગંબર જોયો. આથી તેણે પણ પોતાના તમામ વસ્ત્રો ઉતારી નાંખ્યા. પછી તેવી જ દિગંબર અવસ્થામાં નગરમાં ભિક્ષા માટે ગઈ. દિગંબર સાધ્વીને જોઈ એક વેશ્યાએ વિચાર્યું : નગ્ન સ્ત્રી રૂપાળી નથી દેખાતી. આને જોઈ લોકો અમારાથી વિરક્ત બનશે. આથી તેને કપડાં પહેરાવવા જોઈએ” અને તેણે સાધ્વી વંદનાને બળાત્કારે કપડાં પહેરાવ્યા. સહસ્રમલ્લ મુનિએ આ હકિકત જાણી ત્યારે તેને પણ લાગ્યું કે દિગંબર સ્ત્રી અતિ લજ્જાસ્પદ થાય છે. “આથી તેણે બેનને કહ્યું : હવે તું વસ્ત્ર ઉતારીશ નહિ.”

આ ઘટના બાદ ઘણાં જૈન સાધુઓ સહસ્રમલ્લ મુનિને સમજાવવા લાગ્યા કે જિનાગમમાં ત્રણ કારણે વસ્ત્ર ધારણ કરવા કહ્યું છે : “તિહિં ઠાણેહિં વત્થં ધારેજ્જા હરિવત્તિયં, દુગંચ્છાવત્તિયં, પરિસહવત્તિયં.

[ અર્થ:–લજ્જા અથવા સંયમ. તેના રક્ષણ નિમિત્તે, લોકમાં દુગંચ્છા–નિંદા ન થવા માટે, તથા ટાઢ, તડકો, ડાંસ, મચ્છર વગેરેના પરિષહથી રક્ષણ માટે આ ત્રણ કારણે વસ્ત્ર ધારણ કરવાં. ] એમ પણ કહ્યું છે કે “તપસ્વીઓને ધર્મમાં સહાયભૂત હોવાથી શુદ્ધ આહારદિકની જેમ વસ્ત્રાદિકનું ગ્રહણ કરવું, તેમાં દોષ નથી.”

તું એમ કહે છે કે હિંસાનુબંધિ, મૃષાનુબંધિ, સ્તેયાનુબંધિ અને સંરક્ષણાનુબંધિ એમ ચાર પ્રકારનું રૌદ્રધ્યાન કહ્યું છે. આમાં હિંસા એટલે પ્રાણીનો વધ તેનો અનુબંધ એટલે નિરંતર ચિંતવન જેમાં હોય તે હિંસાનુબંધિ. અસત્યનું ચિંતવન જેમાં હોય તે મૃષાનુબંધિ, ચોરીનું ચિંતવન જેમાં હોય તે સ્તેયાનુબંધિ અને તસ્કરાદિકથી પોતાના પૈસાને ગુપ્ત રાખવા માટે સતત તેનો વિચાર અને ચિંતા કરવી તે સંરક્ષણાનુબંધિ. આમાં રૌદ્રધ્યાનનો ચોથો ભેદ સંરક્ષણાનુબંધિ છે. તે વસ્ત્રાદિક ગ્રહણ કરવાથી અવશ્ય થશે. કારણ તે રૌદ્રધ્યાનના હેતુ માટે છે.

તું એમ કહે છે કે શસ્ત્રાદિકની જેમ દુર્ગતિનું કારણ હોવાથી વસ્ત્રાદિક ગ્રહણ કરવા નહિ. પરંતુ આમ કહેવું યોગ્ય નથી. કારણ કે તારી આ દલીલ પ્રમાણે તો દેહાદિકમાં પણ રૌદ્રધ્યાનની પ્રાપ્તિ થશે. કારણ શરીરનું પણ જળ, અગ્નિ, ચોર, ડાંસ, શિકારી પશુ વગેરેથી પણ રક્ષણ કરવાની જરૂર પડે છે, તેથી દેહાદિકના સંરક્ષણાનુબંધની તુલ્યતા છે. આથી તે દેહાદિકનો પણ ત્યાગ કરવો જોઈશે.

આ સંદર્ભમાં કદાચ તું એમ કહેશે કે દેહાદિક મોક્ષનું સાધન કરવામાં અંગીભૂત હોવાથી જયણાવડે તેનું રક્ષણ કરવું તેમાં દોષ નથી. પરંતુ તે પ્રશસ્ત સંરક્ષણ છે. તો અહીં પણ આગમમાં કહેલા યતનાના પ્રકારથી વસ્ત્રાદિકનું સંરક્ષણ કરવું તે કેમ પ્રશસ્ત નથી ? માટે વસ્ત્રાદિકનો શા માટે ત્યાગ કરવો ? વળી "મુચ્છા પરિગ્ગહો વુત્તો ઈઈ વુત્તં મહેસિણા–ભગવંતે મૂર્ચ્છાને જ પરિગ્રહ કહ્યો છે. એમ શ્રી સુધર્માસ્વામીએ કહ્યું છે." ઈત્યાદિ શ્રી શય્યંભવસૂરિનાં વચનથી વસ્ત્ર, વિત્ત, દેહ વગેરેમાં મૂર્ચ્છા ઉત્પન્ન થાય તે પરિગ્રહ છે.

પ્રશ્ન: મુનિ જો વસ્ત્ર ગ્રહણ કરે તો પછી સાધુને અચેલ પરિષહ સહન કરવાનું કેમ કહ્યું છે ? કેમકે વસ્ત્ર ન હોય તો જ તે ઘટે છે.

ઉત્તર: આમ કહેવું યોગ્ય નથી. કારણ જીર્ણપ્રાય વસ્ત્રથી પણ વસ્ત્રરહિતપણું લોકમાં પ્રસિદ્ધ છે. જેમકે કોઈ સ્ત્રી જીર્ણ અને ફાટેલું વસ્ત્ર શરીરે વીંટીને કોઈ વણકરને કહે કે 'હે વણકર ! ઉતાવળથી મારી સાડી વણીને આપ, કારણ હું નગ્ન છું.' અહીં વસ્ત્ર સહિત છતાં પણ સ્ત્રીને વિષે નગ્નપણાનો શબ્દ પ્રવર્તે છે. શાસ્ત્રમાં પણ "જસટ્ઠા કીરઈ નગ્ગભાવો" એવું વાક્ય છે તે ઔપચારિક નગ્ન ભાવ માટે જ છે. આથી વસ્ત્ર રાખવામાં કોઈ પ્રકારનો વિરોધ નથી. તે જ પ્રમાણે મુખવસ્ત્રિકા રજોહરણ વગેરે ઉપકરણો પણ સંયમમાં ઉપકારી હોવાથી ગ્રહણ કરવા યોગ્ય છે. કહ્યું છે કે:—

"કોઈપણ સ્થાનને વિષે બેસવું, શયન કરવું, કોઈ વસ્તુ મૂકવી લેવી વગેરે કાર્યમાં જંતુના પ્રમાર્જનને માટે રજોહરણની જરૂર છે. સંપાતિમ–ઊડીને પડતાં જંતુઓના રક્ષણ માટે મુખવસ્ત્રિકાની જરૂર છે અને ભક્તપાનને વિષે રહેલા જંતુની જયણા માટે પાત્રની જરૂર છે."

આ ઉપરાંત પાત્ર વિના સજીવ ગોરસાદિક અજાણપણાથી હાથમાં લઈ લીધું. પછી તેનું શું કરવું ? તેમાં રહેલા જીવની હિંસા જ થાય. તથા હાથમાં લીધેલા પ્રવાહી પદાર્થો હાથમાંથી ગળે તેથી કુંથુવા, કીડી વગેરે અનેક જીવોની હિંસા થાય તથા ગૃહસ્થો મુનિએ વાપરેલા પાત્રો ધોવે લૂંછે તેથી પશ્ચાત્કર્માદિ દોષ લાગે, તેથી બાળ અને ગ્લાનાદિ સાધુઓની વૈયાવચ્ચને માટે તેમજ પારિષ્ઠાપનિકા સમિતિ જાળવવાને માટે સાધુને પાત્રનું ગ્રહણ કરવું યોગ્ય છે. વળી જઘન્યથી નવપૂર્વમાં કાંઇક ઓછું ભણેલા, ઉત્તમ ધૈર્ય અને સંહનનવાળા પણ "તવેણ સુત્તેણ સત્તગ–[ તપ, સૂત્ર અને

સત્વ વડે ] ઇત્યાદિ ભાવનાએ કરીને પ્રથમ તુલના કર્યા પછી જ જિનકલ્પ અંગીકાર કરી શકે છે.

બાકી શેરીના સિંહની જેમ તારા જેવાને માટે તો તીર્થંકરોએ જિનકલ્પની આજ્ઞા આપી જ નથી તેમજ તું તીર્થંકરની તુલના કરે છે પણ તે ય યોગ્ય નથી. કારણ જિનેશ્વરો તો પાણિ પ્રતિગ્રહાદિ અનંત અતિશયોવાળા હોય છે માટે તારું માનવું સર્વથા ત્યાજ્ય છે.”

પરંતુ આ બધામાંથી એક શબ્દ પણ શિવભૂતિ–સહસ્રમલ્લે સ્વીકાર્યો નહિ. મિથ્યા અભિનિવેશથી તેણે તીર્થંકરો અને મુનીન્દ્રોના વચન ઉત્થાપ્યાં. તેના કોડિન્ય અને કોટીવીર નામના બે બુદ્ધિશાળી શિષ્યો થયા. તેમનાથી આ મતની પરંપરા ચાલી. તેઓએ અનુક્રમે “ કેવળી આહાર કરે નહિ, સ્ત્રીઓ મોક્ષ પામે નહિ, તિવિહાર ઉપવાસમાં સચિત્ત જળ પીવામાં દોષ ન લાગે, દિગંબર સાધુ દેવદ્રવ્ય લે અને વાપરે વગેરે જિનાગમથી વિરુદ્ધ આઠસો વચન નવા રચ્યા. આથી તેઓ સર્વવિસંવાદી થયા. તે બોટિકોની પરંપરામાં થયેલા બોટિકો દિગંબર કહેવાય છે.

આ પ્રમાણે દિગંબર નામનો આઠમો નિન્હવ પોતાનું શુદ્ધ બોધિરત્ન ગુમાવી બેઠો. કારણ સમકિત પામ્યા છતાં પણ કોઇને જતું રહે છે. માટે ભવ્ય જીવોએ દરેક પ્રયત્નથી, સતત સાવધ રહીને સમકિતનું રક્ષણ કરવું જોઇએ.



## ૨૪૦

## શ્રુતનિંદકનું ચરિત્ર.

**श्रीमद्वीरजिनं नत्वा, वक्ष्येऽहं श्रुतनिंदकान् ।**
**चरित्रं वंगचूलिकाध्ययनाद्वारितं यथा ॥**

“ શ્રીમાન વીર જિનેશ્વરને નમસ્કાર કરીને વંગચૂલિકા નામના અધ્યયનમાંથી વાંચેલું શ્રુતનિંદકનું ચરિત્ર કહું છું.”

મુનિ અગ્નિદત્ત શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુ–સ્વામીના શિષ્ય હતા. અગ્નિદત્ત મુનિ મિથિલા નગરીના એક ઉદ્યાનમાં પ્રતિમા ધારણ કરીને તપ કરી રહ્યા હતા.

આ બાજુ ઉદ્યાનમાં એક સાધુ તપ કરી આત્મસાધના કરી રહ્યા હતા ત્યારે

બીજી બાજુ બાવીસ યુવાનો કામલતા વેશ્યા સાથે તે જ ઉદ્યાનમાં યથેચ્છ વિહાર કરી રહ્યા હતા. સૂરા અને સુંદરી સાથે તે સૌ મનફાવે તેમ વર્તી રહ્યા હતા. તે રોજ મુનિ અગ્નિદત્તને જોતા. તેમને મુનિ પર ગુસ્સો ચડયો. તેમની હત્યા કરવા તેમણે નક્કી કર્યું. અને એક દિવસ મુનિને યમસદન પહોંચાડી દેવાના દુષ્ટ ઇરાદાથી તીક્ષ્ણ ખૂલ્લા ખડ્ગ સાથે દોડ્યા.

એ બધા વૈરથી એવા અંધ બન્યા હતા કે દોડતા તેમને ખ્યાલ ન રહ્યો અને બધા જ એક સાથે એક કૂવામાં ગબડી પડ્યા. હાથમાં તીક્ષ્ણ ખડ્ગ હતું તે પોતાના સાથીઓના જ દેહમાં ખૂપી ગયા. કારમી ચીસો સાથે બધાજ તત્કાળ મરણ પામ્યા. મુનિ અગ્નિદત્તે તેમની મરણચીસો સાંભળી. પરંતુ તેમને અંતિમ બોધ અપાય તે પહેલાં જ બધાના શ્વાસ કરુણ રીતે બંધ પડી ગયા હતા. મુનિ અગ્નિદત્તે ઉપાશ્રયે આવી ગુરુ મહારાજને પૂછયું : " ગુરુદેવ ! આ બાવીશે મિત્રોની શી ગતિ થઇ હશે ?"

શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુસ્વામીએ જ્ઞાનનો ઉપયોગ મૂકીને કહ્યું : " હે અગ્નિદત્ત ! એ બાવીશ મિત્રો અશુભ અધ્યવસાય કરતાં કરતાં મૃત્યુ પામ્યા છે. અંતિમ ક્ષણોમાં બધા જ કામલતા વેશ્યાને ઇચ્છતા હતા આથી મરીને તુરત જ તેઓ બધા એક સાથે એ વેશ્યાના જમણા સ્તનમાં પોતે જ કરેલા નખક્ષતમાં કૃમિપણે ઉત્પન્ન થયા છે.

સ્તનમાં અસહ્ય વેદનાથી વેશ્યા પીડાવા લાગી. તેણે અનેક ઉપચારો કરાવ્યાં. છેવટે એક કુશળ વૈદે તેના સ્તનને વિદારીને તેમાંથી હાડ, માંસ અને રૂધિરમાં ખદબદતા બાવીસ બેઇન્દ્રિય કીડાઓને બહાર કાઢીને પાણીના પાત્રમાં મૂકયા. વેશ્યાએ તે કીડાઓ જોયા તો પૂર્વ ભવના સ્નેહના કારણે તેને એ કીડાઓ પર દયા આવી. આથી વેશ્યા જાતે એ કીડાઓને પૂરતી સંભાળ રાખીને એક મરેલા કૂતરાના શબમાં મૂકી આવી. એ કીડાઓ કૂતરાના શબમાં તાપ, ક્ષુધા અને તૃષાથી રીબાઇને એક જ અંતર્મુહૂતમાં મૃત્યુ પામ્યા છે.

આ કીડાઓ હવે ત્યાંથી સાધારણ વનસ્પતિકાયમાં મોથ જાતિના કંદમાં ઉત્પન્ન થશે. ત્યાં તે કંદને ખોદતાં તેઓ મરીને પૃથ્વીકાય આદિમાં પાંચે એકેન્દ્રિયમાં જઘન્ય અને મધ્ય સ્થિતિના આયુષ્યવાળા થશે. ત્યાંથી મરીને તે જ કામલતા વેશ્યાના ઉદરમાં કરમીયા થશે. ત્યાં વિરેચનના પ્રયોગથી તેઓ મરણ પામીને મળદ્વારે બહાર નીકળશે. અને વેશ્યાની જ વિષ્ટામાં તેઇન્દ્રિયપણે ઉત્પન્ન થઇને અંતર્મુહૂર્તમાં મરીને ફરીથી તેની જ વિષ્ટામાં ચૌરેન્દ્રિયપણે ઉત્પન્ન થશે. આમ એ કીડાઓ તે જ વેશ્યાની વિષ્ટામાં, મૂત્રમાં, થૂંકમાં, બડખામાં અને લીંટમાં બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરેન્દ્રિયપણે સાત સાત–વાર ઉત્પન્ન થશે. એ પ્રમાણે ઓગણત્રીશ ભવ કરશે.

ત્રીસમા ભવે તે બાવીસ જીવો તેજ વેશ્યાના ઘરની ખાળમાં સંમૂર્ચ્છિમ દેડકા થશે ત્યાં બે થી નવ દિવસનું આયુષ્ય ભોગવીને એકત્રીસમા ભવમાં તે વેશ્યાના ઘરમાં ઉંદર થશે. ત્યાં બે થી નવ માસનું આયુષ્ય ભોગવીને બત્રીસમા ભવે તે વેશ્યાના

આંગણામાં ભૂંડ થશે: ત્યાં પણ બેથી નવ માસનું આયુષ્ય ભોગવીને તેત્રીસમા ભવે અવન્તી નગરીમાં ચાંડાળકુળમાં ઉત્પન્ન થશે. એ બાવીસ ચાંડાળો હુંડ સંસ્થાનવાળા, લાંબા દાંતવાળા, મોટા પેટવાળા ગળી જેવા કૃષ્ણ વર્ણવાળા જોવા પણ ન ગમે તેવા, અન્યને દુગંચ્છા ઉત્પન્ન કરનારા અને પોતાના નીચ કર્મમાં કુશળ થશે.

હે અગ્નિદત્ત! એ અરસામાં વૃદ્ધ થયેલ કામલતા વેશ્યા તાપસી દીક્ષા લઈ કાશી દેશમાં ગંગા નદીના કાંઠે રહેતા તાપસો પાસે આવશે. તેમની પાસે તે શૌચમૂળ ધર્મને અંગીકાર કરશે. ત્યાંથી ફરતી ફરતી તે અનુક્રમે અવંતિ દેશમાં સીપ્રા નદીના કાંઠે આવશે. ત્યાં લોકોને પોતાનો શૌચમૂળ ધર્મ સમજાવશે.

તે કહેશે: 'હે મનુષ્યો! શૌચમય ધર્મ બે પ્રકારનો છે. દ્રવ્યશૌચ અને ભાવશૌચ. જળ અને માટીથી દ્રવ્યશૌચ થાય છે અને દર્ભ તથા મંત્રથી ભાવશૌચ થાય છે. જે કાંઈપણ અશુચિ થયું હોય તે સર્વને માટી લગાડીને પછી તેને શુદ્ધ જળથી ધોવું જોઈએ. તેમ કરવાથી વસ્તુ શુદ્ધ થાય છે. આ પ્રમાણે નિરંતર સાત વાર જળથી શુદ્ધ કરવાથી પ્રાણીઓ મોક્ષપદને પામે છે."

વેશ્યાતાપસીનો આવો ઉપદેશ સાંભળીને પૂર્વ ભવના રાગથી પેલા ચાંડાલો તેના ભક્તો થશે અને બીજા ધર્મોની ખાસ કરીને જૈનધર્મના જૈનમુનિઓના દ્વેષી થશે. અને તેમનો અવર્ણવાદ બોલશે. છેવટે તે બધા તાપસી પાસે તાપસ દીક્ષા અંગીકાર કરશે.

પાંચ વરસ બાદ મરણ પામી તેઓ સૌ ચોત્રીસમા ભવે તે જ અવંતી નગરીમાં ભાંડના કુળમાં ઉત્પન્ન થશે. ત્યાં અનેક પ્રકારની ભાંડચેષ્ટા કરીને પોતાની આજીવિકા ચલાવશે. એક સમયે કુશસ્થ નગરના રાજાની પાસે તેઓ ભાંડચેષ્ટા કરી લોકોનું મનોરંજન કરતા હશે ત્યારે ત્યાંથી અઠ્ઠમ તપના તપસ્વી કોઈ બે જૈન સાધુ ગોચરી માટે નીકળશે. તેમને જોઈને પુરોહિતના કહેવાથી તે ભાંડો એ સાધુની હીલના કરશે. તોપણ સાધુઓ તો મૌન જ રહેશે છેવટે થાકીને તેમને જવા દેશે.

હે અગ્નિદત્ત! તે ભાંડો સૂતા હશે તે સમયે તેમના પર વીજળી પડશે. તેથી તેઓ મૃત્યુ પામશે. ત્યાંથી પાંત્રીસમા ભવે મધ્ય દેશમાં જુદા જુદા બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થશે. ત્યાં તેઓ ચૌદ વિદ્યામાં પ્રવીણ થશે. એક સમયે તેઓ યજ્ઞદત્ત બ્રાહ્મણના નિમંત્રણથી ધારાપુર નગરમાં યજ્ઞ માટે જશે. ત્યાં યજ્ઞમંડપનાં દ્વાર બંધ કરીને અગ્નિકુંડમાં હોમ કરશે. તે સમયે યજ્ઞની જ્વાળાઓથી બળી જશે અને આર્તધ્યાનમાં મૃત્યુ પામશે.

ત્યાંથી તેઓ સીપ્રા નદીના દ્રહમાં મત્સ્યપણે ઉત્પન્ન થશે. ઉપરા ઉપરી સાત સાત વાર જળચર યોનિમાં ઉત્પન્ન થશે. ત્યાર પછી નવ વખત પક્ષીઓમાં ઉત્પન્ન થશે. અને પછી અગિયારવાર પશુઓમાં ઉત્પન્ન થશે. આમ બધા મળીને બાસઠ ભવ થશે. છેલ્લા બાસઠમા ભવમાં તેઓ મૃગપણું પામશે. ત્યાં દાવાનળના અગ્નિથી બળીને

ત્રેસઠમા ભવે તે બાવીશ ગોઠીલા પુરુષો મધ્ય પ્રદેશમાં શ્રાવકના કુળમાં જુદા જુદા ઉત્પન્ન થશે. ત્યાં યુવાન થતા તેઓ ધૃષ્ટ, પરને વંચન કરનારા, દેવગુરુના નિંદક થશે અને લોકોને કહેતા ફરશે કે "પથ્થર તથા ધાતુ વગેરેની બનાવેલી પ્રતિમાનું પૂજન કરવામાં હિંસા થાય છે તેથી તે પૂજન વ્યર્થ છે." આમ તેઓ ચૈત્ય, ધર્મ અને આગમોના ઉત્થાપક થશે.

જ્યારે વેશ્યાતાપસી છવ્વીસ વરસની તાપસી દીક્ષા પાળી કુલ એકસો ચાર વરસનું આયુષ્ય ભોગવી, સાત દિવસનું અનશન કરી મૃત્યુ પામશે. ત્યાંથી તે વાણવ્યંતર યોનિમાં સુવચ્છ નામના દક્ષિણેન્દ્રની દેશે ઊણા અર્ધ પલ્યોપમના આયુષ્યવાળી સુવચ્છા નામે દેવી થશે. ત્યાં વિભંગ જ્ઞાનથી પૂર્વના સંબંધી પેલા બાવીસ મિત્રોને જોઇને હર્ષ પામશે અને તેમને દરેક કાર્યમાં સહાય કરશે. દેવીના પ્રભાવથી તેઓ સમૃદ્ધિવાન થશે. આ પ્રભાવથી તે બાવીસ લોકોને કહેશે. "હે મનુષ્યો! જુઓ અમારા ધર્મનું પ્રત્યક્ષ ફળ આજ અમે કેવું ભોગવીએ છીએ? તમે પણ અમારો ધર્મ સ્વીકારો અને સુખી થાવ. તમે શા માટે પથરા પૂજી અને છકાય જીવોની હિંસા કરો છો? એવા ધર્મથી તમને શું ફળ મળશે? ધર્મનું પ્રત્યક્ષ ફળ જોઈતું હોય તો અમારો ધર્મ અંગીકાર કરો."

આમ આ બાવીસ ભ્રષ્ટ શ્રાવકો અનેકને કુમાર્ગે લઈ જશે. તે સમયે તીર્થંકરોએ નિરૂપણ કરેલા શ્રુતની હીલના થશે. શ્રમણ નિર્ગ્રંથોની પૂજા, સત્કાર થશે નહિ. અને ધર્મની સાધના કરવી અતિ મુશ્કેલ બનશે. પછી તે બાવીસ ભ્રષ્ટ શ્રાવકો આયુષ્યના અંતે સોળ પ્રકારના મહારોગથી અત્યંત રીબાઇને આર્તધ્યાન કરતાં કરતાં મૃત્યુ પામશે. અને ઘમ્મા નામની પહેલી નરકના પ્રથમ પ્રસ્તરમાં દશ હજાર વર્ષના આયુષ્યવાળા નારકી થશે. ત્યાંથી નીકળીને પણ અનેક ભવમાં પરિભ્રમણ કરશે. હે અગ્નિદત્ત! શ્રી જિનાગમનની હીલના કરવાથી તેમને બોધિરત્નની પ્રાપ્તિ અત્યંત દુર્લભ થશે."

બાવીસની આવી ભવકથા સાંભળી મુનિ અગ્નિદત્તે પુનઃ પૂછ્યું "હે ગુરુદેવ! કયા કાળમાં એ શ્રુતનિંદકોની ઉત્પત્તિ થશે?" શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુ સ્વામીએ તેનો જવાબ આપ્યો તે વંગચૂલિયામાં જે ગાથાઓ છે તે આ પ્રમાણે. અત્રે એ ગાથાનો ભાવાર્થ આપીએ છીએ. શ્રુતકેવળીએ મુનિ અગ્નિદત્તને કહ્યું:

"શ્રી વીરપ્રભુના નિર્વાણ બાદ બસો એકાણું વર્ષે જિનપ્રતિમાનો આરાધક સંપ્રતિ રાજા થશે. ત્યાર પછી ૧૬૯૯ વર્ષે તે દુષ્ટ બાવીસો શ્રુતની નિંદા કરશે. તે સમયે હે અગ્નિદત્ત! સંઘ અને શ્રુતની જન્મરાશિ ઉપર આડત્રીસમો ધૂમકેતૂ નામનો ગ્રહ બેસશે. તે ગ્રહની સ્થિતિ એક રાશિ ઉપર ત્રણસો ને તેત્રીસ વર્ષની છે. આથી એટલા વરસ તેમનો પંથ ચાલશે. તે ગ્રહ ઉતરશે એટલે સંઘનો અને શ્રુતનો ઉદય થશે.

આ પ્રમાણે ગુરુના વચન સાંભળીને અત્યંત વૈરાગ્ય પામેલા અગ્નિદત્ત મુનિ

ગુરુની પ્રદક્ષિણા કરી વારંવાર તેમને નમસ્કાર કરવા લાગ્યા. પછી શ્રી યશોભદ્રસૂરિની તથા શ્રી ભદ્રબાહુસ્વામીની અને સંભૂતવિજય ગુરુની આજ્ઞા લઈને અગ્નિદત્ત મુનિ અનશન કરી પ્રથમ દેવલોકમાં દેવ થયા."

"સિદ્ધાંત તથા ચૈત્ય આદિનો લોપ કરનારા અને મિથ્યાત્વ ગુણસ્થાનમાં રહેલા તે બાવીસ વાણીયાઓ સંસારરૂપી કૂપમાં ચિરકાળ સુધી ભટકશે. માટે આગમને જાણનારા બીજાઓએ કદાપિ પણ તેમ કરવું નહિ."



## ૨૪૧

## વચનથી બંધાયેલ કર્મનો વિપાક

**बद्धं यद्येन क्रोधेन, वचसा पूर्वजन्मनि ।**
**रुदद्भिर्वेद्यतेऽवश्यं, तत्कर्मेह शरीरिभिः ॥**

"પ્રાણીઓએ પૂર્વ જન્મમાં વચન વડે ક્રોધ કરીને જે કર્મ બાંધ્યું હોય તે કર્મ આ જન્મમાં પ્રાણીઓને રડતાં રડતાં પણ અવશ્ય ભોગવવું પડે છે."— આ સત્યને સમજાવતું દૃષ્ટાંત આ પ્રમાણે છે:

### અમરદત્ત ને મિત્રાનંદની કથા

અમરદત્ત રાજપુત્ર હતો. અમરપુરના મકરધ્વજ રાજાનો તે પુત્ર હતો. મિત્રાનંદ સાથે અમરદત્તને મૈત્રી હતી. આ બંને મિત્રો લગભગ સાથે જ રહેતા. એક દિવસ બંને મિત્રો સિપ્રા નદીના તટ પર આવેલા એક વડ પાસે મોઇ-દંડા રમતા હતા. અમરદત્ત દાવમાં હતો. તેણે જોરથી મોઈ ફટકારી. આ મોઇ વડવૃક્ષે બાંધેલા કોઈ ચોરના શબના મુખમાં જઈને પડી.

"વાહ! વાહ! શું કુદરતની કરામત છે." મિત્રાનંદે હસતાં હસતાં અમરદત્તને કહ્યું. આ સાંભળી ચોરનું શબ બોલી ઊઠ્યું: "મિત્રાનંદ! આમ ન હસ. તારી પણ એક દિવસ આવી જ દશા થવાની છે. ત્યારે તારા મુખમાં પણ આ જ પ્રમાણે કોઈએ ઉછાળેલી મોઇ પડશે."

શબનું આવું બોલવું સાંભળી મિત્રાનંદનો ચહેરો ઉતરી ગયો. તેનું હૈયું ફફડી ઊઠ્યું. તેના કાનમાં સતત શબના જ શબ્દો ઘણની જેમ વાગવા લાગ્યા. તેનો રસ ઊડી

ગયો. મૃત્યુ જ ચારે બાજુ નાચતું હોય તેમ તેને લાગવા માંડયું. અમરદત્તે પોતાના મિત્રને રાજી કરવા અનેક પ્રયત્નો કર્યા. પરંતુ તેની ઉદાસી દૂર ન થઈ. છેવટે અમરદત્ત તેને લઈને પરગામ જવા નીકળ્યો.

બંને મિત્રો ફરતા પાટલીપુત્રમાં આવ્યા. નગર બહાર ઉદ્યાનમાં ફરતાં ફરતાં તેમણે એક સુંદર મહેલ જોયો. બંને મિત્રો મહેલમાં દાખલ થયા અને મહેલની શોભા જોવા લાગ્યા. અમરદત્તે ત્યાં એક યુવાન સ્ત્રીની પૂરા કદની પ્રતિમા જોઈ. હતી તો પથ્થરની પ્રતિમા જ. પરંતુ શિલ્પીએ એટલી કલાત્મક તેને ઘડી હતી કે જાણે હમણાં જ તે બોલશે. હમણાં જ તે ચાલશે. અમરદત્તની આંખો એ પ્રતિમા પર જ જડાઈ રહી. યુવાન સ્ત્રીની પ્રતિમા જોતા જોતા જાણે તે પણ પથ્થરનું પૂતળું બની રહ્યો. મિત્રાનંદે ઘણીવાર સુધી ખભો પકડી હલાવ્યો ત્યારે જ તે ભાનમાં આવ્યો.

મિત્રાનંદે પૂછ્યું : "મિત્ર ! આમ તું કયાં ખોવાઈ ગયો હતો ? પ્રતિમાની કારીગરી જોતો હતો કે પછી એ પ્રતિમાના પ્રેમમાં ડૂબી ગયો હતો ?"

'મિત્રાનંદ ! હું જાણું છું કે આ પૂતળી છે. જડ પથ્થર પ્રતિમા છે. છતાંય તેણે મારા પર જાદુ કર્યો છે. તે મારી સાથે વાત કરે છે. મને પ્રેમથી પંપાળે છે. સાચું કહું મિત્ર ! આ યુવતીયે મારા હૈયાનો કબ્જો લઈ લીધો છે. તેના વિના જીવવું હવે મારા માટે મુશ્કેલ છે. હવે હું લગ્ન કરીશ તો આ સ્ત્રી સાથે જ." અમરદત્તે ભાવવિહ્વળ અવાજે કહ્યું.

મિત્રાનંદે તેને ઘણું સમજાવ્યો પણ મોહાંધ અમરદત્ત એકનો બે ન થયો. ત્યાં મહેલનો માલિક આવ્યો. બંનેને ઉદાસ અને મૂંઝાયેલા જોઈ તેણે તેનું કારણ પૂછ્યું. મિત્રાનંદે બધી હકિકત જણાવી પૂછ્યું : "હવે તમે જ આનો ઉપાય બતાવો." મહેલના માલિકે કહ્યું: "મારી પાસે તો એનો કોઈ ઉપાય નથી. પરંતુ આ પ્રતિમા ઘડનાર શિલ્પી સોપારકપુરમાં રહે છે. તમે તેને મળો તે તમને સત્ય જણાવશે કે આ તેની કલ્પના છે કે કોઇનું પ્રતિબિંબ."

મિત્રાનંદે અમરદત્તને કહ્યું : "મિત્ર ! તું ચિંતા ન કર, આમ ઉદાસ ન બન. હું સોપારકપુર જઉં છું. સત્ય હકીકત જાણી લાવું છું. જો આ પ્રતિમા જેવી કોઈ યુવતી વિદ્યમાન હશે તો હું જરૂરથી તને મેળવી આપીશ. ત્યાં સુધી તું આ નગરમાં સ્વસ્થચિત્તે રહે."

"મિત્ર! મારા મનની આવી હાલત છે અને તું મને છોડીને જાય છે. તો હું કેવી રીતે જીવી શકીશ ? પણ તારે જવુંય જરૂરી છે. તો ભલે જા પરંતુ મને ખબર પડશે કે તને કોઈ આફત નડી છે તો તો મારા પ્રાણ જ નીકળી જશે." અમરદત્ત બોલ્યો.

"મિત્ર ! એવો ઢીલો ન બન. તું તો રાજપુત્ર છે. આમ હિંમત ગુમાવવી તને શોભે નહિ. બે એક મહિનામાં જ હું ધારેલું કામ પૂર્ણ કરીને પાછો ફરીશ. ત્યાં

સુધીનો સમય મારા વિના આનંદથી પસાર કરી નાંખ." મિત્રાનંદ આમ અમરદત્તને સમજાવીને સોપારકપુર જવા નીકળ્યો.

ત્યાં તે શિલ્પીને મળ્યો. તેની પાસેથી જાણવા મળ્યું કે તેણે એ પ્રતિમા અવન્તીની રાજપુત્રીને ધ્યાનમાં રાખી ઘડી હતી. મિત્રાનંદે શિલ્પી પાસેથી રાજપુત્રી રત્નમંજરીની બધી વિગત જાણી લીધી અને હવે તે અવંતી તરફ ગયો. થોડા જ દિવસમાં તે અવંતી પહોંચ્યો. રાતના તેણે ગામ બહાર એક દેવાલયમાં નિવાસ કર્યો. ત્યાં તેણે એક ઘોષણા સાંભળી: "રાતના ચાર પહોર સુધી આ મડદાનું રક્ષણ કરશે તેને હું એક હજાર સોનામહોર આપીશ."

મિત્રાનંદે એ બીડું ઝડપ્યું ત્યારે લોકોએ તેને ઘણી બધી રીતે ચેતવ્યો. તેણે કહ્યું: "વીરોને વળી ભૂત–પ્રેતના ડર શા?" તેની મક્કમતા જોઈ ઘોષણાકારે તેને પાંચસો સોનામહોર આપી અને બાકીની સવારે આપવાનું કહ્યું.

રાતના ચાર પહોર મિત્રાનંદ માટે ચાર ભવ જેવા વીત્યા. ભૂત, પ્રેત વગેરે દુષ્ટ દેવોએ મિત્રાનંદને અનેક ઉપસર્ગોથી હેરાન કર્યો. આખી રાત તેણે અનેકવિધ આફતો અને તોફાનોનો વીરતાથી સફળ સામનો કર્યો. સવારના તેને અને શબને હેમખેમ જોઈ લોકો હેરત પામી ગયા. સૌએ તેની વીરતાને વધાવી. શબનો અગ્નિદાહ કરવામાં આવ્યો. પરંતુ તે માટે શરતની બાકીની સોનામહોર આપવાનો પેલાએ નનૈયો ભણ્યો. આથી મિત્રાનંદે મનમાં ગાંઠ વાળી કે "બાકીની સોનામહોર અહીંના રાજાની સમક્ષ લઉં તો જ હું મિત્રાનંદ ખરો."

ત્યાર પછી મિત્રાનંદે ગામમાં ફરતાં ફરતાં રાજા અને રાજપુત્રી વિષે ઘણી બધી માહિતી જાણી લીધી. અને એ રાતના તે રાજાની અતિ માનીતી વેશ્યાને ત્યાં ગયો. રાત ગાળવા વેશ્યાની માતાને ચારસો સોનામહોર ગણી આપી. માતા અને વેશ્યા બંને તેની ઉદારતા જોઈ ખૂશ થઈ ગયા અને મિત્રાનંદ પર ખૂબજ પ્રેમભાવ બતાવવા લાગ્યા.

વેશ્યા સોળ શણગાર સજીને મિત્રાનંદ પાસે આવી. પરંતુ મિત્રાનંદ વિલાસ માણવા આવ્યો ન હતો. વેશ્યા પાસેથી તે કંઈક કામ કરાવવા માંગતો હતો. આથી તેણે તે તરફ લક્ષ્ય ન આપ્યું. તેણે કહ્યું: "એક પાટલો મને લાવી આપ. ધૂપ, દીવો, પુષ્પ વગેરે પૂજાની સામગ્રી લાવી આપ. હું મારા ઇષ્ટદેવનું ધ્યાન કરવા માંગુ છું."

રંગભવનમાં દેવની સાધના? વેશ્યા અને માતા બંને આભા બની ગયા. છતાંય તેણે તે બધી સામગ્રી લાવી આપી. અને આખી રાત વેશ્યા પ્રત્યે આંખ પણ કર્યા વિના મિત્રાનંદે ભગવત્ સ્મરણ કર્યું. સતત ત્રણ રાત આમ તે વેશ્યાને ત્યાં રહ્યા. વેશ્યાને તેના પર વિશ્વાસ બેઠો. એ તકનો લાભ લઈ મિત્રાનંદે પૂછ્યું: "રાજપુત્રી રત્નમંજરી સાથે તારે કેવા સંબંધ છે?" વેશ્યાએ કહ્યું: "એ મારી ખાસ બેનપણી છે. અને રોજ અમે મળીએ છીએ."

મિત્રાનંદ: "તો મારું આટલું કામ કરજે. તારી સખીને કહેજે કે જેના પર તું વારી ગઈ છું તે અમરદત્ત રાજપુત્રનો પ્રિય મિત્ર તારા પત્રનો પ્રત્યુત્તર લઈને આવ્યો છે અને તને તે ખાનગીમાં આપવા માંગે છે" વેશ્યાએ તે કામ કરવાની હા પાડી.

રત્નમંજરી તો આ સમાચાર સાંભળી વિચારમાં જ પડી ગઈ. કોણ પ્રિય, કયો પત્ર અને કોણ મિત્ર? જરૂર આ કોઈ ધૂર્ત લાગે છે. પણ જે હોય તે. એ માણુસ હોવો જોઈએ ચાલાક. મારે તેને જોવો પડશે. આમ વિચારી વેશ્યાને એ મિત્રને રાતના પોતાને ત્યાં મોકલવા જણાવ્યું. આપેલ નિશાની પ્રમાણે સાત કિલ્લા ઉલ્લંઘીને મિત્રાનંદ રત્નમંજરીના એકાંત શયનગૃહમાં ગયો. બંને એક બીજાને ઘડીભર જોઈ જ રહ્યા.

સમય ગુમાવવો પાલવે તેમ ન હતો આથી મિત્રાનંદે પત્ર વાંચી સંભળાવ્યો. અમરદત્ત તેના પ્રેમમાં કેટલો પાગલ છે, તે હકીકત કહી. તેની વાણી, તેનું ચાતુર્ય વગેરે જોઈ રત્નમંજરી જીવંત પ્રતિમા જેવી બની ગઈ. એ તકનો લાભ લઈ મિત્રાનંદે રાજપુત્રીના હાથનું કડું કાઢી લીધું અને તેની જાંઘ પર ત્રિશુળનું નિશાન કરી લીધું. રાજપુત્રી બીજું કંઈ વિચારે તે પહેલાં તો મિત્રાનંદ આંખના પલકારામાં ત્યાંથી નીકળી ગયો અને સીધો વેશ્યાને ત્યાં જઈ આરામથી સૂઈ ગયો.

બીજે દિવસે સવારના મિત્રાનંદ રાજસભામાં ગયો. રાજાને ભેટણું ધરીને તેણે પેલા શ્રેષ્ઠીની ફરિયાદ કરી અને બાકીની સોનામહોરો અપાવવા માટે દાદ માંગી. રાજાએ તુરત જ તે શ્રેષ્ઠીને બોલાવ્યો. તે આવ્યો. તેણે કહ્યું: "તે સમયે હું શોકાકુળ હતો અને પિતાની મરણોત્તર ક્રિયામાં વ્યસ્ત હતો આથી તે સોનામહોર હું આપી શકયો નથી. તો તમે બંને મને ક્ષમા કરો." પછી તેણે બાકીની સોનામહોરો ગણી આપી.

રાજાએ મિત્રાનંદને પૂછ્યું કે તે રાતે તેં શબનું આખી રાત રક્ષણ કેવી રીતે કર્યું? ત્યાં તને શો અનુભવ થયો? મિત્રાનંદે વિનયથી કહ્યું: "હે રાજન્! તે રાતે મને ડરાવવા અનેક ભૂત, પ્રેત અને વ્યંતર આવ્યા. મને મારી નાંખવા તેમણે અનેક શસ્ત્રોનો ઉપયોગ કર્યો. પરંતુ ગુરુમંત્રના બળથી મેં તે સૌનો પરાભવ કર્યો."

રાતના છેલ્લા પહોરમાં એક અપ્સરા જેવી રૂપવાન સ્ત્રી આવી. તેના ચહેરા પર તેજ હતું. પરંતુ તે મને કોઈ ડાકણ જેવી લાગી. તેણે વાળ છૂટા રાખ્યા હતા. મોંમાંથી અગ્નિની જવાળાઓ કાઢતી હતી. અને તેના એક હાથમાં ત્રિશૂળ હતું તેણે મને બિહામણા અવાજે કહ્યું: "આજે તો હું તને ખાઈને જ તૃપ્તિ પામીશ."

તેનું આ વિકરાળ સ્વરૂપ જોઈ મને થયું કે લોકો કહે છે તે મારી આ જ હોવી જોઈએ. આથી મેં તેની સાથે જીવ સટોસટનું યુદ્ધ કર્યું. ઝપાઝપીમાં મેં તેના હાથનું સુવર્ણ કંકણ કાઢી લીધું અને તેને પકડીને તેની જમણી જાંઘમાં ત્રિશળનું નિશાન કર્યું. આથી તે મારાથી હારીને ભાગી ગઈ."

"તેં એનું કડું કાઢી લીધું તે ક્યાં છે?" રાજાએ પૂછ્યું. મિત્રાનંદે તુરત જ તે કડું કાઢીને રાજાના હાથમાં સોંપ્યું. એ જોઇ રાજાને આઘાત લાગ્યો. શું મારી જ પુત્રી મારી ઠરી? તે તુરત જ રાજમહેલમાં ગયો. ત્યાં જઈ તેણે જોયું તો પુત્રી સૂતી હતી તેના એક હાથમાં કડું ન હતું. વાળ છૂટા હતા. અને જાંઘ પર પાટો બાંધેલો હતો. રાજાએ આવીને તુરત જ મિત્રાનંદને ખાનગી ખંડમાં લઇ જઇને કહ્યું: "એ મારી પુત્રી છે. હવે તું જ તેનો નિગ્રહ કર."

મિત્રાનંદને એ જ જોઇતું હતું. પરંતુ પોતાનો ઈરાદો છતો ન થઈ જાય તેથી તેણે તે વાત તો પ્રથમ માનવાનો જ ઈન્કાર કર્યો. છેવટે કહ્યું: "તો હે રાજન્! મારે તેને પ્રથમ જોવી પડશે. મારાથી તે સાધ્ય થશે કે નહિ તે નક્કી કરીને પછી હું તમને જવાબ આપું." રાજાએ મિત્રાનંદને રાજપુત્રીને મળવાની હા પાડી.

રાજ આજ્ઞાથી મિત્રાનંદ રાજપુત્રીને મળ્યો. રત્નમંજરીએ તેને ઓળખી લીધો. તેને પ્રેમથી બેસાડ્યો. તેનો યોગ્ય સત્કાર કર્યો. મિત્રાનંદે નિખાલસતાથી કહ્યું: "મેં તને ખોટું કલંક આપ્યું છે. તો મને ક્ષમા કર. પરંતુ તને અમરદત્ત પાસે લઈ જવાનો આ જ એક ઉત્તમ ઉપાય છે. હવે હું તને રાજા સમક્ષ લઈ જઈ તારા પર દાણા નાંખું ત્યારે તારે મોંમાંથી ફુત્કાર કાઢવા અને જોરથી માથું ધુણાવવું. તું આટલું કરીશ તો આપણું કામ સિદ્ધ થઇ જશે." રાજપુત્રીએ કહ્યું: "તમે કહેશો તો મારા પ્રાણ આપી દઇશ. તમે કહેશો તે પ્રમાણે કરીશ."

આમ નક્કી કરી મિત્રાનંદ રાજાને મળ્યો. તેણે કહ્યું: "તમારું કહેવું બરાબર છે. તમારી પુત્રી જ રાતના મને ખાઈ જવા આવી હતી પરંતુ હું તેને સાધ્ય કરી શકીશ. આ માટે તમે એક સાંઢ તૈયાર કરાવો. આજે રાતે મંત્રના બળથી હું તેને સાંઢ પર બેસાડી દેશ બહાર લઈ જઈશ અને સવારના તેને ગમે ત્યાં છોડી મૂકીશ."

રાજા સંમત થયો. સાંજે મિત્રાનંદ રાજપુત્રીને વાળ પકડીને લઈ આવ્યો. તેના પર સરસવના ઘણા દાણા નાંખ્યા. રત્નમંજરીએ શીખવ્યા પ્રમાણે ફુત્કાર કર્યો અને માથું ધુણાવ્યું. મિત્રાનંદે તુરત જ તેને બે હાથે ઊંચકીને સાંઢ પર બેસાડી દીધી. પોતે પણ બેસી ગયો અને રાજાની પ્રેમભીની વિદાય લઈ સાંઢને મારી મૂક્યો.

બે મહિના પૂરા થવાને આજે છેલ્લો દિવસ હતો. નિરાશ થઇ અમરદત્ત ચિતામાં બળી મરવાની તૈયારી કરતો હતો ત્યાં જ મિત્રાનંદ રત્નમંજરીને લઇને આવી પહોંચ્યો. રાજપુત્રીને જોતાં જ અમરદત્તના જીવમાં જીવ આવી ગયો. પૂર્વ ભવના રાગથી બંને એકબીજાને ભેટી પડ્યા અને ત્યાં જ તેમણે પાણિગ્રહણ કર્યું.

હવે તે જ સમયે તે નગરનો રાજા અપુત્રીયો મરણ પામ્યો. બીજા રાજાની વરણી માટે પ્રધાનોએ પંચ દિવ્ય કર્યાં. એ હાથણીએ નગર બહાર આવી અમરદત્ત પર

કળશ ઢોળ્યો. આથી મોટા ઉત્સવપૂર્વક તેને રાજગાદીએ બેસાડયા. અમરદત્તે મિત્રાનંદને મુખ્ય પ્રધાન બનાવ્યો. રત્નસાર શ્રેષ્ઠીને નગરશેઠ બનાવ્યો.

મિત્રાનંદ રાજ્યકારભારમાં વ્યસત હતો છતાંય તે પેલા શબના વચન ભૂલ્યો ન હતો. આથી તેનું મન વ્યગ્ર રહેતું હતું. એક દિવસ તે અમરદત્તની રજા લઇ કેટલાક નોકરો સાથે પોતાના મૂળ વતન તરફ જવા નીકળ્યો. વિદાય સમયે અમરદત્તે કહ્યું : 'મિત્ર! તારા સમાચાર મને તું અવારનવાર મોકલતો રહેજે.'

આ વાતને ઘણો સમય થઇ ગયો પણ મિત્રના કોઇજ સમાચાર ન આવ્યા. અમરદત્ત ચિંતામાં પડી ગયો. રત્નમંજરીએ કહ્યું : "હે સ્વામી! આપણા નગરમાં જ્ઞાનભાનુ નામના ગુરુમહારાજ પધાર્યા છે. તે જ્ઞાની છે. તેમને પૂછવાથી કદાચ આપણને કંઈક જાણવાનું મળશે." અને તુરત જ બંને ગુરુમહારાજ પાસે ગયા. વિનયથી વંદના કરી. અને મિત્રના સમાચાર જણાવવા પ્રાર્થના કરી. આથી જ્ઞાની ગુરુએ કહ્યું:

"હે રાજન્! તારો મિત્ર એક પર્વત પાસે નદીના કાંઠે પડાવ નાંખીને રહેતો હતો, ત્યાં ચોરોએ ઓચિંતી ધાડ પાડી. તેના બધા જ સેવકો લડતાં લડતાં મૃત્યુ પામ્યા. આથી મિત્રાનંદ એકલો ત્યાંથી નાસી છૂટયો.

નાસીને થાકી જતાં તે એક વડની નીચે સૂતો. ત્યાં તેને સર્પે ડંખ માર્યો તે સમયે ત્યાંથી કોઇ તપસ્વી પસાર થયા. તેમણે મિત્રાનંદનું વિષ ઉતાર્યું. હવે ત્યાંથી તે પાછો તને મળવા આવતો હતો ત્યાં ચોરોએ તેને પકડયો અને એક વાણિયાને વેચી દીધો.

આ વાણિયો પડાવ નાંખી પડયો હતો ત્યાં લાગ જોઇ બંધન તોડી મિત્રાનંદ ભાગ્યો. એ ભાગતો હતો તે જોઇ રાજાના સેવકોએ તેને ચોર જાણીને પકડયો. સવારે રાજાએ તેને વટવૃક્ષ પર લટકાવી મારી નાંખવાનો હુકમ કર્યો. તેને બાંધવામાં આવ્યો ત્યારે મિત્રાનંદ વિચાર કરતો હતો કે પેલા શબનું વાકય આખરે સાચું ઠર્યું.

મૃત્યુ પામ્યા બાદ બીજે દિવસે ત્યાં કેટલાક છોકરાઓ મોઈ–દંડા રમતા હતા. તેમાંથી એક જણે મારેલી મોઇ મિત્રાનંદના શબના મુખમાં પડી. આમ શબનું કહેવું બધું જ સાચું ઠર્યું છે."

મિત્રની આવી કરુણ કથા સાંભળી અમરદત્ત અને રત્નમંજરી બંને શોકાકુળ બની ગયા. ગુરુએ તેમને આશ્વાસન આપ્યું. પછી શાંત થતાં અમરદત્તે પૂછ્યું : હે ગુરુદેવ! મારો મિત્ર મરીને કયાં ઉત્પન્ન થયો છે અને અમારા પૂર્વભવ શા હતા!

ગુરુદેવે કહ્યું : "હે રાજન્! તારા મિત્રનો જીવ મરીને તારી રાણીની કુક્ષિએ પુત્રરૂપે ઉત્પન્ન થયો છે અને તે અનુક્રમે રાજા થશે. પૂર્વભવમાં આજથી ત્રીજા પૂર્વભવે તું ક્ષેમંકર નામે કણબી હતો. સત્યશ્રી નામે તારી પત્ની હતી અને ચંદ્રસેન નામે નોકર હતો.

ચંદ્રસેન ખેતરમાં કામ કરતો હતો તે સમયે તેણે કોકને ખેતરમાંથી શીંગ લેતો જોયો. આ જોઈ ચંદ્રસેન બોલ્યો: "આ મહાચોરને ઊંચો બાંધીને લટકાવો." ગુસ્સાથી આમ બોલીને ચંદ્રસેને નિકાચિત કર્મ બાંધ્યું.

સત્યશ્રીએ પણ એક વખત પોતાની પુત્રવધૂને ગુસ્સામાં કહ્યું: "ડાકણની જેમ આમ ઉતાવળી ઉતાવળી શું ખાય છે? ધીમેથી ખાતાં શું જોર આવે છે?" આમ કહી તેણે પણ કર્મ બાંધ્યું.

એક વખતે ક્ષેમંકરે ચંદ્રસેનને બીજા ગામ જવાનું કહ્યું: ચંદ્રસેને કહ્યું: "આજે મારે ત્યાં સ્વજનો આવવાના છે તેથી હું જઈ શકું તેમ નથી." ત્યારે ક્ષેમંકરે ગુસ્સાથી કહ્યું: "ભલે તારા સ્વજનોનો મેળાપ ન થાય પરંતુ તારે બીજે ગામ જવું જ પડશે." આમ બોલી ક્ષેમંકરે પણ કર્મ બાંધ્યું.

તેવામાં કોઈ બે મુનિ ગોચરી માટે પધાર્યા. તેમને જોઈ ક્ષેમંકર અને સત્યશ્રીએ બંનેને પ્રેમથી ગોચરી વ્હોરાવી. તેમનો ભક્તિભાવ જોઈ ચંદ્રસેને અનુમોદના કરી: "આ દંપતીને ધન્ય છે કે તેઓ ગુરુભક્તિ કરે છે." તે જ સમયે ત્રણ પર વીજળી પડી અને ત્રણે ય એક સાથે મૃત્યુ પામ્યા.

"એ ક્ષેમંકરનો જીવ તે તું અમરદત્ત. સત્યશ્રી તે તારી પત્ની રત્નમંજરી અને ચંદ્રસેન ચાકર તે આ ભવે તારો મિત્ર મિત્રાનંદ થયો. ચાકરે મુસાફરને ઊંચો બાંધવાનું કહ્યું હતું તે મરીને પેલા વટવૃક્ષ પર વ્યંતર થયો. પૂર્વભવનું વૈર યાદ કરી તે આ પ્રમાણે બોલ્યો હતો."

પૂર્વભવ સાંભળતાં બંનેને જાતિસ્મરણ જ્ઞાન થયું. પછી તેમને ત્યાં પુત્રનો જન્મ થયો. તેને રાજ સોંપી તેમણે દીક્ષા લીધી અને અનુક્રમે મોક્ષે ગયા.

આ કથામાંથી ભવ્ય જીવોએ શીખવાનું એ છે કે ક્યારેય પણ ગુસ્સો ન કરવો. ગુસ્સામાં કડવા વેણ ન બોલવા. કડવી અને તીવ્ર વાણી બોલવાથી ભારે કર્મબંધ થાય છે અને અનંતા ભવ ભમવા પડે છે. આથી સમતાભાવ રાખવો, પ્રિય વચન બોલવા.



## ૨૪૨

### માનનો ત્યાગ કરો.

मानत्यागान्महौजस्वी, तत्त्वज्ञानी सुदक्षताम् ।
दधन् दधौ महज्ज्ञानं, वाहुवली मुनीश्वरः ॥

"મોટા પરાક્રમી, તત્ત્વજ્ઞાની અને અતિદક્ષપણાને ધારણ કરનાર બાહુબલી મુનીશ્વરે માનનો ત્યાગ કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું."

### બાહુબલીનું દૃષ્ટાંત

ભગવાન ઋષભદેવને સો પુત્ર હતા. ભરત પાટવીકુંવર હતો. રાજ્યોની વ્યવસ્થા સોંપી ઋષભદેવે દીક્ષા લીધી. ભરત ચક્રવર્તી થવા છ ખંડ ઘૂમી વળ્યો. સાઠ હજાર વરસે તે છ ખંડનો વિજેતા બન્યો. ચક્રીનો રાજ્યાભિષેક કરવાનો સમય થયો ત્યારે તેણે પોતાના ભાઈઓને જ ન જોયા. દૂત મોકલી તે સૌને પોતાની આજ્ઞા માનવા કહેવડાવ્યું.

ભાઇઓએ કહ્યું: "પિતાજીએ અમને રાજ્ય આપ્યું છે. પછી અમે શા માટે કોઇની આજ્ઞા માનીએ? તેમ છતાં આ અંગે અમે પિતાજીને પૂછી તેઓ જે કહેશે તે પ્રમાણે વર્તીશું." અને બધા ભાઇઓ ભગવાનને મળ્યા. વંદના કરી. વિનયથી આવવાનો હેતુ કહ્યો. ત્યારે તેઓ સૌને ભદ્રિક આત્મા જાણી ભગવાને ઉપદેશ આપ્યો:

संबुज्झह किं न बुज्झह, संकेहि खलु यच्च दुल्हहा ।
नो हुवणं मंति राइओ, नो सुलहं पुणरवि जीविअं ॥

"બોધ પામો, કેમ બોધ પામતા નથી? આ પ્રાણીને બોધિ જે સમ્યક્ત્વ તે જ દુર્લભ છે. મંત્રી કે રાજા થવું દુર્લભ નથી પરંતુ ફરીને મનુષ્યપણાનું જીવિત પામવું દુર્લભ છે."

ભગવાનની પ્રેરક દેશના સાંભળી બધા ભાઈઓ પ્રતિબોધ પામ્યા. અને તેમની પાસે દીક્ષા લીધી. આ સૌમાં બાહુબલી ન હતા. ભરતે તેને પણ કહેવડાવ્યું. બાહુબલીએ ભરતની આજ્ઞામાં રહેવાનો ઈન્કાર કર્યો આથી ભરત સૈન્ય લઈને બાહુબલીને જીતવા યુદ્ધે ચડયો.

બાર વરસ સુધી બંને ભાઇઓ વચ્ચે વિવિધ પ્રકારનું યુદ્ધ થયું. પછી ભરત અને બાહુબલી બંને એકલા જ લડયા. બંને જણા વચ્ચે દૃષ્ટિયુદ્ધ, વચનયુદ્ધ, મુષ્ટિયુદ્ધ થયાં. આ મુષ્ટિયુદ્ધમાં બાહુબલીએ ભરતને આકાશમાં અદ્ધર ઉછાળ્યા પછી બાહુબલીને થયું: "ભાઈ ધરતી પર આટલે ઊંચેથી પડશે તો પટકાઇને કદાચ મરી જશે. ના,

મારાથી એવું ન થાય.” આમ વિચારી જેવા ભરત નીચે ગબડતા આવ્યા કે બાહુબલીએ તેમને બે હાથમાં ઝીલી લીધા.

ભરતને ચક્રવર્તી બનવું હતું. આથી તેમણે સ્વસ્થ થઈ બાહુબલીના મસ્તક પર મુષ્ટિપ્રહાર કર્યો. બાહુબલી ઘડીભર મૂર્ચ્છા ખાઈ ગયા. સ્વસ્થ થતાં તેમણે ભરતના હૃદય પર મુષ્ટિઘાત કરી વળતો પ્રહાર કર્યો. આમ ભરતનો પાંચેય યુદ્ધમાં પરાજય થયો. આથી હવે તેમણે છેલ્લું શસ્ત્ર અજમાવ્યું. તે પહેલાં તેમણે બાહુબલીને કહ્યું: “ભાઇ! હજી કશું બગડ્યું નથી. આ યુદ્ધમાં તને કશું જ નુકશાન થયું નથી. પરંતુ ચક્ર છોડીશ તો જીવવું મુશ્કેલ બનશે. આથી તું મારી આજ્ઞા માન.”

બાહુબલીએ તેનો મુકાબલો કરવા પણ તૈયારી બતાવી. આ જ સમયમાં બાહુબલીનો આત્મા જાગ્યો. ચક્રનો ચૂરો કરવા મુઠી ઉગામી ત્યાં જ તેમને વિચાર આવ્યો: “આ હું શું કરી રહ્યો છું? મારી આ પોલાદી મુટ્ઠીથી ભાઈની હત્યા થશે. લોકો કહેશે એક નાના ભાઇએ મોટા ભાઈને હણી નાખ્યો. છ ખંડના નાથના હત્યારા તરીકે મને લોકો જાણશે. મારે શા માટે આવા પાપમાં પડવું જોઇએ? ભલે મોટા ભાઈ ચક્રવર્તી બને.” અને પછી આત્મનિંદા કરી પસ્તાવા લાગ્યા.

ત્યાં ભરતે ઉગામેલું ચક્ર બાહુબલીની પ્રદક્ષિણા કરી પાછું ભરત પાસે આવી ગયું. કારણ ચક્ર ગોત્રના કોઈપણ માણસ ઉપર ચાલતું નથી. આમ ચક્ર પાછું ફર્યું તે જ સમયે બાહુબલીએ ઉગામેલી મુટ્ઠીથી પોતાના વાળનો લોચ કર્યો ત્યારે દેવોએ “સાધુ, સાધુ બોલીને તેમના પર પુષ્પવૃષ્ટિ કરી. યુદ્ધના આવા અણધાર્યા પલટાથી સૌ આનંદિત બન્યા. ભરતે સાધુ બાહુબલીને વંદના કરી અને તેમના વૈરાગ્ય અને સામર્થ્યની પ્રશંસા કરી.

હવે બાહુબલીએ વિચાર્યું: “હું આમ છદ્મસ્થપણે પિતા પાસે જઈશ તો મારાથી પ્રથમ દીક્ષિત થયેલાને મારે વંદના કરવી પડશે તેથી મારી લઘુતા દેખાશે. આથી હવે તો હું કેવળજ્ઞાની બનીશ ત્યારે જ પિતાજીની પર્ષદામાં જઈશ.” આમ નક્કી કરી બાહુબલી સમરભૂમિમાં જ કાયોત્સર્ગ કરવા લાગ્યા.

એક વરસ સુધી બાહુબલી હાલ્યા ચાલ્યા વિના આત્મધ્યાનમાં ધ્યાનસ્થ રહ્યા. એક વરસમાં તો ઋતુઓ પણ બદલાઈ અને બાહુબલીની આસપાસ લતાઓ ઊગી નીકળી. માથા ને દાઢીના વાળ વધી ગયા. તેમાં પક્ષીઓએ માળા કર્યા. છતાં ય બાહુબલીજી ધ્યાનમાં અખંડિત રહ્યા. ભગવાને બાહુબલીનો કેવળજ્ઞાન અવસર જાણી તેમને પ્રતિબોધ પમાડવા બ્રાહ્મી અને સુંદરી સાધ્વીઓને મોકલી. આ બંને બાહુબલીની સંસારી બેનો હતી.

ઘણી મુશ્કેલીએ સાધ્વીઓએ બાહુબલીને ઓળખી કાઢ્યા. અને ઊંચે અવાજે કહ્યું: “વીરા! ગજથકી નીચે ઉતરો” ધ્યાનસ્થ બાહુબલીએ આ ચાર શબ્દો સાંભળ્યા.

આંખ ખોલી જોયું તો સામે બે સાધ્વીઓ પોતાને ઉદ્દેશીને બોલી રહી હતી. પછી ઓળખાણ પડી. અરે આ તો બ્રાહ્મી અને સુંદરી!

બાહુબલીને જાગ્રત થયેલા જોઈ બંનેએ કહ્યું: "હે બંધુ! પિતાજીએ અમને કહેવડાવ્યું છે કે મદોન્મત્ત હાથી પર ચઢવાથી કેવળજ્ઞાન તમને શી રીતે મળશે? આથી તેવા હાથી પરથી નીચે ઉતરો. હાથી પર ચઢીને કેવળજ્ઞાન પામવું હતું તો પછી તક્ષશીલાનું રાજ્ય શા માટે છોડયું?"

બાહુબલી આ સાંભળી વિચારમાં પડી ગયા. "તેમનું અભિમાન સમ્યક્ વિચાર ધારાથી ઓગળતું ગયું. તેમને સમજાયું કે હું અભિમાન કરી રહ્યો છું એમાં જ મેં આટલી સાધના વ્યર્થ કરી. કેવળી તો બધા જ પૂજ્ય અને વંદનીય છે. મેં તેમના માટે અયોગ્ય તુલના સેવી. હવે મારે તુરત જ તેમની ક્ષમા માગવી જોઇએ. અને તેમને વંદના કરવી જોઇએ."

અને જ્યાં ભગવાનની પર્ષદામાં જવા પગ ઉપાડે છે ત્યાં જ તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. દેવતાઓએ આપેલ યતિલિંગને ધારણ કરી ભગવાનના સમવસરણમાં ગયા. ત્યાં તીર્થને નમસ્કાર કરીને કેવળીની સભામાં બેઠા.

આ ઘટનાથી ભવ્યજીવોએ અંતરમાંથી માન, મદ, અભિમાન વગેરે નિર્મૂળ કરવા માટે ધ્યાનમાં રાખવાનું છે. આત્મસાધનામાં અભિમાન બાધક છે, મુક્તિ માટે અહંકારમુક્ત બનવાનું છે તે આ પ્રસંગથી આપણે સૌએ શીખવાનું છે.

"ખરેખર બાહુબલીને જ મહાબળવાન જાણવા કે જેમણે પ્રથમ છ ખંડના નાથને જીતી લીધા અને પછી વિશ્વમાં કંટકરૂપી માનરૂપી મહામલ્લને હણીને પરમાનંદ પ્રાપ્ત કર્યું."



## ૨૪૩

## માયાપિંડથી થતા દોષો.

**भक्तादिहेतवे कुर्वन्नानारूपाणि मायया ।**
**साधुर्वंचयते श्राद्धान् मायापिंडः स उच्यते ॥**

"સાધુ ભાત પાણી વગેરે માટે માયા વડે નાનાપ્રકારના રૂપો કરીને શ્રાવકોને છેતરે તેને માયાપિંડ કહેવાય છે." આ અંગે અષાઢભૂતિ મુનિનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે:

## અષાઢભૂતિ મુનિનું દૃષ્ટાંત

ગુરુ ધર્મરુચિ આચાર્યની આજ્ઞા લઇને અષાઢભૂતિ મુનિ રાજગૃહીની શેરીઓમાં ગોચરી લેવા માટે નીકળ્યા. ફરતાં ફરતાં તે મહર્ધિક નામના એક નટના ઘરે પહોંચ્યા. બહાર ઊભા રહી કહ્યું : 'ધર્મલાભ.' નટની બે પુત્રીઓ ભુવનસુંદરી અને જયસુંદરીએ મુનિને વધાવ્યા. મુનિએ ગોચરી માટે પાતરું ધર્યું. સુંદરીઓએ મસ્ત મધુર સુગંધવાળો એક મોદક વહોરાવ્યો. પુનઃ ધર્મલાભ આપી અષાઢભૂતિ બહાર આવ્યા.

બહાર જતાં જતાં તેમના મનમાં વિચાર આવ્યો : ગોચરીમાં લાડુ તો એક જ મળ્યો છે. અને તે તો, મારા ગુરુને આપવો પડશે. મારા ભાગે તો આવશે નહિ. આમ વિચારી તેમણે નવા રૂપે એક વધુ મોદક વહોરવા માટે તેમણે પોતાની લબ્ધિથી યુવાન સાધુનું રૂપ ધારણ કર્યું.

સુંદરીઓએ ભાવથી યુવાન સાધુને બીજો મોદક વહોરાવ્યો. એ લઈ બહાર આવતાં ફરી તેમણે વિચાર્યું : 'આ મોદક તો ધર્માચાર્યને આપવો પડશે.' આથી એક આંખ કાણીવાળા વૃદ્ધ સાધુનું રૂપ ધારી ત્રીજો મોદક પાછો વ્હોરી આવ્યા. તો ય તેમના મનને સંતોષ થયો નહિ. આથી તેમણે છ છ વખત જુદા જુદા રૂપ ધારણ કર્યાં. એ દરેક વિવિધ મુનિ વેષે તે મોદક વ્હોરી લાવ્યા અને પોતાની ધારણા સિદ્ધ થતાં ઉપાશ્રયે પાછા ફર્યાં.

તેમના આ બધા વેષ પરિવર્તન મહર્ધિક નટે જોયા. તેને થયું કે મુનિ રસ લુબ્ધ છે. તેમને સંસારમાં પાછા લાવી શકાય તો તે કુશળ નટ બની શકે તેમ છે. મારી સાથે તે રહે તો મારું દરિદ્ર ખતમ થઈ જાય. કોઈપણ હિસાબે હવે મારે આ મુનિને સંસારમાં પાછા લાવવા જોઇએ. આમ વિચારી તેણે પોતાની પુત્રીઓને કહ્યું : "તમે જે સાધુને વ્હોરાવ્યું તે સાધુ ઉત્તમ નટ થઈ શકે તેમ છે. છ વખત તે એક જ સાધુ તમારી પાસે વિવિધ વેષે આવ્યો હતો. સુખી થવું હોય તો તમે એ સાધુને રીઝવો. તે હંમેશ અહીં આવે અને આપણે ત્યાં જ રહી જાય તેવું કંઇક કરો. તેને તમારા રૂપ અને યૌવનમાં પ્રલોભિત કરો." પિતાની પાસેથી સત્ય જાણી પુત્રીઓ પણ અષાઢભૂતિને વશ કરવા માટે વિચારવા લાગી.

ત્યાં સદ્‌ભાગ્યે અષાઢભૂતિ બીજે દિવસે એ નટને ત્યાં જ ગોચરી માટે આવ્યા. તેમને જોઈ પુત્રીઓ તૈયાર થઇ ગઈ. ખૂબ જ હાવભાવથી તેમણે પાતરું ભરીને સુગંધી મોદક વ્હોરાવ્યા. અને વિનંતી કરી : "હે મુનિ ! તમે રોજ અમને લાભ આપજો તમારાં પગલાં પુણ્યવંતાં છે. તમારા પગલાંથી અમારાં ભાગ્ય ખૂલી ગયા છે. તો આપ હંમેશા અમારે ત્યાં જ ગોચરી માટે પધારજો."

અને પછી તો અષાઢભૂતિ રોજ નટને ત્યાં ગોચરી માટે આવવા લાગ્યા. ધીમે ધીમે પુત્રીઓએ મુનિ પર જાદુ કરવા માંડયો. ચોક્કસ હેતુપૂર્વક તેઓ વર્તતી. તેમની

સાથે હસીને વાત કરતી તેમનાં અંગો દેખાય તે રીતે હલન ચલન કરતી. કટાક્ષ કરતી દ્વિઅર્થી વાણી બોલતી. છેવટે એક દિવસે બંનેએ સ્પષ્ટપણે મુનિને પોતાની સાથે ભોગ ભોગવવાની માગણી કરી.

મુનિએ કહ્યું: "તમારા અંતરની વ્યથા હું સમજી શકું છું. પરંતુ મારાથી ગુરુની આજ્ઞા વિના કંઇ થઇ શકે નહિ. હું મારા ગુરુની આજ્ઞા લઇ તુરત જ પાછો આવીશ. પછી તમે કહેશો તેમ તમારી સાથે વર્તીશ."

ઉપાશ્રયે આવી અષાઢભૂતિએ સત્ય બધી જ વાત કહી અને નટને ત્યાં જવા રજા માંગી. આચાર્ય બે ઘડી મૌન થઇ ગયા. તેમણે વિચાર્યું: "માયાપિંડથી આહાર લાવવાનું આ પરિણામ આવ્યું છે. મુનિ લપસ્યો છે. પણ હજી પટકાયો નથી. મને પૂછવા આવ્યો છે. મારી આજ્ઞા માગે છે, આથી હજી તેનામાં આત્મા જીવે છે ખરો. આત્મા સાવ ધોરી નથી ગયો પરંતુ મારાથી સાવદ્ય કર્મની આજ્ઞા કેમ અપાય?"

છેવટે ઘણાં મનોમંથનને અંતે તેમણે વચલો રસ્તો કાઢયો. મુનિને કહ્યું: "હે શિષ્ય! તારું આ પગલું અનુચિત છે. પરંતુ તું મારી બે વાત અંગીકાર કર. મદ્ય અને માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા લે." મુનિએ તુરત જ તે પ્રતિજ્ઞા લીધી. અને પછી સીધા તે નટના ઘરે આવ્યા.

સંસારી વેષમાં આવેલા જોઈ નટ અને તેની પુત્રીઓના આનંદની અવધિ ન રહી. પરંતુ તેણે ઘરમાં સ્થિર થતાં પહેલાં કહ્યું: "હું તમારે ત્યાં રહું. તમારા જેવો થઇને રહું પણ તે એક શરતે. તમે સૌ મદ્ય અને માંસ નહિ ખાવાનું મને વચન આપો તો જ હું તમારી ઇચ્છા પૂરી કરું." નટે અને પુત્રીઓએ અષાઢભૂતિની શરત માન્ય કરી. નટે પોતાની બંને પુત્રીઓને તેમની સાથે પરણાવી. અને ઘરજમાઇ બનીને રહ્યા.

થોડા જ સમયમાં પોતાની નાટયકુશળતાથી અષાઢભૂતિએ નટને માલામાલ કરી દીધો. નગર આખામાં અષાઢભૂતિની પ્રશંસા થવા લાગી. આ અતિ પ્રશંસા એક નટથી સહન ન થઈ, તેણે રાજાને સ્પર્ધા કરવા માટે પડકાર કર્યો. આ પરદેશી નટે શરત કરી કે આપની કળામાં જેનો પરાજય થાય તે સર્વસ્વ છોડીને આ ગામ છોડી ચાલ્યો જાય. અષાઢભૂતિએ આ પડકારને ઝીલી લીધો.

નિશ્ચિત દિવસે સ્પર્ધા યોજાઈ. રાજા સહિત આખું નગર નાટયકલા જોવા ઉમટયું. બંને પત્ની તે રાતે ઘર રહી. તેમણે વિચાર્યું: ઘણાં દિવસથી દારૂ પીધો નથી. ગળામાં સોસ પડે છે. આજે તો સ્વામી છે નહિ. શા માટે રાતે દારૂ પીને મજા ન કરવી? અને બંનેએ તે રાતે મસાલેદાર માંસની વાનગીઓ ખાધી. ખૂબ દારૂ પીધો. એટલો બધો દારૂ પીધો કે જરા પણ ભાન ન રહ્યું.

અષાઢભૂતિએ જીત મેળવીને સવારે ઘરે આવીને જોયું તો બંને પત્નીઓ શયનખંડમાં નિર્લજ્જ અવસ્થામાં પડી હતી. વાળ વીખરાયેલા હતા. કપડાના ઠેકાણા ન હતા. અને માથું ફાટી જાય તેવી દુર્ગંધ તેમના મોંમાથી આવતી હતી. એંઠા મોંના કારણે ત્યાં માખીઓ પણ બણબણતી હતી. આ જુગુપ્સાજનક દશ્ય જોઈ અષાઢભૂતિનું અંતર વલોવાઇ ગયું. તેમનો સૂતેલો આત્મા જાગી ગયો. ગુરુનું વાક્ય યાદ આવી ગયું. તે તુરત જ પોતાના સસરા નટ પાસે ગયો અને કહ્યું:

"મારો ને તમારા સૌનો સંબંધ પૂરો થયો. બાર બાર વરસ સુધી હું કાદવમાં રહ્યો. હવે હું ગંદવાડમાં જીવી શકું તેમ નથી. રસ અને રૂપમાં લુબ્ધ બની મેં ચારિત્ર્ય ગુમાવ્યું. બાર વરસ મેં તેમાં બરબાદ કર્યા, આજે મને અનુભૂતિ થઈ છે કે મેં અયોગ્ય કર્યું છે. હાથમાં આવેલ ચારિત્ર મેં ગુમાવી દીધું છે. પરંતુ હવે મારાથી વધુ સમય હવે આ ગંદકી અને ઉકરડામાં જીવી શકાય તેમ નથી. હું હવે પાછો મારા ગુરુ પાસે જઉં છું."

આ જાણી નટે અને પત્નીઓએ અષાઢભૂતિને ખૂબજ સમજાવ્યો. પત્નીઓએ ભૂલની ક્ષમા માગી. અષાઢભૂતિ એકનો બે ન થયો ત્યારે પત્નીઓએ કહ્યું: "તમારે જવું હોય તો ભલે જાવ. પણ અમને જીવનભર ચાલે તેટલું ધન આપીને પછી જાવ. તે સિવાય અમે તમને જવા નહિ દઇએ."

અષાઢભૂતિએ એ વાત સ્વીકારી લીધી. તે તુરત જ રાજા પાસે ગયા અને કહ્યું: હે રાજન્! આજ હું તમને સર્વશ્રેષ્ઠ ભરત ચક્રવર્તીનું નાટક બતાવીશ. અને રાજાના સહકારથી તેમણે સાત દિવસમાં નવું નાટક તૈયાર કર્યું. યોગ્ય સમયે નાટક શરૂ થયું. અષાઢભૂતિ પોતે ભરત બન્યો. અને ચક્રની ઉત્પત્તિથી માંડી કેવળજ્ઞાન સુધી બધાં જ દશ્યો તેમણે આબેહૂબ ભજવ્યાં.

અરિસાભુવનમાં વીંટી નીકળી ગઇ. અને ભરતની જેમ જ ધ્યાનમાં ઉત્તરોત્તર ઉંચે ચડતા ગયા. અને નાટકના બદલે સત્ય સાબિત થયું. નાટક ભજવતાં અષાઢભૂતિને કેવળજ્ઞાન થયું. આથી ત્યાં જ રંગમંચ ઉપર જ પંચમુષ્ટિનો લોચ કર્યો. દેવતાઓએ આપેલ મુનિવેષ પહેર્યો. અને નાટકમાં ભાગ લેનાર પાંચસો રાજપુત્રોને પ્રતિબોધ પમાડ્યા. નાટક માટે જે કંઇ રત્નાદિક સામગ્રી લીધી હતી તે બધી પત્નીઓને આપી દીધી અને પોતે ત્યાંથી ચાલી નીકળ્યા..

અષાઢભૂતિની આ સિદ્ધિથી તેમના ગુરુએ તેમની પ્રશંસા કરી અને કેવળીને વંદના પણ કરી. ભવ્યજીવોએ આ સત્ય ઘટનામાંથી શીખવાનું એ છે કે ક્યારે પણ કશામાં લુબ્ધ બનવું નહિ. રસ અને રૂપમાં સ્વાદ અને સૌન્દર્યમાં લુબ્ધ બનવાથી સાધના પણ ખંડિત થાય છે. ચારિત્ર્ય કલંકિત બને છે. કોક જ બગડેલી બાજી સુધારી શકે છે. આથી જીવનમાં કદી માયા ન કરવી. લુબ્ધ ન બનવું.

# ૨૪૪

## અતિ લોભ ન કરવો.

पुमाननर्थं प्राप्नोति, लोभक्षोभितमानसः ।
यतो लोभपराभूतः सागरः सागरेऽपतत् ॥

"જેનું મન લોભથી ક્ષોભ પામેલું છે તે મનુષ્ય અનર્થને પામે છે કારણ લોભથી પરાભવ પામેલો સાગરશ્રેષ્ઠી સમુદ્રમાં પડયો." વળી કહ્યું છે કે—

अतिलोभो न कर्तव्यो, लोभो नैव च नैव च ।
अतिलोभाभिभूतात्मा, सागरः सागरं गतः ॥

"અતિ લોભ ન કરવો. લોભ ન જ કરવો. ન જ કરવો. અતિલોભ કરવાથી સાગરશેઠ સમુદ્રમાં ગયો."

### સાગરશેઠનું દૃષ્ટાંત

કહેવાય છે કે સાગર શેઠ પાસે ચોવીસ કરોડ સોનૈયા હતા. લક્ષ્મી તેના ઘરમાં આળોટતી હતી. આ સાગર શેઠ જમની જેવો ક્રુર દૃષ્ટિવાળો હતો. જુગારીની જેમ તે બધાને છેતરતો તે કઠોર અને કર્કશભાષી હતો. વ્યવહારમાં તે ખંધો અને દગાબાજ હતો. સ્વભાવે તે ઝઘડાખોર હતો.

તેને ચાર પુત્રો હતા. તે ચારેય પરણેલા હતા. સમય જતાં સાગરની પત્ની મરી ગઈ. ત્યારથી તે ઘરમાં જ રહેવા લાગ્યો. એક તો કંજુસ અને પાછો ઝઘડાખોર આથી ઘરમાં કોઈ સારું ભોજન કરે, સારા કપડાં પહેરે, દાન કરે, તે તેનાથી ખમાય નહિ. આના કારણે રોજ ઘરમાં ઝઘડા થતા.

વહુઓ સસરાના આવા સ્વભાવથી ત્રાસી ગઇ, પરંતુ વહુઓ સાગર શેઠ સૂઈ જાય પછી મનપસંદ ખાવાનું ખાતી અને પતિ સાથે આનંદથી રહેતી. એક દિવસ તે બધી મહેલની અગાસીમાં બેઠી હતી. ચારેય મળીને સસરાની જ વાતો કરતી હતી. તે સમયે ત્યાંથી એક યોગિની આકાશમાર્ગે નીકળી. વહુઓએ તેમને જોઈ પ્રણામ કર્યા. નીચે આવવા નિમંત્રણ આપ્યું. ભક્તિ કરી. યોગિનીને બધી માંડીને વાત કરી. યોગિનીએ તેમની ભક્તિથી ખૂશ થઈ સરળતાથી સિદ્ધ થાય તેવી આકાશગામી વિદ્યા આપી.

બીજી રાતે પતિ સૂઇ ગયા હતા ત્યારે ચારેય વહુઓએ ભેગા મળીને એક લાકડાને મંત્રથી મંતર્યું અને તેના પર બેસી રત્નદ્વીપ પર ગઇ, સોનાની ધરતી પર ચારેય વહુ ખૂબ મ્હાલી. મોજમઝા કરી અને સવાર પડે તે પહેલા પાછી આવી

ગઇ. અને લાકડું જ્યાંથી ત્યાં મૂકીને જાણે કંઇજ બન્યું નથી તેમ સૂઇ ગઈ. આમ રોજ થવા લાગ્યું.

પશુઓને બાંધવાનું લાકડું રોજ આડુંઅવળું થતું જોઈ ગોવાળને શંકા થઈ. તેણે આખી રાત જાગી તેનું રહસ્ય શોધવાનું નક્કી કર્યું. ત્યાં રાતે તેણે વહુઓને લાકડા પર ઊડી જતી જોઇ. તેને થયું કે આ વહુઓ રાતના ક્યાં જતી હશે? પરંતુ આ કુતૂહલ તેણે મનમાં જ રાખ્યું. બીજી રાતે તે લાકડાના પોલાણમાં ભરાઇ ગયો. વહુઓની સાથે તે પણ રત્નદ્વીપ પહોંચ્યો. વહુઓ આઘી પાછી થઇ એટલે તે બહાર નીકળ્યો. સોનાની ધરતી જોઈ તેની જીભમાં પાણી આવી ગયું. તુરત જ તેણે થોડું સોનું લઈ લીધું અને ફરી લાકડાના પોલાણમાં ભરાઈ ગયો. આમ બે ચાર દિવસ કરતાં ગોવાળનો પારો ઊંચે ચડ્યો.

સાગર શેઠે ગોવાળની ઉદ્ધતાઈ અને ઉપેક્ષા જોઈ વિચાર્યું કે લાગે છે કે તેણે ક્યાંકથી ધન ચોર્યું હશે. પૈસા વિના માણસ આવી હિંમત ન કરે. આથી શેઠે તેને કળથી પૂછ્યું. ભોળો ગોવાળ ભરમાઈ ગયો. તેણે બધી હકિકત કહી દીધી. એ જાણી સાગર શેઠ રાતની જ રાહ જોવા લાગ્યા.

રાત પડી. વહુઓ આવે તે પહેલાં તે લાકડામાં ભરાઈ ગયા. રત્નદ્વીપ પહોંચી તે બહાર નીકળ્યા. વહુઓ આવે તે પહેલાં તેમણે અઢળક સોનું ભરી લીધું. સમય થતાં વહુઓ પાછી આવી. પરંતુ તેમને લાકડું રોજ કરતાં વધારે ભારે લાગ્યું. એક બોલી: "આપણે બીજા લાકડા પર બેસીને જઇએ અને આ ભારે લાકડાંને સમુદ્રમાં નાંખી દઇએ."

સાગરે આ સાંભળ્યું આથી ભયથી કહ્યું "અરે પુત્રવધૂઓ! એવું ન કરશો. હું જ અંદર બેઠો છું. તમે લાકડું ફેંકી દેશો તો હું મરી જઈશ" સસરાનો અવાજ સાંભળી વહુઓ ચેતી ગઈ. તે સમજી ગઈ કે સસરા સોનાના લોભથી અહીં આવ્યા છે અને સોનું ભરીને અંદર બેઠા છે. સસરાએ કદી સુખ નથી આપ્યું. આથી ભલે તે મરી જાય. એમ વિચારી તેમણે તે લાકડું સસરા સાથે સમુદ્રમાં ફેંકી દીધું. સાગર શેઠ સમુદ્રમાં ડૂબી મર્યો અને મરીને નરકે ગયો. આ અંગે કહ્યું છે કે:—

"લોભથી પરાભવ પામેલા પ્રાણીઓને ડગલે ડગલે અસંખ્ય દુઃખો પ્રાપ્ત થાય છે અને કાળી નાગણના જેવી તૃષ્ણા સર્વ પ્રકારના ચૈતન્યને શીઘ્રપણે નાશ કરે છે."

આ દૃષ્ટાંતથી ભવ્ય જીવોએ જીવનમાં કદી લોભવૃત્તિ ન રાખવી. જે મળે તેમાં સંતોષ માનવો. લોભને થોભ નથી. તૃષ્ણાને તૃપ્તિ નથી. તે વધતા જ રહે છે. આથી સંતોષવૃત્તિ કેળવવી.

ધર્મશાસ્ત્રોમાં લોભ વિષે કહ્યું છે કે:—

लोभश्चेदतिपापकर्मजनको यद्यस्ति किं पातकैः ।
सत्यं चेत्तपसा च किं शुचिमनो यद्यस्ति तीर्थेन किम् ॥
सौजन्यं यदि किं निजैश्च महिमा यद्यस्ति किं मंडनैः ।
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥

"અત્યંત પાપકર્મને ઉત્પન્ન કરનાર પાપનો બાપ જો લોભ હોય તો બીજા પાપથી શું? જો સત્ય હોય તો તપની શી જરૂર છે? જો મન પવિત્ર હોય તો તીર્થ કરવાથી શું વિશેષ છે? જો સુજનતા હોય તો આપ્ત માણસનું શું કામ છે? જો મહિમા હોય તો અલંકાર પહેરવાથી વિશેષ શું છે? જો સારી વિદ્યા હોય તો ધનની શી જરૂર છે? અને જો અપયશ હોય તો પછી મૃત્યુથી વિશેષ શું છે? અર્થાત્ અપયશ જ મૃત્યુ છે એમ જાણવું.

આમ શીખ ધારણ કરીને કદી લોભને વશ થવું નહિ. લોભ જ પાપનો બાપ છે. લોભ અનેક પાપ કરાવે છે. લોભ જ જીવનમાં ન હોય તો અનેક પાપોથી બચી જવાય છે, માટે સુજ્ઞ જનોએ કદી કોઈ બાબતનો લોભ ન કરવો.



## ૨૪૫

## લોભનો ખાડો પૂરાતો નથી.

आरभ्यते पूरयितुं, लोभगर्तो यथा यथा ।
तथा तथा महच्चित्रं, मुहुरेष विवर्द्धते ॥

"લોભરૂપી ખાડો જેમ જેમ પૂરવા માંડીએ છીએ તેમ તેમ તે વધુ ને વધુ ઊંડો થતો જાય છે. એ એક આશ્ચર્ય છે."

આ જીવે અનંતી વખત ભોજન કર્યાં, અનેક જાતના અનેકવાર વસ્ત્રો પહેર્યાં, અનંતા વિષયભોગ ભોગવ્યા અને ભવે ભવે ધનનો સંચય કર્યો છતાંય આ જીવને તૃપ્તિ થઈ નથી. તેના લોભનો એક ખૂણો પણ પૂર્ણ થયો નહિ. આ સંબંધમાં સુભૂમ ચક્રવર્તીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણેઃ—

### સુભૂમ ચક્રવર્તિનું દૃષ્ટાંત.

સ્વર્ગના બે દેવતાઓ વિશ્વાનર અને ધન્વંતરી પોત–પોતાના ધર્મની પ્રશંસા

કરી રહ્યા હતા. આમાંથી વિશ્વાનર જૈનધર્મી હતો અને ધન્વંતરી શૈવધર્મી. એક દિવસ તેઓ બંને ધર્મની પરીક્ષા કરવા પૃથ્વીલોકમાં આવ્યા.

તે સમયે મિથિલાનરેશ પદ્મરથ શ્રી વાસુપૂજ્ય સ્વામી પાસે દીક્ષા લઈને વિહાર કરી રહ્યા હતા. દેવોએ તેમની પરીક્ષા કરવા અનેક પ્રકારનાં અન્ન વિકુર્વીને તેમને આપવા માંડયા. 'આ તો દેવપિંડ છે' એમ જાણીને મુનિએ તેનો અસ્વીકાર કર્યો.

પછી દેવતાઓએ આગળ માર્ગમાં એક બાજુ કાંટા પાથર્યા અને બીજા માર્ગમાં દેડકા વગેરે જીવ-જંતુ વિકુર્વ્યા. પદ્મરથ મુનિ વિચારમાં પડી ગયા, કયા માર્ગે જવું. પરંતુ તેમના અહિંસક અને કરુણાસભર આત્માએ કાંટાવાળા માર્ગે ચાલવાનું પસંદ કર્યું. ચાલતાં ચાલતાં પગમાં સેંકડો કાંટા ખૂંપી ગયા. લોહી નીકળ્યું. છતાંય સમતા-ભાવ રાખી ચાલતા રહ્યા.

દેવોએ એ પછી રૂપાંગનાઓ વિકુર્વી. તેમણે હાવભાવ કરી મુનિને પતિત કરવા સેંકડો નિષ્ફળ પ્રયાસ કર્યા. ત્યારે દેવતાઓએ નૈમિત્તિકનું રૂપ ધારણ કરી મુનિને કહ્યું: "હે મુનિ! અમે નૈમિત્તિકો છીએ. અમે નિમિત્તથી કહી શકીએ છીએ કે તમારું આયુષ્ય હજી ઘણું લાંબું છે. આથી તમે આ યુવાવસ્થામાં ભોગો ભોગવો અને પછી વૃદ્ધાવસ્થામાં ધર્મધ્યાન કરજો."

મુનિએ કહ્યું: "આ જીવે અનંતા ભોગ ભોગવ્યા છે છતાંય તેને તલમાત્ર પણ તૃપ્તિ થઈ નથી. અને મારું આયુષ્ય ઘણું લાંબુ છે એ તો હર્ષની વાત છે. હું તેટલી વધુ આત્મસાધના કરી શકીશ."

મુનિની આવી દૃઢ ધર્મશ્રદ્ધા જોઈ દેવતાઓએ જૈનધર્મની પ્રશંસા કરી અને મુનિને ભાવથી વંદના કરી. પછી તેઓ બંને એક જંગલમાં ગયા. ત્યાં જમદગ્નિ નામનો એક વૃદ્ધ તાપસ તપસ્યા કરતો હતો. દેવતાઓએ તેની દાઢીમાં ચકલા–ચકલીનું રૂપ વિકુર્વ્યું અને ત્યાં રહ્યા.

એક દિવસ ચકલાએ મનુષ્યવાણીમાં ચકલીને કહ્યું: "હે પ્રિયા! હું થોડા દિવસ માટે હિમવંત પર્વત પર જાઉં છું." ચકલીએ કહ્યું: "તમે જાવ તેનો વાંધો નથી. પરંતુ ત્યાં તમે કોઈ બીજી ચકલીના પ્રેમપાશમાં બંધાઈ જાવ તો અહીં મારું શું થાય?" ચકલાએ કહ્યું: "હું ગાયના સોગંદ ખાઈને કહું છું કે એવું કશું નહિ થાય અને હું પાછો જરૂર આવીશ." ત્યારે ચકલીએ કહ્યું: "હે પ્રિયે! જો તમે પાછા ન આવો તો તમે આ ઋષિના પાપથી લેપાશો એવા સોગંદ ખાઓ તો તમને જવા દઉં."

ઋષિએ આ સાંભળ્યું એટલે આગ નીકળતી ભાષામાં કહ્યું: "અરે! ઓ ક્ષુદ્રાત્માઓ તમે શું બોલો છો તેનું તમને ભાન છે? તમે મને પાપી કહો છો? કયું સપૂત છે તમારી પાસે મને પાપી કહેવાનું?"

ચકલાએ તેના જવાબમાં કહ્યું: "હે તપોનિધિ ! તમે આમ અમારા પર કોપાયમાન ન થાવ. તમે શાસ્ત્રના જ્ઞાતા છો. તમારા શાસ્ત્રમાં કહ્યું છે કે– અપુત્રની ગતિ થતી નથી અને સ્વર્ગ તો મળતું જ નથી માટે પુત્રનું મુખ જોઇને પછી જ બધાં કાર્ય કરવા. માટે હે ઋષિ! તમે તો અપુત્રિઆ છો તો તમારી સદ્‌ગતિ શી રીતે થશે?"

ઋષિને ચકલાની આ વાત કાળજે વાગી ગઈ. તેણે તપસ્યા છોડી દીધી. પછી તે જિતશત્રુ રાજા પાસે ગયો અને પોતાના માટે એક કન્યાની માગણી કરી. રાજાએ કહ્યું: "મારે સો કન્યા છે. તેમાંથી તમને જે ગમે તેની સાથે તમારા લગ્ન કરાવું." તાપસે કન્યા જોઈ. પરંતુ વૃદ્ધ તાપસને કોણ પરણે ? સૌએ ના પાડી. આથી તાપસે ગુસ્સે થઈ સૌને કુબડી બનાવી દીધી. ત્યાંથી પાછા ફરતાં રાજ આંગણમાં તેણે એક નાની બાળાને ધૂળમાં રમતી જોઈ. તાપસે તેને એક બીજોરું બતાવ્યું. બાળાએ તે લેવા હાથ લંબાવ્યો. એ જોઈ તાપસે માન્યું કે આ બાળા મને ઈચ્છે છે. આથી તેણે તેની માગણી કરી. રાજાએ શાપના ભયથી એ બાળા આપી દીધી. પછી રાજાની પ્રાર્થનાથી સૌ કન્યાને પૂર્વવત્ રૂપવાન કરી દીધી.

જમદગ્નિ બાળા રેણુકાનું લાલન–પાલન કરવા લાગ્યો રેણુકા આશ્રમમાં મોટી થઇ. યુવાન થતાં જમદગ્નિએ તેની સાથે લગ્ન કર્યાં. રેણુકાને ઋતુકાળ આવતાં તેની પ્રાર્થનાથી જમદગ્નિએ બ્રાહ્મણ તથા ક્ષત્રિય પુત્ર ઉત્પન્ન થાય તેવા બે ચરૂ મંત્રીને તૈયાર કર્યાં. રેણુકાએ ક્ષત્રિય ચરૂ જ ખાધો. બ્રાહ્મણ ચરૂને તેણે પોતાની બહેન માટે હસ્તિનાપુર મોકલી આપ્યો.

રેણુકાને સમય જતાં રામ નામનો પુત્ર અવતર્યો અને તેની બહેનને કૃતવીર્ય નામે પુત્ર થયો. રામ આશ્રમમાં મોટો થવા લાગ્યો. એક દિવસ ત્યાં એક વિદ્યાધર આવ્યો. તેને અતિસારનો વ્યાધિ થઇ ગયો. રામે તેની સેવા કરી. તેથી ખૂશ થઇ વિદ્યાધરે તેને પરશુ વિદ્યા આપી. રામ તે વિદ્યા સાધીને પરશુરામ બન્યો. અને દેવે આપેલ પરશુ લઈને ફરવા લાગ્યો.

એક દિવસ રેણુકા પોતાની બહેનને મળવા હસ્તિનાપુર ગઈ. ત્યાં તેણે સગા બનેવી સાથે ભોગ ભોગવ્યા. એ ભોગથી તેને એક પુત્ર થયો. પરશુરામને ખબર પડી કે પોતાની માતા દુરાચારિણી છે. આથી તેણે પરશુથી માતા અને પુત્રને મારી નાંખ્યા. આથી ક્રોધે ભરાઇને અનંતવીર્યે તેનો આશ્રમ ભાંગી નાંખ્યો. પરશુરામે તેનો બદલો માતાના બનેવીને (અનંતવીર્યને) મારી નાંખીને લીધો.

અનંતવીર્યની ગાદીએ તેના પુત્ર કૃતવીર્યને બેસાડ્યો. કૃતવીર્યે પિતાનું વૈર લેવા જમદગ્નિને હણી નાંખ્યો. આથી પરશુરામે તેને મારી નાંખી તેનું રાજ્ય લઈ લીધું. આ સમયે કૃતવીર્યની એક સગર્ભા સ્ત્રીએ નાસીને કોઈ તાપસના આશ્રમમાં આશ્રય લીધો. તાપસોએ તેને રાણી જાણીને ભોંયરામાં સલામત રાખી. પરશુરામે ક્ષત્રિય જાતિ પર

ક્રોધે ભરાઈને સાત વાર પૃથ્વીને નક્ષત્રિય કરી. અને મારેલા રાજાઓની દાઢો કઢાવી તેનો થાળ ભરીને પોતાની રાજસભામાં રાખ્યો.

પરશુરામના પૂછવાથી એક દિવસ એક નૈમિત્તિકે કહ્યું: "જે માણસની દૃષ્ટિથી આ દાઢો ખીરરૂપ બનશે અને જે માણસ તે ખીર ખાઈ જશે તેના હાથથી તમારું મૃત્યુ થશે." આ આગાહી સાંભળી પોતાના શત્રુને શોધી કાઢવા પરશુરામે એક દાનશાળા ખોલી. તેમાં એક સિંહાસન પર પેલો થાળ મૂકયો.

પરશુરામની પરશુમાં એ શક્તિ હતી કે તેમાંથી આગ નીકળતી, ક્ષત્રિયની ગંધ તે તુરતજ પારખી જતી. અને તે આગ કાઢતી. પરશુરામ ફરતો ફરતો એક દિવસ પેલા આશ્રમમાં ગયો. આ સમયમાં રાણીએ પુત્રનો જન્મ આપ્યો. તેનું નામ સુભૂમ રાખવામાં આવ્યું. તે ક્ષત્રિય હતો. પરશુએ તુરત જ આગની જવાળા ફેંકી. આથી પરશુરામે તાપસોને પૂછ્યું કે, "અહીં તમારા આશ્રમમાં કોણ ક્ષત્રિય છે?" તેમણે કહ્યું: "અમે બધા મૂળથી ક્ષત્રિયજ છીએ. પરંતુ અત્યારે અમે સૌ તાપસ છીએ." પરશુરામ આથી સંદેહમુક્ત થયો.

એક દિવસ વૈતાઢય પર્વતના સ્વામી મેઘનાદ વિદ્યાધરે એક નૈમિત્તિકને પૂછ્યું: "મારી કન્યાનો પતિ કોણ થશે?" તેણે કહ્યું: "સુભૂમ નામનો ચક્રવર્તી તમારી કન્યાનો પતિ થશે." મેઘનાદે થોડા જ સમયમાં ભોંયરામાં રહેલા સુભૂમ સાથે પોતાની કન્યા પરણાવી.

સુભૂમે ભોંયરાની બહારની દુનિયા જોઈ ન હતી. આથી એક દિવસ તેણે પોતાની માતાને પૂછ્યું: "હે માતા! શું પૃથ્વી આટલી જ છે?" માતાએ કહ્યું: "ના, વત્સ! પૃથ્વી તો ઘણી વિશાળ છે. પરંતુ તારા પિતાને પરશુરામે મારી નાંખી તેમનું રાજ્ય લૂંટી લીધું, આથી તેના ભયથી આપણે ભોંયરામાં જ રહીએ છીએ." એમ કહી બધી વિગત જણાવી.

સુભૂમનું ક્ષત્રિય લોહી એ સાંભળી ગરમ થઈ ગયું. માતાની રજા લઈ મેઘનાદ સાથે તે હસ્તીનાપુર ગયો. પ્રથમ દાનશાળામાં પહોંચ્યો. ત્યાં તેની નજર પડતાં જ સિંહાસન પર દાઢો હતી, તે ખીર બની ગઈ. સુભૂમ તુરત જ તે બધી ખીર ગટગટાવી ગયો. આ સમાચાર મળતાં જ પરશુરામ પોતાના શત્રુને હણી નાંખવા પરશુ લઈને દોડી આવ્યો. સુભૂમે તુરત જ તેની સામે ખીરનો થાળ ભમાવી તેના પર ફેંકયો. એ થાળ હજાર દેવોથી અધિષ્ઠિત ચક્ર બની ગયું. તેનાથી પરશુરામ વીંધાઈને મરણ પામ્યો. દેવતાઓએ તે સમયે તેના પર પુષ્પવૃષ્ટિ કરી.

પૂર્વના વૈરથી સુભૂમે એકવીસ વખત પૃથ્વીને બ્રાહ્મણ વિનાની કરી. અનુક્રમે તે છ ખંડનો ચક્રવર્તી બન્યો. પરંતુ તેનાથી તેને સંતોષ ન થયો. ધાતકીખંડમાં આવેલા ભરતક્ષેત્રના છ ખંડ જીતવાની તેને ઈચ્છા થઈ. એ સમયે દેવતાઓએ તેને કહ્યું:

"હે સુભૂમ! તું ખોટી મહેચ્છા રાખે છે. પૂર્વે થઈ ગયેલા બધા જ ચક્રવર્તીઓએ માત્ર ભરતક્ષેત્રના છ ખંડ જ જીત્યા હતા. અનંતા કાળમાં અનંત ચક્રી થઈ ગયા. બીજા પણ થશે. તે સૌની નીતિ એ જ હતી અને એ જ રહેશે, કોઈ ધાતકીખંડ જીતવાની ઈચ્છા નથી કરતું. તું પણ ન કર."

પરંતુ સુભૂમે દેવતાઓનું કહ્યું ન માન્યું અને પોતાના સૈન્યસહિત લવણસમુદ્રને કાંઠે આવ્યો અને પોતાના ચર્મરત્નને હાથના સ્પર્શથી વિસ્તાર્યું. તેના ઉપર સર્વ સૈન્ય સાથે બેસીને લવણસમુદ્ર પાર કરવા લાગ્યો. તે વખતે બધા દેવોએ પોતપોતાના મનમાં વિચાર્યું કે ચક્રવર્તીના ઘણાં દેવસેવક છે. આથી મારી એકલાની શક્તિ શું કામ કરવાની છે? હું નહિ જઉ તો કંઈ કશું અટકી પડવાનું નથી. આમ વિચારી કોઈ જ દેવ ગયો નહિ પરિણામે સૈન્ય સહિત સુભૂમ ચક્રવર્તી લવણસમુદ્રની મઝધારે ડૂબી ગયો અને મરીને નરકે ગયો.

સુભૂમ છ ખંડનો ધણી હતો છતાંય લોભથી તેણે વધુ ખંડ જીતવાનો વિચાર કર્યો. તે માટે પ્રયાણ કર્યું અને છેવટે મરીને સાતમી નરકે ગયો. આથી ભવ્ય જીવોએ નરકગતિ અપાવનાર લોભથી સદાય દૂર રહેવું.



## ૨૪૬

## ક્રોધપિંડનું સ્વરૂપ

**उच्चाटनादिसामर्थ्यं, शापमंत्रतपो बलम् ।**
**प्रदर्श्य क्रोधतो लाति, क्रोधपिंड स उच्यते ॥**

"ઉચ્ચાટન, કામણ, મારણ, મોહન, વશીકરણ વગેરેના સામર્થ્યથી, શાપ મંત્ર તેમજ તપનું બળ દેખાડીને ક્રોધથી જે આહારાદિકનું ગ્રહણ કરાય છે તે ક્રોધપિંડ કહેવાય છે."

એક સાધુ માસક્ષમણના પારણે હસ્તિકલ્પ નગરમાં એક બ્રાહ્મણને ત્યાં ગોચરી માટે ગયા તે સમયે બ્રહ્મણને ત્યાં બારમાનું જમણ ચાલતું હતું. બ્રાહ્મણોને ઘેબર પીરસાતા હતા. સાધુ તે જોઈ રહ્યા. કોઈએ તેમને ભીક્ષા આપી નહિ. ઉલ્ટું તેમની અવહેલના કરી. અપમાન કર્યું. આથી સાધુએ ગુસ્સે થઈ કહ્યું: "આ સમયે મને

તમે ભીક્ષા નથી આપતા પરંતુ ફરીને આવા જ પ્રસંગે હું તમારે ત્યાં પારણાં માટે આવીશ."

બીજા મહિને માસક્ષમણના પારણે સાધુ એ બ્રાહ્મણને ત્યાં આવ્યા ત્યારે પણ જ્ઞાતિ બારમું જમતી હતી. તે દિવસે પણ તેમનું અપમાન કરવામાં આવ્યું. આમ ચાર ચાર સમય બન્યું. ચારેય વખત સાધુ આવ્યા ત્યારે ભીક્ષા ન મળી અને તેમણે આગાહી ભાખી. આથી ઘરધણીએ વિચાર્યું કે "સાધુનું અપમાન કરાય છે આથી દરેક મહિને મારે ત્યાં મરણ થાય છે. આથી સાધુની મારે ભક્તિ કરવી જોઇએ" છેવટે ઘરધણીએ સાધુને ભાવથી ઘેબર વહોરાવ્યા. તેમનું સન્માન કર્યું અને કહ્યું: "હે સ્વામી! મને ક્ષમા કરો. અને અમને જીવિતદાન આપો." સાધુએ તે સમયે જે ઘેબર વ્હોર્યાં તે ક્રોધપિંડ આહાર કહેવાય. ગુરુએ જ્યારે આ વૃત્તાંત જાણ્યું ત્યારે તેમણે આલોયણા આપીને સાધુને શુદ્ધ કર્યો.

આ ક્રોધપિંડની વાત થઈ. હવે માનપિંડ વિષે કહે છે કે–

लब्धिपूर्णस्त्वमेवासी, त्युत्साहितोऽन्यसाधुभिः ।
गृहिभ्यो गर्वितो गृह्णन्, मानपिंडः स उच्यते ॥

"તમેજ સર્વ લબ્ધિથી પૂર્ણ છો" એમ કહીને બીજા સાધુઓએ ઉત્સાહ પમાડેલો કોઈ સાધુ ગર્વ પામીને ગૃહસ્થોને ત્યાંથી જે પિંડ લઈ આવે તે માનપિંડ કહેવાય છે." તે વિષેનું દૃષ્ટાંત આ પ્રમાણે છે:

કૌશલદેશમાં ગિરિપુષ્પ નામનું નગર હતું. ત્યાં એક દિવસ મોટો ઉત્સવ થયો. આ નિમિત્તે દરેક ઘરમાં સેવ બનાવી હતી. આ ઉત્સવ અને સેવની ચર્ચા સાધુઓમાં નીકળી. એક સાધુએ કહ્યું: "આજે તો ગોચરીમાં ઘણી સેવ મળશે. પરંતુ કાલે કોઇ સેવ ગોચરીમાં વ્હોરી લાવે તે સાધુ ખરો." ત્યાં બીજો સાધુ બોલ્યો: 'ઘી ગોળ વિનાની કોઈ થોડી સેવ લાવે તેથી શું?" આ પડકાર સાંભળી એક અભિમાની યુવાન સાધુ બોલ્યો: "હું કાલે તમને ઘણી બધી સેવ ગોચરીમાં લાવી આપીશ"

બીજે દિવસે તે સાધુ એક ગૃહસ્થને ત્યાં ગોચરી માટે ગયો. ગૃહસ્થની પત્નીને સેવ વ્હોરાવવા માટે ઘણું કહ્યું. સ્ત્રીએ તેને ના પાડી. ત્યારે સાધુએ કહ્યું: "હું તારે ત્યાંથી સેવ વ્હોરીને જઉં તો જ હું ખરો સાધુ." ત્યારે પેલી સ્ત્રીએ કહ્યું: "કદાચ હું તને સેવ આપું તો તું મને નફફ્ટ કહેજે."

પછી સાધુ તેના ઘરેથી નીકળી તેનો પતિ જ્યાં બેઠો હતો ત્યાં ગયો અને પૂછ્યું: અહીં દેવદત્ત શેઠ છે.? કોઇએ પૂછ્યું "તમારે તેમનું શું કામ છે?" સાધુએ કહ્યું: "મારે તેમની પાસે કંઇક માંગવું છે." ત્યારે કોકે મજાક કરી: "અહો? કોઇના શૂન્ય ઘરમાં કુમારિકા જોઈ છે?" આ સાંભળી દેવદત્ત બોલી ઉઠયો: "હું જ દેવદત્ત છું. બોલો તમારે મારુ શું કામ છે?" ત્યારે સાધુએ કહ્યું: "તમે

જો છ પુરુષમાંના એક ન હો અને સાતમા જુદા પુરુષ હો તો તમારી પાસે માંગું." આ સાંભળી બધા વિચારમાં પડી ગયા. આ વળી નવું. દેવદત્તે જ પૂછ્યું. "એ છ પુરુષ કયા. એ કહો તો મને કંઈ સમજાય." ત્યારે સાધુએ કહ્યું :

श्वेतांगुलिर्बकोड्डायी, तीर्थस्नाता च किंकरः ।
हदनो गृध्रपक्षीव, षडेते गृहिणीवशाः ॥

"શ્વેત આંગળીવાળો, બગલાં ઉડાડનારો, તળાવમાં સ્નાન કરનારો, ચાકર, ગંધાતો અને ગીધ પક્ષી જેવો–એવા છ માણસો સ્ત્રીને વશ થયેલા હોય છે."

(૧) એક પુરુષ તેની સ્ત્રીને વશ હતો. તેના કહ્યા પ્રમાણે તે કરતો. એક દિવસ તેને ભૂખ લાગવાથી ખાવાનું માંગ્યું. શય્યામાં આરામથી સૂતેલી પત્નીએ કહ્યું : "તમારે વહેલાં ખાવું હોય તો ચૂલામાંથી બધી રાખ કાઢો અને લાકડા વગેરે તૈયાર કરો" કહ્યાગરા કંથે ચૂલામાંથી રાખની ધૂળ કાઢી. આમ રોજ કરવાથી તેની આંગળીઓ સફેદ થઈ ગઈ. આથી લોકો તેને શ્વેતાંગુલી કહેવા લાગ્યા.

(૨) એક કહ્યાગરા કંથને તેની પત્નીએ કહ્યું : "તમારે હંમેશા તળાવમાંથી પાણી લઈ આવવું" તે રોજ રાતના પાણી ભરવા જતો. ઘડામાં પાણીના ભરાવાના અવાજથી બગલા ઊડી જતા. આથી લોકોમાં તે બગલા ઉડાડનાર તરીકે જાણીતો થયો.

(૩) કોઇ પુરુષે તેની પત્ની પાસે ન્હાવા માટે પાણી માંગ્યું. ત્યારે તેની પત્નીએ કહ્યું : "ધોતિયું લઇને તળાવે ન્હાઈ આવો." આવું તે રોજ કરવા લાગ્યો આથી લોકો તેને તીર્થસ્નાતા તરીકે ઓળખવા લાગ્યા.

(૪) સ્ત્રી લુબ્ધ એક પુરુષ રોજ સવારે તેની પત્નીને પૂછતો : "હે પ્રિયા : હું તારી શી સેવા કરું ?" ત્યારે પત્ની તેને ઝાડૂ વાળવાનું, વાસણ માંજવા વગેરેનું કામ બતાવતી. આથી લોકો તેને પત્નીનો નોકર કહેતા.

(૫) કોઈ સ્ત્રીઆસક્ત પુરુષ સ્ત્રીના કહેવાથી બાળકોને રમાડવાનું, તેમને સંડાસ–પેશાબ કરાવવાનું તેમજ તેમનાં બાળોતિયા વગેરે ધોવાનું કામ રોજ કરતો આમ કરતાં તેના કપડાં દુર્ગંધ મારતાં તે જોઈ લોકો તેને દુર્ગંધી કહેતા.

(૬) કોઈ પુરુષ ભોજન કરવા બેઠો. તેણે શાક માંગ્યું. તે સમયે પત્ની બીજા કામમાં હતી આથી તેણે કહ્યું : "તમારી હાથે લઈ લો ! આથી તેણે ગીધ પક્ષીની જેમ બબડતા હાથે શાક લીધું. તેના આવા વર્તાવથી લોકોમાં તે ગીધડા તરીકે ઓળખાવા લાગ્યો–આમ આ છ પ્રકારનાં પુરુષો કહ્યાગરા કંથ છે. સ્ત્રીના ગુલામ છે. તમે જો તેમાંના એકે ન હો તો તમારી પાસે કંઇક માંગું.

ત્યાં કોક બોલ્યું : "હે મુનિ ! આ શેઠ તો છ માંથી એક પ્રકારના છે." તે જ સમયે શેઠ બોલી ઉઠયા : "હે મુનિ ! તમે તેના બોલવા પર ધ્યાન ન આપશો હું એવો પુરુષ નથી. તમારે જે માંગવું હોય તે માંગો" એટલે સાધુએ ઘી–ગોળ

સહિત ઘણી સેવની માગણી કરી. અને સાથે તેની પત્નીએ કરેલો વર્તાવ પણ કહ્યો.

શેઠ અને મુનિ બંને ઘેર આવ્યા. શેઠે પત્નીને કોઈ કામે મેડી ઉપર મોકલી અને મુનિને ઘણી બધી સેવ ઘી–ગોળ સહિત વ્હોરાવી. ત્યાં જ પત્ની આવી પહોંચી. તેને જોઈ સાધુએ નાકપર આંગળી ઘસી તેને ઈશારાથી નક્ટ કહી એટલે સ્ત્રીએ સાધુને વધુ સેવ વ્હોરાવી. સેવ લઈને મુનિ ઉપાશ્રયે પાછા આવ્યા ત્યારે તે જોઈ અન્ય સાધુઓએ તેમની ખાનગીમાં પ્રશંસા કરી.

આ વાતની ગુરુને જાણ થઈ એટલે તેમણે કહ્યું: "આ પ્રકારનો આહાર માનપિંડ કહેવાય. તે લેવાથી દોષ લાગે. માટે તમારે પ્રાયશ્ચિત કરી શુદ્ધ થવું જોઈએ" અને એ સાધુએ પ્રાયશ્ચિત કર્યું.

"જેમ ક્રોધપિંડ લેવાથી મુનિધર્મનો ઉદ્યોત થતો નથી તેમજ માનપિંડ પણ નિઃસ્પૃહ સાધુઓને લેવા યોગ્ય નથી. તેથી પિંડશુદ્ધિ માટે સાધુઓએ સદા ઉપયોગ રાખવો."



## ૨૪૭

## લોભપિંડ.

स्निग्धं मनोहरं पिंडं, वीक्ष्यातिरसलोलुपः ।
सर्वत्राटत्युचानो, लोभपिंड स उच्यते ॥ १ ॥

**ભાવાર્થ:** ગોળ–ઘીમિશ્રિત સ્નિગ્ધ અને સ્વાદિષ્ટ આહાર જોઈને રસમાં અત્યંત લોલુપી સાધુ એવા આહારને માટે ઉચ્ચનીચ કુળમાં ભ્રમણ કરે છે અને એવી રીતે મેળવેલો આહાર લોભપિંડ કહેવાય છે."

**દૃષ્ટાંત**

ચંપાનગરીમાં સુવ્રતનામના સાધુ માસક્ષમણનાં પારણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ચારે પ્રકારનાં અભિગ્રહને ધારણ કરી પહેલી પોરશીમાંજ ગૌચરી માટે નીકળ્યા. તે અતિ તપસ્વી હોવાથી તેમને સર્વકાળ ગૌચરી માટે યોગ્ય છે. શ્રી કલ્પસૂત્રમાં સમાચારી વ્યાખ્યાનમાં કહ્યું છે.

" निच्चभत्तस्स भिक्खुस्स कप्पति एगं गोयरकालं "

નિત્ય આહાર કરનાર સાધુને ગોચરી તો એકજ કાળહોય છે. એટલે કે એકાસણું કરનાર સાધુ એ હંમેશા એકવારજ શ્રાવકનાં ઘરમાં ગોચરી માટે જવું આવવું જોઇએ. બીજી વાર જવું ન જોઇએ. પણ આચાર્ય, ઉપાધ્યાય કે બીમાર સાધુની વૈયાવચ્ચ કરવા બે વાર પણ જઈ શકાય. કેમકે તપથી વૈયાવૃત્યનું ફળ અધિક ગણાય છે. બાળ મુનિ હોય તે બેવાર પણ જઈ શકે. તેમજ અઠ્ઠમ કે તેથી વધુ ઉપવાસ કરનાર પારણા માટે આખો દિવસ જઈ શકે છે. પણ પરોઢીયે લાવેલી ગોચરી લાવીને મૂકી શકાય નહિ. કારણ કે તેમાં જીવસંસક્તાદિ દોષનો સંભવ છે.

અહીં તે મુનિરાજ આહાર માટે નગરમાં ફરી રહ્યાં છે. ત્યાં શ્રાવકની નાતમાં સિંહકેસરીયા લાડવાની પ્રભાવના થઈ રહી હતી. તે જોતાં તેમને વિચાર આવ્યો કે "આજે તો સિંહકેસરીયા લાડવા વહોરવા." ને તેવો અભિગ્રહ કરી કોઈ શ્રાવકના ઘરે ભિક્ષા માટે ગયા. ત્યાં સિંહકેસરીયા મળ્યાં નહી અને બીજી વસ્તુ તેમણે વહોરી નહી. ક્લિષ્ટ અધ્યવસાયમાં પડેલા તેઓ તે લાડવાના ધ્યાનમાં જ ભમવા લાગ્યા. અડધો દિવસ પૂરો થયો ત્યાં સુધી ધાર્યા લાડવાં ન મળતા તેઓ ઘણાં ખિન્ન થયા. છતાં પ્રયત્ન છોડયો નહી–લાડવાના ધ્યાનમાં જ ઘરમાં પ્રવેશ કરતાં હવે ધર્મલાભના બદલે અજાણપણે તેમનાથી સિંહકેસરીયા બોલાઇ જતું. આ બાબતનો તેમને ખ્યાલ રહ્યો નહી.

આમ ભ્રમણ કરતાં દિવસ પૂરો થઇ ગયો. સાંજ અને અંતે રાત પડી. છતાં તેઓ તો પોતાની ધૂનમાં 'સિંહકેસરીયા'! 'સિંહકેસરીયા'! કહી ફરતા રહ્યા. પડિલેહણ–અને પ્રતિક્રમણની વેળા પણ વીતી ગઈ. અરે રાત્રિના બે પ્રહર વીતી ગયાં અંધારામાં જીવરક્ષાનું અવલોકન થઈ શકે નહી–ને આમ વિચરણ કરાય નહી. આ કાંઈ તેમને સ્મરણમાં ન રહ્યું. એમાં પાછા એક શ્રાવકના ઘરે ગયા ને ધર્મલાભને બદલે "સિંહકેસરીયા...." કહી ઊભા રહ્યા. વિનયી શ્રાવક વાત વિચિત્ર હોવા છતાં આદરપૂર્વક ઉભા થયા ને વિચારવા લાગ્યા કે કટાણે મુનિશ્રી કેમ આવ્યા હશે? અરે! આ તો મહાતપસ્વી છે. હજી આજે સવારે જ મેં તેમને જ્ઞાન–ધ્યાનમાં લીન જોયા હતા–તેમણે સારો એવો વૈભવ–પરિવાર છોડી વૈરાગ્યથી દીક્ષા લીધી છે. ધર્મના જાણ અને ગીતાર્થ થઇને તેઓ રાત્રિના સમયે વહોરવા કેમ નિકળ્યા હશે? તેમને હું સીધાં જ દોષો ગણી કાંઈ પૂછું તો મારા શ્રાવકપણામાં જ સંદેહ ઉભો થાય. અર્થાત્ હું શ્રાવક કેવી રીતે કહેવાઉં? અને મારા જેવા વિષયાસક્ત અને અજ્ઞાની જીવ આવા મુનિરાજની સામે બોલવાની કોઇ યોગ્યતા કે અધિકાર રાખતા નથી, મારા જેવો જીવ આ સિદ્ધાંતના જાણકાર મહાત્માઓનું જીવન કળી શકે નહી. જ્ઞાની સિવાય આનો મર્મ કે પરમાર્થ કોણ જાણી શકે.?

આંતરિકવૃત્તિ જાણ્યા વિના માત્ર બહારથી જ વ્યવહાર–વિરુદ્ધ આચરણ જોવાથી કોઈ વાર વિપરીત પરિણામ આવે કે ગુણીના ગુણ દોષરૂપ લાગે–એવું બની શકે. માટે ગુણગ્રાહી બુદ્ધિથી હું પરીક્ષા તો કરું કે "આમના ભાવ ખરેખર પડ્યા છે કે કેમ? જો પડ્યા છે તો સર્વથા કે લેશથી?" આમ જોતાં લાગે છે કે મુનિ વિષય-વૃત્તિવાળા લાગતા નથી. દ્રવ્યાદિની અભિલાષાવાળા પણ જણાતા નથી. બોલવા-ચાલવામાં જયણા પણ સાચવે છે. માટે લાગે છે કે મૂળ ગુણના ઘાતક તો નથી. લાગે છે કે સ્વાદિષ્ટ આહારની તીવ્ર અભિલાષાથી આમ બન્યું છે. ઈત્યાદિ વિચારી શ્રાવકે વિવિધ મિષ્ટાન્નાદિ લાવી તેમની સામે ધર્યાં. ને ભાવપૂર્વક વહોરવા વિનંતિ કરી. મહારાજશ્રીએ તો સાફ ના પાડી કે "આમાંથી કશું ખપે તેમ નથી."

શ્રાવકે વિચાર્યું "અભિગ્રહ કરી ને વહોરવા નિકળ્યા લાગે છે. માટે છે તો માર્ગમાં જ. ધાર્યા સિવાયની વસ્તુ લેતા નથી ને જે જોઈએ તે માંગતા પણ નથી. તેમનો અભિગ્રહ કેમ કરી જાણવો?" ત્યાં યાદ આવ્યું કે "તેઓ પધાર્યા ત્યારે સિંહકેસરીયા! એમ બોલ્યા હતાં. તે લાડવાની તેમને અભિલાષા જણાય છે. તે ન મળતાં ચિત્ત ભ્રમિત થયું લાગે છે તે માટે જ તેઓ આમ ફરી રહ્યાં છે." એમ વિચારી તે શ્રાવક મોટું વાસણ ભરી સિંહકેસરીયા લઈ આવ્યા ને ભાવપૂર્વક વિનવવા લાગ્યા કે "હે પૂજ્ય! આ સિંહકેસરીયા લાડુ સ્વીકારીને મને કૃતાર્થ કરો." મુનિએ તરત પાત્ર ધર્યું ને લાડુ વહોર્યા. ને વહોરતાની સાથે જ તેમનું ચિત્ત સ્વસ્થ થયું. શ્રાવક વિચારે છે કે મુનિભગવંતના આહારના ચાર ભાંગા છેઃ–

(૧) રાત્રે લાવવું ને રાત્રે વાપરવું.

(૨) રાત્રે લાવવું ને દિવસે વાપરવું.

(૩) દિવસે લાવવું ને રાત્રે વાપરવું.

(૪) અને દિવસે લાવવું ને દિવસે વાપરવું.

આ ચાર ભાંગામાં માત્ર એક છેલ્લો ભાંગો જ યોગ્ય છે. બાકીના નહીં. જો કદાચ લોલુપતાથી આ મહારાજજી આહાર કરશે તો તેમના મૂળ ગુણની હાનિ થશે. રાત્રિભોજનમાં તો ઘણા જ દોષ રહ્યા છે. આમ તો આ ગીતાર્થ છે તે બધું જાણે છે પણ વ્યગ્રતાને લઈ તેઓ કાળ–સમયથી અજાણ થયા લાગે છે. કાંઈક એવું કરું જેથી તેમને સમયની જાણ થાય ને તેમને મોટો લાભ પણ. આવું વિચારી વિનયપૂર્વક હાથ જોડી તે બોલ્યા; હે દયાળુ! જંગમ કલ્પતરુ સમાન અને ગુરુમહારાજ પાસેથી બંને પ્રકારની શિક્ષાને સ્વીકારનારા તમે આજ મોટા પુણ્યે મારા આંગણે પધાર્યા છો. મારું અહોભાગ્ય છે. શુદ્ધચારિત્રવાળું આપનું સ્વરૂપ જોઈ, જાણે મેં આજે પુંડરીક-સ્વામી આદિ પૂર્વના સર્વમુનિઓના દર્શન કર્યા હોય એમ માનું છું.

સંતોષરૂપી અમૃતથી છલકાતા તમારા આચરણ અને જીવનને ધન્ય છે. અમે તો મોહમાં મુંજાયેલા, સંસારમાં ફસાયેલા, લોભથી ગ્રસ્ત, ઈન્દ્રિયોના ક્ષણિકસુખમાં મગ્ન અને સ્ત્રી–પુત્રાદિમાં આસક્ત છીએ. માટે આપના ગુણ ગાવા માટે જરાય સમર્થ નથી. કેવો મોટો ઉપકાર કે આવા મને અહિં પધારી આપે દર્શન દીધાં. એક વધારે કૃપા કરતા પધારો ને કહો કે મારું પચ્ચક્ખાણ આવ્યું કે નહી. ? રોજ તો પ્રભાતમાં આકાશમાં બે ત્રણ તારા દેખાતા હોય ત્યારે નવકારશીનું પચ્ચક્ખાણ ધારું છું, પણ આજે મેં પૂરિમડ્ઢનું પચ્ચક્ખાણ કર્યું છે. તો તેનો સમય થઈ ગયો કે નહી. પચ્ચક્ખાણ પહોંચ્યું ? આ સાંભળી મુનિશ્રીએ શ્રુતજ્ઞાનના ઉપયોગપૂર્વક ઊંચે આકાશમાં જોયું તો જોતાં જ રહી ગયા. અડધીરાત? ઉત્તરાધ્યયનસૂત્રમાં સાધુચર્યા બાબત જણાવ્યું છે કે–

पढम–पोरिसि सज्झायं, बीयं झाणं च झायइ ।
तइयाए निद्दमोक्खं तु, चउत्थिए भूयो वि सज्झायं ॥१॥

અર્થ–રાત્રિની પહેલી પોરિસીમાં સ્વાધ્યાય કરવો, બીજી પોરિસીમાં ધ્યાન ધરવું. ત્રીજીએ નિદ્રા પૂર્ણ કરવી અને ચોથી પોરિસીએ વળી સ્વાધ્યાય કરવો. રાત્રિના ચાર પ્રહર જાણવાની રીત.

जं नेइ जया रत्तिं, नक्खत्तं तम्हि नह चउब्भाए ।
संपत्ते विरमिज्जा, सज्झायओ पओसकालम्मि ॥

**અર્થ**–જ્યારે જે નક્ષત્ર રાત્રિને સમાપ્ત કરે અર્થાત્ જે નક્ષત્ર જે સ્થાને અસ્ત થતાં રાત્રિપૂર્ણ થાય, તે નક્ષત્ર પ્રદોષકાલે જ્યાં દેખાયું હોય ત્યાંથી આકાશના ચોથા ભાગે આવે. એટલે પ્રથમ પ્રહર પૂર્ણ થયો જાણી સજ્ઝાયથી વિરમવું–આમ ચારે પ્રહર માટે જાણી લેવું.

આમ વિચારતાં તે મુનિરાજ પરિસ્થિતિને પામી ચિંતવવા લાગ્યાં. "અરે મારી મૂર્ખતા ને મનની ભ્રમણા ! વિપરીત આચરણા ને લોભથી ખરડાયેલું જીવન ! મને વાર વાર ધિક્કાર છે." ઈત્યાદિ શુભ ભાવના ભાવતાં બોલ્યા "શ્રાવક ! તત્ત્વજ્ઞ ! તુ ધન્ય ને કૃતપુણ્ય છે. તેં સિંહકેસરીયા વહોરાવીને પચ્ચક્ખાણકાળ પૂછી મને સંસારમાં ડૂબતો બચાવ્યો. તારી પ્રેરણા ઉત્તમ છે. માર્ગથી ગબડતાને માર્ગે ચઢાવનાર તું મારો ધર્મગુરુ છે તારી પ્રજ્ઞા–ચતુરાઈ ધૈર્ય આદિ વાણીથી કહી શકાય તેમ નથી." ઈત્યાદિ શ્રાવકની પ્રશંસા અને પોતાની નિંદા કરી. રાત્રે જવું ઉચિત ન હોઈ તે શ્રાવક પાસે જગ્યાની યાચના કરી તેણે આપેલ એકાંત સ્થાનમાં શુભધ્યાને રહ્યા.

સવારના પહોરમાં રાત્રે વહોરેલ લાડવા શુદ્ધભૂમિમાં પરઠવવા ગયા. લાડવાને ચૂરતા ઢંઢણમુનિની જેમ શુભ ભાવના ભાવવા લાગ્યા. શુક્લધ્યાનબળે તેમના દુષ્કર્મનો નાશ થયો તે ક્ષણવારમાં સમસ્ત-ઘાતીકર્મનો નાશ થતાં તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ

થઈ. દેવોએ કેવળ મહિમા કર્યો ને સોનાના કમળપર બિરાજમાન કર્યા. કેવળી ભગવંતે દેશના આપી. પેલા શ્રાવક આદિ સર્વે આશ્ચર્ય અને આનંદ પામ્યા.

આ મુનિએ ગ્રહણ કરેલા સિંહકેસરીયા લાડવાની જેમ લોભપિંડ અશુદ્ધ હોવાથી ગ્રહણ કરવો ઉચિત નથી. શ્રાવકના વિનીત અને યુક્તિયુક્ત વચન સાંભળી પોતાના ગુણનું સ્મરણ કરવાથી-તેમજ તેઓ વ્રતના રાગી હોવાથી સંપૂર્ણ વિકાસ અને પરમાત્મપદ પામ્યા. એમ શ્રાવક અને સાધુ પુરુષોએ બોધ લેવો.



## ૨૪૮

### દશમા અદ્ધા (કાળ) પચ્ચક્ખાણના ૧૦ ભેદ અને તેનું ફળ.

प्रत्याख्यानानि दिग्भेदे कालिकानि प्रचक्ष्यते ।
प्रत्याख्यानं प्रतीत्यैकं वर्द्धमानफलं भवेत् ॥

અર્થ-પચ્ચક્ખાણના મુખ્યતાએ દસ ભેદ છે. તેનો એક ભેદ સ્વરૂપ જે અદ્ધા (કાળ) પચ્ચક્ખાણ છે, તેના પણ દસ ભેદ છે. અને તે પ્રત્યેક પચ્ચક્ખાણ અધિક અધિક ફળ આપનાર છે.

અદ્ધા પચ્ચક્ખાણના દશ ભેદ પચ્ચક્ખાણભાષ્યમાં આ પ્રમાણે કહ્યા છે.

नवकारसहिय-पोरिसी-पुरिमड्ढेगासणेगठाणे य ।
आयंबिल-अब्भत्तट्ठे, चरमे अभिग्गहे विगई ॥

અર્થ-નવકારસી, પોરસી, પુરિમઢ્ઢ, એકાસણું-એકલઠાણું, આયંબિલ, ઉપવાસ, ભવચરિમ કે દિવસચરિમ, અભિગ્રહ અને વિગઈ આ દસ પ્રકારના પચ્ચક્ખાણ છે.

પ્રથમ નવકારશીના પચ્ચક્ખાણના ભંગના દોષ ટાળવા માટે (અન્નત્થણાભોગેણં, સહસાગારેણં) અનાભોગ* તથા સહસાત્કાર+ આ બે આગાર જાણવા. અહીં કોઈને શંકા થાય કે નવકારશીના પચ્ચક્ખાણમાં કાળનું કોઈ પ્રમાણ જણાવ્યું ન કોઈ આને સંકેત પચ્ચક્ખાણ ગણવું જોઈએ નહિ કે કાળપચ્ચક્ખાણ. આનું સમાધાન આ પ્રમાણે જાણવું.

* અજાણપણામાં કાંઈ મુખમાં નંખાઈ જાય, × અકસ્માત એની મેળે કાંઈ મુખમાં આવી પડે.

નવકારસહિત એ પદમાં સહિત એ વિશેષણ હોઈ વિશેષ્ય તરીકે મુહૂર્ત (કાળ-સમય) સમજાય છે.

પ્રશ્ન—અહિં મુહૂર્તશબ્દ વિશેષ્ય તરીકે વપરાયો નથી. તો તેનું ગ્રહણ કેવી રીતે થઇ શકે? જેમ આકાશનું ફૂલ છે જ નહીં તો તે સુગંધી છે, સુંદર છે, ઇત્યાદિ વિશેષણ પ્રાજ્ઞપુરૂષ આપી જ કેમ શકે?

ઉત્તર—નવકારશીની અદ્ધાપ્રત્યાખ્યાનમાં પ્રથમ ગણત્રી હોઇ, તથા તે પછી બીજું પ્રત્યાખ્યાન પોરિસીનું હોઈ–પોરિસી પહેલાનો કાળ મુહૂર્ત જ બાકી રહ્યો, તેથી મુહૂર્ત શબ્દ વિશેષ્ય રાખવો ઉચિત ને યોગ્ય છે.

પ્રશ્ન—એમ માનીયે તો પણ એકજ મુહૂર્ત શાથી માનવું? બે કે ત્રણ કેમ નહી?

ઉત્તર—નવકારશીના માત્ર બે જ આગાર છે અને પોરિસીના છ છે. તેથી નવકારશીનો ઘણો થોડો કાળ સમજી શકાય છે, અને તે એક મુહૂર્તનો (બે ઘડીનો) ગણવો જ ઉચિત છે તેમજ નવકાર સહિતનું પચ્ચક્ખાણ હોઇ મુહૂર્તકાળ વીત્યા પછી પણ નવકાર ગણ્યા વિના પચ્ચક્ખાણ પૂર્ણ થતું નથી, તેવીજ રીતે કાળ પૂર્ણ થયા પૂર્વે નવકાર ગણી પચ્ચક્ખાણ પારવામાં આવે તો પચ્ચક્ખાણ પૂરું ન થાય પણ ભંગ થાય.

પ્રશ્ન—તો પછી પ્રથમ મુહૂર્ત જ લેવું ને બીજું કે ત્રીજું ન લેવું તેનો શો હેતુ?

ઉત્તર—પોરિસીના પચ્ચક્ખાણમાં જેમ 'ઉગ્ગએ સૂરે' નો પાઠ છે તેમ નવકારશીમાં પણ 'ઉગ્ગએ સૂરે' નો પાઠ છે. માટે આ પચ્ચક્ખાણ પણ સૂર્યોદયથી જ ગણવાનું છે. ઇત્યાદિ સમજી લેવું.

આ નવકારશી, પોરિસી આદિ કાળ (અદ્ધા) પચ્ચક્ખાણ સૂર્યોદય પૂર્વે જ લેવા—ધારવા જોઈએ. તો જ તે શુદ્ધ કહેવાય. બીજા પચ્ચક્ખાણ સૂર્યોદય પછી પણ કરાય છે. સૂર્યોદય પૂર્વે નવકારશીનું પચ્ચક્ખાણ કર્યું હોય તો તે પચ્ચક્ખાણ સમય આવતા પોરિસી આદિ આગળના પચ્ચક્ખાણ કરી શકાય છે. પરંતુ નવકારશી આદિ ધાર્યા ન હોય અને સૂર્યોદય થયા પછી પોરિસી આદિ પચ્ચક્ખાણ કરવામાં આવે તો તે શુદ્ધ લેખાય નહીં અર્થાત્ તે તેપચ્ચક્ખાણની અવધિ પૂર્વે કર્યું હોય તો પણ અશુદ્ધ કહેવાય છે. તેમજ સૂર્યોદય પૂર્વે પોરિસી આદિ પચ્ચક્ખાણ કર્યું હોય પણ નવકારશીનું ન કર્યું હોય, તો તે પોરિસી આદિ પચ્ચક્ખાણ પૂરું થયાં પૂર્વે કોઈ પચ્ચક્ખાણ થઇ શકે નહી.

નવકારશીનું પચ્ચક્ખાણ રાત્રિભોજનના ત્યાગ રૂપ વ્રતના નિર્ણય સ્વરૂપ હોવાથી રાત્રિએ ચઉવિહાર (તિવિહાર) કરનારને જ કરવું સૂઝે છે.

બીજું પોરિસીનું પચ્ચક્ખાણ સૂર્યોદય પછી એક પ્રહર સુધીનું છે. શ્રી ઉત્તરાધ્યયન-

સૂત્રમાં કહ્યું છે કે "પુરુષના શરીર જેવડી છાયા થાય ત્યારે પોરિસી પૂર્ણ થાય" આ પચ્ચક્ખાણમાં છ આગાર કહેલા છે તેવી જ રીતે સાર્ધ (દોઢ) પોરિસી પચ્ચક્ખાણમાં પણ જાણવું. કેમકે એનો સમાવેશ આમાં જ થાય છે.

ત્રીજું પુરિમડ્ઢનું પચ્ચક્ખાણ દિવસના આગલા બે પ્રહર પર્યંતનું હોય છે. તેમાં પોરિસીમાં જણાવેલા છ આગાર ઉપરાંત એક 'મહત્તરાગાર' વધારે છે. અર્થાત્ આમાં સાત આગાર છે.

સૂર્યોદય પૂર્વે નવકારશીનું પચ્ચક્ખાણ ધાર્યું ન હોય તો પણ પુરિમડ્ઢનું પચ્ચક્ખાણ લઈ શકાય છે. અવડ્ઢનું પચ્ચક્ખાણ પણ પુરિમડ્ઢની જેમ ત્રણ પ્રહરનું જાણવું.

ચોથું એકાસણું એટલે એકવાર અશન એટલે ભોજન કરવું તે અથવા એક આસને બેસી એકવાર ભોજન કરવું તે. આમાં આઠ આગાર હોય છે.

પાંચમું એકલઠાણું એકાસણાની જેમ જાણવું પણ શરીર હલાવવું નહી–સંકોચ–વિકાસ કરવો નહી પણ એક જ સ્થાનમાં રાખવું તે એક જ સ્થાનું અર્થાત્ એકલઠાણું આ પચ્ચક્ખાણમાં 'આઉંટણ પસારેણ' વિનાના સાત આગાર છે. આમાં જમવા બેસતી વખતે જે સ્થિતિ હોય તે સ્થિતિ એ શરીરના અંગોપાંગ ભોજન પર્યંત રાખવાના હોય છે. માત્ર એક હાથ અને મોઢું અશકય પરિહાર હોવાથી (ના છુટકે) ચલાવવાનો નિષેધ નથી.

કોઇને શંકા થાય કે–એકાસણા આદિ પચ્ચક્ખાણમાં કાળની મર્યાદા જણાતી નથી, તો તે કાળ પચ્ચક્ખાણ કેમ કહેવાય ? તેના સમાધાનમાં સમજવું કે એકાસણાદિ પચ્ચક્ખાણો પ્રાયઃ કરી પોરિસી આદિ કાળ પચ્ચક્ખાણ પૂર્વકના જ કરવામાં આવે છે માટે કાળ પચ્ચક્ખાણ જ છે.

છટ્ઠું આયંબિલ, આચામ્લ, એટલે કે અવશ્રાવણ* અને આમ્લ એટલે ખાટો રસ. તેનાથી નિવર્તવું તે આચામ્લ (આયંબિલ) કહેવાય છે. તેના ત્રણ પ્રકાર છે. તે ચોખા, અડદ અને સાથવાથી થાય છે. તેમજ અવશ્રાવણ કરી ( બાફી ઓસાવી ) રાંધેલું સ્વાદ વિનાનું અન્ન તે આચામ્લ જાણવું. આમાં એકાસણાથી જૂદા આઠ આગાર છે.

સાતમું–અભક્તાર્થ એટલે ઉપવાસનું પચ્ચક્ખાણ. આમાં પાંચ આગાર છે. જેમાં ભોજનનું કોઈ જ પ્રયોજન નથી તે અભક્તાર્થ એટલે કે ઉપવાસ કહેવાય. પૂર્વની રાતે ચઉવિહારનું પચ્ચક્ખાણ કર્યું હોય, બીજે દિવસે ઉપવાસ કરે તો તેને ચોથભક્તનું પચ્ચક્ખાણ અપાય, પણ આગલી રાતે પચ્ચક્ખાણ કર્યા વિના બીજા દિવસે ઉપવાસ કરે તો તેને પચ્ચક્ખાણમાં માત્ર અબ્ભત્તટ્ઠં પચ્ચક્ખાઇ પૂર્વક જ પચ્ચક્ખાણ અપાય. પણ ચોથ ભક્ત કહેવાય નહી. તેમજ આગળ પાછળના દિવસે

* ઓસામણ.

એકાસણું કરવા પૂર્વક વચલા દિવસે ઉપવાસ કરે તેને ચોથભક્તનું પચ્ચક્ખાણ અપાય એવો વૃદ્ધ સંપ્રદાય છે.

આઠમું ચરિમ એટલે દિવસનું કે આયુષ્યનું છેલ્લું પચ્ચક્ખાણ. 'દિવસચરિમ' કે 'ભવચરિમ' કહેવાય. આમાં ચાર આગાર છે. સાધુઓને જીવન પર્યંત સદાને માટે રાત્રે ત્રિવિધ ત્રિવિધ ભાંગાએ ચારે આહારના ત્યાગરૂપ ચઉવિહારનું પચ્ચક્ખાણ હોય છે. અને શ્રાવકોને યથાશક્તિ ચઉવિહાર–તિવિહાર આદિના પચ્ચક્ખાણ હોય છે.

નવમું પચ્ચક્ખાણ અભિગ્રહનું છે. તેમાં ચાર આગાર કહ્યાં છે. અંગુઠી, મુઠી, ગંઠી (ગ્રંથી) આદિ સહિત કરવામાં આવતાં સર્વ પ્રત્યાખ્યાન આ અભિગ્રહમાં આવી જાય છે. પ્રમાદ જીતવાને ઈચ્છતા મહાનુભાવોને પચ્ચક્ખાણ વિના એક ક્ષણ પણ રહેવું યોગ્ય નથી માટે નવકારશી આદિ પ્રત્યાખ્યાન પુરું થતાં જ મુટ્ઠિસહિત કે ગ્રંથિ સહિત પચ્ચક્ખાણ ધારી લેવું જોઈએ. વારંવાર ઔષધાદિક ખાનારા બાળક અને રોગી આદિને પણ આ પચ્ચક્ખાણ સુસાધ્ય છે અને અપ્રમાદનું કારણ છે. આ પચ્ચક્ખાણથી મહાન ફળની પ્રાપ્તિ થાય છે. માત્ર એક જ વાર ગ્રંથિસહિતનું પચ્ચક્ખાણ કરનાર મદ્ય—માંસમાં રક્ત એવો કુવિંદ નામનો વણકર કપર્દી નામનો મહાયક્ષ થયો તેનું દૃષ્ટાંત નીચે પ્રમાણે છે.

## કુવિંદ વણકરની કથા.

ક્ષિતિપુર નામના નગરમાં કુવિંદ નામે એક વણકર રહે. તે માંસ–મદ્યમાં ઘણો જ અનુરક્ત હતો. મહાપુણ્યયોગે એકવાર અચાનક તેને વજસ્વામીનો ભેટો થઈ ગયો. મહારાજશ્રીએ દશ પ્રત્યાખ્યાનનું સ્વરૂપ સમજાવતા ગંઠશીનો પ્રસંગ કહ્યો કે—

जे निच्चमप्पत्ता गंठिं बंधंति गंठिसहियस्स ।
सग्गापवग्गसुखं तेहिं निबद्धं सगंठिंमि ॥

અર્થ—જે અપ્રમાદી મનુષ્યો હંમેશા ગંઠશીના પચ્ચક્ખાણ સહિત ગાંઠ બાંધે છે. માનો કે તેમણે આ ગાંઠમાં સ્વર્ગ અને મોક્ષના સુખ બાંધી લીધા છે.

भणिऊण नमुक्कारं निच्चं विस्सरणवज्जियं धन्ना ।
पारंति गंठिसहियं गठिसह कम्मगंठिवी ॥

અર્થ—જે ધન્યજીવો વિસ્મરણ વર્જવાપૂર્વક (યાદ રાખીને) નવકાર ગણીને ગંઠશી પચ્ચક્ખાણ પારે (ગાંઠ છોડે) છે તેઓ તે ગાંઠ સાથે કર્મગ્રંથી પણ છોડી નાંખે છે.

રાત્રે બધા (ચારે) આહારનો ત્યાગ કરે, દિવસે એકજ સ્થાનમાં જમી મુખશુદ્ધિ કરી ગંઠશીનું પચ્ચક્ખાણ કરે તે મહાનુભાવને એકવાર જમે તો મહિનામાં ઓગણ-ત્રીશ નિર્જળ ઉપવાસનું ને બે વાર જમે તો અઠ્યાવીશ ઉપવાસનું ફળ મળે, આવું વૃદ્ધવાક્ય છે.

કારણ કે ભોજન-પાણી મુખવાસ વાપરતાં આખા દિવસમાં પ્રાયઃ બે ઘડી જાય, એટલે મહિનામાં ૬૦ ઘડી થાય-૬૦ ઘડીનો એક દિવસ એટલે મહિનાનો એક દિવસ ખાવા-પીવામાં ગયો તે બાદ કરતાં ઓગણત્રીશ દિવસ અને બે વાર જમનારને રોજની ચાર ઘડી થાય. તેથી મહિનામાં બે દિવસ બાદ કરતાં અઠયાવીશ દિવસ ઉપવાસવાળા થયા. ઈત્યાદિ સાંભળી તે વણકરને લાગ્યું કે આ તપ ઘણું સારૂં. તેણે બોધ પામી ગંઠશી ધારવાનો નિયમ કર્યો. પ્રાંતે મૃત્યુ પામી તે કપર્દી નામે યક્ષ થયો.

એકવાર શ્રી વજ્રસ્વામી ચતુર્વિધ સંઘ સાથે શ્રી સિદ્ધગિરિની યાત્રાએ ચાલ્યા. માર્ગમાં શત્રુંજયગિરિમાં વાસ કરતાં કોઈ મિથ્યાત્વી દેવે ઉપસર્ગ કર્યો. સકલ સંઘ દિઙ્‌મૂઢ કરી, તેમના માર્ગમાં મોટો ડુંગરો વિકુર્વ્યો, અને આવવા જવાનો માર્ગ રૂંધી નાંખ્યો. શ્રી વજ્રસ્વામીએ શાસનદેવતાનું સ્મરણ કર્યું.

આ તરફ પેલો કપર્દીયક્ષ નવોજ ઉત્પન્ન થયો હોઈ વિચારે છે કે "મને આવું દિવ્યસુખ શાથી મળ્યું ? પૂર્વભવમાં એવું શું ધર્મપુણ્ય કર્યું હશે ?" એમ વિચારી તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકતાં જાણ્યું કે "ગુરુમહારાજે આપેલા પચ્ચક્ખાણનું આ પ્રકટ ફળ છે. તરત પૂર્વભવનું સ્વરૂપ કરી ગુરુ મહારાજ પાસે આવ્યો ને વંદન કરી બોલ્યો હે પૂજ્ય ! મને ઓળખ્યો ?" શ્રી વજ્રસ્વામી પૂર્વધર હોઈ તેમણે જ્ઞાન ઉપયોગથી તેનો પૂર્વભવ જાણ્યો ને કહ્યો : તે સાંભળી હર્ષિત થયેલો કપર્દી બોલ્યો "ભગવંત ! મને કાંઈ સેવાનો અવસર આપો" તેમણે કહ્યું "કોઈ દુષ્ટે આખા સંઘને ઉપદ્રવ કર્યો છે. તેનું તું નિવારણ કર." આ સ્વીકારી કપર્દી સિદ્ધગિરિ પર આવ્યો અને તે મિથ્યાત્વી દેવને જીતી સિદ્ધગિરિથી નીચે પટક્યો. તે ત્યાંથી નાસી ગયો. ઉપદ્રવ દૂર થતાં સંઘ સહિત આચાર્ય મહારાજ મોટા ઉત્સવ પૂર્વક સિદ્ધાચલજી આવ્યા-ને કપર્દીયક્ષની શ્રી શત્રુંજય ગિરિરાજના અધિષ્ઠાયક તરીકે સ્થાપના કરી. માટે જ પૂર્વાચાર્યોએ યુગાદિનાથની સ્તુતિ કરતાં આ યક્ષરાજને પણ સંભાર્યા છે-

> यः पूर्वं तन्तुवायः सुकृतकृतलवैर्दूरितैः पुरितोऽपि,
> प्रत्याख्यानप्रभावादमरमृगदृशामातिथेयं प्रपेदे ।
> सेवाहेवाकशाली प्रथमजिनपदाम्भोजयोस्तीर्थरक्षा-
> दक्षः श्रीयक्षराजः स भवतु भविनां विघ्नमर्दी कपर्दी ॥

અર્થ—જે યક્ષરાજ પૂર્વભવમાં વણકર અને પાપથી પૂરિત આત્મા હતો છતાં પુણ્યના લેશ અને પચ્ચક્ખાણના પ્રભાવથી દેવાંગનાઓના આતિથ્યને પામ્યો. અને જે આદીશ્વર ભગવંતના ચરણકમળની નિરંતર સેવાથી શોભી રહ્યો છે તે તીર્થરક્ષામાં નિપુણ એવો કપર્દીયક્ષ વિઘ્નનું મર્દન કરનાર થાવ.

ઈત્યાદિ ગ્રંથિસહિત અભિગ્રહનું ફળ જાણવું. દશમું નિર્વિપ્રત્યાખ્યાન છે. તેમાં

સર્વ વિગઈનો ત્યાગ કરવો. આ પચ્ચક્ખાણમાં આઠ કે નવ આગાર છે. તેમાં પીંડરૂપ (કઠણ) માખણ ગોળ આદિ ઉખેડી શકાય તે યુક્ત 'ઉક્ખિત્ત વિવેગેણ' આગાર સહિત નવ આગાર સમજવા અને દ્રવ (પ્રવાહ)રૂપ હોઇ ઉખેડી ન શકાય તેવી વિગયનું પચ્ચક્ખાણ કરે તેને તે આગાર વિના બાકીના આઠ આગાર હોય છે. આ બાબત ઘણો જ વિસ્તાર થઈ શકે તેમ છે. જિજ્ઞાસુએ પ્રવચનસારોદ્ધારની વૃત્તિથી જાણવું.

*વિગઈ વાપરવાનું પરિણામ બતાવતાં પચ્ચક્ખાણ ભાષ્યમાં લખ્યું છે કે—

विगइं विगइभीओ विगइगयं जो उ भुंजए साहू ।
विगइ विगइसहावा विगइ विगइं बला नेइ ॥ १ ॥

અર્થ—વિગઇ કે વિગઈગત ( નિવીયાતા ) ને વિગતિ ( નરકાદિગતિ )થી ભય પામેલો સાધુ વાપરે તો વિગઈ વિકૃતિના સ્વભાવવાળી હોઇ વિગઈ જીવને બળાત્કારે વિગતિ (દુર્ગતિ) માં લઇ જાય છે. અર્થાત્ વિગઈ વિકૃતિ કરવાના સ્વભાવવાળી હોઈ ખાનારને બળાત્કારે વિગતિ (દુર્ગતિ) માં લઈ જાય છે.

એટલે પ્રયોજન વિના વિગઇનું સેવન કરવું નહી જોઇએ. આમ કાળ પ્રત્યાખ્યાનના દશ પ્રકાર જણાવ્યાં. શરુઆતના અડધા શ્લોકમાં તેનું ફળ જણાવ્યું છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છે;–નરકના જીવ અકામનિર્જરાએ (અનિચ્છાએ કષ્ટો સહી જે કર્મ ખપાવે તે અકામ નિર્જરા) એકસો વર્ષમાં જેટલાં કર્મ ખપાવે તેટલાં કર્મ માત્ર નવકારશીના પચ્ચક્ખાણથી સત્ત્વ–શ્રદ્ધાવાન આત્મા ખપાવે છે. તેવી જ રીતે પોરિસીથી હજાર વર્ષના, સાઢપોરિસીથી દશ હજાર વર્ષના નરકના જીવે ભોગવવાના અશુભ કર્મો ખપે છે. તેવીજ રીતે નરકમાં રહેલ જીવ ભૂખ, તરસ અને ક્ષેત્ર આદિની પૂર્વે બાંધેલા નિકાચિત કર્મજન્ય વેદના એક લાખ વર્ષ સુધી સહન કરી જે કર્મ ખપાવે તેટલા અશુભ કર્મ માત્ર પુરિમડ્ઢના પચ્ચક્ખાણથી નષ્ટ થાય છે. આમ ઉત્તરોત્તર વધતાં પચ્ચક્ખાણથી દશ–દશગણું પાપકર્મ ખપે છે. એટલે કે એકાસણાથી દશ લાખ વર્ષનું, નિવિથી કરોડ વર્ષનું–એકલઠાણાથી દશ કરોડ વર્ષનું, આયંબિલથી સો કરોડ વર્ષનું, ઉપવાસથી દશ હજાર કરોડ વર્ષનું, છઠથી લાખ કરોડ વર્ષના અને અઠ્ઠમથી દશ લાખ કરોડ વર્ષના અશુભ કર્મનો નાશ થાય છે. ઈત્યાદિ પચ્ચક્ખાણનું ઉત્તમ ફળ જાણી યોગ્ય જીવોને પરાણે પણ પચ્ચક્ખાણ કરાવવા કે તપમાં જોડવા ઉચિત છે. આ બાબત ઉદાહરણ આપી સમજાવે છે.

પાટલીપુત્ર નગરના મહારાજા નંદનો મંત્રી શ્રીયક હતો, તે મહામાત્ય શકડાલનો પુત્ર હતો. રાજ્ય ખટપટથી વૈરાગ્ય પામી તેણે પોતાના ભાઈ–બહેનોની જેમ દીક્ષા લીધી. તેમનાથી જરાય તપ બની શકતું નહી. એકવાર પર્વાધિરાજ મહાપર્વમાં તેમની

* દુધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પકવાન્ન આ છ વિગઇ કહેવાય. દરેક વિગઈના પાંચ પાંચ નિવીયાતા થાય. જેમ દુધ વિગઇના ખીર, દુધપાક બાસુંદી આદિ.

સંસારી બહેન યક્ષા નામના સાધ્વીએ કહ્યું "મહારાજજી! તમે સુજાણ હોઈ પચ્ચક્ખાણનો મહિમા અને ફળ જાણો જ છો. પાછા તમે સંયમી થયા છો ને મહાપર્વના ઉત્તમ દિવસો આવ્યા છે. તો તમારે વિશેષ કરી તપસ્યા કરવી જ જોઇએ." આ સાંભળી શ્રીયક મુનિએ શરમાઇને પોરિસીનું પચ્ચક્ખાણ લીધું. તેનો કાળ પૂરો થવા આવ્યો ત્યાં સાધ્વીજીએ તેમને કહ્યું "તમે પુરિમડ્ઢનું પચ્ચક્ખાણ કરો, થઈ જશે.

આ પર્વ તો ઘણું મોઘું ને દુર્લભ છે. આટલો સમય તો ચૈત્ય પરિપાટી કરતા ક્યાંય ચાલ્યો જશે. શ્રીયકમુનિએ વાત માની ને પચ્ચક્ખાણ કર્યું. એનો કાળ પૂરો થવા આવ્યો ત્યાં સમજાવી અવડ્ઢનું પચ્ચક્ખાણ કરાવ્યું. તે પૂરું થવા આવ્યું ત્યાં સાધ્વીજીએ સમજાવ્યું કે હવે તો દિવસ પણ પૂરો થવા આવ્યો છે. પ્રતિક્રમણ પછી સૂતા સૂતા પણ રાત્રિ સુખેથી પસાર થઈ જશે. માટે ઉપવાસ કરો.

બહેનના આગ્રહથી શ્રીયક મુનિએ તેમ કર્યું પરંતુ અતિ સુકોમળ હોવાથી તેઓ ઢીલા થઇ ગયા. અડધી રાત્રે તો ક્ષુધાની પીડા અસહ્ય થઈ ગઈ છતાં તેમણે તપની અનુમોદના અને દેવ—ગુરુના સ્મરણમાં સમય વીતાવ્યો ને અવસાન પામી સ્વર્ગે ગયા. આ સમાચાર જાણી સાધ્વી યક્ષાને ઘણો આઘાત લાગ્યો. તેને લાગ્યું કે ભાઈ મહારાજના મૃત્યુનું કારણ હું જ છું. મેં ઉપવાસ સુધીની પ્રેરણા ન આપી હોત તો આ બનત નહી. માટે મને મુનિહત્યાનું પાતક લાગ્યું અને તેમણે તરત ચારે આહારનો ત્યાગ કર્યો. આખા સંઘે ઉપસ્થિત થઈ સાધ્વીજીને કહ્યુંઃ તમારા ભાવ સારા હતા તમે જરાય દોષિત નથી. માટે તમને કાંઈ પ્રાયશ્ચિત ન હોય, સાધ્વીજીએ કહ્યું કે તીર્થંકર જ્ઞાની ભગવંત જ આનું સમાધાન આપી શકે તે વિના મારો અજંપો દૂર થશે નહી. મેં તેમને ઉપવાસ કરાવ્યો ન હોત તો તેમનું અવસાન કેમ થાત?

સાધ્વીજીની આ સ્થિતિ જોઈ સકલસંઘે શાસનદેવતાને સ્મરણ કરી કાઉસ્સગ્ગ કર્યો શાસનદેવીએ પ્રગટ થઈ કહ્યું "મને શા માટે યાદ કરી?" સંઘે કહ્યું "આ સાધ્વીજીને સીમંધર ભગવંત પાસે લઈ જાવ અને તેમની શંકાનું નિવારણ કરાવો." દેવીએ કહ્યું "હું લઈ જાઉં છું. પણ મને કોઇ વિઘ્ન ન નડે. માટે તમે સર્વે કાઉસ્સગ્ગમાં જ રહેજો" દેવી યક્ષા સાધ્વીને લઈને મહાવિદેહ ક્ષેત્રમાં ઉપડયા—સંઘ કાઉસ્સગ્ગધ્યાનમાં લીન થયો. સીમંધરસ્વામી ભગવંત પાસે યક્ષા સાધ્વી આવી વંદન કરી ઉભા રહ્યાં ને ભાઇ મહારાજના દેહોત્સર્ગનો વ્યતીકર કહી સંભળાવ્યો. ભગવંતે કહ્યું "સાધ્વી! તમે નિર્દોષ છો," ઈત્યાદિ.

સાધ્વીજીને સંતોષ ને સમાધાન થયું. ત્યાં સમવરણમાં રહેલા મોટી ઉંચી કાયાવાળા લોકોને નાનકડાં સાધ્વી જોઈ ઘણું જ અચરજ થયું. ભગવંતે કૃપા કરી સાધ્વીજીને સૂત્રની (ગાથા સ્વરૂપ) બે ચૂલિકા આપી. શાસનદેવી તેમને લઈ પાછા આવ્યા. સંઘે કાયોત્સર્ગ પાર્યો. સાધ્વીજીએ સંઘને કહ્યું ને "પરમ દયાળુ ભગવંતે મારા મુખે શ્રી સંઘને સૂત્રપદો અને ચાર અધ્યયનો પાઠવ્યા છે."

આ બાબત પરિશિષ્ટ પર્વમાં જણાવ્યું છે કે-

भावना च विमुक्तिश्च, रतिकल्पमथापरम् ।
तथा विविक्तचर्या च, तानि चैतानि नामतः ॥ १ ॥

અર્થ—ભાવના—વિમુક્તિ, રતિકલ્પ અને એકાંતચર્યા આ ચારે અધ્યયનનાં નામો છે.

अप्येकया वाचनया मया तानि धृतानि च ।
उद्गीतानि च संघाय, तत्तथाख्यानपूर्वकम् ॥ २ ॥

અર્થ—આ અધ્યયનો મેં એકજ વાચના દ્વારા ધારી લીધા છે, અને જેવા ધાર્યાં હતાં તેવાજ તે તે આખ્યાનપૂર્વક સંઘને સંભળાવ્યા છે.

आचाराङ्गस्य चूले द्वे, आद्यमध्ययनद्वयम् ।
दशवैकालिकस्यान्यद् अथ संघे नियोजितम् ॥ ३ ॥

અર્થ—પૂર્વોક્ત ચાર અધ્યયનમાંથી પ્રથમ બે અધ્યયન શ્રી આચારાંગ સૂત્રની ચૂલિકારૂપે અને બાકીના બે દશવૈકાલિકસૂત્રની ચૂલિકારૂપે શ્રી સંઘદ્વારા નિયોજિત કરવામાં આવ્યા છે.

ત્યારપછી યક્ષા નામના સાધ્વી સીમંધરસ્વામી પાસે સાંભળેલ અર્થો અને શ્રી યકમુનિના પચ્ચક્ખાણના ફળની વાત કરતાં હતાં.

શ્રી શ્રીયકમુનિએ યક્ષાસાધ્વીની પ્રેરણાથી પરાણે પણ ઉપવાસ કર્યો તો શુભગતિ ને કલ્યાણના ભાગી થયા. સીમંધરસ્વામી ભગવંતે પણ બંને ભાઈ—બહેન (સાધુ—સાધ્વી) ની પ્રશંસા કરી. માટે સહુએ ખેંચાઇને પણ તપ કરવું ને પરને કરાવવું.



## ૨૪૯

### પ્રત્યાખ્યાનના ૧૦ પ્રકારો.

प्रत्याख्यानं द्विधा प्रोक्तं, मूलोत्तरगुणात्मकम् ।
द्वितीयं दशधा ज्ञेयं, अनागतादिभेदकम् ॥ १ ॥

અર્થ—મૂળ ગુણાત્મક અને ઉત્તર ગુણાત્મક એમ બે પ્રકારે પચ્ચક્ખાણ કહ્યાં છે. તેમાં ઉત્તર ગુણાત્મક પ્રત્યાખ્યાન, "અનાગત પ્રત્યાખ્યાન" આદિ દશ ભેદવાળું છે.

પ્રતિ એટલે (આત્માને પ્રતિકૂલ એવી) અવિરતિરૂપ પ્રવૃત્તિ. તેનું આખ્યાન

એટલે કથન-અર્થાત્ વિરતિ તેનું નામ પ્રત્યાખ્યાન કહેવાય. તે બે ભેદે છે. પહેલું મૂળગુણ પ્રત્યાખ્યાન એટલે સાધુ મહારાજને આશ્રયી પંચમહાવ્રતરૂપ અને શ્રાવકને આશ્રયી પાંચ અણુવ્રત સ્વરૂપ. તથા ઉત્તરગુણ પ્રત્યાખ્યાન સાધુ મહારાજને આશ્રયી પિંડવિશુદ્ધિ આદિ ( આહારગ્રહણાદિ દિનચર્યામાં પાળવાના નિયમો ) અને શ્રાવકોને આશ્રયી ગુણવ્રતાદિ જાણવા. પ્રત્યાખ્યાન સમયે વિનયપૂર્વક-ઉપયોગ રાખીને ગુરુ-મહારાજના વચનાનુસાર શિષ્યે પ્રત્યાખ્યાન ગ્રહણ કરવું જોઈએ. આ પ્રમાણે પ્રત્યા-ખ્યાન લેવાના ચાર ભાંગા છે.

(૧) શિષ્ય સ્વયં પચ્ચક્ખાણનું સ્વરૂપ જાણતા હોય અને તેવાજ જાણકાર ગુરુમહારાજ પાસે પચ્ચક્ખાણ લે.

(૨) ગુરુ જાણકાર હોય અને શિષ્ય અજાણ હોય.

(૩) શિષ્ય જાણકાર હોય અને ગુરુ અજાણ હોય.

(૪) અને ગુરુ તથા શિષ્ય બંને અજાણ હોય.

આ ચાર ભાંગામાં પ્રથમ ભાંગો શુદ્ધ છે, બીજો પણ શુદ્ધ ત્યારે કહેવાય કે જાણકાર ગુરુ મહારાજ અજાણ શિષ્યને પચ્ચક્ખાણનું સ્વરૂપ સમજાવીને પચ્ચક્ખાણ કરાવે. નહી તો આ ભાંગો અશુદ્ધ જાણવો. ત્રીજો ભાંગો પણ અશુદ્ધ છે પરંતુ તેવા જાણકાર ગુરુ જો ન મળે તો ગુરુના બહુમાનપૂર્વક વડીલ, સંબંધી, પિતા, કાકા, મામા, ભાઈ કે છેવટે શિષ્ય આદિ અજાણને પણ સાક્ષી રાખી પચ્ચક્ખાણ લે. સ્વયં જાણકાર હોવાને કારણે આ ભાંગો શુદ્ધ જાણવો તથા ચોથો ભાંગો તો સાવ અશુદ્ધ જ છે.

ઉત્તરગુણ પચ્ચક્ખાણ પણ દશ ભેદે છે. તે સદાય ઉપયોગી હોવાથી પ્રથમ તેનું સ્વરૂપ સમજાવે છે.

अणागयमइक्कंतं कोडिसहियं नियंटी अणगारं ।
सागार निरवसेसं परिमाणकडं सकेयद्धा ॥

અર્થ-અનાગત, અતિક્રાંત, કોટિસહિત, નિયંત્રિત, આગારરહિત, સાગાર, નિર-વશેષ, પરિણામકૃત, સંકેત અને અદ્ધા.

(૧) પર્યુષણાદિ પર્વ આવતાં હોય, તે સમયે અટ્ઠમ આદિ તપ કરવું આવશ્યક હોય પરંતુ તે પર્વમાં ગ્લાનાદિની વૈયાવચ્ચમાં અંતરાય થવાનો સંભવ કે એવું જ કોઈ કારણ હોય તો તે પર્વ સંબંધી તપ પર્વ આવતા પૂર્વે પણ કરી શકાય. આ તપ અનાગત કહેવાય.

(૨) પર્યુષણાદિ પર્વમાં ઉપર પ્રમાણે કોઈ કારણવશ તપ થઈ શક્યું ન હોવાથી પર્વ પછી તપ કરવામાં આવે તે અતિક્રાંત તપ કહેવાય.

(૩) પહેલા દિવસે પ્રભાતમાં ઉપવાસનું પચ્ચક્ખાણ લઈ ઉપવાસ કરે અને

બીજા દિવસે પ્રભાતમાં તે જ વખતે પાછું બીજા ઉપવાસનું પચ્ચક્ખાણ કરે—એટલે બે ઉપવાસની કોટિ મળવાથી તે કોટિસહિત પચ્ચક્ખાણ કહેવાય. તેવી જ રીતે તપ ઉપર બીજા દિવસે પારણા પૂર્વે આયંબિલ આદિના પચ્ચક્ખાણ પણ કોટિસહિત કહેવાય.

(૪) અમુક દિવસે કે તિથિએ ઉપવાસ કરીશ. એવો નિશ્ચય કર્યા પછી તે દિવસ તિથિ આવતા રોગ–આતંક પીડા કે એવું જ કોઈ કારણ ઉપસ્થિત થવા છતાં નિર્ણય પ્રમાણે ઉપવાસાદિક અવશ્ય કરે જ. તે નિયંત્રિત પચ્ચક્ખાણ કહેવાય. આવું તપ ચઉદપૂર્વી કે પ્રથમ સંઘયણવાળા પૂર્વે કરતા, પણ હાલમાં તેનો વિચ્છેદ થયેલ છે.

(૫) અનાગાર, એટલે "મહત્તરાગારેણં" આદિ આગાર રહિત પચ્ચક્ખાણ કરવું તે, આમાં પણ અન્નત્થણાભોગેણં અને સહસાગારેણં આ બે આગાર તો આવે જ. કારણ કે કોઇ વાર અજાણતા કે ઉતાવળે મોઢામાં આંગળો કે તણખલું આદિ નંખાઈ જાય. અથવા અચાનક મોઢામાં કાંઇક આવી પડે.

(૬) મહત્તરાદિ આગાર સાથે જે પચ્ચક્ખાણ કરવામાં આવે તે સાગાર પચ્ચક્ખાણ કહેવાય. આમાં મહત્તરાગાર હોવાને લીધે, સંઘનું કોઇ મહત્તર ( મહાન્ ) કાર્ય આવી પડતાં ગુરુમહારાજની આજ્ઞા થતાં પચ્ચક્ખાણના કાળપૂર્વે ભોજન કરવું પડે તો તેથી પચ્ચક્ખાણનો ભંગ થતો નથી.

(૭) અશન–પાન–ખાદિમ અને સ્વાદિમ આ ચારે પ્રકારના આહારનો સર્વથા ત્યાગ કરવો તે 'નિરવશેષ' પચ્ચક્ખાણ કહેવાય. અશન એટલે રોટલી–લાડુ–ખાજા આદિ ભોજન, પાન એટલે પાણી–રસ આદિ પી શકાય તે, ખાદિમ એટલે ફળ તથા શેકેલી ધાણી આદિ તથા સ્વાદિમ એટલે લવીંગ, તજ, એલચી, કપુર, સોપારી આદિ જેમાં આ સર્વ આહારનો ત્યાગ કરવામાં આવે તે નિરવશેષ પચ્ચક્ખાણ કહેવાય.

(૮) કોળીયા આહાર કે ગૌચરી માટે ઘરનું જેમાં પરિમાણ–સંખ્યાનો નિયમ કરવામાં આવે તે પરિમાણકૃત પચ્ચક્ખાણ કહેવાય. આમાં પરિમાણ–ધારેલા નિયમ ઉપરાંત વપરાય નહી.

(૯) સંકેત એટલે ઘર સહિત. એટલે ઘરવાળો–ગૃહસ્થ. તેમને ઉચિત પચ્ચક્ખાણ એટલે સાંકેતિક પચ્ચક્ખાણ. અથવા 'કેત' એટલે ચિન્હ. સકેત એટલે ચિન્હ સહિત કરવાનું પ્રત્યાખ્યાન. જેમ કોઈએ પોરિસીનું પચ્ચક્ખાણ લીધું હોય, પણ સમય થયાં છતાં ભોજનને હજી વાર હોય, વિવેકી આત્મા ક્ષણવાર પણ વિના પચ્ચક્ખાણે રહેવું ઉચિત ન સમજે; અને અંગુઠા આદિનું ચિહ્ન કરે. અર્થાત્ હું મુઠીમાં અંગુઠો રાખી નવકાર ગણી મુઠી છુટી કરૂં પછી જમું. અથવા મુઠીવાળું નહી કે ગાંઠ છોડું નહી ત્યાં સુધી જમું નહી. તેવી જ રીતે 'ઘરમાં જાઉં નહી, કે પરસેવો સુકાય નહી કે દીવો ઓલવાય નહિ ત્યાં સુધી મારે ખાવું નહી' આવો નિયમ કરવો

તે સંકેત પચ્ચક્ખાણ કહેવાય. કોઈવાર પોરસી આદિ પચ્ચક્ખાણ ન કર્યું હોય પણ વસ્ત્રના છેડે ગાંઠ વાળી ચિહ્ન કર્યું હોય, અભિગ્રહ કર્યો હોય તે પણ સંકેત પચ્ચક્ખાણ કહેવાય. શ્રાવક સાધુ બંને આ પચ્ચક્ખાણ કરે છે.

(૧૦) અદ્ધા પચ્ચક્ખાણ. અદ્ધા એટલે કાળ. એટલે કે મુહૂર્ત, ઘડી, પ્રહર આદિ કાળનો જેમાં નિયમ કરવામાં આવે તે અદ્ધાપચ્ચક્ખાણ કહેવાય. તેનું સ્વરૂપ પાછલા પ્રકરણમાં આવેલ છે.

જે કોઈ પણ પચ્ચક્ખાણ લીધું હોય, તેને સારી રીતે જતનપૂર્વક પાળવું જોઈએ. આ બાબતનાં દામન્નકનું દૃષ્ટાંત પ્રેરક છે.

## દામન્નકનું દૃષ્ટાંત

હસ્તિનાપુર નગરમાં સુનંદ નામે એક શ્રેષ્ઠિપુત્ર વસતો હતો. તેને જિનદાસ નામના શ્રાવક જોડે મૈત્રી હતી. જિનદાસ અવાર નવાર તેને પચ્ચક્ખાણનો મહિમા કહ્યા કરતો. એકવાર તે સુનંદને ગુરુ મહારાજ પાસે લઇ ગયો. ગુરુ મહારાજે પચ્ચક્ખાણનું સ્વરૂપ તથા પરિણામ સમજાવ્યું. સુનંદે મદ્ય અને માંસના ત્યાગનું શુદ્ધભાવથી પચ્ચક્ખાણ લીધું.

કેટલાક વખત પછી ભીષણ દુકાળ પડયો. લોકો માંસ ખાતા થઇ ગયા. ખાદ્યાન્નના અભાવે સુનંદના ઘરમાં નિરાશા અને કકળાટ થવા લાગ્યા. તેના વડિલો તેને ખૂબ ઠપકો આપી સમજાવવા લાગ્યા કે 'તારો સાળો માછલા લાવી કુટુંબનો નિર્વાહ કરે છે ને તું આવા વિષમ સમયમાં તારો નિયમ લઇને ફરે છે? તું દુઃખી થાય છે ને સહુને દુઃખી કરે છે'.

અંતે તેને જાળ લઈ માછલા મારવા મોકલ્યો. તે સાળા સાથે દૂરના ગંદા ખાબોચિયામાં માછલા પકડવા ચાલ્યો. ત્યાં જઈ તેણે જાળ નાખી, નાના માછલા હતાં તે તેમાં સપડાઇ આવતાં પણ દયાળુ સુનંદ તેમને પાછા પાણીમાં છોડી મૂકતો. આ જોઈ સાળાએ કહ્યું 'જીજા! તમે પેલા મુંડકા લોકોની વાગ્જાળમાં ફસાયા લાગો છો, માટે જ આ જાળમાં આવેલી જીવિકા છોડી દો છો પણ દુઃખજાળમાં ફસાયેલા તમારા પરિવારને શી રીતે છોડાવશો? આ ક્ષુદ્ર જંતુની દયા ખાવી ને કુટુંબ માટે જ નિર્દય બનવું? આ દયાળુપણું અમને સમજાતું નથી'. આમ ઘણું કહ્યું છતાં સુનંદે હસીને કાઢી નાખ્યું.

બીજા દિવસે પણ તેણે એકે માછલું પકડયું નહી. ઘરના લોકોને ઉત્તર આપતા તેણે કહ્યું 'મને માછલા પકડવાનો અભ્યાસ નથી. તેથી હું પકડી શકતો નથી'. આ સાંભળી કુટુંબીઓ તેને શિખવવા લાગ્યા. પણ તેથી તેની ધર્મભાવનામાં ફર્ક આવ્યો નહી. ત્રીજા દિવસે પાછી જાળ નાખી, તેમાં ફસાયેલા એક માછલાને છોડાવતા માછલાનો પાંખ જેવો એક તરફનો ભાગ જુદો પડી ગયો. આથી સુનંદને ઘણું જ લાગી આવ્યું.

કે નાહકનું આવું પાપ શા માટે કરવું જોઈએ ? તેણે ઘરે આવી જણાવી દીધું કે 'પોતે આ ઘોર પાપ નહી કરે.'

ઘરથી નિકળી તે નિર્જન સ્થાનમાં આવ્યો અને અતિ ઉત્સાહ અને પ્રફુલ્લપણે તેણે સર્વ આહારના ત્યાગ સ્વરૂપ નિરવશેષ અનશનનું પચ્ચક્ખાણ કર્યું. પ્રાણાંતે મૃત્યુ પામી તે રાજગૃહીના શેઠ મણિકારને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થયો. સમારોહપૂર્વક તેનું નામ દામન્નક રાખવામાં આવ્યું. તે આઠ વર્ષનો થતાં નગરમાં મહામારીનો ઘોર ઉપદ્રવ થયો. તેમાં દામન્નકનું આખું કુટુંબ મૃત્યુ પામ્યું. ભય પામેલો દામન્નક નગર છોડી નાસી ગયો. કેટલાક સમયે રખડતો રખડતો પાછો પોતાના નગરમાં આવ્યો ને સાગરદત્ત શેઠને ત્યાં નોકર તરીકે રહેવા લાગ્યો.

એકવાર બે મુનિરાજો સાગરદત્તને ત્યાં ગૌચરી પધાર્યા. નિમિત્તના જાણ મોટા મુનિએ નાનાને કહ્યું 'આ અહીં નોકરી કરતો છોકરો મોટો થઈ આ ઘરનો સ્વામી થશે. એક તરફ ઓથમાં ઉભેલા સાગરદત્ત આ વાત સાંભળી ગયા ને એને માથે વજ્ર પડવા જેવું દુઃખ થયું. છેવટે તેમણે નિશ્ચય કર્યો કે આજે જ આ છોકરાને મારી નાખવો. બીજ જ ન હોય તો અંકુર ક્યાંથી થશે ? અને શેઠે એક ચાંડાળને સાધ્યો કે તારી પાસે હું છોકરાને મોકલીશ. તેને મારી નાખજે. તને ઘણું દ્રવ્ય આપીશ અને તેની છેલ્લી (ટચલી) આંગળી નિશાની તરીકે મને બતાવજે. ચાંડાળ કબૂલ થયો. શેઠે દામન્નકને લાડવાની લાલચ આપી પેલા ચાંડાલને ત્યાં મોકલ્યો. ભોળો બાળક હસતો રમતો ત્યાં પહોંચ્યો.

હરિણના બચ્ચા જેવા ભોળા ને નિર્દોષ બાળકને જોઈ ચાંડાળને દયા આવી. તેણે તરત તેની ટચલી આંગળી કાપી સંરોહિણી ઔષધિનો પાટો બાંધ્યો. દામન્નક તો ભયાક્રાંત થઇ રડી ઉઠ્યો. ચાંડાળે કહ્યું 'છોકરા ! જીવવાની ઈચ્છા હોય તો અહીંથી જલ્દી ભાગ, તારી પછવાડે મૃત્યુ ભમે છે.' આ સાંભળી તે ભાગ્યો ને જે ગામડામાં સાગરશેઠનું ગોકુળ (ધણ) રાખ્યું હતું ત્યાં પહોંચ્યો. તેને વિનયવાન જાણી ગોપાલકે તેને પોતાનો પુત્ર કરી તેને રાખ્યો. તે નીરાંતે રહેવા ને વધવા લાગ્યો, ક્રમે કરી યુવાન થયો.

એકવાર સાગર શેઠ ગોકુળમાં આવ્યા ને તેમણે દામન્નકને ઓળખ્યો. કપાયેલી આંગળીથી તેમને ખાત્રી થઈ ગઈ. તેમણે દામન્નકને મારવાનો નિશ્ચય કરી ઉપાય શોધી કાઢ્યો. ગોપાલકને કહ્યું 'અતિઆવશ્યક કાર્ય હોઈ આ યુવાનને મારે ઘેર પત્ર લઈ મોકલવાનો છે.' તેણે હા પાડતાં શેઠે કાગળ લખી આપ્યો. તે લઈ દામન્નક રાજગૃહી આવ્યો. સીમાડામાં કામદેવનું મંદિર હતું થાકીને તે ત્યાં બેઠો ને થોડીવાર તેને ઊંઘ આવી ગઇ. થોડીવારે સાગરશેઠની વિષા નામની સુંદર સોહામણી યુવાન કન્યા કામદેવની પૂજા કરવા આવી. (એ સમયમાં પતિ યોગ્ય કન્યાઓ સારો પતિ મેળવવાની ઈચ્છાથી કામદેવની પૂજા કરતી) ત્યાં તેણે સૂઈ ગયેલા સુંદર યુવાન પાસે

પોતાના પિતાની મુદ્રાવાળો કાગળ જોયો. ને કૌતુકવશ ઉપાડી–ઉઘાડી વાંચ્યો. તેમાં લખ્યું હતું કે :—

ગોકુલથી લિ૦ સાગરદત્ત, સુપુત્ર સમુદ્રદત્તને સસ્નેહ જણાવવાનું કે આ કાગળ લાવનારને વિના વિલંબે વિષ આપજો આ બાબતમાં જરાય પૂછવાપણું કે સંદેહ રાખવો નહીં. લિ૦ સાગરદત્ત

દામન્નકના સૌષ્ઠવ અને રૂપ પર મુગ્ધ થઈ ગયેલી વિષા આ વાંચતાં જ અજંપો અનુભવવા લાગી. તેણે તરત વિષની આગળ એક કાનો પોતાની આંખના કાજળથી ખેંચી કાઢયો. તેથી વિષનું વિષા થઈ ગયું સાવધાનીપૂર્વક કાગળ પાછો મૂકી વિષા હરખાતી હરખાતી ઘેર આવી. થોડીવારે દામન્નક જાગ્યો અને શેઠના ઘરે જઈ સમુદ્રદત્તને શેઠનો પત્ર આપ્યો. કાગળ વાંચી તેને ઘણો આનંદ થયો.

બાપાએ કોઇ સારું મુહૂર્ત જાણી ઘડીયાં લગ્ન લીધાં હશે ! એમ જાણી શ્રેષ્ઠી પુત્રે પોતાની બહેનને મોટા સમારંભપૂર્વક સર્વજનસમક્ષ દામન્નકને પરણાવી. દામન્નક તેની સાથે સુખ ભોગવતો ત્યાં જ રહેવા ને વિલાસ કરવા લાગ્યો. એ તરફના બધાં કાર્યો પતાવી કેટલાક દિવસે સાગરદત્ત શેઠ પોતાના ઘરે આવ્યા ને વિષા દામન્નકના લગ્નની વાત જાણી આભા જ બની ગયા, ઘણા ક્રુદ્ધ અને ખિન્ન પણ થયા. તેમણે વિચાર્યું અરેરે ! સાવ ઉંધું થયું. મરવાને બદલે આ તો જમાઈ થયો. કોઈ પણ પ્રપંચથી આને મારવો જ પડશે. કારણ કે દિકરી રાંડે એના કરતા શત્રુ વધે એ વધારે ખરાબ કહેવાય.

ખીજાયેલા શેઠ ધુંઆપુંઆ થતા પેલા ચાંડાલ પાસે ગયા ને ગુસ્સામાં તેને ખૂબજ વઢવા લાગ્યા ને કહ્યું 'દુષ્ટ તારા વિશ્વાસે રહ્યો ને તેં મને છેતર્યો. પેલો છોકરો તારો શું સગો થતો હતો કે તેની આંગળી કાપી તેને જતો કર્યો ?'

આ સાંભળી ચાંડાળે કહ્યું 'શેઠ ! કોણ જાણે કેમ જીવનમાં પહેલી જ વાર તેને જોઈ મને દયા આવી ગઇ. પણ કશો વાંધો નહી. મને હવે બતાવો એ કયાં છે ? હું તેને અવશ્ય મારી નાખીશ.' શેઠે તેને માતૃકાદેવીનું સ્થાન બતાવતાં કહ્યું "આજે સાંજે તે દુષ્ટને હું માતૃકાદેવીના મંદિરે મોકલીશ. તું તેને ત્યાં પૂરો કરી નાંખજે. ધ્યાન રાખજે આ વખતે ચૂકયો તો પરિણામ સારૂં નહી આવે."

શેઠે ઘેર આવીને જમાઇ–પુત્રીને કહ્યું "તમે બંને આજે સાંજે માતૃકાદેવીની પૂજા કરવા જજો. આપણો એવો કુળાચાર છે. દેવીની કૃપાથી તમારૂં કલ્યાણ થશે." સાંજ સમયે બંને જણ તૈયાર થઈ દેવીના મંદિરે ચાલ્યાં, રસ્તામાં સમુદ્રદત્ત તેમને સામે મળ્યો. તેણે બેન–બનેવીને પૂછ્યું કે "આવા કસમયે–રાત્રિ પડવાના અવસરે તમે કયાં ઉપડયાં ?" દામન્નકે દેવીપૂજાની વાત કહી. તેના સાળાએ કહ્યું "અરે ! રાત પડવા આવી. મારી બેનને લઈ એ જગ્યાએ અત્યારે જવું ઉચિત નથી. રાત્રે

પૂજા પણ થાય નહી. માટે તમે પાછા ફરો, આ નૈવેદ્યાદિ હું દેવીને ચડાવી શિઘ્ર પાછો આવું છું.'' એમ કહી આગ્રહપૂર્વક તેણે ફળ-નૈવેદ્યાદિ લઇ બહેન-બનેવીને પાછા મોકલ્યા. સમુદ્રદત્ત જેવો મંદિરમાં પેઠો કે તરત પેલા ચાંડાળે તેને છરી ઘોંચી દીધી-તે તત્કાળ મૃત્યુ પામ્યો. આ તરફ દામન્નકને ઘેર પાછો ફરેલો જોઈ, તેની પાસેથી સમુદ્રદત્તના સમાચાર સાંભળતાં જ શેઠ મંદિરે પહોંચ્યા. ત્યાં જાણે દેવીને દિકરાનું બલિદાન અપાયું હોય એવું દૃશ્ય જોઈ તેને આઘાત લાગ્યો અને ત્યાં ને ત્યાં જ તે મૃત્યુ પામ્યા, તે ઘરમાં બીજો કોઇ જ પુરુષ ન હોવાથી દામન્નકને તે ઘરનો સ્વામી બનાવવામાં આવ્યો.

એકવાર પરોઢમાં દામન્નકે કોઈ મંગળપાઠકના મોઢે એક ગાથા સાંભળી. એનો ભાવાર્થ એવો હતો કે 'કોઈ દુર્બુદ્ધિ જીવ નિરપરાધીને અનર્થ પહોંચાડવા ગમે તેટલા પ્રપંચ કરે પરંતુ તેથી કશી હાનિ તો નથી થતી પણ લાભનું કારણ પણ બને છે, દુઃખ દેવા કરેલા પ્રયત્નો સુખનું જ કારણ બને છે. કેમકે ભાગ્ય જેના પક્ષમાં હોય તેને બીજો શું કરવાનો હતો.

આ ગાથા તેણે ત્રણવાર ગાઈ. આનંદિત થયેલા દામન્નકે પોતાના અનર્ગળ દ્રવ્યમાંથી તેને ત્રણ લાખ રૂપીયા આપ્યા. જયારે વાત રાજાએ જાણી ત્યારે તેણે પૂછ્યું "ભાઈ! ઉદારવૃત્તિ હોય અને દાનની ભાવના પણ હોય, છતાં આટલું બધું દ્રવ્ય તો મોટા મહારાજા પણ આપી શકતા નથી. તેં શા કારણે આપ્યું?" ત્યારે ઉત્તરમાં દામન્નકે બાળપણાથી માંડી આજ સુધીનું પૂરૂં વૃત્તાંત સંભળાવ્યું.

એકવાર જ્ઞાની ગુરુનો સમાગમ થતાં દામન્નકે પોતાનો પૂર્વભવ જાણ્યો. પૂર્વભવનું જ્ઞાન થતાં તેને પચ્ચક્ખાણનો પ્રકટ મહિમા જાણવામાં આવ્યો. તે ધર્મનો વિશેષ રાગી થયો. પ્રાંતે મૃત્યુ પામી તે સ્વર્ગે ગયો. ત્યાંનું આયુ પૂર્ણ થયે તે મહાવિદેહ-ક્ષેત્રમાં ઉત્પન્ન થશે તે કેવળી થઈ મુક્તિએ જશે.

પૂર્વભવમાં કરેલા પચ્ચક્ખાણના પ્રતાપે તેને કોઈ અવરોધ નડયાં નહી. શત્રુએ મારવા સુધીના કરેલા અનેક પ્રયત્નો નિષ્ફળ થયા ને તે તેના જ ઘર-પુત્રીનો સ્વામી થયો. અંતે સિદ્ધિગતિને પણ શિઘ્ર જ પામશે. માટે સર્વે પ્રયત્ન અને ભાવનાપૂર્વક પચ્ચક્ખાણ કરવા ને પાળવાં.



# ૨૫૦

## વ્રત ભાંગવાનું કટુફળ.

यथा श्रेष्ठिसुतः पूर्वं, धर्मखण्डनयानया ।
धनदाख्यः फलखण्डं मत्स्योदरापराभिधः ॥ १ ॥

**અર્થ**—ધનદ નામક એક શ્રેષ્ઠિપુત્ર કે જેનું મત્સ્યોદર એવું બીજું નામ પણ હતું, તે પચ્ચક્ખાણરૂપ ધર્મનું ખંડન કરવાથી ફળ પણ ખંડિત જ પામ્યો. તેનું ઉદાહરણ નીચે પ્રમાણે છે.

### મત્સ્યોદરની કથા.

કનકપુર નામક નગરમાં કનકરથનામે રાજા રાજ્ય કરે, ત્યાં સાગરદત્ત શેઠનો ધનદત્ત નામે એક પુત્ર વસતો હતો. ત્યાં સિંહલ નામે એક જુગારી પણ રહે. એકવાર પૈસાની ખૂબ જ તંગીથી કંટાળીને કોઈ દેવીની ઉપાસના કરવા લાગ્યો. કોઈ રીતે લાભ ન જણાયાથી તે બીજાણે ને પથરો ઉપાડી રાડ પાડી બોલ્યો 'દેવી! મારે ધન જોઈએ. આપ નહી તો તારી મૂર્તિ ને મંદિર ભાંગી નાખીશ.' આ સાંભળી દેવી પ્રગટ થઈ બોલી 'તારા ભાગ્યમાં જ ધન નથી, તો કયાંથી મળે? છતાં હું તને એક ગાથા આપું છું તે ગ્રહણ કર. હજાર સોનામહોરમાં વેચજે.' ગાથા આપી દેવી અદશ્ય થયા. ગાથા આ પ્રમાણે હતીઃ—

जं चिय विहिणा लिहियं, तं चिय परिणमइ सयललोयस्स ।
इय जाणे वि धीरा, विहुरे विं न कायरा हुंति ॥ १ ॥

**અર્થ**—આ આખા લોકમાં (ગમે ત્યાં જાવ છતાં) જે કાંઈ ભાગ્યમાં લખાયું છે તે જ પ્રાપ્ત થાય છે. એમ જાણીને ધીર પુરુષો સંકટમાં પણ કાયર થતા નથી.

સિંહલ બઝારમાં ગાથા વેચવા ગયો. તેની ટહેલ ધનદત્તે સાંભળી ને હજાર મહોરમાં ગાથા ખરીદી. તેને ગાથા ખૂબ જ ગમી ગઈ હતી. આ વાત તેના બાપાએ જાણી તો ખૂબ ગુસ્સે થયા ને પુત્રને ઘરમાંથી કાઢી મૂકયો. સ્વમાની ધનદત્ત ઉત્તર દિશા તરફ ચાલી નિકળ્યો. માર્ગમાં ચોરોએ તેને પકડી કોઈ વણજારાને વેચી નાંખ્યો. વણજારાએ સારા દામમાં પારસકુળના રંગારાને વેચ્યો. તેઓ હંમેશા તેના શરીરમાંથી લોહી કાઢી કપડા રંગતા હતા. એમ કરતા ઘણું લોહી ખેંચાઇ જતાં તે સાવ નંખાઈ ગયો. એકવાર લોહી માટે તેના શરીરમાં જ્યાં ત્યાં ઘા પડચા હતાં તે વ્યથાથી તે બેભાન થઇ ગયો. રંગારાએ તેને તડકામાં મૂકી દીધો.

એવામાં એક ભારંડ પક્ષીએ તેને ત્યાંથી ઉપાડયો અને સુવર્ણદ્વીપમાં જઈ મૂકયો.

પેલી ગાથાનો તેને મોટો આશરો હતો. ત્યાં તે એ ગાથાના અર્થને વિચારતો અને આવી ઘોર યાતનામાં પણ ધીરજ રાખતો. રાત્રે ટાઢથી બચવા તેણે અરણીના લાકડા ઘસી અગ્નિ પેટાવી. સવારે તે જગ્યા જોઈ તો માટીનું સોનું બની ગયું હતું. તે ઘણો જ આનંદમાં આવી ગયો. તરત તેણે તે માટીની પોતાના નામથી અંકિત ઈંટો બનાવી. સૂકવીને અગ્નિમાં પકવતાં તો તે સોનાની બની ગઈ એમ તેણે ઈંટોનો સારો એવો ઢગલો કર્યો.

એકદા કોઈ વહાણવટીયો ત્યાં આવી ચડયો. ધનદત્ત સાથે મિલાપ થતાં ધનદત્તે આ ઈંટોનો ચોથો ભાગ તેને આપવો ઠરાવી ઈંટો વહાણમાં ભરી. તેની સાથે તે સ્વદેશ ભણી ઉપડયો. માર્ગમાં કોઈ દ્વીપ આવતા તેઓ ત્યાં ઉતર્યા. કોઈ જીર્ણ કુવાને વાંકા વળી જોતા ધનદત્તને પેલા વહાણવટીએ કૂવામાં ધકેલી દીધો. વહાણવટીઓ શિઘ્રતાથી વહાણમાં પાછો ફર્યો ને બધી સોનાની ઈંટો આટલી સહેલાઈથી મળી જતાં અતિ આનંદ પામ્યો.

ધનદત્ત એ અંધારા કૂવામાં બહુ ઊંડે ન પડતા પાસે જ પડયો. ત્યાં તેને પગથીયા દેખાયા ને આશ્ચર્ય થયું. સાવધાનીપૂર્વક તે નીચે ઉતરવા લાગ્યો. નીચે મનુષ્ય વિનાનું શૂન્ય નગર આવ્યું. ત્યાં તેણે એક ચક્રેશ્વરીદેવીનું મંદિર જોયું. ત્યાં જઈ દેવીને નમસ્કાર કરી બેઠો. દુઃખી અને અનિશ્ચિત જીવનથી તે નિરાશ થઈ ગયો હતો. દેવીને જાણે સર્વસમર્પિત થઈ, મન-વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક તે ધ્યાન મગ્ન થઈ ગયો. તેની નિશ્ચલતાથી દેવી પ્રસન્ન થયા ને તેને પાંચ દિવ્યરત્નો આપ્યા. એક સૌભાગ્યકારક, બીજું રોગનાશક, ત્રીજું આપત્તિમાંથી ઉગારનાર, ચોથું વિષનાશક અને પાંચમું વૈભવ આપનાર. એમ આ પાંચે રત્નોની વિશિષ્ટતા હતી. તેણે આ પાંચે રત્નો પોતાની જંઘામાં ગોપવ્યા ને નગરમાં આગળ ચાલ્યો. રાજમહેલ જોઈ તે સાવધાનીપૂર્વક તેમાં પેઠો ને ઉપર જઈ ચડયો. ત્યાં તેણે એક રૂપવતી કન્યા જોઈ તેને જોઈ પ્રસન્નતા પામેલી કન્યા સામી આવી અને સત્કારપૂર્વક તેને બેસવા આસન આપ્યું. ધનદત્તે તેને નગર વેરાન થવાનું કારણ પૂછ્યું એટલે તેણે કહ્યું કે—

આ તિલકપુર નામે નગર છે. મારા પિતા અહીંનું રાજ્ય કરતા હતા તેમનું નામ મહેન્દ્ર હતું. એકવાર શત્રુઓએ આવી નગરને ઘેરો ઘાલ્યો. તે જ રાત્રે કોઈ વ્યંતર દેવે પ્રગટ થઈ ઓળખાણ આપતા કહ્યું કે હું તમારો પૂર્વનો મિત્ર છું. રાજાએ કહ્યું જો મિત્ર છે તો મારૂં નગર એવી જગ્યાએ વસાવ કે જયાં કદી આવો શત્રુ રાજા આવી શકે નહી. તેથી તે વ્યંતરે એક નગર કૂવા પાસે અને આ બીજું અંદર વસાવ્યું. થોડા સમય પછી કયાંકથી એક રાક્ષસ આવ્યો. તે નરભક્ષી ઘણાંને ખાઈ ગયો. કેટલાક લોકો નાસી ગયા. આમ બંને નગર વેરાન થઈ ગયા. મને તેણે બળપૂર્વક જીવતી રાખી છે. આજે જ તે મને પરણશે તેમ કહી ગયો છે.

એટલામાં રાક્ષસ આવવાના એંધાણ થતાં રાજકન્યાએ ધનદત્તને કહ્યું: 'લ્યો,

એ પિશાચ આવે છે. તમે નજરે ચડયા તો જીવતા નહી છોડે. તમે સંતાઈ જાવ ને પેલું ચંદ્રહાસ ખડ્ગ છે ને તે લઈ લો. થોડીવારે તે રાક્ષસ દેવીપૂજામાં બેસશે. તે વખતે આ ખડ્ગથી તેને મારજો. તે મરી જશે તો મારો છુટકારો થઇ શકશે. આ શિવાય તેને મારવાનો રસ્તો નથી, બીજા સમયે કોઈ તેને મારી પણ શકે નહી. તે સ્થિર થઇ જાપમાં બેસે છે. એમ સમજાવી ખડ્ગ સાથે ધનદત્તને સંતાડી દીધો. થોડી જ ક્ષણોમાં રાક્ષસ આવ્યો. પછી તે પૂજા કરીને દેવીજાપમાં બેઠો, ધનદત્તે લાગ જોઇ એવો ઝાટકો માર્યો કે રાક્ષસ ત્યાં જ મૃત્યુ પામ્યો. કુંવરી હર્ષથી નાચી ઊઠી.

પછી બંને જણે મૂલ્યવાન રત્નો વિગેરે સારભૂત વસ્તુઓ એકત્રિત કરી અને કૂવામાંથી બહાર આવ્યા. ત્યાં કોઇ વહાણવટી મળવાથી તેના વહાણમાં બંને જણા ભાડું ઠેરાવી બેઠા. રૂપ રૂપના અંબાર જેવી નવયુવતી અને દુર્લભ વૈભવ જોઈ વહાણવટીની નિયત બગડી. ધનદત્તને વિશ્વાસમાં લઈ અંતે તેણે સમુદ્રમાં નાંખી દીધો. ધનદત્ત તો ગાથાનો અર્થ વિચારી સમાન વૃત્તિવાળો બની રહેતો ને સુખ કે દુઃખ જે આવે તે સહન કરી લેતો. સમુદ્રમાં પડતાં જ તે ડૂબકા ખાવા લાગ્યો. ત્યાં મોટો મત્સ્ય તેને જીવતો જ ગળી ગયો. તેથી તે ઘણી વ્યથા પામ્યો. પણ ગાથાનો અર્થ વિચારતો ચિંતવવા લાગ્યો કે ભાગ્યાનુસાર સુખ-દુઃખ જે આવે તે ભોગવવા જ પડે છે: એમ ચિંતવતાં તે બેભાન થઈ ગયો. થોડીવારે તે મત્સ્ય માછીમારની મોટી જાળમાં સપડાયો. તેને ચીરતા તેમાંથી ધનદત્ત નીકળ્યો. કેટલાક ઉપચાર પછી તે સચેત થયો અંતે માછીમારે તેને રાજાને સોંપી દીધો. રાજાએ એકાંતમાં તેનું વૃત્તાંત પૂછ્યું. તેણે બનેલી કેટલીક વાત કહી. રાજાએ તેને પોતાને ત્યાં રાખ્યો અને સ્થગીધર (સભામાં માનાર્હને પાન આપનાર) તરીકે રાખ્યો. મત્સ્યના ઉદરમાંથી નીકળેલો માટે તે મત્સ્યોદર તરીકે પ્રખ્યાત થયો.

એક દિવસ તેને કૂવામાં નાખનાર વેપારી ત્યાં આવ્યો. મત્સ્યોદરને ઓળખી તેના નાશનો ઉપાય યોજતા ચાંડાળને કહ્યું રાજાના સ્થગીધરને તમે તમારો સગો કહો તો રાજા તેને અવશ્ય મારી નાંખે, તેમ બને તો હું તમને સોનાની ઈંટ આપું. તેમણે મંજૂર કરી રાજમહેલમાં આવી તે પ્રમાણે કર્યું. કોઈ ભાઈ કહી કોઇ દેવર ને ધણી કહી, તો કોઈ દિકરો કહી ચાંડાળો તેને ભેટી પડચા, આ જોઈ સાંભળી ખીજાયેલો રાજા બરાડી ઉઠ્યો, "અરે! ચાંડાળ! તું અમારા કુળમાં કયાંથી ભળી ગયો. તેં સાચી વાત કહી કેમ નહી?"

ધનદત્તે કહ્યું "મારી વાત સાવ સાચી છે. મારૂં ધન પેલા અહીં આવેલા વાણીયા પાસે છે. માત્ર આ પાંચ રતન મારી પાસે બચ્યા છે. એમ કહી તેણે દેવીએ આપેલા રત્નો જંઘામાંથી કાઢીને બતાવ્યા. રાજાએ માણસો દ્વારા તે ચંડાલોને કોરડા મરાવ્યા. એટલે તેમણે વેપારીએ આપેલી સોનાની ઈંટની લાલચની વાત કહી. વેપારીને પકડી મંગાવી પૂછ્યું તો તેણે કહ્યું કે "એ તો મારી જ સંપત્તિ છે. આ માણસને

હું જાણતો પણ નથી." ધનદત્તે કહ્યું કે એ ઈંટોના સંપુટમાં અંદર મારૂં નામ **ધનદત્ત** લખેલું છે, તે જોશો તો ખાતરી થશે! રાજાએ ઈંટો મંગાવી તોડી જોઈ તો અંદર તેનું નામ નિકળ્યું. રાજાએ રાજપુરુષો મોકલી તેનો બધો વૈભવ રાજમહેલમાં મંગાવ્યો. ને વહાણવટીયાને પકડીને મારી નાંખવા આજ્ઞા કરી, મત્સ્યોદરે વચમાં પડી તેને જીવતો છોડવા ભલામણ કરી. અંતે રાજાએ તેને પોતાની હદમાંથી હાંકી કાઢયો.

રાજાએ ધનદત્તના સત્ત્વની ઘણી પ્રશંસા કરી તેનો પરિચય પૂછતાં તેણે કહ્યું "મહારાજા! આ જ નગરમાં મારા પિતા રહે છે–જેને રત્નસારશેઠના નામે આપ સર્વે સારી રીતે ઓળખો છો."

રાજા આ જાણી ઘણા ખુશ થયા ને કહ્યું 'તારે તો તારા ઘરે જ જવું જોઇએ. આવા મોટા ઘરના દિકરાએ આવું ઘોર દુઃખ જોયું ?'

ધનદત્તે કહ્યું "મહારાજા! હજી હું એક બીજા વહાણવટીયાની વાટ જોઉં છું. એ આવી જાય પછી જાઉં."

રાજાએ આશ્ચર્ય પામી પૂછતાં જણાવ્યું કે "મારી પત્ની અને ધન એક બીજા વ્યાપારીએ પડાવી લીધું ને મને દરિયામાં પધરાવી દીધો છે. એ થોડા સમયમાં જ અહીં આવવો જોઇએ!" રાજા આશ્ચર્ય પામ્યા.

એમાં કેટલાક દિવસ વીતતા ખરેખર જ તે દેવદત્ત નામનો વ્યાપારી રાજ-દરબારમાં આવ્યો. સાથે મોંઘું ભેટણું ને પેલી રાજકુમારી તિલકમંજરી!!!

તેને જોતાં જ ધનદત્તે ઈશારામાં રાજાને સમજાવ્યું કે હું જેની રાહ જોતો હતો તે આવી ગયો છે. આ નારી મારી પ્રિયતમા છે.

આભો બનેલો રાજા તો જોઇ જ રહ્યો. પછી શેઠને પૂછ્યું 'આ અપ્સરા જેવી બાઇ કોણ છે ?'

તેણે કહ્યું "રાજા! કટાહ દ્વીપમાં આ મને મળી છે. હું મનાવી મનાવી થાકી ગયો. આ હવે કહે છે કે અહીંના રાજા કહે તો તમને પરણું."

રાજાએ કુંવરીને પૂછ્યું "આ શેઠ શું કહે છે? સાચું કહે છે?" કુંવરીએ કહ્યું "રાજા, મારા ધણીને તો આણે દરિયામાં નાંખી દીધા છે. માટે મારે પતિવ્રતાને હવે બળી મરવું છે માટે મને અગ્નિ આપો, આટલા દિવસ હું આને છેતરતી રહી છું ને પરણવાના વાયદા આપતી રહી છું ને એમ કરી હું આને અહીં સુધી લઈ આવી છું. પૂર્વે મારા ધણીએ 'जं चिय विहिणा लिहियं' ઇત્યાદિ ગાથા ને તેનો અર્થ તેમજ પોતાનું નગર આદિ કહ્યું હતું. ગાથાના અર્થનો મને અનુભવ થયો છે. હવે મને જરાય રંજ નથી હવે મને મરવા દો."

રાજાએ પૂછ્યું "તું તારા પતિને ઓળખી શકશે?" તે બોલી "હવે ઓળખ-

વાનો પ્રશ્ન જ ક્યાં છે. તેમને તો આ પાપીએ સમુદ્રમાં નાંખ્યા છે તે કાંઈ બચી શકે ?" રાજાએ સ્થગીધરને બતાવતા કહ્યું "આ હોઈ શકે ?"

જોઇને તે બોલી "આકૃતિ આદિથી તો એ જ લાગે છે, પણ સરખી આકૃતિના માણસ હોઈ શકે. નિશ્ચય કેમ થાય ?" તરત ધનદત્તે બધો વ્યતીકર, નિશાની પ્રમાણ આપવા પૂર્વક રાક્ષસને મારવા આદિની વાત કહી જણાવી તેથી તિલકમંજરી આનંદમાં આવી બોલી ઊઠી "રાજાજી ! આ જ મારા સ્વામી છે. આ જ મારા પ્રિયતમ."

ક્રુદ્ધ થયેલા રાજાએ તે શેઠનું સર્વસ્વ છીનવી લીધું ને ધનદતની આજીજીથી તેને જીવતો હદપાર કરી છોડયો, ધનદત્તને મોટા મહોત્સવ પૂર્વક રાજા તેને ઘેર મૂકવા ગયા. શેઠ–શેઠાણીના આનંદનો પાર ન રહ્યો.

એકવાર ઉદ્યાનમાં પધારેલા મુનિરાજને વાંદવા ધનદત્ત રાજા સાથે ગયો. ધર્મ-દેશના બાદ તેણે પોતાનો પૂર્વભવ જ્ઞાની ગુરુને પૂછયો. તેમણે કહ્યું 'હે ધનદત ! સાંભળ'

રત્નપુરમાં માહણ નામે શ્રેષ્ઠિપુત્ર રહે, તેને ગુરુ મહારાજની દેશના સાંભળી બોધ થયો ને તેણે સમ્યક્ત્વ સહિત શ્રાવકધર્મ સ્વીકાર્યો. વંદન કરી ગુરુના ગુણ સંભારતો તે ઘરે આવ્યો ને ધર્મ પાળવા લાગ્યો. એકવાર તેણે ઉદારતાથી ધન ખરચી મોટું જિનાલય બંધાવ્યું. કર્યું તો બધું સારૂં પણ પછી વિચારવા લાગ્યો કે આટલો બધો ખર્ચ કરવાની શી જરૂર હતી ? ધર્મના રસમાં વિચાર્યા વિના મેં ઘણો ખર્ચ કરી નાંખ્યો. હવે ખર્ચની ઈચ્છા તો ન હોતી પણ પ્રતિમા પધરાવ્યા વિના ચાલે તેમ ન હોવાથી તેણે પ્રતિષ્ઠા કરાવી પણ મનની વૃત્તિઓ ઘણી સારી નહોતી.

એક દિવસ વળી ભાવના આવી ને તેણે નક્કી કર્યું કે જે કાંઈ આવક થાય તેનો ચોથો ભાગ ધર્મકાર્યમાં વાપરવો, પાછો વિચારવા લાગ્યો કે 'મેં પ્રતિજ્ઞા તો કરી પણ આ બધા સત્કાર્યનું ફળ મને મળશે કે નહી ? શાસ્ત્રમાં તો થોડા દાનનું પણ મોટું ફળ બતાવ્યું છે' ઈત્યાદિ શંકા તો તેને થયા જ કરતી. જિનપૂજામાં પણ આમ જ બનતું. એકવાર ઘરે આવેલા મુનિઓને જોઈ વિચાર કરવા લાગ્યો કે આવા સારા–મોટા કૂળના અને જ્ઞાની મુનિઓ આવા સાવ સામાન્ય કપડા પહેરે તે સારૂ નહી તેમણે તો સુંદર ને સારા કપડા પહેરવા જોઇએ. તેથી તો ધર્મની શોભા જ વધે, પણ પાછો વિચાર આવ્યો કે "અરે મેં તો ખોટો વિચાર કર્યો. સારા વસ્ત્રો પહેરવા, શરીર શણગારવું તેની શુશ્રૂષા કે સાર–સંભાળ કરવી એ ચિત્તવૃત્તિને ઉશ્કેર-વાની જ વાત છે. તેથી તો કામ જ પોષાય. માટે જ સાધુ પુરુષો સદા સાવધાન રહે છે ને સાજ–શણગારથી દૂર રહે છે." ઇત્યાદિ શુભ અને અશુભ અધ્યવસાયથી તેં આંતરે આંતરે શુભ અને અશુભ કર્મ બાંધ્યું.

આયુ પૂર્ણ થયે અંતે તું ભવનપતિમાં દેવ થયો. ને ત્યાંથી ચ્યવી આ ભવમાં ધનદત્ત થયો. તેં પૂર્વભવમાં ધર્મકાર્યો તો સારાં કર્યાં પણ તેમાં શંકાદિ દૂષણ લગાડયા

ને ખર્ચીને પશ્ચાત્તાપ કર્યો તેથી આ ભવમાં તેના ફળ સ્વરૂપે દુઃખ સહિત સુખ મળતું રહ્યું. ઈત્યાદિ વાત સાંભળી ધનદત્તને જાતિસ્મરણજ્ઞાન થતાં પ્રતીતિ થઈ ગઈ. વૈરાગ્ય સુદૃઢ થયો. માતા-પિતાની આજ્ઞાપૂર્વક રાજા સાથે તેણે દીક્ષા લીધી. સારી રીતે સંયમધર્મનું પાલન કરી પ્રાંતે તે વૈમાનિક દેવ થયા. દેવતાનું નિરુપમ સુખ ભોગવી મહાવિદેહમાં ઉત્પન્ન થયા. ત્યાં પણ ધર્મનું આરાધન કરી ક્રમે કરી મુક્તિ પામ્યા.

દશ દૃષ્ટાંતે દુર્લભ કહેવાતો આ માનવભવ તથા આર્ય દેશ આદિ ઉત્તમ સામગ્રી પામી-તથા સંસારની અસારતા જાણી સદાય શાશ્વતસુખની કામનાવાળા આત્માએ નિરંતર ચઢતા પરિણામે ધર્મકાર્યો કરતા રહેવું.



## ૨૫૧

## મૌન એકાદશીનું માહાત્મ્ય

प्रणम्य श्रीमद्वामेयं, पार्श्वयक्षादिपूजितम् ।
माहात्म्यं स्तौमि श्री-मौनैकादश्या गद्यपद्यमृत् ॥

**અર્થ**-પાર્શ્વયક્ષ આદિ-દેવેન્દ્રો અને નરેન્દ્રોથી પૂજાયેલા વામાનન્દન શ્રીમદ્ પાર્શ્વપ્રભુને પ્રણામ કરીને શ્રી મૌન એકાદશીનું ગદ્ય-પદ્યમાં માહાત્મ્ય સ્તવું છું.

એકવાર દ્વારિકાનગરીમાં શ્રીનેમિનાથપ્રભુ સમવસર્યા. વનપાલકની પાસેથી આ વધામણી જાણી શ્રી કૃષ્ણ મહારાજા ઘણા પ્રસન્ન થયા. વનપાલને ઉચિતદાન આપી પોતે સર્વ સમૃદ્ધિ સાથે ભગવાનને વાંદવા આવ્યા. ભાવપૂર્વક પ્રભુને વંદન કરી ઉચિત જગ્યાએ બેઠા, પ્રભુજીએ સર્વ તાપ-સંતાપનો નાશ કરનારી ધર્મદેશના પ્રારંભી.

एगदिने जे देवा चवंति तेसिं पि माणुसा थोवा ।
कत्तो य मे मणुअभवो, इति सुरवरो दुहिओ ॥ १ ॥

**અર્થ**-એક દિવસમાં જેટલા દેવો ચ્યવે છે-તેના કરતાં પણ સંસારમાં માણસોની સંખ્યા ઓછી છે. માટે અમને માનવભવ સ્હેજે ક્યાંથી મળે ? એમ વિચારી દેવતા દુઃખિત હોય છે. દેવને દુર્લભ એવો માનવભવ મેળવી તેનો પૂરો લાભ લઈ લેવો જોઇએ. પ્રમાદમાં ગુમાવવો નહી.

अन्नाणं संसओ चेव, मिच्छत्ताणं तहेव य।
रागो दोसो मइब्भिंसो, धम्मम्मि य अणायरो ॥ १ ॥
जोगाण दुप्पणिहाणं, पमाओ अट्ठमहाभवे।
संसारुत्तारकामेण, सव्वहा वज्जिअव्वो अ ॥ २ ॥

અર્થ—અજ્ઞાન, સંશય, મિથ્યાત્વ, રાગ, દ્વેષ, મતિભ્રંશતા, ધર્મમાં અનાદર, યોગનું દુષ્પ્રણિધાન (મન-વચન કાયાનો દુર્વ્યાપાર) આ આઠ પ્રકારે પ્રમાદ છે. સંસાર તરવાની ઈચ્છાવાળાએ તેનું સર્વથા વર્જન કરવું.

ઈત્યાદિ ધર્મદેશના ભગવાનના શ્રીમુખે સાંભળી શ્રી કૃષ્ણે ભગવાનને પૂછ્યું: ભગવંત! હું સદા રાજકાર્યમાં વ્યગ્ર હોઈ નિરંતર ધર્મ તો શી રીતે કરી શકું? માટે આખા વર્ષનો શ્રેષ્ઠ દિવસ મને બતાવો જેથી તે દિવસે કરેલી આરાધના વિશિષ્ટ ફળ આપનારી બને. ભગવંતે કહ્યું: "હે વાસુદેવ! જો એવી જ ભાવના હોય તો માગસર માસની અજવાળી અગિયારસનું ઉત્તમ પ્રકારે આરાધન કરો. આ દિવસે આ વર્તમાન ચોવીશીના ત્રણ તીર્થંકરોનાં પાંચ કલ્યાણક થયા છે. એટલે તે દિવસે અરનાથપ્રભુએ ચક્રવર્તીનો વૈભવ છોડી દીક્ષા લીધી હતી. શ્રી મલ્લીનાથ ભગવાનના જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન એમ ત્રણ કલ્યાણક થયા હતાં. તથા શ્રી નમિનાથ ભગવાનને કેવળજ્ઞાન થયું હતું. તેવીજ રીતે તે દિવસે પાંચ ભરત અને પાંચ ઐરાવતમાં પણ ત્રણ-ત્રણ તીર્થંકરોનાં પાંચ-પાંચ કલ્યાણક થવાથી દશ ક્ષેત્રમાં પચાસ કલ્યાણક અને ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળના ભેદથી દોઢસો કલ્યાણ ત્રીશ ચોવીશીમાં નેવું તીર્થંકરોના થયા માટે આ ઉજળી અગીયારસ ઘણી જ ઉત્તમ છે. ઈત્યાદિ ભગવંતે શ્રી કૃષ્ણને કહ્યું."

અન્ય ધર્મમાં વિદ્વાન આચાર્યોએ પણ એકાદશીનો ઘણો મહિમા ગાતા કહ્યું છે કે-અર્કપુરાણમાં એકાદશીનો મહિમા વર્ણવતા લખ્યું છે કે-હે અર્જુન! હેમંત-ઋતુમાં આવતી માગસરની અજવાળી અગીયારસ કલ્યાણી હોઈ તે દિવસે અવશ્ય ઉપવાસ કરવો. તેથી હંમેશા બે લાખ બ્રાહ્મણોને જમાડયા જેટલું પુણ્ય મળે છે. જેમ કેદારનાથ તીર્થમાં ઉદક પીવા પુનર્જન્મ થયો નથી તેમ આ એકાદશીનો ઉપવાસ કરવા માત્રથી ફરી જન્મ જ થતો નથી. હે અર્જુન! આ એકાદશી ગર્ભાવાસના દુઃખોનો નાશ કરે છે. માટે આ વ્રત સમાન કોઈ વ્રત થયું કે થવું નથી. હે અર્જુન! હજાર ગાયના દાન કરતાં અધિક પુણ્ય એક બ્રહ્મચારીની ભક્તિ કરવાથી મળે. હજાર બ્રહ્મચારી કરતાં એક વાનપ્રસ્થાશ્રમીની સેવા વધે, હજાર વાનપ્રસ્થાશ્રમી કરતાં પૃથ્વીદાનનું પુણ્ય વધે, ભૂમિ કરતાં દશગણું પુણ્ય સર્વાલંકારયુક્ત કન્યાના દાનથી મળે, તેથી દશ ગણું પુણ્ય વિદ્યાદાનથી સાંપડે. વિદ્યાદાન કરતાં સોગણું દાન ભૂખ્યાને જમાડવાથી મળે. તેથી સોગણું પુણ્ય ગોમેધ યજ્ઞ કરવાથી, તેથી સોગણું અશ્વમેધ યજ્ઞ કરવાથી મળે, તેથી સો ગણું નરમેધ, ને તેથી હજાર ગણું પુણ્ય બદ્રીકેદારની યાત્રાથી પ્રાપ્ત થાય છે.

પરંતુ એકાદશીએ કરેલા ઉપવાસના ફળની તો સંખ્યા જ નથી. તેથી બ્રહ્મા આદિ દેવો પણ એકાદશીવ્રત આદરે છે. આ પ્રમાણે લૌકિક શાસ્ત્રમાં પણ એકાદશીનો ઘણો મહિમા ગવાયો છે.

ભગવંતના શ્રીસુખે એકાદશીનો મહિમા સાંભળી પ્રભાવિત થયેલા શ્રીકૃષ્ણે પ્રભુને ફરી પૂછ્યું કે–"ભગવંત ! પૂર્વે ઉત્કૃષ્ટ પ્રકારે એકાદશીનું આરાધન કોણે કર્યું છે ?" ત્યારે ભગવંતે સુવ્રતશેઠનું ઉદાહરણ આપતા કહ્યું.

## સુવ્રત શેઠની કથા.

ધાતકીખંડના વિજયપત્તનમાં સુર નામે એક શેઠ રહેતા. તે સર્વે વ્યાપારીઓમાં અગ્રણી ને રાજમાન્ય હતા. તેમને સુરમતી નામે સુશીલ પત્ની હતી. એકવાર પાછલી રાતે જાગી જતાં શેઠે વિચાર્યું: પૂર્વપુણ્યના પ્રભાવે આ ભવમાં તો હું ઘણો સુખી છું પણ પરલોકનું હિત સાધ્યાવિના બધું નિરર્થક છે. આમ વિચારતાં પ્રભાત થતાં તે નિત્યકાર્યથી પરવારી ગુરુમહારાજ પાસે ગયા. ગુરુજીએ આ પ્રમાણે ધર્મદેશના આપી.

आलस्स मोहवन्ना, थंभा कोहा पमाय किविगित्ता ।
भय सोगा अन्नाणा, विक्खेव कुऊहला रमणा ॥ १ ॥

**અર્થ**—આળસ, મોહ, અવજ્ઞા, ઘમંડ, ક્રોધ, પ્રમાદ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વિક્ષેપ–કૂતુહલ અને રમણ (રતિ) આ તેર કાઠીયા અવશ્ય ત્યાગવા જોઇએ, નહી તો જીવ નરકાદિગતિમાં દુઃખ પામે છે. કહ્યું છે કે—

पणकोडि अडसट्ठि, लक्खा नवननवइ सहस्स पंचसया ।
चूलसी अहीय नरए, अपइट्ठाणंमि वाहिओ ॥

**અર્થ**—પાંચ કરોડ અડસઠ લાખ નવાણું હજાર પાંચસો ને ચોર્યાશી વ્યાધિઓ સાતમી નરકે અપ્રતિષ્ઠાનને છેલ્લે પાથડે છે.

માટે હે શેઠ ! નરકાદિ દુઃખોના નાશ માટે એક માત્ર ધર્મ જ કરવો યોગ્ય છે. ધર્મ–પુણ્યનો મહિમા અચિંત્ય છે. કહ્યું છે કે—

भरहे य केइ जीवा, मिच्छादिट्ठिय भद्दवा भावा ।
ते मरिऊण य नवमे, वरिसंमि हुंति केवलिणो ॥ १ ॥

**અર્થ**—આ ભરતભૂમિમાં કેટલાંક જીવો મિથ્યાદૃષ્ટિ હોવા છતાં એવા ભદ્ર પરિણામી છે કે તેઓ અહીં આયુષ્ય પૂરું કરી આગામી ભવે નવમા વર્ષે તો (મહાવિદેહક્ષેત્રમાં) કેવળી થાય છે. માટે હે શેઠ ! સુલભબોધી જીવને કશું દુર્લભ નથી.

ગુરુમહારાજ પાસે આ પ્રમાણે ઉપદેશ સાંભળી શેઠે કહ્યું "મહારાજજી ! ઘરસંસારમાં એવો ફસેલો છું કે મારાથી સદા ધર્મ બની શકશે નહી. માટે કૃપા કરી કોઈ એવો એક દિવસ બતાવો કે તે દિવસનું આરાધન વર્ષભરના આરાધન જેટલું ફળ આપે."

ગુરુશ્રીએ કહ્યું "જો એમ જ હોય તો માગસર માસની ઉજળી એકાદશીએ ઉપવાસ સાથે આઠ પ્રહર (દિવસ-રાત) નો પૌષધ કરવો. સર્વ સાવદ્યનો ત્યાગ કરી સર્વથા મૌન રાખવું. આ પ્રમાણે ઓછામાં ઓછા અગિયાર વર્ષની અગીયાર માગસર સુદી અગિયારસના દિવસે આ વિધિ પ્રમાણે પૌષધ, ઉપવાસ અને મૌન સહિત કરવાની હોય છે. તપ પૂર્ણ થયે મોટા મહોત્સવ પૂર્વક ઉદ્યાપન કરવું જોઈએ"

આ પ્રમાણે સાંભળી અતિ હર્ષોલ્લાસપૂર્વક સપરિવારે આ વ્રત સ્વીકાર્યું. વિધિ-વીર્યોલ્લાસ પૂર્વક તપ પૂર્ણ કરી ભવ્ય ઉજમણું પણ કર્યું. દૈવયોગે ત્યારપછી પંદરમે દિવસે શૂલ રોગથી શેઠનું મૃત્યુ થયું અને તેઓ આરણ નામક દેવલોકમાં દેવ થયા. ત્યાંનું એકવીશ સાગરોપમનું આયુ પૂર્ણ કરી ભરતક્ષેત્રના સોરીપુર નગરમાં સમૃદ્ધિદત્ત શેઠના પત્ની પ્રીતિમતીના ઉદરમાં આવ્યાં. ગર્ભના મહિમાથી પ્રીતિમતીને દોહદ (ઈચ્છા) થયો કે હું શ્રાવકના બારવ્રત ઉચ્ચરૂં ને પાળું. મહાવ્રતધારી મુનિરાજોની વિપુલ ભોજનથી ભક્તિ કરું. સર્વ સંસારીઓને વ્રતનો મહિમા સમજાવું, વ્રતધારી બનાવું. કર્ણપ્રિય વાજિંત્ર સાથે ગાયકો વ્રતધારીઓનો મહિમા ગાય. સાથે નૃત્ય અભિનય થાય તે હું જોયા-સાંભળ્યા કરૂં."

આ સર્વ દોહદ શેઠે પૂર્ણ કર્યા. યથાસમયે શેઠાણીએ રૂપ-લાવણ્યમય પુત્રને જન્મ આપ્યો. જ્યાં એના નાળને દાટવા ખાડો ખોદ્યો ત્યાં ધરતીમાંથી નિધાન મળ્યું. બાળકની માતાને વ્રત લેવાની ઈચ્છા થતી તેથી બાળકનું નામ સુવ્રત રાખવામાં આવ્યું.

સુવ્રત મોટો થવા લાગ્યો. સહજમાં જ તે વિદ્યા કળા આદિ શીખવા લાગ્યો, ને નાની વયમાં ઘણો જ નિપુણ અને સમજુ થયો. યુવાવસ્થા પામતા પિતાએ તેને મહોત્સવ પૂર્વક અગિયાર કન્યાઓ પરણાવી. સમય થતાં સુવ્રતના પિતા મૃત્યુ પામતાં સુવ્રતશેઠ થયા. બધો કાર્યભાર તે સંભાળવા લાગ્યા. ને અગિયાર કરોડ દ્રવ્યના સ્વામી થયા.

એકવાર પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિયુક્ત પાંચ મહાવ્રતની ભાવનાને અંતઃકરણમાં ભાવનારા, પાંચ મહાવ્રતની ધુરાને ધારણ કરનારા, દેવ-માનવ-પશુ અને સ્વયંથી ઉત્પન્ન થનારા ઘોર ઉપસર્ગરૂપી શત્રુ અને બાવીશ પરિષહરૂપ શત્રુસૈન્યને એકલા હાથે જીતનાર, સત્તાવીશ સાધુગુણથી દીપતા, શિષ્ટ મુનિરાજોના નાયક, પરિશુદ્ધ પાંચે આચારને પાળનાર; આખા સંસારને સંતાપનાર વિષયોથી રહિત, ત્રણે લોકમાં સત્તા ચલાવી ઘમંડી બનેલા કામદેવને હડસેલીને રાંક બનાવનાર, જિનેશ્વરદેવોએ કહેલા અતિસૂક્ષ્મ તત્ત્વવિચારોને પોતે સારી રીતે સમજ્યા અને ભવ્યજીવોને સારી રીતે સમજાવતા હતા. તેથી ધર્મી જીવોના હૃદયને આલ્હાદ ઉપજાવનાર, પાંચ ઈંદ્રિયરૂપ ચંચળ ઘોડાઓને નિયંત્રણમાં રાખનાર, અમૃત જેવી જિનવાણીથી ભવ્ય પ્રાણીઓને માટે જીવન સ્વરૂપ, સમ્યગ્ દર્શનરૂપ મંત્રથી મિથ્યાત્વનું વિષ ઉતારનાર, દુર્જનોના દુર્વાક્યરૂપી પ્રચંડ આંધીમાં પણ સ્થિર, ક્ષમા આદિ દશ પ્રકારના સાધુધર્મને સાવ-

ધાન થઈ આરાધના કરનાર, અંતઃકરણમાંથી શલ્યરૂપ નવે નિયાણા કાઢી ફેંકનાર, બ્રહ્મચર્યની નવે પ્રકારની ગુપ્તિ પાળનાર, દુષ્ટકર્મરૂપી રાક્ષસોના નાશ માટે નારાયણ જેવા, હાસ્યાદિ ષટ્કના સ્પષ્ટ ત્યાગી, અર્ચના કરનાર કે શસ્ત્રથી પીડા ઉપજાવનાર બંને પર સમાન મનોવિલાસવાળા, સંપૂર્ણ મમતાનો નાશ કરી શોક રહિત બનેલા, નિરુપમ વચનશક્તિથી સર્વને રંજિત કરનાર, સર્વજ્ઞપ્રણીત સર્વ આગમના પાર પામનારા, તીર્થંકર ભગવંત અને ગણધરોના માર્ગને અનુસરનારા, આ લોક કે પરલોક આશ્રિત સચરાચર સર્વ પ્રાણીઓએ કરેલા માન કે અપમાન, પ્રશંસા કે નિંદા, લાભ કે હાનિ, સુખ કે દુઃખ આદિમાં સમાન ચિત્તવૃત્તિવાળા મહાન ગુરુમહારાજનો સુવ્રત શેઠને સમાગમ થયો.

તે ગુરુ મહારાજ શ્રીમત્ અર્હત્‌ના મતની સ્થાપના કરવામાં અસાધારણ કુશળ હતા ને તેથી તેમણે મિથ્યાત્વનો નાશ કર્યો હતો. અપ્રશસ્ત આશ્રવનો નિરોધ કરનાર અને ભવ્ય જીવોને બોધ પમાડનાર, આઠે મદના ત્યાગી, બાર પ્રકારના તપરૂપ ઔષધ ક્રિયાથી દુર્ભેદ્ય દુષ્ટ અષ્ટ કર્મરૂપ વ્યાધિનો ભેદ કરનાર, પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરવા–કરાવવામાં સદા સાવધાન હતા. વિશ્વવર્તી સર્વ જીવોને અભયદાન આપનાર, સાગરની જેવા ગંભીર, મેરૂ જેવા ધીર, શંખ જેવા નિરંજન, અજ્ઞાનતિમિરથી અંધ બનેલા ભવ્ય જીવોના નેત્રને જ્ઞાનરૂપી દિવ્ય અંજન આપી જ્યોતિમય કરનાર, કાચબાની પેઠે ગુપ્ત ઈન્દ્રિયોવાળા, મહામોહરાજના વિજેતા, ભારંડ પક્ષીની જેમ અપ્રમત્ત, કમળદળની જેમ નિર્લેપ ચિત્તવાળા, સૂર્ય સમાન તેજસ્વી, રાગદ્વેષ રૂપ મહામલ્લને જીતવામાં પરાક્રમી, ચંદ્રસમાન સૌમ્ય હોઇ સર્વ સાધુસમૂહને આહ્‌લાદ ઉપજાવનાર, સિંહની જેમ દુર્ધર્ષ હોવા છતાં સહુ સહેલાઈથી પાસે આવી શકે તેવા હતા.

હાથીની જેમ શૌર્યવાન, સર્વદોષમુક્ત, વૃષભ જેવા બળવાન, વાદીસમૂહને જીતનાર, પાણી જેવા નિર્મળ, સંસારરૂપી કેદમાં સપડાયેલા અને મોહરૂપી મોટા લુંટારાથી, ગભરાયેલાને બચાવનાર મહાદયાળુ. આકાશની જેમ કોઈના આધારે નહી રહેનાર, મહાનંદ–મુક્તિ મહેલની નિસરણી ચડવામાં ત્વરાવાળા, શૂન્ય ઘરની જેમ શરીરની પરિચર્યા વિનાના. સર્પની જેમ પરકૃત આવાસમાં રહેનારા, સર્વસાંસારિક સંબંધથી વેગળા, પવનની જેમ અપ્રતિબદ્ધપણે વિચરનારા, જીવની જેમ અપ્રતિહત (અસ્ખલિત) ગતિવાળા, જિનવચન અનુકૂળ મતિવાળા અને પક્ષીની જેમ બધાયથી નિરાળા હતા. વધારે શું કહીયે ? તે મુનિરાજ સાધુ સમાચારીને સર્વથા આચરનારા હતા, જંગમ કલ્પવૃક્ષ સમાન તેઓશ્રીનું નામ ધર્મઘોષસૂરિજી હતું.

સાક્ષાત્ પોતાના પુણ્યસમૂહની પ્રતિમૂર્તિ જેવા ગુરુ મહારાજને પામી, પોતાના આત્માને કૃતાર્થ અને જીવનને ધન્ય માનતા સુવ્રત શેઠ વિનયપૂર્વક વંદન કરી તેમની પાસે બેઠા.

ત્યારબાદ ગુરુ મહારાજે સર્વ ભવ્ય જીવોને હર્ષિત કરનાર, પૂર્વે ત્રિવિધે બાંધેલા કર્મસમૂહરૂપ મોટા વૃક્ષને સમૂળગા ઉખેડી નાખનાર મહામેઘ સમાન, મોટા વરસાદથી નિપજેલા મહાજળપ્રવાહમાં પ્રાણીઓના અંતરની વિષય-કષાયરૂપી લીલ-સેવાળને ખેંચી જનાર, શ્રોતાજનના કર્ણને પાવન કરવામાં મંત્રમય મહાવિદ્યા સમાન, જિનેશ્વરદેવોએ સમજાવેલા સંયોગ-વિયોગાદિ મહાદુઃખોરૂપી કલ્લોલથી વ્યાકુળ અને મહાસાહસિક પુરુષોને માટે પણ દુર્ગ્રાહ્ય ને દુરંત સંસારરૂપી મહાસાગરને તરવામાં વહાણ જેવી અને ચોર્યાશી લક્ષ જીવાયોનિમાં પરિભ્રમણ કરી દિઙ્મૂઢ થઇ ગયેલા પ્રાણીઓને મહાવૈરાગ્ય ઉપજાવનાર, તથા મુખ્યતાએ પાંચ પર્વણીના આરાધનનું ઉત્તમ ફળ દર્શાવનારી ધર્મદેશના આપી, તે સાંભળી સુવ્રત શેઠ જાતિસ્મરણ જ્ઞાન પામ્યા. પછી તેમણે ગુરુમહારાજને કહ્યું : "હે દયાળુ! મેં પૂર્વભવમાં મૌનપણે એકાદશીનું આરાધન ઉપવાસ-પૌષધ પૂર્વક કર્યું હતું. તેના પ્રતાપે આરણ સ્વર્ગની અને પછી અહીં કરોડોની મહાસમૃદ્ધિ પામ્યો છું. તો હે ભગવંત! હવે મારે શું કરવું જોઇએ? જેથી આગળ પણ અસાધારણ ફળની પ્રાપ્તિ થાય.!"

ગુરુ મહારાજે કહ્યું "હે ભાગ્યશાળી! જે આરાધનાથી તમને આવો અચિંત્ય લાભ થયો તે મૌન એકાદશીનું જ આરાધન કરો. લોકમાં પણ કહેવાય છે કે જે ઔષધથી વ્યાધિ જાય તે જ ઔષધ બીજીવાર પણ એ વ્યાધિ ઉપર લેવું જોઇએ.

શાસ્ત્રો જણાવે છે કે—

त्रिधिना मार्गशीर्षस्यै-कादश्यां धर्ममाचरेत् ।
य एकादशभिर्वर्षै-रचिरात् स शिवं भजेत् ॥ १ ॥

**અર્થ**—માગસરમાસની શુક્લ એકાદશીનું ધર્મમય આચરણ અગ્યાર વર્ષ સુધી જ કરે છે તે શિઘ્ર જ મુક્તિ પામે છે.

ગુરુમુખથી ઉપદેશ સાંભળી સુવ્રતશેઠે પોતાની પત્ની સાથે એકાદશીનું વ્રત લીધું.

એકવાર એકાદશીના દિવસે શેઠે પરિવાર સાથે પૌષધ ઉપવાસ મૌન સહિત કર્યો હતો. સહુ પૌષધશાલામાં હતાં ને ઘર સૂનું હતું. લાગ જોઈ ચોરો શેઠના ઘરે આવ્યા. જ્યાં ત્યાં મૂકેલું અનર્ગળ દ્રવ્ય ચોરોએ ઘરના ચોકમાં ભેગુ કરી ગાંસડીઓ બાંધી. બધું બંધાઈ ગયા પછી તેઓ ઉપાડી જવાની તૈયારી કરે છે ત્યાં તેમને શાસનદેવતાએ થંભાવી દીધા. થાંભલાની જેમ ઉભા અક્કડ થઈ ગયેલા તેઓનું એકે અંગ ફરકી શકતું નથી. થોડીવારમાં ત્રાસી ગયા ને રાડો પાડવા લાગ્યા. માણસો ભેગા થયા ને આવી ઉભા. રાજપુરુષોએ ચોરને પકડ્યા કે તરત દેવતાએ તેમને છુટા કર્યા. કારાવાસમાં લાવી પૂર્યા, સવારે ન્યાયાલયમાં તેમને ઉપસ્થિત કરવાના હતા. સવારે પૌષધવ્રત પૂરું કરી શેઠ ઘેર આવ્યા ને બધી વાત જાણી. તેમને લાગ્યું કે મારા ઘરે આવેલા ચોરોની ઘણી કદર્થના ને વિડંબના થશે. કદાચ મોટી શિક્ષા પણ થાય. આવા સંયોગોમાં નિર્દય થઈ હું પારણું કેમ કરી શકું?'

આવું વિચારી ઘણું ધન ભેટણામાં લઇ શેઠ રાજા પાસે આવ્યા ને નજરાણું મૂકી, કુશળ ક્ષેત્ર પૂછી બેઠા. મૂળ વાતપર આવતા તેમણે કહ્યું "રાજન ! ગઇ રાત્રે મારા ઘરમાંથી જે માણસોને પકડવામાં આવ્યા છે, તેમના ઉપર કામ ચલાવવાનું નથી. તેઓ તો ઘરકામ કરનારા ચાકરો છે. મારૂં ધન જ્યાં ત્યાં પડયું ને ઠેબામાં આવતું હતું, તેમણે સાચવીને ભેગું ને વ્યવસ્થિત કર્યું છે, કશું જ ઓછું કર્યું નથી. માટે તેઓ મારવા કે શિક્ષાને પાત્ર નથી." ઇત્યાદિ કહી ચોરોને છોડાવ્યા. રાજા ને પ્રજા બધાં આશ્ચર્ય પામ્યા. ચોરોને પણ સબળ બોધપાઠ મળ્યો. આખા પંથકમાં શેઠની પ્રશંસા થઇ, ચોરોને છોડાવીને જ શેઠે પારણું કર્યું.

એકવાર કોઇ એકાદશીના દિવસે શેઠે પૌષધ ઉપવાસ કર્યો હતો. રાતે અચાનક મોટી આગ લાગી. આખા નગરમાં હાહાકાર થઇ ગયો. સારભૂત વસ્તુઓ લઇ લોકો નાસભાગ કરવા લાગ્યા, ઘણાં ઉપાયે પણ આગ ઓલવાઇ નહી. જોત–જોતામાં મોટા મકાનો ભડકે બળવા લાગ્યા. ગામ બહાર પૌષધશાલામાં બેઠેલા શેઠને કોઇએ કહ્યું "શેઠ જલ્દી ઉભા થાવ. આખું ગામ ભડકે બળે છે. આગ દાવાનળની જેમ વધી રહી છે. જે બચે તે બચાવો. ઘેર જાવ. આવા સંકટ વખતે ધર્મ આરાધનામાં પણ આગાર હોય છે. માટે અત્યારે આ અવસરનો વિચાર કરો." પણ શેઠે કશો ઉત્તર વાળ્યો નહી. તેઓ તો શ્રદ્ધા ને નિષ્ઠાપૂર્વક વ્રતની આરાધનામાં લીન રહ્યા. લોકોને તેમની આ રીત જડતા જેવી લાગી. પણ ધર્મના પ્રતાપે શેઠની હવેલી, દુકાનો કે વખાર આદિને જરાય આંચ આવી નહી. ધર્મનો બહુ જયજયકાર અને શેઠની દઢતાની પ્રશંસા કરવા લાગ્યા.

એકાદશીનું વ્રત પરિપૂર્ણ થતાં જ્ઞાન–દર્શન અને ચારિત્રના મહાન ઉપકરણો અગીયાર અગીયારની સંખ્યામાં મેળવી મોટા મહોત્સવપૂર્વક તપનું ઉજમણું કર્યું. સંઘપૂજાદિ સત્કૃત્ય કરવાપૂર્વક સાતે ક્ષેત્રમાં વિપુલ ધન વાપરી જન્મ કૃતાર્થ કર્યો. શેઠને અગીયાર ગુણીયલ ગૃહિણી હતી. તે સર્વેને દશ દશ પુત્રો ને એક એક પુત્રી હતી. બધાં સુંદર, સોભાગી ને સંસ્કારી હતાં.

એકવાર ચાર જ્ઞાનધારક વિજયશેખરસૂરિજી મહારાજ તે નગરમાં પધાર્યા. તેમનો વૈરાગ્યમય ઉપદેશ સાંભળી સુવ્રતશેઠ પ્રતિબોધ પામ્યા. પત્નીઓ પણ બોધ પામી. શેઠે પત્નીઓ સાથે મોટા સમારોહપૂર્વક દીક્ષા લીધી. નિરતિચાર સંયમ પાળતા સુવ્રતમુનિ દ્વાદશાંગીનું જ્ઞાન પ્રાપ્ત કરી શ્રુતકેવળી થયા. તેમણે છમાસી, ચોમાસી ચાર અને સો અઠ્ઠમનો ને બસો છઠનો તપ કર્યો હતો. તેમની અગીયારે પત્ની સાધ્વી થઇ મહિનાની સંલેખના પૂર્વક કેવળી થઇ કાળ કરી મોક્ષે પધારી હતી.

એક દિવસ અગીયારસે સુવ્રતમુનિએ મૌન રાખ્યું હતું. સમુદાયમાં એક સાધુ માંદા અને કાનની પીડાથી પીડાતા હતા. એ વખતે સુવ્રતમુનિની પરીક્ષા કરવા એક

દેવે તે માંદા મુનિના શરીરમાં પ્રવેશ કર્યો. ને ઘણી જ વેદના ઉપજાવી. રાત્રે અસહ્ય વેદનાથી પીડાતા મુનિએ સુવ્રતમુનિને કહ્યું "તમે શ્રાવકને ઘરે જઇ મારી વ્યાધિ–વેદના જણાવો. મારાથી સહન થતું નથી." સુવ્રતમુનિ વિચારવા લાગ્યા, ઉપાશ્રય બહાર રાત્રે ન જવાનો ને મૌન પાળવાનો મેં આજે નિયમ કર્યો છે, તો હવે કેવી રીતે જાઉં ને વાત કરું! ત્યાં તો પેલા રોગી મુનિ આક્રોશ કરતા ઉભા થયા ને ગુસ્સામાં આવી કહ્યું "સાધુ અને પાછા ગીતાર્થ થયા છો ને અવસરની કાંઇ ખબર પડતી નથી. ક્યારનો કહું છું ને જાણે સાંભળે છે જ કોણ!" ઇત્યાદિ બોલતા તે સુવ્રતમુનિને ઓઘાથી મારવા લાગ્યા. છતાં સુવ્રતમુનિ વિચારે છે કે ખરેખર આ મુનિ આમાં સાવ નિર્દોષ છે. વાંક તો મારો જ છે કે હું તેમના કહ્યા પ્રમાણે ચિકિત્સા કરાવી શકતો નથી. ઇત્યાદિ અતિ શુભ અધ્યવસાયે આરૂઢ અને મેરુપર્વત જેવા નિશ્ચલ થયેલા તેમને જોઇ દેવ ધર્મમાં આસ્થાવાળો ને સ્થિર થયો; ને સ્વસ્થાને ચાલ્યો ગયો એટલે પેલા રોગી મુનિ તો ઢગલો થઈ પોતાની શય્યામાં પડ્યા. તેમનાથી શું બન્યું એ તો એ જાણતા પણ નથી. પણ સુવ્રતમુનિ તો શુભભાવનાના પ્રાબલ્યથી ત્યાં જ લોકાલોક–પ્રકાશી કેવળજ્ઞાન પામ્યા. દેવોએ સુવર્ણકમળ પર બેસાડી મહામહિમા કર્યો. કેવળીએ દયામય ધર્મદેશના આપી. ઘણો સમય પૃથ્વી પર વિચરી, ઘણાં જીવોને ધર્મોપદેશ આપી પ્રાંતે મોક્ષે ગયા.

ઇત્યાદિ એકાદશીનો મહિમા સાંભળી શ્રીકૃષ્ણ મહારાજાએ નગરજન સહિત મૌન એકાદશીનું વ્રત અંગીકાર કર્યું. આ પ્રમાણે શાસ્ત્રવિધિ અનુસાર જે ભાગ્યશાળીઓ મૌન એકાદશીનું આરાધન કરે છે, ઉભયલોકમાં તે સુખ–સમૃદ્ધિ અને પ્રાંતે મોક્ષ સુખ પામે છે. માટે આ મૌન એકાદશીના મોંઘા દિવસે અવશ્ય ઉપવાસ અને પૌષધ મૌન-પણે કરવાં.



## ૨૫૨

## શંકા ત્યાગો

नास्ति जीवो न स्वर्गादि, भूतकार्यमिहेष्यते ।
इति प्रभृति शङ्कातः, सम्यक्त्वं खलु पात्यते ॥

**અર્થ**—સંસારમાં જીવ જેવી કોઈ વસ્તુ નથી. સ્વર્ગ–નરકાદિ પણ વસ્તુતઃ કાંઈ

છે જ નહી. અહીં જે છે તે માત્ર પાંચ મહાભૂત (પૃથ્વી–પાણી તેજ આદિ)નું કાર્ય જ છે. આવા પ્રકારની તત્વ પ્રત્યેની શંકાથી સમ્યક્ત્વનો નાશ થાય છે. આ બાબત પર આષાઢાચાર્યનું પ્રસિધ્ધ દષ્ટાંત છે.

## આષાઢાચાર્યનું ઉદાહરણ.

કોઈ ગચ્છના અધિપતિ આષાઢાચાર્ય નામે વિદ્વાન આચાર્ય હતા. તેમના બહોળા સમુદાયમાં કાળ પામતા સાધુઓને નિઝામણા કરાવતા તેઓ ખાસ ભલામણ કરતા કે, 'હે શિષ્ય! તું સંયમ–ધર્મના પ્રતાપે દેવતા થશે, તો મને અવશ્ય દર્શન આપજે, આમ તેમણે ઘણાં સાધુઓને કહેલ પણ એકેય તેમને મોઢું બતાવવા આવ્યો નહી. એવામાં તેમનાં અતિ વહાલા શિષ્યની અંતિમ અવસ્થા આવી લાગી. તેમને નિઝામણા કરાવી કહ્યું, 'મહાનુભાવ! તું તો મારી ભલામણ નહીં જ ટાળે. મને અવશ્ય દેવ થઈ દર્શન આપજે.' તેણે કબૂલ કર્યું. તે દેવ થયો, પણ દેવલોકની અદ્દભુત સ્થિતિ જોઇ એ તો પાછલું જાણે બધું જ ભૂલી ગયો ને દેવલોકની હવામાં લીન થઈ ગયો.

અહીં આષાઢાચાર્ય વિચારે છે કે મેં આટઆટલા શિષ્યોને નિઝામણા કરાવી, બધાએ મારી વાત માની મને વચન આપ્યું. પણ કોઈ આવ્યા નહી. તો શું પરલોક સ્વર્ગાદિ નહી હોય? હોત તો આવત! અરે! પેલો મારો અતિ વહાલો ચેલો તો આવ્યા વિના રહી જ કેમ શકે? લાગે છે કે સ્વર્ગ–નરક નહી હોય. મેં આજ સુધી નકામું કષ્ટ વેઠયું. ને સંયમ પાળ્યું.' ઈત્યાદિ વિચારમાં તે એટલા ઊંડા ઉતરી ગયા કે તેમણે મિથ્યાભાવમાં આવી ગચ્છનો પણ ત્યાગ કર્યો. અને એકલા ચાલી નિકળ્યા.

આ તરફ પેલા દેવ બનેલા શિષ્યને શાંતિથી વિચારતા અવધિજ્ઞાને જણાયું કે મારા ગુરુ મહારાજ તો બધું છોડવા તૈયાર થયા છે ને નિકળી પણ પડ્યા છે. મોહમાં ફસાઈ કાંઈ દુષ્કર્મ કરે તે પૂર્વે હું તેમને માર્ગમાં લઈ આવું. આમ વિચારી દેવે ગુરુ મહારાજના માર્ગમાં જંગલમાં જ એક ગામ વિકુર્વ્યું ને દિવ્ય નાટક આરંભ્યું. આચાર્ય પણ એ નાટક જોવા બેસી ગયા. જોતાં જોતાં છ મહિના વીત્યા. દેવ પ્રભાવથી તેમને ભૂખ–તરસ કે થાક કાંઈ જ જણાયું નહી. દેવે નાટક પૂરૂં કર્યું એટલે આચાર્ય આગળ ચાલ્યા. ચાલતા જાય ને વિચારતા જાય, કેવું સુંદર–સુંદર હતું. આજે પ્રથમ થોડી વાર સુખ જોયું. દેવ પછવાડે જ ચાલ્યો આવે છે ને વિચારે છે મારા ગુરુ કેટલી હદે ઉતરી ગયા છે? તેમના કેટલાં વ્રતો સાજાં છે? તે મારે જોવું જોઇએ! એમ વિચારી તેણે દેવમાયાથી મૂલ્યવાન ઘરેણાથી શોભતો એક સુંદર રાજકુમાર વિકુર્વ્યો. જંગલમાં મોંઘા ઘરેણાં પહેરી આમતેમ ભમતાં સોહામણા નાનકડા કુમારને જોઈ આચાર્યે કહ્યું 'એલા છોકરા તું કોણ છે? અને આ ઘોર જંગલમાં એકલો કેમ ફરે છે?' બાળકે કહ્યું 'મારૂં નામ પૃથ્વીકાયિક છે. આ વનમાં એક માત્ર તમારૂં શરણું છે. મને જંગલી જનાવરોથી બચાવો, કેમ કે શરણે આવેલાનું રક્ષણ કરનાર સત્પુરૂષોથી જ પૃથ્વી શોભે છે.' આચાર્યે કહ્યું 'સારૂં આમ આવ' બાળક તેમની

પાસે આવતાં જ આચાર્ય લોભવશ તેની ડોક મરડવા લાગ્યા એટલે બાળકે કહ્યું 'ભગવંત! મારી એક વાત સાંભળો પછી જેમ ઉચિત લાગે તેમ કરજો.'

એક ગામમાં એક કુંભાર કોઈ ખાણમાં માટી ખોદવા ગયો. તે માટી ખોદતો હતો ત્યાં ખાણની ભેખડ તેના ઉપર પડવા લાગી એટલે કુંભારે કહ્યું જેનાથી હું દાન, ભિક્ષા અને પરિવારનું પોષણ કરૂં છું તેનાથી જ મને ભય ઉત્પન્ન થયો. તેવી રીતે હે પૂજ્ય! ભય પામી હું તમારે શરણે આવ્યો ને તમે જ ભયસ્થાન થયા. આવા ઉત્તમ વચન સાંભળવા છતાં આચાર્યે કહ્યું 'બાળક તું ઘણો ચતુર છે' એમ કહી પકડ્યો ને ગરદન મરડી મારી નાંખ્યો ને તેના બહુમૂલ્ય ઘરેણા કાઢી પાતરામાં મૂકી ચાલવા માંડયા. આગળ જતાં તેના જેવો જ બીજો કુમાર દેખાયો. તેણે પોતાનું નામ અપ્કાયિક કહ્યું. આચાર્ય તેને પણ મારવા તૈયાર થયા ત્યારે તેણે પણ ઉદાહરણ કહ્યું કે 'કોઈ માણસ સુભાષિત બોલવામાં નિપુણ હતો. એકવાર તે ગંગાનદી ઉતરતો હતો ત્યાં તેના પ્રવાહમાં તણાવા લાગ્યો, ત્યારે કાંઠે ઉભેલા લોકોએ કહ્યું 'ભાઈ! એકાદ સુભાષિત કહે' ત્યારે તેણે કહ્યું 'જેનાથી અનાજ ઉપજે ને સંસાર જીવે છે તે જ પાણીમાં મરૂં છું મારે તો શરણથી જ મરણ ઉપજ્યું. તેમ હે આચાર્ય મને પણ આવું જ થયું' છતાં આચાર્યે તે બાળકને પકડી મારી નાખ્યો ને તેના મૂલ્યવાન હીરા–માણેકના ઘરેણા પાતરામાં નાંખી આગળ ઉપડ્યા. આગળ જતાં તેજસ્કાય નામનો તેવો જ બાળક મળ્યો. તેને મારવા તૈયાર થતાં તેણે પણ ઉદાહરણ આપતાં કહ્યું 'કોઈ આશ્રમમાં એક અગ્નિહોત્રી તાપસ રહેતો હતો. નિરંતર તે અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરતો હતો. એક દિવસ તે અગ્નિકુંડની જ્વાળાથી તેની પર્ણકુટિ બળવા લાગી તે જોઈ તાપસ બોલ્યો, જે અગ્નિને રાત્રિ–દિવસ મધ અને ઘી જેવા ઉત્તમ પદાર્થથી હું તૃપ્ત કરૂં છું તે અગ્નિએ જ મારૂં રહેઠાણ બાળ્યું. આ તો શરણથી જ ભય થયો. માટે હે દયાળુ! તમારે શરણાગતનું રક્ષણ કરવું જોઈએ.' બાળકે આમ કહ્યા છતાં આષાઢાચાર્યે તેને મરડી મારી તેના મૂલ્યવાન ઘરેણા ઉતારી લીધા.

આગળ જતાં વળી વાયુકાયિક નામક સુંદર કુમાર મળ્યો. તેને પણ પૂરો કરી તેના આભૂષણ લેવા તૈયાર થયેલ આચાર્યને તેણે કહ્યું, એક યુવાન માણસ પહેલા તો ઘણો બળવાન હતો, પણ પછી તે વાયુ (વા) નો વ્યાધિ થયો તેથી તેના અંગો કંપવા લાગ્યા. કોઇએ તેને પૂછ્યું "પૂર્વે તો તું પવનની જેમ દોડતો હતો હવે લાકડીનો ટેકો લઈ ચાલે છે તો એકાએક તને શું થઈ ગયું?"

તેણે ઉત્તર આપતા કહ્યું 'જયેષ્ઠ અને અષાઢ મહિનામાં જે વાયુ (પવન) મને સુખ–આનંદ આપતો તે જ વાયુ (પવન) અત્યારે (કંપવા) મારા અંગને પીડે છે. આ તો શરણથી જ ભય ઉત્પન્ન થયો.' ઈત્યાદિ સાંભળ્યા છતાં આચાર્યે તેને મારી ઘરેણાં ઉતાર્યા ને પાત્રામાં મૂકી ચાલવા માંડયા. ત્યાં પાછો વનસ્પતીકાયિક નામનો કુમાર મળ્યો. આચાર્ય ઘરેણા માટે તેને મારવા ગયા ત્યાં તેણે કહ્યું 'મારી વાત સાંભળો.

કોઈ જંગલમાં મોટા વૃક્ષ પર કેટલાક પક્ષીઓ માળા બાંધી રહેતા હતા. કેટલાક સમયે તે જ વૃક્ષના મૂળ પાસે એક વેલ ઉગી ને વૃક્ષને વીંટાતી વીંટાતી ઉપર સુધી ગઈ. એ વેલના આધારે કોઈ સર્પ ઉપર ચડવા લાગ્યો ને તે પક્ષીઓના સાવ નાના બચ્ચાઓને ગળી જવા લાગ્યો. દુઃખિત થયેલા પક્ષી પરસ્પરને કહેવા લાગ્યા; "આ ઉપદ્રવ વિનાના વૃક્ષ પર સુખપૂર્વક વસ્યા, તે જ વૃક્ષ લતાવાળું થતાં આપણા માટે ભયરૂપ બન્યું. શરણથી જ ભય થયું." આ સાંભળી આચાર્યે કહ્યું 'તું ઘણો બુદ્ધિશાળી છે આમ આવ' એમ કહી પકડી પૂરો કરી નાખ્યો ને ઘરેણાં લઈ ચાલતી પકડી.

આગળ જતાં પાછો એવો બાળક જોઇ તેમણે વિચાર્યું 'આ વન તો સારૂં છે અથવા શકન સારા થયા લાગે છે. નાનકડા નિરાધાર છોકરાઓ મોંઘા અમૂલ્ય ઘરેણાં પહેરી એકલા ફરે છે. એને બોલાવી નામ પૂછતાં તેણે "ત્રસકાયિક" નામ બતાવ્યું.' આચાર્યે તેને પકડયો ને ઘરેણા ઉપર હાથ નાંખ્યો. બાળક બોલ્યો 'હે આર્ય! આ શું કરો છો!' તેમણે કહ્યું "ઘરેણા લેવાં છે ને તે માટે તને જીવતો ન છોડાય." બાળકે કહ્યું 'જુઓ, એક ગામને શત્રુઓએ વીંટળાઇ ઘેરી લીધું. નાગરિકોને પોતાથી જે કાંઈ ઉપડે તે ઉપાડી જવા દેવામાં આવતા. એટલે લોકો સારભૂત વસ્તુઓ લઈ જવા લાગ્યા. ને ગામબહારના ભાગમાં રહેતા ઢેઢ ચાંડાળ આદિ નગરમાં ઘૂસવા લાગ્યા.' કોઇએ કહ્યું! 'હે અંત્યજો! નગરવાસી તો ભયભીત થઇ પોતાનું ધન નગર બહાર કાઢે છે ત્યારે તમે ગામમાં પેસો છો. શત્રુઓ તમારુ જે કાંઈ હશે તે તો લઈ લેશે, ને તમને જીવતા પણ નહી રહેવા દે. તમે બીજે કયાંય ચાલ્યા જાવ, કારણ કે જે ગામ રક્ષણનું કારણ હતું તે ગામ જ આપણા માટે ભયનું સ્થાન બન્યું છે.'

આ ઉપનયવાળું દૃષ્ટાંત કહ્યા છતાં આચાર્યે તેને છોડયા નહી. બાળકે બીજું દૃષ્ટાંત આપતા કહ્યું કે 'કોઈ એક નગરમાં વિચિત્ર રાજા હતો, તે પોતેજ પોતાના માણસો દ્વારા નગરમાં ચોરી કરાવતો હતો. લોકો રાજમાં પુકાર કરતાં તો પુરોહીત ઉલટાનો પ્રજાનો વાંક કાઢતો કે 'પોતાની વસ્તુ પોતે સાચવવી જોઇએ વસ્તુ સાચવવાની તેવડ ન હોય તો શા માટે વસાવતા હશો? શર્મ આવવી જોઇએ' આવી વાતો લઇને રાજદરબારમાં આવતા. જાવ ચાલ્યા જાવ.'

આ સાંભળી નિરાશ થયેલા લોકો પરસ્પર કહેવા લાગ્યાં, 'અરે ભાઇ! જ્યાં રાજા પોતે જ ચોરી કરાવે, પુરોહીત ન્યાય કરવાને બદલે ભાંડવા માંડે તે નગરમાં રહેવું હિતાવહ નથી માટે બીજે ચાલો. કેમ કે આ તો શરણથી ભય ઉત્પન્ન થયો છે.' આ દૃષ્ટાંતની પણ કશી જ અસર ન થઈ ત્યારે તેણે ત્રીજું ઉદાહરણ આપતાં કહ્યું: 'એક નગરમાં વિષયાંધ બ્રાહ્મણ રહેતો હતો. તે અતિકામી હોઈ તેની વૃત્તિ સ્ત્રીઓમાં જ રહેતી. એકવાર પોતાની યુવાન દીકરી ઉપર એની નજર બગડી. તેને ભોગવવાની ઈચ્છા પ્રબળ થતી ગઈ. પણ લજ્જાવશ કાંઈ થઇ શકયું નહી. પરિણામે તેનું શરીર દિન પ્રતિદિન

ક્ષીણ થવા લાગ્યું. તેની ગંભીર સ્થિતિથી ચિંતિત થઇ પત્નીએ કારણ પૂછતાં તેણે સાચી વાત જણાવી કહ્યું કે, "આ ઇચ્છા પૂરી નહી થાય. તો મારું મૃત્યુ થશે ને હું અવગતે જઈશ."

ભોળી બ્રાહ્મણીએ પતિના પ્રાણ બચાવવા પુત્રીને કહ્યું દિકરી ! આપણા કુળક્રમ પ્રમાણે યુવાન–પરણાવવા યોગ્ય કન્યાને પ્રથમ યક્ષરાજ ભોગવે પછી તેને પરણાવવાથી તે અખંડ સૌભાગ્યવતી ને સુખી થાય છે. તે માટે તારે કાળી ચઉદશની રાત્રે યક્ષ-મંદિરે જવાનું છે. યાદ રાખજે દીવો કરવાનો નથી. નહી તો યક્ષ કોપાયમાન થાય છે. પુત્રીએ માતાની બધી વાત માની ને તે દિવસે યક્ષમંદિરે જવા ઉપડી પણ તેને થયું કે યક્ષનું રૂપ–સ્વરૂપ જોવા દીવો તો જોઇએ. માટે તે સંતાડીને સાથે દીવો પણ લઈ ગઈ. આ તરફ પેલો (બાપ) બ્રાહ્મણ પહેલાથી જ મંદિરમાં પહોંચી ગયેલો. તે પુત્રીને ભેટ્યો ને નિઃશંક થઈ તેને ભોગવી. ઘણાં વખતે ઈચ્છા પૂરી થઈ ને ઊંઘ પણ આવી. તે સૂઇ ગયો.

પુત્રીએ કૌતુકવશ દીવો સળગાવી જોયું તો એના બાપ જ એને આશ્લેષ દઈ સૂતા હતા. તે તો આભી જ બની ગઈ. 'મારી મા જેવી માએ આ શું કર્યું ? હવે તો આ જ પતિ. નાચવું હોય તો ઘૂમટો શાને તાણવો ?' એમ વિચારી તે પણ નિઃશંક થઈ બ્રાહ્મણ સાથે સૂઇ ગઇ. બ્રાહ્મણને ઘણા દિવસે ઉંઘ આવેલી માટે તે તો મોડી સવાર સુધી ઉઠ્યો નહી ને તેની દિકરી પણ ઊઠી નહી. તેમની તપાસ કરતી બ્રાહ્મણી ત્યાં આવી. તેણે પતિને ઉઠાડી એક તરફ ખસેડ્યો ને પુત્રીને કહ્યું: 'દિકરી ! ઉભી થા ! કેટલું ઊંઘવાનું ?' તેણે કહ્યુંઃ 'મા, આમને કેમ ઉઠાડ્યા ? સૂવા દે. યક્ષે મને પતિ તરીકે એ જ આપ્યા છે. માટે તું તારે બીજો ધણી ગોતી લેજે.'

આ સાંભળી ચકિત થયેલી માએ કહ્યું: 'જેના મળ–મૂત્ર મેં લાંબા સમય સુધી સાફ કર્યા છે તે મારી પુત્રીએ મારો પતિ ઉપાડ્યો, આ તો શરણથી ભય ઉભો થયો.' ઇત્યાદિ કુમારની વાત સાંભળવા છતાં આષાઢાચાર્ય જરાય ઢીલા ન થયા એટલે કુમાર વળી ચોથું દૃષ્ટાંત કહેવા લાગ્યો. કોઈ નગરમાં એક મૂર્ખ બ્રાહ્મણે ધર્મબુદ્ધિથી તળાવ ખોદાવ્યું ને તેના કાંઠે ઘણા બકરાઓ યજ્ઞમાં હોમાવ્યા. કાળે કરી તે બ્રાહ્મણ બકરો થયો. એક દિવસ તે બકરો તેના પુત્રના હાથમાં આવ્યો ને તેને યજ્ઞમાં હોમવા તળાવની પાળે લઈ આવ્યો. તળાવ અને યજ્ઞવેદી કુંડ આદિ જોઈ બકરાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી તે આર્તનાદે બેં....બેં કરવા લાગ્યો. એવામાં કોઈ જ્ઞાની મુનિરાજ ત્યાંથી નીકળ્યા ને તેમણે કહ્યું: 'ભાઇ ! તેં જ સરોવર કરાવ્યું, વૃક્ષો વાવ્યા, યજ્ઞો કરાવ્યા ને બકરાઓ હોમાવ્યાં. હવે બેં....બેં નો શો અર્થ છે ?'

આ સાંભળી બ્રાહ્મણપુત્રોએ વાતના મર્મ પૂછતાં મુનિએ તેનો પૂર્વભવ કહ્યો. પુત્રોએ કહ્યું: 'જો આ બકરો અમારો પૂર્વભવનો બાપ હોય તો તેમણે જ્યાં ધનાદિ દાટ્યા હોય તે જગ્યા બતાવે તો અમને પ્રતીતિ થાય.' એ સાંભળી બકરાએ ઈશારો

કરી પોતાની પાછળ આવવા દિકરાઓને જણાવ્યું ને જ્યાં ધન દાટયું હતું તે જગ્યા પગની ખરીથી બતાવી. ખોદી જોતાં દ્રવ્ય મળ્યું. સહુ વિશ્વાસ ને વિસ્મય પામ્યા. ગુરુમહારાજના ઉપદેશથી સર્વેએ યજ્ઞ ન કરવાનો નિયમ કર્યો. બકરો પણ અણસણ કરી સ્વર્ગ પામ્યો.

જેમ તે બ્રાહ્મણે આ તળાવ આદિ અને યજ્ઞના અનુષ્ઠાનો પરલોકમાં મારે શરણ થશે એમ સમજી કર્યાં કરાવ્યાં તે તેને જ વિપત્તિ ને દુઃખનું કારણ બન્યાં. એવી જ રીતે મેં પણ આ ઘોર જંગલમાં ભયભીત થઇ તમને શરણ માન્યા. જો તમે મને લૂંટી લેશો તો મારે માટે પણ શરણથી વિપત્તિ થઇ કહેવાશે.' આમ ઘણી રીતે બાળકે આચાર્યને સમજાવ્યા પણ લોભાંધ આચાર્ય કોઇ રીતે સમજ્યા નહી ને બાળકને મારી ઘરેણાં કાઢી લીધાં, આમ છ–છ કુમારોને મારી તેમના ઘરેણા લઈ આગળ જતાં આચાર્યને એક સગર્ભા યુવાન સાધ્વી સામે મળી. તેણે આંખમાં આંજણ આંજ્યું હતું ને ઘરેણાં પહેર્યાં હતાં. તેને જોઈ આચાર્યે કહ્યું.

'રે દુષ્ટ નિર્લજ્જ! જિનશાસનની હિલના કરતા તને કાંઈ થતું નથી. ને લટકા મટકા કરતી ચાલી નિકળી છે તે! કયાંથી આવી તું? તારા હાલ તો જો.'

સાધ્વી બોલી 'શું જોવે? પોતાના બીલાંફળ જેવડાં છીદ્ર તો દેખાતા નથી ને મારા સરસવ જેવડા દોષ જોઈ આટલા અકળાઇ શાના જાવ છો? કેમ દૂર ભાગ્યા? તમે શુદ્ધ હો તો મારી પાસે આવો ને તમારાં પાત્રાં બતાવો.'

આ સાંભળતાં જ આચાર્ય તો રસ્તો પકડી નાસ્યા. થોડે ગયા ત્યાં સામેથી રાજાનું સૈન્ય આવતું ભાળ્યું. ડરના માર્યા માર્ગ છોડી આડે રસ્તે ચાલ્યા. પણ ભાગ્યજોગે તેઓ રાજાની સામે જ જઈ ઊભા. તેમને જોઈ રાજા હાથી પરથી નીચે ઉતરી નમ્રતાપૂર્વક વાંદવા લાગ્યો ને બોલ્યો 'હે દયાળુ ગુરુ! મોટા ભાગ્યે આજે આપના દર્શન થયા. હવે થોડો આહાર ગ્રહણ કરી ઉપકાર અને મારી ભાવના સફળ કરો.'

આ સાંભળી આચાર્ય ગભરાયા કે પાતરાં કાઢતાં કયાંક અલંકાર જોઈ જશે તો દુઃખના ડુંગરા ટૂટી પડશે. તેમણે તરત કહ્યું: 'ઓહ! આજે તો મારે ઉપવાસ છે.' રાજાએ કહ્યું 'તમે સમુદાયના અન્ય સાધુને આપજો પણ મારી ભાવના તો પૂરી કરવી જ પડશે. એમ કહી રાજાએ વહોરાવવા પરાણે ઝોળીમાં હાથ નાંખ્યો ને પાતરા કાઢ્યાં ને આંખો ફાડી જોતા જ રહી ગયા. ક્ષણવારમાં રાજાની આંખ લાલ થઇ ગઇ ને જાણે આગ વરસવા લાગી.

ક્રોધિત થયેલા રાજાએ કહ્યું: 'અરે દુષ્ટ! મારા બધા દિકરા મારી નાંખ્યા? હત્યારા! સાધુના વેષમાં આવા કામ કરનાર તમને હવે મૃત્યુમાંથી કોઈ બચાવનાર નથી.'

આ સાંભળી નીચા મુખે આચાર્ય વિચારવા લાગ્યા. 'આ રાજા મારૂં પાપ જાણી ગયા. એ કુમળા કુમારો આ રાજાના જ હતા. હવે શું થશે? હવે મને જીવતો નહીં છોડે. ભૂંડી મોતે મારશે. મેં ઘોર કર્મ કર્યું. પરિણામે યોગ અને ભોગ બંનેથી

હું ભ્રષ્ટ થયો. મારી હવે કઈ ગતિ થશે ?' ઇત્યાદિ ચિંતામાં ઊંડા ઉતરી આચાર્ય પશ્ચાત્તાપ કરવા લાગ્યા ત્યાં પેલા દેવતાએ માયામય બધો દેખાવ દૂર કરી પોતે પ્રગટ થયો ને હાથ જોડી બોલ્યો 'હે પૂજ્યવર્ય ! મેં આપને દેવ થઈ દર્શન આપવાનું વચન આપેલું હું તે જ આપનો શિષ્ય છું. વચને બંધાયેલો હોઇ હું આવ્યો છું. સ્વર્ગમાં ઉપજ્યા પછી હું તરત ન આવી શક્યો. તથા (**संकंति दिव्व पेमा०**) (**चत्तारि पंच जोयण सयाइ०** એટલે) સંક્રમેલા એટલે પ્રાપ્ત થયેલા દિવ્ય પ્રેમ આદિના કારણે દેવો દેવલોકમાં લુબ્ધ થઈ જવાથી પૃથ્વી પર આવી શકતા નથી. તેમજ ચારસો-પાંચસો યોજન ઉપર સુધી આ પૃથ્વીની દુર્ગંધ જાય છે તેથી પણ દેવતા પૃથ્વી પર આવતા નથી. ઈત્યાદિ આગમવાણીથી જાણ થઇ તમે આવું દુષ્ટ કર્મ કેમ કર્યું ? મારું બતાવેલું દિવ્ય નાટક તમે છ મહિના જોયું છતાં તમને તે કાળ મુહૂર્ત જેવો લાગ્યો.'

ઈત્યાદિ દેવની વાણી સાંભળી સૂરિ સાવધાન થયા. સંશય નાશ પામ્યો ને પોતાના દુષ્ટ આચરણની નિંદા કરવા લાગ્યા. તેઓ બોલ્યા 'તમે જ મારા ભાવબન્ધુત્વથી મને મોક્ષમાર્ગ બતાવ્યો છે. ધર્મભ્રષ્ટને ફરીથી ધર્મમાર્ગે લાવ્યા તેથી તમારો મોટો ઉપકાર છે. આ ઋણ હું કોઇ રીતે ઉતારી શકું તેમ નથી તેથી વધારે શું કહું ?' આચાર્યના વચનોથી પરમ આનંદિત થયેલા દેવે પોતાના અપરાધની ક્ષમા માગી ને સ્વસ્થાને ગયો. આચાર્ય પણ આલોયણપૂર્વક ઉગ્ર તપ કરી સદ્‌ગતિ પામ્યા.

આ પ્રમાણે આષાઢાચાર્યે સમકિતથી ભ્રષ્ટ થઈ મનમાં સંશય કર્યો. કેટલી હદે ઉતરી ગયા અને પછીથી શુદ્ધ ભાવવાળા થયા. માટે સર્વ સાધુઓએ શંકા રહિતપણે શુદ્ધ ચારિત્રનું પાલન કરવું.



## ૨૫૩

### મિથ્યાત્વના ભેદો.

**एकधा द्विविधा नूनं, चतुर्धा त्रिविधा मतम् ।**
**दशधा पञ्चधा चैव, मिथ्यात्वं बहुधा स्मृतम् ॥ १ ॥**

**અર્થ:**—એક, બે, ત્રણ, ચાર, પાંચ દશ પ્રકારે એમ મિથ્યાત્વ ઘણાં પ્રકારે છે. શ્રી વીતરાગદેવના વચન પર—જીવાદિ પદાર્થો પર અશ્રદ્ધા એ એક પ્રકારે મિથ્યાત્વ. વ્યક્ત અને અવ્યક્ત એમ બે પ્રકારે પણ મિથ્યાત્વ કહેવાય છે. પ્રમાણ વાક્યોદ્વારા તથા યુક્તિ-દ્વારા એકાંત પક્ષની પુષ્ટિ કરનારા એવા સ્પષ્ટ ચૈતન્યવાળા સંજ્ઞી પંચેન્દ્રિયાદિ જીવોનું

મિથ્યાત્વ તે વ્યક્ત મિથ્યાત્વ કહેવાય. અને જે મોહનીયકર્મની પ્રકૃતિ સ્વરૂપ, અનાદિકાલીન સમ્યગ્દર્શન આદિ આત્માના ગુણોને ઢાંકનાર અને જીવની સાથે સર્વકાલે સતત રહેલું હોય છે તેને અવ્યક્ત મિથ્યાત્વ કહેવામાં આવે છે, આ અસંજ્ઞી એવા એકેંદ્રિય આદિ તેમજ નિગોદના જીવોને હોય છે.

દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે પણ મિથ્યાત્વ કહેવામાં આવ્યું છે. જેમાં બાહ્યાચાર મિથ્યાત્વી જેવા હોય પણ અંતરંગમાં સમકિત હોય તો તે દ્રવ્ય મિથ્યાત્વ કહેવાય. આવું મિથ્યાત્વ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજા કુમારપાળ મહારાજાના આગ્રહથી સોમનાથ મહાદેવના મંદિરે ગયા ત્યારે તેમનાં જીવનમાં જણાય, તથા રાજાના આગ્રહથી ગૈરિક તાપસને જમાડનાર કાર્તિક શેઠના જીવનમાં જણાય તથા ત્રિકાળજ્ઞાની–યથાર્થવાદી સર્વજ્ઞ તીર્થંકરોના વચનનો અનાદર કે અવિશ્વાસ કરવો તે ભાવ મિથ્યાત્વ કહેવાય. વ્યવહાર મિથ્યાત્વ અને નિશ્ચય મિથ્યાત્વ આવા બે ભેદો પણ દ્રવ્ય–ભાવ મિથ્યાત્વ પ્રમાણે જાણી લેવા.

ચાર ભેદે પણ મિથ્યાત્વ જણાવ્યું છે; યથા–લૌકિક દેવગત મિથ્યાત્વ, લૌકિક ગુરુગત મિથ્યાત્વ, તેમજ લોકોત્તર દેવગત મિથ્યાત્વ અને લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ.

જેમકે–બ્રહ્મા–વિષ્ણુ, શંકર, ગણેશ, ગોત્રદેવ, ક્ષેત્રદેવી, આદિ લૌકિકદેવોને પૂજવા માનવા આદિ લૌકિક દેવગત મિથ્યાત્વ સમજવું અને વૈરાગી, જોગી, સંન્યાસી, જંગમ, તાપસ, બ્રાહ્મણ આદિ લૌકિક ગુરુને માનવા, પૂજવા કે સત્કારવા તે લૌકિક ગુરુગત મિથ્યાત્વ કહેવાય.

વીતરાગદેવની યાત્રાદિક માનતા કરવી. જેમકે હે ભગવન્! (કોઇપણ જેમ કે શંખેશ્વર–કેસરીયાજી આદિ) જો મારૂં અમુક કાર્ય સિદ્ધ થશે તો હું તમને શ્રીફળાદિ, સ્નાત્રાદિ, નિત્ય દર્શન પૂજા કે અષ્ટપ્રકારી પૂજા આદિ કરીશ (શુભ ખાતે અમુક દ્રવ્ય વાપરીશ કે કમાણીમાં ભાગ રાખીશ વિગેરે) સંસારના સુખ માટે પ્રભુને માનવા કે માનતા કરવી અથવા "હે પ્રભુ! તમારા પ્રતાપેજ અમે સુખી છીયે. મારા લગ્ન આદિ સંતાનપ્રાપ્તિ આદિ દુર્લભ કાર્યો તમે જ કરી આપ્યાં છે તો હવે મારા પુત્ર તેમજ પુત્રવધૂ આદિને સુખી રાખજો." ઇત્યાદિ સ્તુતિ પણ લોકોત્તર દેવગત મિથ્યાત્વ જાણવું.

આ પ્રમાણે અવિવેકપૂર્ણ માનતા કે સ્તુતિ કરીને કેટલાક લોકો અવિનાશી અવિકારી, વીતરાગદેવને દૂષણ જ આપે છે, જે મૂઢ જીવને આવાં મિથ્યાત્વો વળગ્યાં છે તે આ સંસારમાં કશું તત્ત્વ પામ્યા નથી. કારણ કે લોકોત્તરદેવમાં લૌકિકદેવની સ્થિતિ સ્થાપન કરવી તે મિથ્યાત્વ જ છે. એટલે કે હે પ્રભુ! આપની ઇચ્છા પ્રમાણે જ બધું ચાલે છે, સુખ–દુઃખની પ્રાપ્તિ થાય છે, તમેજ સુખ–દુઃખના દાતા છો ઇત્યાદિ લૌકિક દેવતાની જેમ પ્રભુને સમજવા ને કહેવું તે પણ મિથ્યાત્વ છે.

આમ લોકોત્તર દેવગત નામનું ત્રીજું મિથ્યાત્વ સમજવું. અને પાસથ્થા આદિ હીનાચારી સાધુઓને જાણવા છતાં ગુરુબુદ્ધિથી માનવા વાંદવા તે લોકોત્તર ગુરુગત

મિથ્યાત્વ જાણવું–અથવા પરમતના લોકોએ જિનપ્રતિમાને ગ્રહણ કરી પોતાની રીતે માની હોય તેને વંદન–પૂજન આદિ કરવું કે જિનમંદિરમાં સાધુઓએ ઉતરવું કે રાત્રિએ પ્રતિમાજીનું ન્હવણ વગેરે કરવાં અથવા જળક્રીડા, હીંચકા, નાટક આદિ કે આંગી રચના પ્રદર્શની લૌકિક મંદિરની જેમ જિનમંદિરમાં કરવા આ બધું લોકોત્તર-દેવગત મિથ્યાત્વ સમજવું. લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ પણ પક્ષાંતરે પૂર્વાચાર્યોએ આ પ્રમાણે જણાવ્યું છે:—

जे लोगुत्तमलिंगा, लिंगिअदेहावि पुप्फतंबोलं।
आहाकम्मं सव्वं, जलं फलं चेव सचित्तं ॥ १ ॥
भुंजंति थीपसंगं, ववहारं गंथसंगहं भूसं।
एगागित्तं भमणं, सच्छंदविहिअं वयणं ॥ २ ॥
चेइय मढाइवासं, वसहीसु निच्चमेव संठाणं।
गेअं निअवरनाणऽच्चावणमवि कणयकुसुमेहिं ॥ ३ ॥
तिविहं तिविहेण य, मिच्छत्तं वज्जियं जहिं दूरं।
निच्छयउ ते सड्ढा, अन्ने उण नामओ चेव ॥ ४ ॥

**અર્થ**—જેઓ લોકોત્તર સાધુવેષ ધારણ કરીને પણ પુષ્પ, અત્તર, તંબોલ, આધાકર્મી (પોતા માટે વિના કારણ કરાવેલો) આહાર, સજીવ પાણી–ફળ, અને સ્ત્રીનો પ્રસંગ કરે, વ્યાપાર કરે, દ્રવ્યાદિકનો સંગ્રહ કરે, વીંટી આદિ ઘરેણાં રાખે, એકલા ફરે–વિચરે, સ્વછંદપણે રહે, જેમ ફાવે તેમ બોલે, ચૈત્ય–મઠમાં વાસ કરે, વસતિ (ઉપાશ્રય) માં કાયમી વસવાટ કરે, પોતાના ગુણના ગાયન કરાવે, સુવર્ણમુદ્રા પુષ્પાદિથી પોતાની પૂજા કરાવે, આમ વિપરીત રીતે વર્તતા માત્ર વેષધારી સાધુઓનો ત્રિવિધે જેણે દૂરથી ત્યાગ કર્યો છે, ખરેખર! તેઓ જ સાચા શ્રાવક છે બાકી નામધારી શ્રાવક સમજવા.

મન–વચન અને કાયાથી મિથ્યાત્વ ત્રણ ભેદે જાણવું. પૂર્વાચાર્યો પણ ફરમાવે છે કે:

एयं अणंतरुत्तं, मिच्छं मनसा न चिंतइ करेमि।
सयमेव नो करेउ, अन्नेण कए न सुट्ठु कयं ॥ १ ॥
एवं वाया न भणइ, करेमि अन्नं च न भणेइ करेह।
अन्नकयं न पसंसइ, न कुणइ सयमेव कायेण ॥ २ ॥
करसन्नभमुहखेवाइहिं, न य कारवेइ अण्णेण।
अण्णकयं न पसंसइ, अण्णेण कए न सुट्ठु कयं ॥ ३ ॥

**અર્થ**—પૂર્વે વર્ણવેલા મિથ્યાત્વને મનમાં ચિંતવે નહી. અર્થાત્ મિથ્યાત્વને કરવા–

કરાવવા કે અનુમોદવા મનોવ્યાપાર–માનસિક રીતે મિથ્યાત્વની સેવા કરે નહી. તેવીજ રીતે મિથ્યાત્વ આચરવાદિની વાત મુખથી વચન દ્વારા બોલે નહી. કોઇને પ્રેરણા આપે નહી કે કોઇ આચરનારની અનુમોદના ન કરે કે તેં–એણે સારૂં કર્યું. મિથ્યાત્વની પ્રશંસા ન કરે તેવીજ રીતે કાયાથી મિથ્યાત્વનું કાર્ય કરે નહી. તેમજ હાથની, આંખ કે ભ્રમરની કે એવી કાયાના કોઈ અંગની સંજ્ઞા કરી મિથ્યાત્વનું કાર્ય કોઈ પાસે કરાવે નહી, અને કોઇ કરનારને માટે શરીરના અવયવ કે મુખ આદિના હાવભાવથી ગમવાપણું જણાવે નહી. (આ બધું સમ્યક્ત્વનું પોષક અને મિથ્યાત્વથી બચાવનાર છે. આથી વિપરીત મિથ્યાત્વ છે. એમ જાણવું.)

મિથ્યાત્વના દશ પ્રકાર પણ જણાવ્યા છે, તે આ પ્રમાણે અધર્મમાં ધર્મસંજ્ઞા, ધર્મમાં અધર્મસંજ્ઞા, ઉન્માર્ગમાં માર્ગસંજ્ઞા, માર્ગમાં ઉન્માર્ગસંજ્ઞા, અજીવમાં જીવસંજ્ઞા, જીવમાં અજીવસંજ્ઞા. કુસાધુમાં સુસાધુસંજ્ઞા, સુસાધુમાં કુસાધુસંજ્ઞા, અમુક્તમાં મુક્તસંજ્ઞા અને મુક્તમાં અમુક્તસંજ્ઞા, તેની સમજણ નીચે પ્રમાણે છે.

(૧) શુભલક્ષણ શુભપરિણામથી રહિત હોવાથી વેદ આદિ ગ્રંથોના ધર્મવાકયો અનાગમ (આગમ અમાન્ય) છે. તે વાકયમાં ધર્મ એટલે આગમબુદ્ધિ રાખવી તે અધર્મમાં ધર્મસંજ્ઞા કહેવાય.

(૨) સર્વકર્મનો નાશ કરનાર ને શુદ્ધસમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવનાર એવા આપ્તવચન (આગમ) માં અનાગમ (અધર્મ) ની બુદ્ધિ રાખવી અથવા માણસો બધાં સરખાં જ હોય તે કોઇ સર્વજ્ઞ હોઈ શકે નહી, રાગ અને વાસના માણસ સર્વથા છોડી શકે નહી આદિ અનુમાન પ્રમાણથી કુયુક્તિ કરી કોઈ આપ્ત પુરુષ છે જ નહી, એમ કરી આપ્ત પુરુષ પ્રણીત આગમમાં અનાગમ બુદ્ધિ રાખવી. તે ધર્મમાં અધર્મસંજ્ઞા જાણવી.

(૩) મોક્ષ માટે વિપરીત માર્ગ તે અમાર્ગ, એટલે વસ્તુતત્ત્વની અપેક્ષાએ વિપરીત શ્રદ્ધાન યુક્ત જ્ઞાન અને ક્રિયા કરવી તે ઉન્માર્ગ, તેમાં માર્ગબુદ્ધિ રાખવી કે આ મુક્તિમાર્ગ છે. તે ઉન્માર્ગમાં માર્ગસંજ્ઞા સમજવી.

(૪) મોક્ષમાર્ગમાં એટલે શુદ્ધ શ્રદ્ધામય જ્ઞાન–ક્રિયામાં ઉન્માર્ગપણાની બુદ્ધિ રાખવી, એ માર્ગમાં ઉન્માર્ગ સંજ્ઞા કહેવાય.

(૫) આકાશ પરમાણુ આદિ જે ખરેખર અજીવ છે તેમાં જીવ છે એમ માનવું. શરીરને આત્મા માનવો, અથવા પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ, યજમાન, આકાશ, ચંદ્ર અને સૂર્ય એ આઠ મહાદેવની મૂર્તિઓ છે એવું માનવું. ઇત્યાદિ અજીવમાં જીવ સંજ્ઞા સમજવી.

(૬) જેમ ઘડા કે કપડામાં શ્વોસોચ્છ્વાસ નથી તેમ પૃથ્વી કે વનસ્પતિમાં શ્વાસ નથી. માટે તેમાં જીવનું લક્ષણ ન હોઇ તે અજીવ છે, આવી કુયુક્તિથી જીવમાં અજીવની બુદ્ધિ તે જીવમાં અજીવસંજ્ઞા સમજવી.

(૭) છકાય જીવોની હિંસામાં પ્રવર્તતાં અસાધુમાં આ સાધુ છે, એવી સાધુબુદ્ધિ તે અસાધુમાં સાધુસંજ્ઞા કહેવાય.

(૮) આ વાંજીયા હોઈ, તેમજ સ્નાન સંધ્યા નહી કરતા હોઈ તેમની સદ્ગતિ નથી. ઇત્યાદિ કુયુક્તિયો દ્વારા પાંચ મહાવ્રતના પાળનારા સુસાધુમાં અસાધુબુદ્ધિ રાખવી તે સાધુમાં અસાધુસંજ્ઞા સમજવી.

(૯) જેઓ કર્મની પરવશતા ભોગવે, તેવા કર્મવાળા અને લૌકિક વ્યવહારમાં પ્રવર્તતા અમુક્તાત્માને મુક્ત માનવા, એટલે કે અણિમાદિ અષ્ટ સિદ્ધિ આદિ ઐશ્વર્ય કે લબ્ધિ આદિ પામેલા કુશળ જીવને માટે એમ માનવું-કહેવું કે તેઓ સદા આનંદમા લીન છે તેઓ નિવૃત્ત (મુક્ત) આત્મા છે, તેઓ દુસ્તર સંસારસાગર તરી ગયા છે. ઈત્યાદિ માનવું તે અમુક્તમાં મુક્તસંજ્ઞા કહેવાય.

(૧૦) સકલ કર્મ અને તેના વિકારથી રહિત તેમ જ અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય (અનંતચતુષ્ટય)ના ધારક મુક્ત જીવોને અમુક્ત માનવા. તે મુક્તમાં અમુક્ત સંજ્ઞા કહેવાય.

હવે મિથ્યાત્વના પાંચ પ્રકારો જણાવે છે.

(૧) પોતાના માનેલા મતને જ પ્રમાણભૂત માનતા કુદષ્ટિવાસિત માણસોને જે મિથ્યાત્વ હોય છે તે અભિગ્રહિક મિથ્યાત્વ કહેવાય.

(૨) બધા ભગવાન સરીખા છે. નામ અલગ પણ ભગવાન એક જ છે એમ માનતો સર્વ દેવોને અને સર્વ ગુરુઓને નમસ્કાર ને સર્વ ધર્મને કરવાની બુદ્ધિ રાખે ધર્મ અને અધર્મની ઓળખ વિના સર્વ ધર્મને સરખાં માનવા તે અનભિગ્રહિક મિથ્યાત્વ કહેવાય.

(૩) પોતાને ઈષ્ટ એવા શ્રી અરિહંત ભગવંતના મતનું યથાસ્થિત-યથાર્થ વર્ણન કોઇ કરે, પણ તે વર્ણન કરનાર વ્યક્તિ પરના ઇર્ષ્યા-માત્સર્યને કારણે-કેમકે સાચી વાત પણ અણગમતા માણસે કહી છે, માટે જાણી જોઇને તેનો વિરોધ કે ખંડન કરવું તે અભિનિવેશિક મિથ્યાત્વ જાણવું. અથવા પહેલા અજાણપણે ઉત્સૂત્રરૂપ્રપણા (સૂત્ર-વિરુદ્ધ ભાષણ) થઈ ગઈ હોય પછી સાચી વસ્તુ સમજાઈ-જણાઈ હોય છતાં પણ પોતે કહેલી વાતને છોડે નહી ને તેને સાચી ઠરાવવા યુક્તિઓ યોજ્યા કરે, કોઈ સમજાવે તેમ છતાં પોતાનો આગ્રહ છોડે નહી. એ અભિનિવેશિક મિથ્યાત્વ.

(૪) સૂત્ર, અર્થ અથવા સૂત્રાર્થમાં સંશય થાય. પોતાને ન સમજાતી વસ્તુ અન્યને પૂંછે કે સમાધાન મેળવે નહી. તે સાંશયિક મિથ્યાત્વ જાણવું.

(૫) અને જેઓ કાંઈ પણ તત્વાતત્ત્વનો વિચાર જાણે નહી તેવા એકેંદ્રિયાદિ જીવોને અજ્ઞાનરૂપ અનાભોગિક મિથ્યાત્વ જાણવું.

આમ અનેક પ્રકારે મિથ્યાત્વ શાસ્ત્રોમાં જણાવેલું છે, વિધિકૌમુદીમાં તોંતેર ભેદ

જણાવ્યા છે. કોઈ જગ્યાએ એકવીશ ભેદ પણ જણાવ્યા છે, તે મિથ્યાત્વને સારી રીતે જાણી તેનો દૂરથી પરિહાર કરવો. હવે તેની સ્થિતિ કેટલી હોયે તે જણાવે છે.

अभव्याश्रितमिथ्यात्वेऽनाद्यनन्ता स्थितिर्भवेत् ।
सा भव्याश्रितमिथ्यात्वेऽनादिसान्ता पुनर्मता ॥ १ ॥

**અર્થ**—અભવ્ય જીવને આશ્રયી મિથ્યાત્વની સ્થિતિ અનાદિ કાળથી માંડી અનંતકાળ સુધીની અને ભવ્ય જીવને આશ્રયી અનાદિસાંત એટલે આદિ વિનાની પરંતુ અંતવાળી માનવામાં આવી છે.

ઉપલક્ષણથી મિથ્યાત્વની સ્થિતિના ચાર ભાંગા થાય છે. (૧) અનાદિ અનંત. (૨) અનાદિ સાંત અને (૩) સાદિ અનંત અને (૪) સાદિ સાંત. અભવ્ય જીવોને વિપરીત રુચિરૂપ મિથ્યાત્વ અનાદિ–અનંતકાળનું હોય છે, કેમકે અનાદિકાળથી મિથ્યાત્વ લાગેલું છે ને તેનો કોઇ કાળે અંત આવવાનો નથી. ભવ્ય પ્રાણીઓને આશ્રયી મિથ્યાત્વનો કાળ અનાદિ સાંત હોય છે કારણ તેમને પણ મિથ્યાત્વ તો અનાદિથી હોય છે પણ તેઓ મોક્ષે જનાર હોઇ સમ્યક્ત્વ પામતા મિથ્યાત્વનો અંત થાય છે. માટે તેમનું અનાદિ સાંત મિથ્યાત્વ ગણાય છે. વળી કોઈ અનાદિ મિથ્યાત્વી ભવ્યજીવ સમ્યક્ત્વ પામીને કોઈ કારણ વિશેષે ફરી સમ્યક્ત્વ વામી મિથ્યાત્વ પામે તો તેનું મિથ્યાત્વ આદિવાળું હોઈ સાદિ થયું. આ મિથ્યાત્વ જઘન્યથી અંતર્મુહૂર્ત અને આશાતનાદિ ઘોર પાપને લીધે અર્ધપુદ્ગલ પરાવર્ત કાલ સુધી રહે ને પાછું સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં મિથ્યાત્વનો અંત થાય તેથી તે સાદિસાંત મિથ્યાત્વ થયું. અને સાદિ અનંત નામનો ત્રીજો ભાંગો કોઈ પણ જીવને સ્પર્શતો નહી હોવાથી તે શૂન્ય જાણવો. કારણ કે સાદિ મિથ્યાત્વ તો ભવ્યજીવને જ હોય ને તેનું મિથ્યાત્વ અનંત હોઈ શકે નહી. અર્ધપુદ્ગલ પરાવર્ત કાલે તો અવશ્ય તે મિથ્યાત્વનો અંત થાય.

અહીં ભવ્ય–અભવ્યનું સ્વરૂપ જિજ્ઞાસુને જણાવતા કહે છે કે જે મુક્તિને યોગ્ય હોય તે ભવ્ય, પણ અવશ્ય મુક્તિએ જાય જ તે ભવ્ય એમ નહી. કેમ કે કેટલાક આત્માઓ ભવ્ય હોવા છતાં મુક્તિ પામશે નહી. માટે સિદ્ધિને યોગ્ય તે ભવ્ય. તથા **'भव्वा वि न सिज्झिस्संति केइ'** એટલે કે 'કેટલાક ભવ્ય પ્રાણીઓ પણ મુક્તિ પામશે નહીં. એવું આગમ વચન છે. ભવ્યથી વિપરીત એટલે જેઓ કદી ભવરુપ સાગરનો પાર પામ્યા નથી, પામતા નથી ને પામશે પણ નહી તે અભવ્ય. ભવ્ય તથા અભવ્યનું લક્ષણ જાણવા માટે વૃદ્ધો કહે છે કે જે કોઇ જીવ સંસારથી વિરુદ્ધ એવા મોક્ષને માને. તેની પ્રાપ્તિની અભિલાષાપૂર્વક એમ વિચારે કે 'હું ભવ્ય હોઇશ કે અભવ્ય ? જો ભવ્ય હોઉં તો સારૂં પણ અભવ્ય હોઉં તો મને ધિક્કાર હજો.' આવો વિચાર કોઈપણ જેને આવે તે પ્રાણી ભવ્ય જ હોય. જેને આવો વિચાર જ ન આવ્યો હોય ન આવે–ન આવવાનો હોય તો તે અભવ્ય જાણવો. શ્રી આચારાંગ સૂત્રમાં જણાવ્યું

છે કે अभव्यस्य हि भव्याभव्यशङ्काया अभाव: । અભવ્ય જીવને 'હું ભવ્ય છું કે અભવ્ય ? એવી શંકા પણ ઉપજતી નથી. મહાપાપી પાલકનામના અભવ્ય મનુષ્યનું સંક્ષેપે ચરિત્ર નીચે પ્રમાણે જાણવું.

શ્રાવસ્તી નગરીના મહારાજકુમાર સ્કંદકે શ્રી મુનિસુવ્રતસ્વામીજી પાસે શ્રાવકધર્મ સ્વીકાર્યો હતો. એકવાર કુંભકાર નામક નગરથી પાલક નામનો પુરોહિત ત્યાં આવ્યો. ધર્મ બાબત વિવાદમાં સ્કંદકે પુરોહિતને પરાજિત કર્યો. કેટલાક વખત પછી વૈરાગ્યના પ્રાબલ્યથી સ્કંદકે ભગવંત પાસે દીક્ષા લીધી. સમય સુખે વીતતો હતો. એકવાર સ્કંદકમુનિએ ભગવંતને કહ્યું 'પ્રભો ! આજ્ઞા આપો તો હું મારી બહેનના દેશમાં વિહાર કરી જાઉં.' પ્રભુએ કહ્યું "તમે ત્યાં જશો તો મોટો ઉપસર્ગ થશે." સ્કંદકમુનિએ ફરી પૂછ્યું 'ભગવન્ ! ઉપસર્ગ એ પણ મોક્ષનું કારણ છે, એવું તો આપશ્રી ફરમાવો છો. ધર્મના પસાયે ઉપસર્ગ તપસ્વીઓને નડતાં નથી. મોક્ષના આનંદનો અભિલાષ કરતા સાધુને દુઃખ પણ આનંદનું જ કારણ બને છે. આરાધના થશે ને ? તે ફરમાવો' ભગવંતે કહ્યું "તમારા સિવાય સર્વે આરાધક બનશે." આ સાંભળી સ્કંદક આચાર્ય પાંચસો શિષ્યો સાથે વિહાર કરતાં કુંભકાર નગરના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં પુરોહિત બનેલા પાલકે પૂર્વના વિવાદજન્ય વૈમનસ્યના લીધે બદલાની ભાવનાથી તે ઉદ્યાનની માટીમાં ગુપ્ત રીતે શસ્ત્રો દટાવ્યા ને રાજાને કહ્યું: "આ સાધુઓ તમને મારી નાંખી તમારું રાજ્ય લેવા આવ્યા છે." ઈત્યાદિ રાજાના કાન ભંભેર્યા અને સાબીતી માટે શસ્ત્રોનો ભંડાર ધરતીમાંથી કાઢી બતાવ્યો. ગુસ્સે થયેલા રાજાએ કોઈ ઊંડો વિચાર કર્યા વિના પાલકને કહ્યું કે "આ સાધુઓ મૃત્યુને યોગ્ય છે." રાજાજ્ઞા મેળવી દુષ્ટ પાલક સર્વ સાધુઓને માણસ પીલવાની ઘાણી પાસે લઈ ગયો ને એક પછી એક સાધુઓને પકડી પીલવા માંડયો. જેમની સમતાનો સંસારમાં જોટો ન જડે તેવા તે મહાપરાક્રમી ધીર-ગંભીર સાધુઓ આવેલ ઉપસર્ગને સમતાથી અરિહંતાદિના શરણ સ્વીકારવાપૂર્વક સહેવા લાગ્યા. આમ ૪૯૯ સાધુઓને પીલી નાંખ્યા પછી એક બાળસાધુને તે ઘાણીમાં નાંખવા લાગ્યો ત્યારે ક્ષમાશીલ સ્કંદકસૂરિજીએ તેને કહ્યું "આ બાળસાધુને મારી દેખતા ન પીલ. પહેલા મને પીલી નાંખ" પણ આચાર્યને વધુ દુઃખી કરવાની ભાવનાથી તેણે આચાર્યના દેખતાં તે બાળક મુનિને પ્રથમ ઘાણીમાં પીલવા નાંખ્યા. આ બધાંય સાધુઓને આચાર્યશ્રીએ બોધ આપ્યો. શમતાની ભલામણ પૂર્વક નિર્યામણા કરાવી જેના પ્રતાપે ૫૦૦ સાધુઓ આરાધના ને તેના બળે મુક્તિ પામ્યા. પરંતુ આવી ગોઝારી દશા જોઈ સ્કંદકસૂરિજીને દુઃખ થયું ને તેથી તેમણે પાલક તેમજ આવું જોનાર-આખા દેશને બાળી નાંખવાનું નિયાણું કર્યું. તેઓ પણ પીલાયા અને અગ્નિકુમાર દેવતા થયા વૈરની ભાવનાથી પાલક સહિત તે આખો દેશ બાળીને ખાખ કરી નાંખ્યો તે સ્થાન દંડકારણ્યના નામે પ્રસિદ્ધ થયું.

ઘાણીમાં પીલાવા હું પહેલાં, હું પહેલા, એમ બોલતા તે સત્વશાલી સાધુઓ કાળના મુખમાં ગયા પણ જરાય ખેદ પામ્યા નહી. તેઓ અનેક પ્રકારની લબ્ધિવાળા

હોઈ ધાર્યું કરવાના સામર્થ્યવાળા પણ હતા, છતાં હૈયામાં જરાય ક્રોધ કે અજંપો કર્યો નહી. તેથી તેઓ ધન્ય કૃતપુણ્ય બન્યા, તેમની વીતરાગતા આજે પણ સંસારમાં ગવાય છે. મહાપાપી પાલકને અનાદિઅનંત ભાંગાવાળું મિથ્યાત્વ હતું. તે મરીને સાતમી નરકે ગયો. જેઓ મિથ્યાત્વમદિરાથી બચે છે તેઓ મુક્તિવધૂ પામે છે.



## ૨૫૪

### મિથ્યાત્વ છોડવું કઠિન છે.

**अनन्तज्ञानसम्पूर्ण–दर्शनचरणान्वितम् ।**
**गुरुं प्राप्य न मिथ्यात्वं, त्यजन्ति मूढ बुद्धयः ॥**

**અર્થ**—અનંત તેમજ પરિપૂર્ણ જ્ઞાન, દર્શન અને ચારિત્રથી યુક્ત એવા ગુરુમહારાજને પામવા છતાં મુઢબુદ્ધિવાળા આત્માઓ મિથ્યાત્વને છોડતા નથી. આ બાબત મંખલીપુત્ર ગોશાળાના દૃષ્ટાંતથી જાણી શકાય છે.

### ગોશાળાનું દૃષ્ટાંત

એકવાર શ્રી મહાવીર પરમાત્મા શ્રાવસ્તિનગરીના ઉદ્યાનમાં પધાર્યા હતા. ત્યારે મહામિથ્યાભિમાની ગોશાળકને વાદ કરવા આવતો પ્રભુએ જ્ઞાનથી નિહાળ્યો. પ્રભુજીએ ગૌતમસ્વામી આદિ સાધુઓને કહ્યું: મંખલીપુત્ર અહીં આવે છે, માટે તમારે તેની દૃષ્ટિથી દૂર રહેવું ભગવાનનો આદેશ સાંભળી સહુ આઘા–પાછા થઇ ગયા પણ સર્વાનુભૂતિ ને સુનક્ષત્ર નામના બે સાધુઓ પ્રભુ પાસે જ રહ્યા. એવામાં ગોશાલક ભગવંત પાસે આવી ઉભો ને કહેવા લાગ્યો; હે કાશ્યપ ? તમે સમજ્યા વિના મને નિંદા કરો છો. હું કાંઈ તમારો શિષ્ય ગોશાલક નથી. હું તો સર્વજ્ઞ છું. અમારા સિદ્ધાંત અનુસાર કર્મના પાંચલાખ સાઇઠ હજાર, છસો ને ત્રણ ભેદ છે. તેટલા કર્મના ક્ષયે જીવ સિદ્ધિગતિ મેળવે. આદિ ઘણી ઉંડી વાતો ને રહસ્ય અમારા ધર્મમાં છે. તમે મને ગોશાળક માનવાની ભૂલ કરશો નહી, મારા પાસે પરકાયપ્રવેશ વિદ્યા છે. એક શરીર જ્યારે નિર્બલ થઈ જાય ત્યારે હું બીજા શરીરમાં પ્રવેશ કરૂં છું. આ સાતમું શરીર છે. તમારો શિષ્ય ગોશાલક તો મૃત્યુ પામ્યો. તેનું શરીર સુદૃઢ હોઈ મેં તેમાં પ્રવેશ કર્યો છે. સર્વ પ્રથમ હું રાજગૃહી નગરીનો ઉદાયી નામે રાજા હતો. તે શરીર છોડી એક માણસના શરીરમાં બાવીશ વર્ષ સુધી રહ્યો.

પછી દંડપુરનગરવાસી મલરામના શરીરમાં એકવીશ વર્ષ સુધી રહી ચંપાના વાસી મંડિતના શરીરમાં વીશ વર્ષ રહ્યો ને તે શરીર છોડી વારાણશીનગરીમાં વારાહના શરીરમાં ઓગણીશ વર્ષ રહ્યો. ત્યાંથી આલંભિકા નગરીમાં ભારંડના શરીરમાં અઢાર વર્ષ વસી વિશાલા નગરીમાં નાગાર્જુનના શરીરમાં સત્તર વર્ષ રહ્યો. તેનું શરીર પણ છોડી શ્રાવસ્તીનગરીમાં મંખલીપુત્ર ગોશાળકના શરીરને સ્વસ્થ અને પરિષહાદિ સહવામાં સમર્થ જાણી તેમાં આવ્યો છું. કુલે સોળ વર્ષ તેમાં રહીશ. અમારા સિદ્ધાંત પ્રમાણે એકસો ત્રીશ વર્ષમાં અમારે સાત શરીર બદલવાના હોય છે.'

ગોશાળાના આવા બાલીશ વચનો સાંભળી ભગવંતે ધીરતાપૂર્વક કહ્યું: ગોશાળક! કેવી નાદાન વાતો કરે છે. જેમ કોઈ ચોર ઉનના એક તાંતણાથી પોતાની જાત છુપાવવા મથે, રૂના પુંભડાથી કે તણખલાથી સંતાવા પ્રયત્ન કરે, તેવી આ તારી બાલીશ વાત છે. વ્યર્થ તારા આત્માને શાને છુપાવે કે છેતરે છે?" પ્રભુજીના વચનો સાંભળી ક્રોધિત થયેલા ગોશાળે વીતરાગપ્રભુને અનુચિત વચનો કહી ઘોર આશાતના કરવા માંડી. તે સાંભળતાં મન દુભાયાથી સર્વાનુભૂતિ ને સુનક્ષત્ર પ્રભુભક્તિને લઇ બોલ્યા "હે મંખલીપુત્ર! શા માટે ખોટું બોલો છો? ગુરુની આશાતના કરવાથી તો ઘોર પાપ બંધાય છે. ભગવંત પાસેથી જ્ઞાન અને તેજોલેશ્યા મેળવી છે, તે ભૂલવું ન જોઈએ.

આ સાંભળતાં જ ક્રોધથી ધમધમતા ગોશાળે સર્વાનુભૂતિ ઉપર તેજોલેશ્યા મૂકી બાળી નાંખ્યા. ત્યારે સુનક્ષત્ર મુનિએ કહ્યું "ત્રિલોકીગુરુની આશાતના કરી અવજ્ઞા કરી શા માટે નરકગતિની તૈયારી કરે છે?" આ સાંભળી ગોશાળે તેમને પણ બાળી નાંખ્યા ને પાછો પ્રભુજી જોડે ચદ્વા તદ્વા બોલવા લાગ્યો. શાંતચિત્તે ભગવંતે કહ્યું "આ કુબુદ્ધિ અને મહામિથ્યાત્વના વશે પડી તું દુર્લભ માનવભવને હારી શા માટે આત્માને અધોગતિમાં નાંખવા તૈયાર થયો છે?"

આ સાંભળતાં તેનો પારો ઉંચે ચડ્યો, ક્રોધ અને અહંકારથી આંધળા બનેલા તેણે સાત આઠ ડગલા પાછા હઠી પ્રભુજી ઉપર પણ તેજોલેશ્યા મૂકી, પણ તે પ્રભુજીને પ્રદક્ષિણા ફરી પાછી આવીને ગોશાળાનાં શરીરમાં જ પ્રવેશી. પ્રભુજીનું શરીર લેશ્યાના ફરવાથી શ્યામ થયું જોઈ ગોશાળે કહ્યું: કાશ્યપ! મારા તપતેજથી તમે છ મહિનામાં જ મૃત્યુ પામશો, એમાં શંકા નથી." પ્રભુએ કહ્યું: "મારે તો સોળ વરસ રહેવાનું છે પણ તું તો પિત્તજ્વરથી વ્યથિત થઈ સાત દિવસમાં છદ્મસ્થ અવસ્થામાં જ મૃત્યુ પામીશ." થોડી જ વારમાં શ્રી ગૌતમસ્વામી આદિ મુનિઓ પણ આવી લાગ્યા.

ભગવાને કહ્યું "તમે આને ઉપદેશ આપો" એટલે ગૌતમસ્વામી આદિ જીવન સફળ કરવા બાબત ઉપદેશ આપવા લાગ્યા. પણ તેથી તો ઉલ્ટાનો ક્રોધિત થયો ને તેમને પીડા કરવા ઉપાય કરવા લાગ્યો પણ તેની શક્તિનો નાશ થઈ ગયો હોઈ તેના બધાં પ્રયત્નો નિષ્ફળ ગયા. ત્યાં તો તેના શરીરમાં મહાદાહ થવા લાગ્યો. વિચારવા લાગ્યો કે "અહો? અહો? આ મહાપુરુષનું વચન મિથ્યા નહી થાય." એમ વિચારી

દીર્ઘ નિઃસાસા નાંખતો ને "અરે રે અચાનક આ શું થયું કાળી બળતરા તો વધતી જ જાય છે. હવે આ ખમાતી સહાતી નથી." એમ બોલતો ત્યાંથી ઉતાવળે નિકળ્યો. પગ પછાડતો ભાગતો તે શીત ઉપચાર માટે કોઈ કુંભારને ત્યાં આવ્યો. ઠંડક માટે તેણે મદિરાનું પાન કર્યું ને હાથમાં આંબાની લૂમ લઈ નાચવા લાગ્યો.

અહીં સાધુ મહારાજોએ પૂછવાથી ભગવાને જણાવ્યું કે મને બાળવા માટે જે તેજોલેશ્યા ગોશાળે મારા પર છોડી હતી તે સોળ દેશ બાળી નાંખે એટલી પ્રબળ ને ઉગ્ર હતી. પણ તે તેના શરીરમાં જ પાછી આવતાં ઘોર વેદના ને અસહ્ય પીડા ઉપજાવી રહી છે. વેદના દૂર કરવા તે શીત ઉપચાર કરી રહ્યો છે. ભગવંતના વચનો સાંભળી સર્વ સાધુઓ વિસ્મય પામ્યા.

ગોશાળકની ગંભીરસ્થિતિ જાણી તેના મતના શ્રદ્ધાળુઓ તેની પાસે ભેગા થવા લાગ્યા. પરમાત્માના વચનથી તેણે પોતાનું મૃત્યુ સમીપ જાણી પોતાના શિષ્યો તેમજ ભક્તોને ગોશાળકે કહ્યું-હું હવે થોડા સમયમાં મૃત્યુ પામીશ. પછી મારા શરીરને સુગંધી જળથી સ્નાન કરાવી, ગોશીર્ષચંદનાદિનું વિલેપન કરી હજાર માણસો વહન કરે તેવી શિબિકામાં બેસાડી અંત્યક્રિયા માટે લઇ જજો. પણ અગત્યની વાત એ છે કે-શ્રાવસ્તીના મુખ્ય માર્ગપર મારી પાલખી આવે ત્યારે સહુ સાંભળે તેવી ઘોષણા પૂર્વક જણાવજો કે-સર્વજ્ઞ નહી છતાં પોતાને સર્વજ્ઞ કહેનાર આ મંખલીપુત્ર ગોશાલક, પોતે જિન નહી છતાં પોતાને જિન કહી તીર્થંકરની ઘોર આશાતના કરનાર, બે મુનિનો ઘાત કરનાર, અનેક ભોળા આત્માઓને મિથ્યાત્વ પમાડનાર, પોતાની જ તેજોલેશ્યાથી, સર્વજ્ઞના વચનાનુસાર સાતમી રાત્રે છદ્મસ્થપણે મૃત્યુ પામેલ છે.

આમ તમારે વારે વારે બોલી સાચી વાત પ્રસિદ્ધ કરવી. જો તમે મારા સાચા અનુરાગી હો તો મારા મુખમાં થૂંકજો અને મારા ડાબે પગે દોરડું બાંધી ઘસડી અગ્નિસંસ્કાર કરશો. આ પ્રમાણે અંતિમ અવસ્થામાં ગોશાળકને થોડી પણ યથાર્થતા સમજાઇ, સમકિતનો સ્પર્શ થયો ને વીતરાગના વચન પર વિશ્વાસ થયો. અંતે પોતાના અંતેવાસીઓની સમક્ષ અરિહંતનું શરણ કરી કાળ પામ્યો.

પોતાના મહત્ત્વને ઘસારો લાગશે અને માન-પ્રતિષ્ઠાની હાનિ થશે એમ સમજી તેમણે ગોશાલકે કહેલી વાત પ્રસિદ્ધ ન કરી પણ ગુરુવચન પાળવા ખાતર ગોશાળક જ્યાં મૃત્યુ પામેલ તેજ ઓરડામાં દરવાજા બંધ કરી તેમાં શ્રાવસ્તીનગરી અને તેના રાજમાર્ગો કલ્પી ગુરુએ કહેલ વિધિ કર્યો. પછી દેહ બહાર કાઢી તેના ઉપાસકોએ અગ્નિસંસ્કાર કર્યો.

આ તરફ પરમ કરુણાનિધિ ભગવંત મહાવીરદેવ વિહાર કરતાં મેઢકગ્રામે પધાર્યા. તેજોલેશ્યાને લીધે તેઓશ્રીજીને પિત્તજ્વર થઈ આવ્યો. આ જોઇ ચારે વર્ણના લોકો

કહેવા લાગ્યા: ગોશાળાની લેશ્યાથી ભગવાન દાઝી ગયા હોવાને લીધે તેઓ છ મહિનાથી વધારે જીવશે નહી, આ વાત ભગવાનના અતિભદ્રિક શિષ્ય સિંહમુનિ જે સૂર્ય સામે મુખ રાખી આતાપના લેતા હતા ને છઠ કરતા હતા તેમણે સાંભળી ચિંતવ્યું. મારા પરમ ઉપકારી ધર્મગુરુ–ત્રિલોક–ત્રિકાળજ્ઞાની ભગવાન જો પિત્તજ્વરના કારણે જો છ મહિનામાં કાળધર્મ પામશે, તો અમે તો અનાથ થઇશું. પણ લોકો કહેશે કે ગોશાળાની તેજોલેશ્યાથી ઘાત પામેલા મહાવીર છદ્મસ્થ અવસ્થામાં જ કાળ પામ્યા.

ઈત્યાદિ વિચારતા તે ભદ્રપ્રકૃતિવાળા મુનિ બહુ દુઃખી થઇ ખેદ કરવા લાગ્યા. દુઃખની માત્રા વધી જવાથી તેઓ માલુકકચ્છ નામના નિર્જનવનમાં ગયા ને ત્યાં મન મૂકી જોર જોરથી રડવા લાગ્યા. તે જાણી ભગવંતે સ્થવિર સાધુ મોકલી સિંહમુનિને બોલાવ્યા અને કહ્યું મહાનુભાવ! તું જે વિકલ્પથી ઘેરાયો છે તેવું બનવાનું નથી. હજી મારે કાંઇક ન્યૂન સોળવર્ષનો કેવળી પર્યાય શેષ છે. તું નગરમાં રેવતી શ્રાવિકાને ત્યાં જા. તેણે અમારા માટે બનાવેલો કોળાપાક ન લાવતો (આધાકર્મી હોઇ) પણ તેના ઘોડા માટે બનાવેલો બીજોરાપાક લઇ આવ. તેથી જ્વરની ઉપશાંતિ થશે. આ સાંભળી આનંદિત થયેલા સિંહમુનિ રેવતીને ત્યાં વહોરવા ગયા.

સરળ–નિર્વિકારી મુનિને ઘેર આવતાં જોઈ રેવતી અતિ આનંદમાં આવી ઉભી થઈ ઉતાવળે સામી ગઈ. વંદના કરતી બોલી "હે સ્વામી! આપે પધારી મોટો ઉપકાર કર્યો. શી વસ્તુનો ખપ છે? કૃપા કરી કહો." એટલે સિંહમુનિએ ભગવંતના કહ્યા પ્રમાણે બીજોરાપાક માંગ્યો. કોળાપાકની ના પાડી. રેવતી પોતાને ખૂબજ ધન્ય માનતી ઔષધ (બીજોરાપાક) લઇ આવી ને અતિઉત્કટ ભાવથી વહોરાવ્યું. મુનિએ ભગવંતને વપરાવતાં તેમનો વ્યાધિ નાશ પામ્યો, તેથી મુનિઓ–શ્રાવકો–દેવો–દેવીઓ આનંદ પામ્યા. ચારે તરફ જયજયકાર થઈ ઉઠયો. રેવતીએ પણ પરમાત્માની ને તેમના જ્ઞાનની ઘણી ઘણી સ્તુતિ કરી તીર્થંકરપદપ્રાપ્તિને યોગ્ય અધ્યવસાય ધારણ કર્યા.

શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને વંદન કરી પર્ષદામાં પૂછયું: ભગવાન્! સર્વાનુભૂતિમુનિ તેજોલેશ્યાથી દગ્ધ થઇ કઈ ગતિમા ગયા? પ્રભુ બોલ્યા: 'ગૌતમ! તે સહસ્રાર નામના આઠમા દેવલોકમાં અઢાર સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા છે. ત્યાંથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમાં માણસ તરીકે અવતરી મુક્તિ પામશે.' પછી તરત ફરી પૂછયું: 'ભગવન્! સુનક્ષત્રમુનિ કયાં ઉપન્યા?' 'તે સાધુ આલોચના–પ્રતિક્રમણ કરી અચ્યુત દેવલોકમાં મોટી ઋદ્ધિ–સિદ્ધિ ને આયુષ્યવાળા દેવ થયા છે. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં મુક્તિ પામશે.' પાછું ગૌતમસ્વામીએ પૂછયું "પ્રભો! તે મંખલીપુત્ર ગોશાળક કઇ ગતિ પામ્યો?" પ્રભુએ કહ્યું "ગૌતમ! તેને અંતસમયે કાંઈ શ્રદ્ધા થઇ હોવાને કારણે તે બારમા દેવલોકમાં બાવીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો છે."

ગ્રંથકારશ્રી જણાવે છે કે—

**किं करोति गुरुः प्राज्ञः, मिथ्यात्वमूढचेतसाम् ।**
**शिष्याणां पापरक्तानां, मङ्खलीपुत्रसदृशाम् ॥**

**અર્થ**—મિથ્યાત્વથી મૂઢ બુદ્ધિવાળા ને પાપકર્મમાં આસક્ત થયેલા ગોશાળક જેવા કુશિષ્યને માટે જ્ઞાની ગુરુ પણ શું કરી શકે ?

ગોશાળકના સંયોગો જ એવા હતા કે તે જન્મથી જ મિથ્યાત્વી હતો. પરંતુ તથા-વિધ પરિપાકથી અંતસમયે તેને વીતરાગની વાણી પર આસ્થા ઉપજી હતી. તેથી જ તેણે કહ્યું હતું કે 'મેં હજી સુધી સાચી વાત કહી ન હોતી પણ સાચી વાત તો એ છે કે શ્રી મહાવીર સાચા, જિનેન્દ્ર છે, તે વીતરાગ તીર્થંકર કરુણાના સાગર દયાના સિન્ધુ છે, પણ હું જિન નથી.' ઇત્યાદિ વાત તેણે ગંભીરપણે પોતાના શિષ્યોને જણાવી હતી.

ગોશાળક સ્વયં ભગવંત પાસે આવ્યો હતો તે પોતાની મેળે પ્રભુને ગુરુ તરીકે સ્વીકારી તેમની સાથે વિચરતો હતો. તેણે કહ્યું હતું: ભગવંત ! આપ મહાન્ છો. આજથી આપની દીક્ષા મને હજો. અને ભગવાને પણ તેને પોતાનો શિષ્ય માનીને જ ઉપદેશ આપ્યો હતો. તેની પાત્રતાની ખામીને લઇને તેને પ્રભુનો ઉપદેશ રુચ્યો નહોતો. છતાં અંતે પ્રભુએ મર્માળા વચન કહી તેની પ્રજ્ઞામાં પ્રકાશ પાથર્યો હતો, તેથી તેને પ્રભુ–વચનની પ્રતીતિ થઈ હતી.

ક્રૂર–ઘાતકી યદ્વા તદ્વા હલકી ભાષા બોલનાર, ઉપકારી ગુરુ ભગવંતને ઓ કાશ્યપ ! આવી તોછડીભાષાથી બોલનાર, પોતામાં સમ્યગ્જ્ઞાનનો છાંટો પણ નહી છતાં પોતાને સર્વજ્ઞ અને સર્વજ્ઞ ભગવંતને છદ્મસ્થ તરીકે પ્રસિદ્ધિ–પ્રચાર કરનાર એવા ગોશાળકના કોઈપણ દોષ કે અપરાધને કદી સંભાર્યા વિના તેને સદ્બુદ્ધિ આપવા તત્પર એવા હે ભગવાન મહાવીર દેવ ! આપની વીતરાગતાની સ્તુતિ કેવી રીતે કરવી ? અમારું ગજું ક્યાં ? ઓ પ્રભુ ! વીતરાગતા તો આપની જ છે. ધન્ય પ્રભુ ! આપને, તથા આપના અલૌકિક માર્ગને.



# ૨૫૫

## પરમાત્માની આશાતનાનું ફળ.

प्रभोराशातनां तन्वन् , अल्पधीर्मङ्खलीसुतः ।
निजात्मानं भवौघेषु, न्यधादहो कुतर्कता ? ॥ १ ॥

**અર્થ**—પરમાત્માની આશાતના કરતાં અલ્પબુદ્ધિવાળા મંખલીપુત્ર ગોશાળે પોતાના આત્માનેજ ભવસાગરમાં નાંખ્યો. જુઓ તો ખરા ? આ તે કેવી કુતર્કતા ?

એકવાર ગૌતમ ગણધરે ત્રિભુવન શરણ અને વાંછિતદાતા ભગવાન મહાવીરસ્વામીને પૂછ્યું ભગવન્ ! મંખલીપુત્ર દેવલોકમાં ગયો. પછી ભાવીમાં તેની શી ગતિ થશે ? તે જાણવાની ઘણી જ જિજ્ઞાસા થાય છે. ત્યારે ભગવંતે કહ્યું: 'ગૌતમ સાંભળ.'

આ ભરતક્ષેત્રમાં શતદ્વાર નામક શહેરમાં સુમતી નામના રાજાને ત્યાં તેમની સુભદ્રા નામની રાણીનીકુક્ષિમાં દેવલોકનું આયુ પૂર્ણ થયે આવશે. અને પુત્ર પણ અવતરશે, તેનું નામ મહાપદ્મ રાખવામાં આવશે–દેવસેન અને વિમલવાહન આ નામોથી પણ પ્રસિદ્ધિ પામશે. તે મોટો થયા પછી તેને ચાર દાંતવાળો એક સફેદ હાથી પ્રાપ્ત થશે. ને તે રાજા પણ બનશે. પણ ત્યાં તેની મિથ્યાત્વમય સ્થિતિ હોઇ તે સાધુઓની કદર્થના કરશે. તેને સમજુ લોકો ને વિનયી પ્રધાનો વિનયપૂર્વક વારશે ને સમજાવશે કે મહારાજા ! તમે પ્રજાના પાલક છો, આ કાર્ય સારૂં નહી. આથી રાજા થોડો ઢીલો થશે ને તેમ કરતાં સંકોચ અનુભવશે. એકવાર તે ઉદ્યાનમાં રથે ચડી ગયો હશે. ત્યાં એક તીર્થંકરના પ્રશિષ્ય ત્રણ જ્ઞાનવાન છઠના પારણે છઠ કરનાર સુમંગલ નામના સાધુ સૂર્ય સામે જોઇ આતાપના લેતા ઉભા હશે. તેમને જોઈ તેને દ્વેષ થશે ને તેમના ઉપર તે જોશથી પોતાનો રથ હાંકી તેમને પાડી નાંખશે. મુનિ પાછા ઊભા થતાં પાછો તેમના પર રથ હાંકશે ને તેમને પાડશે. તેથી સાધુને વિચાર આવશે કે અકારણ આ આમ શા માટે કરે છે ? આટલી બધી નિર્દયતા શા માટે ? એમ વિચારી અવધિજ્ઞાનથી જણાયું કે અહો આ તો તીર્થંકરની પણ આશાતના કરનાર ગોશાળકનો જીવ છે. પછી મુનિ કહેશે.

ઓ મહાપદ્મ ! જરા સાંભળ: બે ભવ પૂર્વે તું ગોશાળક નામે માણસ હતો. તેં તે ભવમાં ભગવાન મહાવીરદેવના સર્વાનુભૂતિ અને સુનક્ષત્ર નામના બે શિષ્યોને તારી પાસે રહેલી તેજોલેશ્યાની લબ્ધિથી બાળી નાંખ્યા હતા. તે સાધુઓ ઘણાં સમર્થ હતા. એટલા સમર્થ કે તેમની સામે ઇંદ્રિનું બળ પણ કીડા જેટલું કહેવાય. તારા જેવાની તો શી વિસાત ? પણ તેમને કરોડો ધન્યવાદ છે કે તેં કરેલા પ્રાણાંત ઉપસર્ગ સહન કરતાં આંખના ખૂણામાં પણ ક્રોધના લેશને આવવા ન દીધો. તને ખબર છે, ભગવાન

મહાવીર કેટલા સમર્થ હતા? તે સમગ્ર સંસારી જીવો કરતાં અનંતબળશાળી મહાવીર મહારાજાએ તેં મૂકેલી તેજોલેશ્યાથી જરા જેટલો પણ ક્રોધ ન કર્યો. ઉપરથી તને કાંઇ બોધ મળે માટે શિખામણ આપી. છતાં તું જરાય બોધ પામ્યો નહી. હું તો સુમંગલ નામનો નાનો સાધુ છું ને પૂર્વના સાધુ જેવો ક્ષમાવાન નથી. મને વધારે પજવીશ તો હું તને–અને ઘોડા સારથી સહિત તારા રથને પણ બાળીને ખાખ કરી નાંખીશ. આટલી ચેતવણી અને ભવાંતરની વાત કહ્યા છતાં તે રાજા પાછો તેમના પર જોરથી રથ ચલાવી તેમને પાડી નાંખી ઇજા પહોંચાડશે. તેથી તે મુનિ ક્રુદ્ધ થઇ સાત–આઠ ડગલા પાછા ખસી તૈજસ સમુદ્‌ઘાત કરી, તેજોલેશ્યાથી રથ–ઘોડા સારથી સહિત તે મહાપદ્મને બાળી નાંખશે.

એ મુનિ છઠ્ઠ–અઠ્ઠમ આદિ અનેક પ્રકારના આકરા તપપૂર્વક નિર્મળ ચારિત્ર પાળી અંતે એક માસનું અણસણ કરી સર્વ પાપની આલોચના કરી, સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં એકાવતારી દેવ થશે.

ગોશાળાનો જીવ મહાપદ્મ મરીને સાતમી નરકે ઉત્પન્ન થશે. ત્યાં તેત્રીશ સાગરોપમ જેવો લાંબો કાળ અતિ દુઃખમાં કાઢશે. ત્યાંથી મત્સ્યયોનિમાં, ત્યાંથી પાછો સાતમી નારકીમાં, પાછો મત્સ્ય થઈ ઘણું દુઃખ ભોગવી છઠ્ઠી નરકે જશે. ત્યાંથી નિકળી દુર્ભાગી નારી બની ઘણું દુઃખ ભોગવી, પાછો છઠ્ઠી નરકે જશે.

પાછી નારી થઈ ઘણી કદર્થના સહી પછી પાંચમી નરકે ઘણાં દુઃખો સહી ઉરઃપરિસર્પપણું પામશે. ત્યાં વધ–બંધનાદિ ઘણાં દુઃખો સહી ફરી પાંચમી નરકે જશે. પાછો ઉરઃપરિસર્પ થઇ ચોથી નરકે જશે. ત્યાં વિકરાળ સિંહ થઈ હિંસા કરી ચોથી નરકે જઈ પાછો સિંહ થઈ ત્રીજી નરકમાં દુઃખો સહી પક્ષી થશે ને મરીને ત્રીજી નરકમાં જઈ પાછો પક્ષી થઈ બીજી નરકમાં જશે. ત્યાંથી ભૂજપરિસર્પ થઈ પાછો બીજી નરકમાં જશે. પાછો ભૂજપરિસર્પ થઇ પ્રથમ નરકમાં જશે પછી અસંજ્ઞી પંચેંદ્રિયમાં ઉપજી પાછો પ્રથમ નરકમાં જશે.

ગ્રંથકાર જણાવે છે કે કયા જીવ કયા નરક સુધી જઈ શકે?

असन्नी सरिसीव पक्खी सिंह उरगित्थि जंति जा छट्ठी ।
कमसो उक्कोसेणं सत्तमी पुढवीए मणुअमच्छा ॥

**અર્થ**—અસંજ્ઞી, ભુજપરિસર્પ, પક્ષી, સિંહ, ઉરઃપરિસર્પ અને સ્ત્રી આ જીવો ઉત્કૃષ્ટથી અનુક્રમે પ્રથમથી સાતમી નરક સુધી ઉત્પન્ન થઈ શકે છે. તથા મનુષ્ય અને મત્સ્ય સાતમી નરક સુધી જઈ શકે છે.

ત્યાર પછી ગોશાળાનો જીવ ચામાચીડીયા, વડવાગળ આદિ ચામડાની પાંખવાળા જીવોની યોનિમાં ભટકશે. પછી હંસ આદિ રોમજ પક્ષી તથા ભુજપરિસર્પમાં હજારો ભવ કરશે. પછી અજગર અલસિયા આદિ ઉરઃપરિસર્પમાં પણ હજારો ભવ કરશે. ઘોડાની

લાદમાં પણ અળસીયા ઉત્પન્ન થાય છે. અંગુલના અસંખ્યાતમા ભાગથી માંડી બાર યોજન જેવડા હોય છે, તે સંમૂર્ચ્છિમ અને મિથ્યાત્વી હોય છે. પૃથ્વીમાં રહેલું આ અળસીયું કરવટ બદલે છે ત્યાં મોટી બખોલ જેવું થાય છે તેથી તે જગ્યા ઉપર વસેલું સૈન્ય ગામ આદિ જીવતા દટાઈ નાશ પામે છે. તે પર્યાપ્ત થઇ અંતર્મુહૂર્તે આયુ પૂર્ણ કરે છે. ભગવતી સૂત્રમાં આને પંચેંદ્રિય કહેવામાં આવેલ છે. સામાન્ય અળસીયા બેઇંદ્રિય હોય છે.

પછી તે ગોશાળાનો જીવ ઘોડા ખચ્ચર આદિ, બે ખરીવાળા ગેંડા પાડા આદિ, હાથી ઉંટ આદિ નખ વિનાના તેમજ સિંહ–વાઘ–ચિત્ત–દીપડા આદિ નખવાળા જીવોની યોનિમાં હજારો ભવ કરશે. પછી જળચર, ચઉરિંદ્રિય, તેઇન્દ્રિય, બેઇન્દ્રિય, વનસ્પતિકાય, વાયુકાય, તેઉકાય, અપ્કાય અને પૃથ્વીકાયાદિમાં લાખો વાર ઉત્પન્ન થશે, પછી રાજગૃહી નગરીમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ વેશ્યાના ત્રણ ભવ કરશે. પછી તે બ્રાહ્મણને ત્યાં પુત્રી તરીકે અવતરશે. તેનો બાપ તેને સારા મહોત્સવ પૂર્વક પરણાવશે. પ્રથમ પ્રસૂતિ માટે તે સગર્ભા પિતાના ઘરે આવવા નિકળશે, માર્ગમાં અશુભ શકનો થયાં કરશે. તે માર્ગમાં જ્યાં રાત્રે વિસામો લેશે ત્યાં અચાનક આગ લાગશે. ને તે તેમાં એવી સપડાશે કે ભાગી છટકી નહી શકે ને અત્યંત વિલાપ કરતી તડફડી તડફડીને જીવતી બળી મરશે.

પૂર્વભવમાં ગોશાળાએ ઘણાંના અંતઃકરણો મકાનો ને મુનિઓને બાળ્યા હોઇ તે પણ ભડકે બળશે. કર્મ કરીને જીવ ભલે ભૂલી જાય પણ તે તે કર્મો જીવને વિસરી શકતાં નથી. જીવ ગમે તેટલો દૂર નાસી જાય પણ કર્મ તેને ઘસડીને યોગ્ય સ્થાનમાં લઇ જાય છે.

ત્યાં ઘણું દુઃખ ભોગવાઈ જતાં અકામનિર્જરાથી તે અગ્નિકુમાર દેવ થઇ મનુષ્ય થશે ને ત્યાં તેને સાધુના સમાગમથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થશે. તે ચારિત્ર પણ લેશે પરંતુ ચારિત્રની વિરાધના કરશે. આયુ પૂર્ણ થયે દક્ષિણ તરફ અસુરકુમાર નિકાયમાં દેવ થશે. ( અવિરાધિત સંયમીઓ મુક્તિ ન પામે તો અવશ્ય વૈમાનિક દેવ થાય. ) પાછો મનુષ્ય, દક્ષિણ તરફે નાગકુમાર દેવ, મનુષ્ય, દક્ષિણ તરફ સુવર્ણકુમાર દેવ, મનુષ્ય, દક્ષિણ તરફ સ્તનિતકુમાર દેવ થઇ પાછો મનુષ્ય થશે ને પાછું સંયમ સ્વીકારી વિરાધના કરશે ને જયોતિષ દેવ થશે. ત્યાંથી મનુષ્ય થઈ સંયમ પાળી પ્રથમ દેવલોકે દેવ થશે. કારણ કે તે ભવમાં સંયમનું આરાધન કરશે. એટલે સંયમ લીધા પછી જીવનપર્યંત નિરતિચાર તેનું પાલન કરશે. પાછો માણસ થઈ ત્રીજા દેવલોકે ઉત્પન્ન થઈ ક્રમે કરી ત્રીજા દેવલોકે ઉત્પન્ન થઇ ક્રમે કરી એકેક ભવ મનુષ્યનો કરી પાંચમા સાતમા નવમા ને અગિયારમા દેવલોકમાં દેવ થઈ ઉપજશે. પાછો માનવભવ પામી ચારિત્ર લઈ અણિશુદ્ધ તેનું પાલન કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થશે, ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં સુપ્રતિષ્ઠિત સમૃદ્ધ ઉચ્ચકુળમાં જન્મ લેશે. ત્યાં સદ્દગુરુ સંયોગે સંયમ મેળવી–ઉત્કટ આરાધના

કરી કેવળજ્ઞાન મેળવશે અને મોટી પર્ષદામાં ગોશાળાના ભવથી માંડી પોતાનું આખું ચરિત્ર પ્રગટ કરી કહેશે. " હે આર્યો ! અરિહંતાદિ પરમેષ્ઠિની આશાતના કરી હું અનંતકાળ સંસારમાં ભૂંડી રીતે રઝળ્યો ને કારમી વ્યથાઓ સહી છે. માટે તેનાથી સર્વેએ બચતાં રહેવું. મેં તો અજ્ઞાનવશે મહામૂર્ખતા કરી છે. કેવું કહેવાય ? કે ત્રણ ભુવનને તારવામાં સમર્થ, ત્રિલોકના સમસ્ત પદાર્થો–ભાવોને જોનારા જાણનારા અનંત ગુણના ભંડાર એવા મહાવીર તીર્થંકર પરમાત્મા મને ગુરુમહારાજ તરીકે મળ્યા, છતાં મેં કશું શુભ મેળવ્યું નહી કે શુભ ધ્યાન આદર્યું નહી. તે ભગવાન તો કેવા સમર્થ હતા ? તેમણે તો અનેક જીવોની બાહ્ય–આંતર દરિદ્રતાનો નાશ કર્યો છે, ને હું નિર્ભાગ્યશિરોમણિ તેમનો જ શિષ્ય થઇ ને સાવ દરિદ્રિ રહ્યો ને કાંઈપણ મેળવી શકયો નહી. આટલો અનર્થ કરવા છતાં તે દયાના સિંધુ ને કરુણાના સાગરે મને ક્ષમા જ આપી છે. મારામાં તેમના પ્રતાપે જ શુભઅધ્યવસાયને અવકાશ મળી શકયો છે. તેઓશ્રીજીની પરમકૃપાથી જ મને આ ભવમાં સાચું ચારિત્ર અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા છે. તે ભગવંતના મહિમાનો ને મારી દુષ્ટતાનો કોઈ પાર નથી. માટે સર્વેએ મિથ્યાત્વથી છેટે રહેવું, ગુરુ મહારાજનો વિનય કદીપણ ચૂકવો નહી ને ભૂલથી પણ આશાતનાના ભાગી બનવું નહી. " ઈત્યાદિ ઉપદેશપૂર્વક તે પોતાનું ચરિત્ર કહી અનેક જીવોને જિનધર્મ ને તેના સિદ્ધાંતોના રસિક બનાવશે. અંતે અનશન લઈ અનંત સુખના ધામ–મુક્તિને ગોશાળક પામશે.

આ પ્રમાણે ગોશાળાનું ચરિત્ર સાંભળી સર્વ સાધુ આદિ સાધકો આત્મસાધનામાં સાવધાન થયાં. તેવી જ રીતે સર્વ સાધક મહાનુભાવોએ પણ હેયનો ત્યાગ કરી મન– વચન– કાયાની શુદ્ધિ પૂર્વક ગુરુઓનો વિનય કરવો ને આશાતના ટાળવી. અલ્પ પણ આશાતના કટુ ફળની માતા સમજી સદા જાગરુક રહેવું.



## ૨૫૬

## જ્ઞાનાચારનો પ્રથમ આચાર

**पठनीयं श्रुतं काले, व्याख्यानं पाठनं तथा ।**
**आचारः श्रुतधर्मस्य, चाद्या यल्लिख्यते वुधैः ॥ १ ॥**

**અર્થ**—યોગ્ય–ઉચિત કાળે શ્રુતજ્ઞાન ભણવું–ભણાવવું–વ્યાખ્યાન–સ્વાધ્યાય કરવો તે શ્રુતધર્મનો પ્રથમ આચાર જાણકારોએ કહ્યો છે.

અગ્યાર અંગ અને ઉત્તરાધ્યયનાદિ કાલિકશ્રુત કહેવાય છે. તે દિવસે ને રાત્રિએ પ્રથમ ને ચોથી પોરિસીમાં ભણાય–ગણાય અને દશવૈકાલિક આદિ તથા દૃષ્ટિવાદ આદિ આગમો ઊત્કાલિક છે. અર્થાત્ બધી પોરિસીમાં તે ભણી–ગણી શકાય છે. તેમાં સૂત્રપોરિસીમાં ભણવું અને અર્થપોરિસીમાં અર્થ કરવા અથવા ઉત્કાલિકસૂત્ર ભણવા એવી વ્યવસ્થા છે. દિવસ તથા રાત્રિની પ્રથમ તેમજ છેલ્લી પોરિસીમાં અસ્વાધ્યાયના અભાવે ભણી શકાય માટે તે કાલિક સૂત્ર કહેવાય. કાલિકનો શબ્દાર્થ એવો છે કે યોગ્ય કાલે જ ભણવું તે અને માત્ર કાળવેળા સિવાય બધી પોરિસીમાં ભણાય તેને ઉત્કાલિક કહ્યું છે. કાલિક તથા ઉત્કાલિક બંને શ્રુતનો લઘુ અસ્વાધ્યાય ( અનધ્યાય ) કાળ બે ઘડીનો છે. તેવી કાળવેળા રાત–દિવસમાં ચાર આવે છે. તેટલો વખત સ્વાધ્યાય કરાય નહી. તે સમય આ પ્રમાણે છે:—

(૧) સાયંકાળની સંધ્યા સમયે. (૨) મધ્ય રાત્રે. (૩) પ્રભાતકાળે તથા (૪) મધ્યાહ્ન સમયે. આ કાળમાં સ્વાધ્યાયનો નિષેધ સમજવો. કિંતુ પ્રતિલેખન–પ્રતિક્રમણ–દેવવંદન કે સ્મરણ–સ્તોત્રાદિ ક્રિયામાં નિષેધ નથી. અન્ય દર્શનકારોએ પણ કાળ વખતે સંધ્યાવંદન વિગેરે ક્રિયાઓ કરવી વિહિત માની છે. બ્રાહ્મણો સદા ત્રણ સંધ્યાએ મળી ત્રણસો ચોવીસ વાર ગાયત્રી મંત્રનો જાપ પૂર્ણ કરે છે. આ દુષ્ટ કાળ (અસજ્ઝાય)માં સર્વ શાસ્ત્રોમાં સૂત્રનું પઠન–પાઠન વર્જિત કરવામાં આવ્યું છે. અન્ય દર્શનો પણ કહે છે કે–

चत्वारि खलु कर्माणि, सन्ध्याकाले विवर्जयेत् ।
आहारं मैथुनं निद्रां, स्वाध्यायं च विशेषतः ॥ १ ॥

**અર્થ**:—સંધ્યાટાણે આહાર, મૈથુન, નિદ્રા અને વિશેષે કરી સ્વાધ્યાય આ ચારે વસ્તુ અવશ્ય છોડી દેવી. કેમકે:—

आहाराज्जायते व्याधिः, क्रूरगर्भश्च मैथुनात् ।
निद्रातो धननाशः स्यात्, स्वाध्याये मरणं भवेत् ॥२॥

**અર્થ**:—સંધ્યા સમયે જો જમવામાં આવે તો વ્યાધિ થાય, મૈથુન સેવવામાં આવે ને ગર્ભ રહે તો ક્રૂર રહે, નિદ્રા કરવામાં આવે તો ધનનો નાશ થાય અને સ્વાધ્યાય કરવાથી મૃત્યુ થાય.

તેમજ કાળ વખતે સ્વાધ્યાય કરવાથી તે કાળે કરવાની ઉચિત ક્રિયામાં સાધુ કે શ્રાવકને ઉપયોગ ન રહેવાથી તે કાળે તે ક્રિયા ન થવાથી ક્રિયાભ્રષ્ટત્વ આવે છે. સ્વાધ્યાયાદિમાં ગાથા–છંદના પ્રચુરત્વને કારણે સહજપણે મધુર ધ્વનિ ઉત્પન્ન થતો હોઈ લોકો પણ નિંદા કરે છે કે આ જૈન સાધુઓ પઠનકાળને જાણતા પણ નથી.

વળી નિરંતર સ્વાધ્યાય કરવાથી પરિશ્રમ થાય. અસ્વાધ્યાયના કાળમાં વિશ્રામ પણ મળી રહે. તે કાળે આવશ્યક ક્રિયા પણ કરવાની હોય જ છે, તે યથાવસરે કરાય. કારણવશે ક્રિયામાં કાળનો અતિક્રમ થાય તે જૂદી વાત છે–બાકી તો સમયે જ કરવાની હોય છે.

અહીં કોઇને શંકા થાય કે મોક્ષના હેતુ સ્વરૂપ શુભધ્યાન સદા ને સર્વકાળે થઇ શકે ને કરવું જોઇએ. તો શ્રુતજ્ઞાન પણ મોક્ષનો હેતુ જ છે તો તે સર્વકાળે કેમ ન થઈ શકે ? મોક્ષમાર્ગના નિમિત્તમાં વળી કાળ ને અકાળ શા ? તેનું સમાધાન કરતાં આચાર્યશ્રી કહે છે કે; સમસ્ત ધર્મક્રિયામાં રહેલું શુભધ્યાન મનોવ્યાપારનો એક પ્રકાર છે, માટે શુભ ધ્યાન વડે કોઈપણ ક્રિયાનો બાધ થતો નથી. એટલું જ નહી, ઉપરથી સર્વ ક્રિયાને પુષ્ટિ મળે છે. ત્યારે શ્રુતજ્ઞાન તો ભણવા, ગણવા કે ગોખવા આદિથી પ્રાપ્ત થાય છે. તેથી તે સાંજ–સવારના પ્રતિક્રમણની જેમ નિયત કાળે જ કરવા યોગ્ય છે.

જો સદાકાળ જ શ્રુતાભ્યાસ કરવામાં આવે તો અન્યાન્ય ઉત્તમક્રિયાનો બાધ થાય, ને તેમ થવું ઉચિત નથી જ. તથા મોક્ષના હેતુભૂત પ્રકારોમાં કાળનો વિભાગ શા માટે કરવો ? આ વિચાર પણ અયુક્ત છે. કારણ કે સાધુઓને તો આહાર–વિહાર આદિ પણ મોક્ષના જ હેતુ છે. છતાં ત્યાં કાળનો વિભાગ ચોક્ખો જણાવ્યો છે. આગમમાં કહ્યું છે કે 'तइयाए पोरसीए भत्तपाणं गवेसए' એટલે કે ત્રીજી પોરિસીએ આહાર–પાણીની ગવેષણા કરવી ઈત્યાદિ તથા;

अकाले चरसि भिक्खु, काले न पडिलेहसि ।
अप्पाणं च किलामेसि, संनिवेसं च गरिहसि ॥ १ ॥

**અર્થ**—હે સાધુ તમે અકાળ વેળાએ વિચરો છો, ઉચિત કાળે પ્રતિલેખન કરતા નથી. આમ થવાથી ( સમયે આહારાદિ ન મળવાથી ) સ્વયંને ક્લેશ પમાડો છો ને (પછી) આખા ગામનો વાંક કાઢો છો–ગામને નિંદો છો.

અર્થાત્ શ્રુતનું પઠન–પાઠન આદિ ઉચિત વેળાએ જ કરવું. કોઈ અહંકારાદિકને લઈ તેનો વ્યત્યય–ઉલ્લંઘન કરે તો સાગરઆચાર્યની જેમ લાજવું પડે છે.

## શ્રી સાગરાચાર્યનું દૃષ્ટાંત

ઉજ્જયિની નગરમાં આચાર્ય શ્રી કાલિક પધાર્યા હતા. તેઓ ઉગ્રવિહારી તરીકે પંકાયેલા હતા. તેમનો શિષ્યવર્ગ શિથિલાચારી પાસત્થા થઇ ગયો હતો. આચાર્યશ્રી તેમને ઘણી શિખામણ આપતા પણ પરિણામ કાંઈ આવતું નહી. કંટાળીને એક દિવસ આચાર્યે વિચાર્યું " આટ–આટલું કહેતા ને ઉપાયો કરતાં છતાં કાંઈ લાભ થયો નથી. આ વિચિત્ર શિષ્યોને સારણાદિ કરતા મારા સ્વાધ્યાયમાં વ્યાઘાત થાય છે. પણ ગુણ તો કશો જણાતો નથી. હવે કોઇ બીજો વિચાર કરવો પડશે."

એમ કહેવાય છે કે એકવાર ઇન્દ્રે શ્રી સીમંધર સ્વામીને પૂછ્યું કે 'ભગવન્ ! હાલમાં કોઈ ભરતક્ષેત્રમાં એવા સમર્થજ્ઞાની આચાર્ય છે ? કે જેને પૂછવાથી આપના કહ્યા પ્રમાણે જ યથાર્થ નિગોદનું સ્વરૂપ વર્ણવી શકે ?' ત્યારે પ્રભુજીએ ફરમાવ્યું કે 'હે ઇન્દ્ર ! તારા કહ્યા પ્રમાણે હાલમાં કાલકાચાર્ય વિદ્યમાન છે જેઓ શ્રુતપાઠના બળથી

મારા કહ્યા પ્રમાણે નિગોદનું સ્વરૂપ સમજાવી શકે. તે સાંભળી ઇન્દ્ર અતિ ઘરડા માણસનું રૂપ લઈ લાકડી ટેકતાં ટેકતાં ઉપાશ્રયે આવ્યા. ધમણની જેમ તેનો શ્વાસ વધી પડયો. મહારાજજીને વંદનાદિ કરી તેણે પૂછ્યું 'મહારાજજી! હું વૃદ્ધ છું. વ્યાધિઓ તો જાણે ઘર કરીને બેઠી છે. હવે મારૂં આયુષ્ય કેટલુંક બાકી છે? મારી રેખા જોઈ શાસ્ત્રાધારે કહેવા આટલી કૃપા કરો. સ્ત્રી–પુત્રો પણ ઉપેક્ષા જ સેવે છે–કંટાળી ગયો છું આ બધાથી. દુઃખે દિવસો વીતે છે. તમે તો છયે કાય પર કૃપા કરનાર છો–મારા પર કૃપા કરી આટલું જણાવો' 'ઇત્યાદિ દીન વચનો કરગરતા તેણે કહ્યાં. જ્ઞાનવાન ગુરુએ ચેષ્ટા–ભાષણ તેમજ લક્ષણાદિ જોઇને સંવાદિતા ન જણાયાથી શ્રુતનો ઉપયોગ મૂકી જોતાં જાણ્યું કે આ તો લાખો વિમાનોનું આધિપત્ય ભોગવનાર ને ધાર્યું કરનાર સૌધર્મેન્દ્ર છે.' તેથી તેઓ કાંઇ બોલ્યા વિના વૃદ્ધની ચેષ્ટા જોઈ રહ્યા. થોડી વારે પાછો ડોસો બોલ્યો 'મહારાજ! કેમ બોલતા નથી? હું વૃદ્ધાવસ્થાને કારણે વધારે બેસી શકતો નથી. માટે શિઘ્ર કહોને કે હું કેટલું જીવીશ? પાંચ વરસ કાઢીશ કે તેથી વધુ-ઓછું?' આચાર્ય મહારાજે કહ્યું 'તેથી ઘણું અધિક આયુષ્ય તમારું છે.' વૃદ્ધે પૂછ્યું 'કેટલું? વીસ-ત્રીશ કે ચાલીશ વરસ? કેટલાં વર્ષ જીવતર છે? મને સાચું સાચું જે હોય તે કહો.' આચાર્યશ્રીએ કહ્યું 'એકની એક વાત વારે વારે શું પૂછો છો? આંકડાની ગણતરીમાં સમાય તેવું તમારૂં આયુષ્ય નથી. તે અપરિમિત છે. પરમ તારક પરમાત્મા મુનિસુવ્રતસ્વામીજીના શાસનકાળમાં તમે ઇન્દ્ર તરીકે ઉત્પન્ન થયા છો. તે પછીના આ વર્તમાન ચોવીશીના છેલ્લા ચારે તીર્થંકર ભગવંતના પાંચ-પાંચ કલ્યાણક મહોત્સવો તમે ઉજવ્યાં છે. તેમજ આવતી ચોવીશીના પણ કેટલાંક તીર્થંકર ભગવંતોની વંદના અર્ચના તમે કરવાના છો કેમકે તમારૂં આયુષ્ય બે સાગરોપમમાં થોડુંક ઓછું છે.' આ સાંભળી અતિહર્ષિત થયેલા ઇન્દ્ર મહારાજા પ્રગટ થયા. નિગોદનું સ્વરૂપ જાણી નિઃશંક અને સંતુષ્ટ થયા. તથા શ્રી સીમંધરસ્વામીજીના શ્રીમુખે સાંભળેલા પ્રશંસા કહી સંભળાવી અને આગ્રહપૂર્વક પ્રાર્થના કરી કે 'મારા યોગ્ય સેવા ફરમાવો' ગુરુમહારાજે કહ્યું 'ધર્મનિષ્ઠ આત્માઓના–ધર્મીષ્ઠ સંઘોના વિઘ્નો નિવારો.' ઇન્દ્ર પ્રસન્ન થયા. પોતે આવ્યાની નિશાની તરીકે તેમણે ઉપાશ્રયના મુખ્ય બારણાને દિવ્ય અને મનોહર બનાવી તેની દિશા ફેરવી નાંખી ને સ્વસ્થાને ગયા.

આચાર્યશ્રીના શિષ્યો થોડીવારે ગોચરી લઈ પાછા આવ્યા. બારણું ફરી ગયું હોઈ તેઓ ફરીને આવ્યા ને પૂછવા લાગ્યા 'ભગવંત! આ આપનો જ ચમત્કાર છે. જો આપ વિદ્યાનું કૌતુક જોવા સ્પૃહા રાખો તો અમને વિદ્યાના ચમત્કારમાં સ્પૃહા થાય જ ને?' ગુરુશ્રીએ કહ્યું: 'આપણને ચમત્કારમાં જરાય રસ ન હોવો જોઈએ. ચમત્કાર એ સિદ્ધિની કે અસાધારણ સ્થિતિની વાત નથી, પણ આજે ઇન્દ્ર આવ્યા હતા ને તેમણે જતાં જતાં આમ કર્યું છે.' ઇત્યાદિ બધી બીના તેમણે જણાવી તો શિષ્યોએ હઠ કરી કે 'અમને પણ ઇન્દ્રના દર્શન કરાવો.' આચાર્યશ્રીએ કહ્યું દેવરાજ મારા

વચને બંધાયેલા નથી. તે આપ મેળે આવ્યા હતા ને પોતાની મેળે ગયા છે. તમારે આવી બાબતમાં હઠ કે આગ્રહ રાખવો ઉચિત નથી.' ઇત્યાદિ ઘણું કહ્યાં છતાં તે દુર્વિનીત શિષ્યો માન્યા નહી અને માન-મર્યાદા ઊંચે મૂકીને આહાર આદિ કરવા કરાવવા ને બોલવા લાગ્યા. આથી આચાર્યશ્રી ઉદ્વિગ્ન થયા. અને કંટાળીને એક રાત્રિએ શય્યાતર શ્રાવકને પરમાર્થ સમજાવી. શિષ્યોને સૂતા મૂકી તેઓ એકલા ગુપચુપ વિહાર કરી ગયા.

વિહાર કરતાં ક્રમે કરી તેઓ સ્વર્ણભૂમિએ પધાર્યા. તે વખતે તેમના પ્રશિષ્ય સાગરચંદ્રમુનિ ત્યાં બિરાજતા હતા, ત્યાં આવી ઇરિયાવહી પડિક્કમી કાજો લઇ સ્થાને બેઠા, સાગરમુનિએ તેમને કોઈ દિવસ જોયેલા જાણેલા ન હોઇ તેમને આદર કે વંદના ન આપ્યાં. થોડીવારે તે બોલ્યા 'વૃદ્ધમુનિ તમે ક્યાંથી આવો છો?' બધું જાણવા છતાં કાલિકાચાર્યે ગાંભીર્યપૂર્વક જરા ઉગ્ર થયા વિના શાંતિથી કહ્યું 'હું અવંતીનગરીથી આવું છું.'

પછી તેમને જ્ઞાનપૂર્વક સમગ્રક્રિયા કરતા જોઈ સાગરમુનિએ વિચાર્યું. 'આ વૃદ્ધ ખરેખર બુદ્ધિમાન અને કુશળ જણાય છે.' પછી પોતાના શિષ્યોને ભણાવતાં અભિમાન-પૂર્વક તેમણે કહ્યું: 'વૃદ્ધ મહારાજ! હું આ બધાંને શ્રુતસ્કંધ ભણાવું છું. તમે પણ સાંભળો.' તેમણે ગંભીરતા જાળવી. સાગરમુનિ બુદ્ધિકૌશલ્ય બતાવવા ઉંડાણપૂર્વક પર્યાલોચન અને અર્થવિજ્ઞાન કહેવા લાગ્યા જે સામાન્ય બુદ્ધિવાળાને ગ્રાહ્ય પણ ન થઇ શકે. વાંચનામાં મગ્ન થઇ જવાથી તેમને કાળનો ખ્યાલ પણ રહ્યો નહીં. "અજ્ઞાન સમાન શત્રુ નથી."

આ તરફ ઉજ્જયિની નગરીમાં પ્રાતઃકાળે બધા સાધુઓ ઉઠી ઘણી પ્રતીક્ષા કરવા છતાં ગુરુ મહારાજ ન આવ્યાથી અજંપો અનુભવવા લાગ્યા. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ તેમની વ્યાકુળતા વધતી ગઇ. અંતે ઉપાશ્રયના સ્વામી શ્રાવક પાસે જઇ પૂછ્યું કે 'અમારા ગુરુમહારાજ ક્યાં ગયા? વહેલી સવારથી તેમનો પત્તો નથી.' શ્રાવકે ખીજાઈને કહ્યું; તમારા માટે ઘણી શર્મની વાત છે. શ્રીમાન્ આચાર્યદેવે તમારા હિત માટે તમને કેટલો હિતોપદેશ આપ્યો. ખૂબ સમજાવ્યા, પ્રેરણા પણ ઘણી કરી તેમ છતાં તમને સદાચારના મૂલ્ય ન સમજાયા. તમારા જેવાં પ્રમાદી શિષ્યોથી ગુરુના કયા પ્રયોજનની સિદ્ધિ થવાની હતી? અંતે તેઓશ્રી તમને ત્યજીને ચાલી ગયા છે.' આ સાંભળી તે સાધુઓ લજ્જિત અને ખિન્ન થઈ ગયા. તેમને ગુરુ મહારાજની મહાનતા અને વ્યથા સમજાઈ. અંતે ઘણા દુઃખિત થઇ તેમણે શ્રાવકને વિનંતિ કરી કે 'અમારા પર પ્રસન્ન થઈ તમે એકવાર એટલું કહો કે અમારા પરમ ઉપકારી ગુરુમહારાજ કઈ તરફ ગયા છે? એમના વિના અમે અનાથ થઇ ગયા છીયે. અમારી ભૂલ અમને સમજાઇ છે. અમારાં કર્યાંનું ફળ અમને મળી ગયું છે. હવે માત્ર અમારા ગુરુભગવંતની ભાળ આપો, જેથી તેમને પામી અમે સનાથ થઈએ. આ પ્રમાણે શિષ્યો ઘણા કરગર્યા

ને પશ્ચાત્તાપ કરવા લાગ્યા. અંતે ઘણા પ્રયત્ને શ્રાવકે વિહારની દિશા બતાવી. બધા ભેટ બાંધી ઉગ્ર વિહારે નીકળી પડયા ને ગુરુને શોધતાં શોધતાં સાગરમુનિના ઉપાશ્રયે આવી પહોંચ્યા. પોતાના ગુરુજીની તપાસ કરતાં તેમણે સાગરમુનિને પૂછ્યું કે 'અમારા પૂજ્ય ગુરુવર્યશ્રી કાલકાચાર્ય અહીં આવ્યા છે કે આવ્યા હતા ?' સાગરમુનિએ કહ્યું : તેઓશ્રી તો મારા દાદાગુરુ થાય. એ સમર્થ વ્યક્તિ કાંઈ અજાણી રહે ? જો કે હું તેમને દીઠે ઓળખતો નથી. તમે કયાંથી આવો છો ?' સાધુઓ બોલ્યા 'અમે ઉજ્જયિનીથી આવીએ છીએ.' સાગરમુનિએ કહ્યુ 'ઉજ્જયિનીથી એક વૃદ્ધ સાધુ આવ્યા છે. તેઓ કદાચ તમને કાંઇ જણાવે. તેઓ ઉપર મેડા પર બેઠા છે.' આ સાંભળતા તેઓ ત્યાં દોડી ગયા ને કાલિકાચાર્યને જોતાં જ હર્ષ, વિષાદ, લજ્જા આદિ મિશ્રિતભાવો તેમની આંખોમાં અશ્રુ સાથે ઝળકી રહ્યા. તેમના ચરણોમાં માથું મૂકી તેઓ ક્ષમાની યાચના કરવા લાગ્યા. ત્યાં આવેલા સાગરમુનિ આભા બની આ બધું જોઇ રહ્યા. સાગરમુનિને પરિસ્થિતિ સમજાતાં વાર ન લાગી. 'મેં મારા ગુરુના ગુરુને મારૂં પાંડિત્ય બતાવી મારી આછકલી વૃત્તિનું જ દર્શન કરાવ્યું છે. સૂર્યને આગીયો બતાવવા કે આંબા પર આસોપાલવનું તોરણ બાંધવા જેવું કાર્ય કર્યું છે.' એમ વિચારી તેઓ પણ વિનયપૂર્વક વંદના કરી ગુરુ મહારાજને સહુની સાથે ખમાવવા લાગ્યા. પગમાં માથુ મૂકી બોલ્યા 'હે જગત્પૂજ્ય ગુરુવર્ય ! અજ્ઞાનવશ મેં આપની આશાતના કરી, મારૂં એ દુષ્કૃત મિથ્યા થજો.'

સાગરમુનિ આદિને બોધ આપવાના શુભ હેતુથી શ્રીકાલિકાચાર્યે પ્યાલો ભરી નદીમાંથી રેતી અને એક ચાલણી મંગાવી. સહુની સામે તે ચાળી તો ઝીણી રેતી સરી પડી ને કાંકરા-કાંકરી રહી ગયા તે દુર નાંખ્યાં. એ રેતી પણ ત્યાંથી ઉપાડી બીજે સ્થાને ને પછી ત્યાંથી ત્રીજે-ચોથે સ્થાને મૂકી-ઉપાડી, એમ કેટલીક જગ્યાએ મૂકતાં ઉપાડતાં રેતી ઘટતી ગઈ ને અંતે સાવ થોડી જ રહી. આનો ઉપનય સમજાવતા કાલિકાચાર્યે કહ્યુ: 'હે વત્સ ! સ્વાભાવિક રીતે જ જેમ નદીમાં ઘણી બધી રેતી હોય છે. તેમ તીર્થંકર પ્રભુજીમાં પણ પરિપૂર્ણ અનંતજ્ઞાન હોય છે. જેમ નદીની ઘણી રેતીમાંથી પ્યાલામાં થોડી જ સમાઈ શકી તેમ ગણધર ભગવંતોએ તીર્થંકર દેવો પાસેથી થોડુંક શ્રુત ગ્રહણ કર્યું. અને જેમ રેતી ભિન્ન ભિન્ન સ્થાનમાં મૂકવા ઉપાડવાથી ઓછી થતી ગઈને અંતે ઘણી જ ઓછી થઈ ગઈ તેમ ગણધરો પાસેથી પરંપરાએ આવતું અને કાળાદિકના દોષથી ઘટતું ઘટતું અને અલ્પ અલ્પતર બુદ્ધિવાળા શિષ્યોમાં વિસ્મરણાદિ દોષથી ક્ષીણ થતું હાલમાં ઘણું જ ઓછું રહ્યું છે. ચાલણીની જેમ આપણામાંથી સૂક્ષ્મજ્ઞાન સરી ગયું-ચાલી ગયું છે અને માત્ર સ્થૂલજ્ઞાન જ રહ્યું છે. માટે હે સાગર ! જ્ઞાનનો કદી દેખાવ કરવો નહી. નમ્રતા કદી છોડવી નહી, તું વિદ્વાન તો થયો પણ શ્રુતજ્ઞાનનો પ્રથમ આચાર પણ તેં બરાબર ધાર્યો નથી કારણ કે તું અકાળે પણ અધ્યયનાદિ કરે છે. તે બાબત નીશીથચૂર્ણિમાં કહ્યું છે કે—

संज्झाचउ ति अणुदिए सूरए मज्झएहिं अत्थमणे ।
अद्धरत्ते एआसु चउसु सज्झायं न करिंति ॥ १ ॥

અર્થ–ચારે સંધ્યા એટલે (૧) સૂર્યોદય પૂર્વે (૨) મધ્યાહ્ન સમયે (૩) સૂર્યાસ્ત સમયે અને (૪) મધ્ય રાત્રે આ ચારે સંધ્યા સમયે સ્વાધ્યાય ન કરવો. ઇત્યાદિ ઉપદેશ સાંભળી સાગર આચાર્યે મિચ્છામિ દુક્કડં માંગ્યાં. ફરી ફરી વંદના કરીને તેમનું વૈયાવૃત્ય કરવા લાગ્યા. તેમના સર્વ શિષ્યો પણ સંયમમાં જ્ઞાન–ધ્યાન અને ગુરુભક્તિમાં સાવધાન બન્યા.

જેઓ સાગરાચાર્યના આ દૃષ્ટાંતથી અહંકાર ટાળી યોગ્ય કાળમાં શ્રુતાધ્યયન–અધ્યાપન કરશે કરાવશે તે સુખ-સૌભાગ્ય પામશે. અન્યથા વિદ્વાન સાધુજનોની સભામાં ઘણી રીતે લજ્જા–નિંદા પામશે.



## ૨૫૭

## અકાળે સ્વાધ્યાયથી હાનિ.

अस्वाध्यायक्षणेष्वज्ञः स्वाध्यायं कुरुते सदा ।
यतः क्रियाः फलन्त्येव यथोक्तसमये कृताः ॥१॥

**અર્થ**–મૂર્ખ માણસ હંમેશા અસ્વાધ્યાય સમયે સ્વાધ્યાય કરે છે. કિંતુ યોગ્ય ઉચિત સમયે કરેલી ક્રિયાઓ જ સફળ થાય છે.

અસ્વાધ્યાયકાળ અનેક પ્રકારે હોય છે. તેનું સ્વરૂપ આવશ્યક નિર્યુક્તિની વૃત્તિથી પ્રતિક્રમણ અધ્યયનથી તેમજ પ્રવચનસારોદ્ધારના બસો અડસઠમા દ્વારથી જાણવું. છતાં સંક્ષેપમાં અહીં જણાવાય છે.

જેટલો કાળ આકાશમાંથી સૂક્ષ્મરજ પડતી હોય ત્યારે તેટલો સમય, તેમજ ધુંઅર (ધુંવાડ) પડે તેટલો સમય, અસ્વાધ્યાય કાળ જાણવો–ધુંઅર પડે ત્યારે તો તેટલો વખત સાધુ મુનિરાજ અંગ ઉપાંગ સ્થિર રાખે ને ઉપાશ્રયાદિ સ્થાનમાં સ્થિર રહે. ગંધર્વનગર ( આકાશમાં દેખાતા નગર જેવું. ) ઉલ્કાપાત, દિશાઓમાં દાહ દેખાવો, કે વિજળીપાત થાય ત્યારે તે વખતે અને તેથી એક પ્રહર ઉપરાંત સુધી અસ્વાધ્યાય કાળ જાણવો. અકાળે (વર્ષા કાળ વિના) વિજળી ચમકે, મેઘ ગર્જે તો તે પછી બે

પ્રહર સુધી અસ્વાધ્યાય, અષાઢ તેમજ કાર્તિક ચોમાસીનું પ્રતિક્રમણ કર્યા પછી એકમ સુધી અસ્વાધ્યાય, આસો અને ચૈત્રની શુક્લ પક્ષની પાંચમના મધ્યાહ્ન પછી વદ પક્ષની એકમ સુધી અસ્વાધ્યાય જાણવો. બીજથી સ્વાધ્યાય સૂઝે. રાજા અને સેનાપતિ આદિના પરસ્પર યુદ્ધ વખતે, હોળીના પર્વમાં જ્યાં સુધી રજ ઉડતી બંધ ન થાય ત્યાં સુધી, ગામના રાજાનું મૃત્યુ થયે નવા રાજાનો અભિષેક ન થાય ત્યાં લગી અસ્વાધ્યાય કાળ સમજવો.

ઉપાશ્રયથી સાત ઘર સુધીમાં કોઈ પ્રસિદ્ધ માણસનું મૃત્યુ થયું હોય તો એક રાત-દિવસ, ઉપાશ્રયથી એકસો હાથની અંદર કોઈ અનાથનું મૃત્યુ થયું હોય તો તેનું કલેવર જ્યાં સુધી હોય ત્યાં સુધી અસ્વાધ્યાયકાળ, સ્ત્રીના રડવાનો અવાજ જ્યાં સુધી સંભળાય ત્યાં સુધી સ્વાધ્યાય ન કરાય. જળચર પંચેંદ્રિય તિર્યંચ મત્સ્ય આદિના લોહી-માંસ કે હાડકાં આદિ ઉપાશ્રયથી સાઠ હાથ સુધીમાં પડયાં હોય તો તે તથા કોઇ પક્ષીનું ઈંડુ આખું પડયું હોય તો તે કાઢી-ભૂમિ શુધ્ધ કર્યે સ્વાધ્યાય થઈ શકે, પણ જો ઈંડુ ફૂટી ગયું હોય તો ત્રણ પ્રહર સ્વાધ્યાય તે જગ્યામાં કરવો ન કલ્પે તેમાં પણ ઈંડુ ફૂટી ગયાં પછી કલલ (અંદરનું પાણી આદિ)નું ટીપું જમીન પર પડયું હોય તો તે સાઠ હાથ બહાર લઈ જઈ ભૂમિ શુદ્ધ કર્યા પછી સ્વાધ્યાય કરી શકાય. માંખીના પગ જેટલું પણ ઈંડાનું પ્રવાહી-રુધિર આદિ ભૂમિ પર પડયું હોય ત્યાં સુધી સ્વાધ્યાય ન થાય. ગાય આદિનું જરાયુ (વીયાયા પછી **ઓર** પડે છે તે) જ્યાં સુધી લાગેલું હોય ત્યાં સુધી અને પડી ગયા પછી ત્રણ પોરિસી સુધી અસ્વાધ્યાય. બીલાડી આદિએ ઉંદર વિગેરે જ્યાં માર્યો હોય ત્યાં એક દિવસ-રાત્રિનો અસ્વાધ્યાય. તેટલો સમય નંદીસૂત્ર આદિ ભણાય-વંચાય નહી. તે જ પ્રમાણે મનુષ્ય બાબત જાણવું પણ મનુષ્ય શરીરના અંગ-ઉપાંગ કે ચામડી-માંસ-લોહી હાડકું આદિ પડયા હોય તો અસ્વાધ્યાય પણ ઉપાશ્રય અને તે અંગ આદિના વચ્ચે માર્ગ હોય તો સ્વાધ્યાય કરવામાં બાધ નથી. સ્ત્રીઓને ઋતુકાળના ત્રણે દિવસ સ્વાધ્યાય ન કલ્પે, પણ પ્રદર આદિ રોગ કારણે શુદ્ધિનું ધ્યાન રાખી સ્વાધ્યાય કરવો જોઈએ. કોઈ સગર્ભાને પુત્રપ્રસવ પછી સાત દિવસ અને પુત્રીપ્રસવથી તેમજ વધારે રક્ત જતું હોય તો આઠ દિવસ સ્વાધ્યાય ન કરાય. નવમા દિવસથી સ્વાધ્યાય કલ્પે. વસતીની સો હાથની મર્યાદામાં કોઈ બાળક આદિનો દાંત પડયો હોય તો સાવધાનીથી શોધી દૂર કરવો ને તેમ છતાં ન મળે તો "દંત ઓહડાવણીયં કરેમિ કાઉસ્સગ્ગં" કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કર્યા પછી સ્વાધ્યાય થાય. અસ્વાધ્યાય કાળમાં પણ અર્થ વિચારણા-ચિંતનાદિનો કશે નિષેધ નથી. આર્દ્રા નક્ષત્રથી સ્વાતિ-નક્ષત્ર સુધી વિજળી કે મેઘગર્જના થાય તો સ્વાધ્યાયનો નિષેધ નથી. ભૂકંપ થયે આઠ પ્રહર ને અગ્નિનો ઉપદ્રવ રહે ત્યાં સુધી, ચંદ્રગ્રહણથી ઉત્કૃષ્ટા બાર પ્રહર, સૂર્યગ્રહણથી સોળ પ્રહર તેમ જ પાખીની રાત્રિએ સ્વાધ્યાય કરવો કલ્પે નહી. ઈત્યાદિ અસ્વાધ્યાયનું સ્વરૂપ સંપ્રદાય અનુસાર જાણી સ્વાધ્યાયાદિમાં તત્પર રહેવું. અયોગ્ય કાળે સ્વાધ્યાયાદિ કરવાથી મૂર્ખત્વ પ્રાપ્ત થાય છે. તે બાબત ઉદાહરણ આપે છે કે:—

કોઇ એક સાધુ મહારાજ, સંધ્યા વખત વીત્યે-કાલિકશ્રુતના પઠનકાળ વ્યતીત થયે તે કાળનો ખ્યાલ નહી રહેતા સૂત્રનું પરાવર્તન કરતા હતા. આ જોઈ સમ્યગ્દૃષ્ટિ દેવને વિચાર આવ્યો કે 'આ સંધિકાળમાં કોઈ દુષ્ટ દેવતા આ મહાત્માને છળે નહી તે માટે આમને થોડી સમજણ આપું.' એમ વિચારી તેણે મહીયારણનું રૂપ કર્યું ને માથે છાશની માટલી લઇ છાશ લો છાશ. એમ મોટેથી રાડ નાંખતી સાધુની સામે જા-આવ કરવા લાગી. એની રાડથી ઉદ્વેગ પામેલા મહારાજે કહ્યું 'અરે! આ તે કાંઈ છાશ વેચવાનો સમય છે?' ત્યારે બાઈએ સામે પૂછ્યું 'તો શું આ સ્વાધ્યાયનો સમય છે?' આ સાંભળી સાધુને અચરજ થયું. ઉપયોગથી અકાળની વેળા જાણી મિચ્છામિ દુક્કડં દીધું. દેવે પણ યથાર્થતા જણાવી કહ્યું 'અકાળમાં સ્વાધ્યાય કરવાથી દુષ્ટ દેવતા છળ કરે છે, માટે ફરી આમ ન કરશો.' અર્થાત્ યોગ્ય સમયે જ સ્વાધ્યાય કરવો જોઈએ.

ઉચિત સમયે કરેલી ક્રિયાઓ અવશ્ય સફળ થાય છે. ક્રિયા બે પ્રકારની છે. એક પ્રશસ્ત અને બીજી અપ્રશસ્ત. તેમાં સિદ્ધાંતમાં જણાવેલી આત્મહિતકર સર્વ પ્રવૃત્તિ પ્રશસ્ત ક્રિયા કહેવાય અને ખેતી, વ્યાપાર આદિ સાંસારિક સર્વ પ્રવૃત્તિ અપ્રશસ્ત ક્રિયા કહેવાય. ચર્યા-જવું, આવવું બોલવું આદિ સર્વ ક્રિયાઓ કાળે કરી હોય તો જ સફળ થાય. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે-

**अकालचर्या विषमा च गोष्ठिः कुमित्रसेवा न कदापि कार्या ।**
**पश्याण्डजं पद्मवने प्रसुप्तं, धनुर्विमुक्तेन शरेण ताडितम् ॥१॥**

**અર્થ**-અકાલચર્યા, વિષમ વાર્તા અને કુમિત્રની સેવા આ ત્રણ વાના કદી ન કરવા. જૂઓ, નીચની સંગતીના કારણે કમળવનમાં સૂતેલો હંસ ધનુષથી છુટેલા બાણ દ્વારા હણાયો.

તેનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

કોઇ વનના પદ્મ સરોવરમાં મંદરક્તનામક હંસ રહેતો હતો. ત્યાં કોઈ ઘુવડ આવીને બેઠું. હંસે તેનો પરિચય પૂછતાં તેણે કહ્યું. 'હું આ વનખંડમાં દૂર રહું છું. તમારાં ગુણો સાંભળી તમારા દર્શને આવ્યો છું. મિત્રતા માટે હાથ લંબાવું છું. આપણી મિત્રતા દિવસો દિવસ વધતી રહેશે.' એમ કહી તે ત્યાં વસી ગયું ને સાથે રહેતાં ફરતાં હંસની તેની સાથે મિત્રતા થઈ. પણ હંસને આ વિચાર ન આવ્યો કે નીચની સંગતના સદા માઠા જ ફળ આવે છે. કહ્યું છે કે-

હું તુહી વારું સાધુ જણ, દુજ્જણ સંગ નિવાર.
હરે ઘડી જલ જલ્લરી, મત્થે પડે પહાર.

એટલે કે હે સાધુજણ-ભલામાણસ! હું તને વારું છું કે દુર્જનની સંગત નિવાર. કેમકે જળને હરે (લઇ જાય) ઘડી, ને પ્રહાર પડે ઝાલરને માથે.

નીચ સરિસ જો કીજે સંગ, ચડે કલંક હોય જસભંગ;
હાથ અંગાર ગ્રહે જો કોઇ, કે દાઝે કે કાળો હોય.

કેટલાક દિવસે હંસની રજા લઇ ઘુવડ પોતાને ઠેકાણે આવ્યું. જતાં આગ્રહપૂર્વક પોતાને ત્યાં આવવાનું હંસને આમંત્રણ આપ્યું. ભોળો હંસ એક દિવસે ઘુવડે બતાવેલા સ્થાને પહોંચ્યો પણ ઘુવડભાઈ કશે દેખાણાં નહી. ચારે તરફ ઘણી શોધ કર્યા પછી એક વૃક્ષની બખોલમાં માત્ર ગરદન બહાર કાઢી બેઠેલું દેખાયું. હંસે કહ્યું. 'અરે ભાઇ! તને ગોતી ગોતીને થાકી ગયો. હું હંસ તને મળવા દૂરથી આવ્યો છું; બહાર તો આવ.' ઘુવડે કહ્યું 'હું દિવસના બહાર નિકળી શકું તેમ નથી. માટે તું અહીં રોકાઈ હર-ફર. આપણે રાત્રે વાર્તા વિનોદ કરશું.' હંસે વાત માની અને રાત પડતાં બંને મળ્યા. કુશળ-ક્ષેમ પૂછી સુખ કે દુઃખની વાતે વળગ્યા. મોડી રાતે બંને સાથે જ સૂઇ ગયા. હંસ તો સૂઇ ગયો પણ ઘુવડને રાત્રે નિરાંત ક્યાં? તે વનમાં કોઇ સાર્થવાહે પડાવ નાંખેલો ને પાછલી રાતે પ્રસ્થાન માટે તૈયાર થયો. બરાબર તે જ વખતે ઘુવડ મોટો ચિત્કાર (અવાજ) કરી નદી પાસેના કોતરમાં ભરાઇ ગયો. ઘુવડના કર્કશ શબ્દે અપશકનની આશંકાથી ખીજાયેલા સાર્થવાહે તરત અવાજની દિશામાં બાણ છોડયું, તેથી બીચારો હંસ વિંધાઈ અકાળમૃત્યુ પામ્યો. માટે વિષમ ગોષ્ઠી ન કરવી. હવે અકાળચર્યાના ત્યાગ કરવા ઉપર માર્ગાનુસારીના ગુણોમાં જણાવ્યું છે કેઃ-

धर्मार्थस्वात्मना श्रेयोऽभिवाञ्छन् स्थैर्यभृत् सदा ।
अदेशाकालयोश्चर्यां विचारज्ञो विवर्जयेत् ॥१॥

**અર્થ**—ધર્મ-અર્થ અને સ્વયંના શ્રેયને ઈચ્છનાર સ્થૈર્યવાન આત્માએ દેશને અયોગ્ય તથા કાલને અયોગ્ય ચર્યાનો ત્યાગ કરવો. તેમજ ભાષણ પણ સમયને યોગ્ય જ કરવું જોઈએ. સમયાનુકૂળ ભાષણ અનેકના આનંદનું કારણ બને છે. તે આ દષ્ટાંતથી સમજી શકશે.

ચાંપાનેરમાં મહંમદ બેગડો નામનો બાદશાહ રાજ્ય કરે. એક લઘુક નામનો બ્રાહ્મણ તેનો ઘણો માનીતો હતો. તેણે સરસ્વતીનું વરદાન મેળવ્યું હતું. દરબારીઓ તેનાથી દાઝે બળતા હતા. એકવાર કાજી, મુલ્લા, આખુન, બારાહજારી તથા સુબાથી ભરેલા દરબારમાં મૌલવીએ બાદશાહને કહ્યુંઃ 'ગરીબ પરવાર! કુરાનશરીફ ફરમાવે છે કે-કાફરના સવારના પહોરમાં દર્શન કરવા નહી, કેમકે તેથી દોજખમાં જવાનું બને અને ચાલીશ દિવસના રોજાનો સબાબ (પુણ્ય) નાશ પામે છે. માટે આ લઘુકને બહુ હેળવો નહીં. દરબારીઓના કહેવાથી બાદશાહે લઘુકને દરબારમાં આવતો બંધ કર્યો. એક ભર્યા દરબારમાં બાદશાહે ચાર પ્રશ્નો પૂછ્યાં; કે (૧) બધાંનું બીજ શું? (૨) બધા રસોમાં શ્રેષ્ઠ રસ કયો? (૩) કૃતજ્ઞ (કરેલા કાર્યને સમજનાર) કોણ? (૪) અને કૃતઘ્ન (કરેલા કાર્યનો નાશ કરનાર) કોણ? આ પ્રશ્નોના ઉત્તર આપો' તેમણે ઉંડાણથી વિચારી જવાબ આપ્યા પણ બાદશાહને સંતોષ ન થતાં તેણે માથું ધુણાવ્યું

ને ના પાડી. મોટા મુલ્લા-મૌલવી યથાર્થ ઉત્તર ન આપી શક્યા એટલે શાહે કહ્યું 'યથાર્થ ઉત્તર તો લઘુક જ આપી શકતો, ભલે તમે તેને કાફર કહો પણ બુદ્ધિ તો એની જ છે. જૂઓ આપણે તેને બોલાવી ઉત્તર માંગીએ.' બાદશાહે તેને બોલાવી પ્રશ્નો પૂછ્યાં. લઘુકે ઉત્તર આપતાં કહ્યું: 'ગરીબ પરવર! આ તો સાવ સહેલા સવાલ છે, જવાબ સાંભળો. જહાંપનાહ! બધાંયનું બીજ પાણી છે. સર્વમાં શ્રેષ્ઠ રસ મીઠું [લવણ] છે. કૃતજ્ઞ કૂતરો છે અને કૃતઘ્ન જમાઇ છે. સાંભળો :—

द्रुतमानय पानीयं, पानीयं पङ्कजानने ।
पानीयेन विना सर्वं, सद्यः शुष्यति दग्धवत् ॥ १ ॥

**અર્થ**—હે પંકજમુખી! જલ્દીથી પીવા જોગું પાણી લાવ, કેમકે પાણી વિના, બળી ગયાની જેમ બધું તરત શોષાઈ જાય છે.

प्राथम्यं उदधिष्वासीत्, सत्यं ते लवणोदधे ।
यद्रसेन विना सर्वरसो, न स्वादमर्हति ॥ २ ॥

**અર્થ**—જેના રસ [મીઠાં] વિના કોઈપણ રસ સ્વાદયોગ્ય થતો નથી એવા હે લવણ સમુદ્ર! સર્વ સમુદ્રમાં તારૂં પ્રથમપણું ખરેખર સાવ સાચું જ છે.

अशनमात्रकृतज्ञतया गुरोर्न, पिशुनोऽपि शुनो लभते तुलाम् ।
अपि बहूपकृते सखिता खले, न खलु खेलति खे लतिका यथा ॥३॥

**અર્થ**—સ્વામિના અન્ન-ભોજનમાત્રની કૃતજ્ઞતાને લીધે ચાડીયો, કૂતરાની પણ તુલનાને પામી શકતો નથી. અર્થાત્ કૃતજ્ઞતાને લઈ કુતરો શ્રેષ્ઠતા પૂરવાર કરે છે. (ત્યારે) શઠ-ખલ પુરુષ ઉપર અસંખ્ય ઉપકાર કર્યો હોવા છતાં મિત્રતા વિલસતી નથી. જેમ આકાશમાં વેલડી રમતી નથી તેમ.

क्षणं रुष्टः क्षणं तुष्टो, नानापूजां च वाञ्छति ।
कन्याराशिस्थितो नित्यं, जामाता दशमो ग्रहः ॥ ४ ॥

**અર્થ**—થોડીવારમાં રીસાઈ જવું-ક્ષણમાં વળી રાજી થઇ જવું અને પાછો જાત-જાતના સત્કાર-સન્માન કે વસ્તુની અભિલાષા રાખવી. આવી વિચિત્રતા જમાઇમાં હોય છે. આ જમાઈ નથી પણ કન્યારૂપી રાશિમાં પડેલો દશમો ગ્રહ છે. બીજા ગ્રહો એક રાશિમાંથી બીજી રાશિમાં ગતિ કરે છે. પણ આ મહામંદ ગ્રહ કન્યારૂપી રાશિમાંથી ખસતો જ નથી.

લઘુકના આવા તેજીલા ને સોંસરાં ઉતરી જાય તેવા જવાબ સાંભળી બાદશાહ રાજી થયો ને કાજી આદિની સામે તેની ઘણી ઘણી પ્રશંસા કરી કહ્યું: સાચી પંડિતાઈ તો લઘુકની છે. તેમાં જરાય બનાવટ કે દંભ નથી.' આમ લઘુક પાછો આવતો ને

ઘડીયો સુધી બાદશાહને સુભાષિતનો આનંદ કરાવતો થઇ ગયો. એવામાં પાછી કોઇએ ચાડી ખાતા કહ્યું 'બાદશાહ સલામત ! કાફર લઘુકની સાથે વધારે બેસવું ઉઠવું સારૂં નહીં. આપણે ત્યાં તો મોટા મોટા ઉસ્તાદ મુસ્તફા અને ખલીફા છે જે જબાનના જાદુગર છે.' બાદશાહે કહ્યું: 'કાલે બોલાવો એ કાબીલોને, હું ફરી બીજા પ્રશ્નો પૂછીશ.' અને તેણે મોટી સભામાં ચાર પ્રશ્નો પૂછ્યાં કે 'સંસારમાં મોટો દિકરો કોનો ? દુનિયામાં મોટા દાંત કોના ? જહાનમાં મોટું પેટ કોનું ? ને ખલકમાં સૌથી શાણો કોણ ?' ઘણો વિચાર કરી તેમણે જણાવ્યું કે આલમપનાહ ! દુનિયામાં બાદશાહનો દિકરો જ સહુથી મોટો દિકરો છે. તેમ મોટા દાંત ને મોટું પેટ હાથીનું છે અને આખી ધરતી પર તમારાથી વધી કોઇ શાણો નથી.'

આ સાંભળી રાજાએ મોઢું બગાડયું ને આદરમાનપૂર્વક લઘુકને લાવવા ફરમાવ્યું. લઘુક આવ્યો. શાહે તેને બેસાડી આ પ્રશ્નો પૂછયાં. લઘુકે કહ્યું: 'ગરીબનવાજ ! જગતમાં ગાયનો પુત્ર સહુથી મોટો છે, તે ખેતી કરી સહુને જીવાડે છે. મોટા દાંત તો હળના છે. જે આખી પૃથ્વી ખેડે ને દાણાં ઉગાડે છે. મોટું પેટ પૃથ્વીનું છે, તેમાં બધું સમાય છે ને પૃથ્વી બધું સહે પણ છે અને હુજૂર ! સહુથી ડાહ્યો એ છે જે સમય-પ્રસંગને અનુરૂપ સુંદર ભાષણ કરી શકે છે.' આ સાંભળી શહેનશાહ ઘણો ખુશ થયો. લઘુક સાથે તેને ઘનિષ્ટ મિત્રતા બંધાઈ. આ દૃષ્ટાંત વિષયને અનુરૂપ હોઈ અત્રે આલેખ્યું છે.

અર્થાત્ આચારના પ્રહરી સાધુ પુરુષોએ જ્ઞાનાચારનું પાલન કરવું અને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુસારે સર્વ ક્રિયાઓ યોગ્ય કાળે જ કરવી. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને અનુસારે અસ્વાધ્યાયનું વર્ણન સાંભળી સ્વાધ્યાયકાળમાં જ શ્રુતનો અનુયોગ આચરવો-આદરવો.



## ૨૫૮

## બીજો આચાર-વિનયાચાર.

श्रुतस्याशातना त्याज्या, तद्विनयः श्रुतात्मकः ।
शुश्रूपादिक्रियाकाले, तत् कुर्यात् ज्ञानिनामपि ॥ १ ॥

**અર્થ**—શ્રુતજ્ઞાનની આશાતના દુરથી વર્જવી. કેમકે તેનો વિનય એ શ્રુતસ્વરૂપ છે. માટે શુશ્રુપાદિ ક્રિયા વખતે શ્રુતજ્ઞાનીનો પણ વિનય કરવો.

દ્રવ્ય અને ભાવભેદે શ્રુત બે પ્રકારના છે. પુસ્તક–અક્ષર આદિ દ્રવ્યશ્રુત કહેવાય. એનો અનાદર કરવો, પગ લગાડવા, થુંકાદિ લગાડવા આ બધી દ્રવ્યશ્રુતની આશાતના સમજવી અને પરમાત્માએ કહેલા પદ–પદાર્થોમાં સ્વયંની દુર્બુદ્ધિથી વિપરીત અર્થ કરવો તે ભાવશ્રુતની આશાતના જાણવી. પ્રતિક્રમણ–આવશ્યકમાં તેત્રીશ આશાતનાનું વર્ણન કરતાં જણાવ્યું છે કે "सुअस्स आसायणाए सुअदेवयाणं आसायणाए" શ્રુતની આશાતના શ્રુતના અધિષ્ઠાયકદેવની આશાતના ઇત્યાદિ, અહીં કોઈ એમ વિચારે કે શ્રુતદેવતા જેવી કોઇ વસ્તુ જ નથી તો પછી તેની આશાતના ક્યાંથી થાય ? ' તો તેના સમાધાનમાં સમજવું કે જિનેન્દ્રદેવના આગમોના અધિષ્ઠાયક હોય છે જ, અધિષ્ઠાતા વિનાના આગમ હોતા જ નથી. શ્રુતદેવતા પણ ઘણાં ઉપયોગી છે. કારણ કે તેના આલંબનથી નિર્મળ બુદ્ધિ અને પ્રશસ્ત અધ્યવસાયવાળા જીવો કર્મક્ષય કરી શક્યાં છે.

શ્રુત–આગમમાં કહેલા વચનનું ઉલ્લંઘન કરવું તે ભાવશ્રુતની આશાતના છે. શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવ્યું છે કે 'મંત્રાદિ વિદ્યા શાસનનું કોઇ મહાન કાર્ય આવી પડયું હોય તો જ ઉપયોગમાં લેવાય. શાસનકાર્ય સિવાય તેનો ઉપયોગ થાય નહી. પ્રમાદાદિ કારણે કે સ્વયંનું મહત્ત્વ દેખાડવા કે આશ્ચર્ય–કૌતુક ઉપજાવવા લબ્ધિ કે વિદ્યાનો ઉપયોગ કરનાર શ્રુતની આશાતના કરે છે અને આર્ય સ્થૂલભદ્ર મુનિની જેમ પોતાનો વિકાસ અટકાવે ને હાનિ પામે છે.

## આર્ય સ્થૂલભદ્ર.

પાટલિપુત્ર નગરમાં શ્રમણ સંઘે એકત્રિત થઇ શ્રુતવ્યવસ્થિત કરવા આગમ વાંચનાનું આયોજન કર્યું. કેમકે મોટો ને ભીષણ દુષ્કાળ ઉતરતાં જ સંઘને સર્વ પ્રથમ જિનાગમની સારસંભાળ જરૂરી લાગી. ઘણા સાધુઓ શ્રુત વિસર્યા હતા ને ઘણા જ્ઞાનીઓ અણસણ લઈ સ્વર્ગસ્થ થયા હતા. લગભગ બધા જ વિદ્વાનો અને ગીતાર્થ મુનિઓ ત્યાં એકત્રિત થયા હતા ને તેમણે અગીયાર અંગના અધ્યયન–ઉદ્દેશા–સમુદ્દેશાદિ વ્યવસ્થિત કર્યા. બારમા દ્રષ્ટિવાદ એ અંગના પરિપૂર્ણજ્ઞાતા આર્ય ભદ્રબાહુસ્વામીજી તે વખતે ત્યાં ન હોઈ એ કાર્ય અટક્યું. બારમા અંગને વ્યવસ્થિત કરવા તેમણે આર્ય ભદ્રબાહુસ્વામીજીને બોલાવવા બે સાધુઓને નેપાલ મોકલ્યા. તેમણે વંદનાપૂર્વક વિનતિ અર્જ કરી. આચાર્ય શ્રી ભદ્રબાહુજીએ કહ્યું: 'મેં મહાપ્રાણ ધ્યાન આરંભ્યું હોઇ બાર વર્ષ સુધી ત્યાં આવી શકું તેમ નથી. (મહાપ્રાણ ધ્યાન સિદ્ધ થયા પછી તે પૂર્વધર ચઉદે પૂર્વનું પુનરાવર્તન એક મુહૂર્તમાં કરી શકે.) પણ સારી બુદ્ધિ અને ગ્રહણ શક્તિવાળા સાધુઓ અહીં આવે તો હું તેમને પૂર્વની વાંચના આપીશ. એક આહાર પછી, ત્રણ કાળ વેળાએ ત્રણ અને સાંજના પ્રતિક્રમણ પછી ત્રણ એમ કુલે સાત વાંચના હું આપી શકીશ. સંઘ–શાસનનું પણ કામ થશે અને મારા ધ્યેયની પણ સિદ્ધિ થઈ શકશે. માટે તમે શ્રી સંઘને નમ્રતાપૂર્વક આ વાત જણાવશો.' પાછા ફરેલા સાધુઓએ યથાર્થ વાત કહી.

એ સાંભળી સંઘ પ્રસન્ન થયો પણ પાંચસો બુદ્ધિશાળી સાધુઓ પણ પૂર્વના અધ્યયન માટે નેપાલ જવા તૈયાર થયા ત્યારે તેના આનંદનો અવધિ ન રહ્યો. ૫૦૦ સાધુઓ આર્ય ભદ્રબાહુસ્વામીજી પાસે આવ્યા ને ઉત્સાહપૂર્વક અધ્યયન કરવા લાગ્યા.

ધીરે ધીરે તેમનો ઉત્સાહ મંદ પડવા લાગ્યો. અધ્યયનની ક્લિષ્ટતાથી કંટાળી ધીરે ધીરે સાધુઓ ત્યાંથી ખસવા લાગ્યા. કેટલાક વખત પછી તો માત્ર સ્થૂલભદ્ર વિના બધા પાછા ફરી ગયા. સ્થૂલભદ્ર તીવ્ર બુદ્ધિશાળી હતા. તેમણે આઠ વર્ષમાં આઠ પૂર્વનું અધ્યયન કર્યું. થોડી થોડી વાંચના મળવાથી ખિન્ન થયેલા સ્થૂલભદ્ર મુનિને આચાર્ય શ્રી ભદ્રબાહુસ્વામીએ કહ્યું: 'ભદ્ર! નિરાશ ન થા. હવે મારું ધ્યાન પરિપૂર્ણ થવા આવ્યું છે. પછી તો તને જેટલી જોઈશે તેટલી વાંચના આપીશ.' સ્થૂલભદ્રે પૂછ્યું: 'નાથ! હવે કેટલુંક બાકી છે?' તેમણે કહ્યું: 'ભાઈ! ટીપા જેટલું તું ભણ્યો છે અને સમુદ્ર જેટલું બાકી છે.'

આ સાંભળી સ્થૂલભદ્ર આશ્ચર્ય પામ્યા. પછી તો મહાપ્રાણ ધ્યાન પૂર્ણ થતાં વાંચનામાં વેગ આવ્યો. સ્થૂલભદ્ર બે વસ્તુ ઓછી એવા દશ પૂર્વ ભણ્યા.

એકવાર શ્રી સ્થૂલભદ્રની બહેન સાધ્વીઓ યક્ષા આદિએ ભદ્રબાહુસ્વામીને વંદનાદિ કરી પૂછ્યું: 'ભગવન્! આર્ય સ્થૂલભદ્રજી ક્યાં?' તેમણે કહ્યું: 'સામે પેલી દેવકુલિકામાં બેઠા અધ્યયન કરતા હશે!' સાધ્વીઓ તે તરફ ચાલ્યા. સ્થૂલભદ્ર મુનિએ બહેન સાધ્વીઓને આવતાં જોઈ તેમને આશ્ચર્ય ઉપજાવવા સિંહનું રૂપ વિદ્યાબળે લીધું. સાધ્વીઓ તો વિકરાળ સિંહને જોઇ ભયભીત થઈ પાછાં દોડી આવ્યા ને કહ્યું: 'ભાઈ મહારાજનું શું થયું? ત્યાં તો વિકરાળ સિંહ બેઠો છે.'

આ સાંભળી મહારાજજીએ ઉપયોગ મૂકી જોયો ને કહ્યું: 'તમે પાછા જાવ, ત્યાં સિંહ નથી સ્થૂલભદ્ર મુનિ છે. તેમને વંદન કરી આવો.' આ સાંભળી સાધ્વીજી પાછા ગયા ને ત્યાં સ્થૂલભદ્રમુનિને સાશ્ચર્ય જોયા ને વંદના કરી. શાતા પૂછી પોતાના ભાઇ શ્રીયકમુનિના સ્વર્ગવાસ આદિની બીના કહી, પોતે સિંહ જોયો હતો તે સંશય પૂછી નિઃશંક થઈ પાછી ફરી. પછી અવસરે સ્થૂલભદ્રમુનિ ઉપાશ્રયે આવ્યા અને યોગ્ય સમયે વાંચના લેવા ઉપસ્થિત થયા ત્યારે આચાર્યશ્રીએ કહ્યું: 'તું યોગ્ય નથી માટે તને વાંચના નહી આપી શકું.'

આ સાંભળતાં જ વજ્રાહતની જેમ શૂન્ય થઈ ગયેલા સ્થૂલભદ્ર દીક્ષા દિવસથી આરંભી તે સમય સુધીમાં થયેલાં પોતાના અપરાધો સંભારી ગયા પણ કોઇ એવો અપરાધ જણાયો નહી. પછી તેઓ બોલ્યાઃ એ પૂજ્યવર્ય! આપશ્રીની અપ્રીતિના કારણ સ્વરૂપ કોઈ અપરાધ મારાથી થયો જણાતો નથી. આપશ્રીના ખ્યાલમાં હોય તો જણાવવા કૃપા કરો.' શ્રી ભદ્રબાહુસ્વામીએ કહ્યું: 'અપરાધનો સ્વીકાર કર્યા વિના પાપ શાંત થતું નથી. તું યાદ કર.' ત્યાં સ્થૂલભદ્રમુનિને સિંહનું રૂપ કરવા દ્વારા શ્રુતની આશાતના યાદ આવી ને તેઓ આચાર્યના ચરણકમળમાં પડી મને ક્ષમા કરો. આવી

ભૂલ હું ફરી નહીં કરૂં ઇત્યાદિ કહી ક્ષમા માંગવા લાગ્યા. પણ શ્રી ભદ્રબાહુસૂરિજીએ સાફ ના પાડી. આર્ય સ્થૂલભદ્રજીએ સંઘના આગેવાનોને બધી બીના કહી. ગુરુ મહારાજને મનાવી લેવા અનુનય કર્યો. કારણ કે મોટાઓના કોપને મોટા જ ઉપશાંત કરી શકે છે. સંઘના અગ્રણીઓનો ઘણો આગ્રહ જોઇ સૂરિજીએ કહ્યુંઃ 'સ્થૂલભદ્રની જેમ બીજા જીવો પણ હવેનિરર્થક વિદ્યાનો ઉપયોગ કરતા થઇ જશે. હવે પછીના જીવો તો મંદસત્વવાળા હોઇ દુરુપયોગ થવા સંભવ પણ ખરો. માટે તમે આગ્રહ નહી કરો.' પણ સંઘે આગ્રહ નહી છોડતા પોતે ઉપયોગ મૂકી જાણ્યું કે 'બાકીના પૂર્વોનો મારાથી અભાવ નથી.' "બાકીના આ ચાર પૂર્વો બીજાને તારે ભણાવવા નહી" એવો અભિગ્રહ આપી તેમણે સ્થૂલભદ્રમુનિને ચાર પૂર્વની મૂળ મૂળ વાંચના આપી. જેથી શ્રી સ્થૂલભદ્ર ચૌદ પૂર્વના ધારક થયા.

પરમાત્મા શ્રી મહાવીરદેવના નિર્વાણ પછી એકસો સિત્તેર વર્ષે શ્રી ભદ્રબાહુસ્વામી પણ પંડિતભાવે સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા. આ દૃષ્ટાંતનો ઉપનય વિચારી શ્રુતની આશાતનાનો ત્યાગ કરવો. આ પ્રમાણે શ્રુતનો વિનય સમજાવ્યો.

તેમજ શુશ્રૂષા આદિ કરવાને અવસરે જ્ઞાનીનો પણ વિનય કરવો. તે બાબતમાં સૂત્રમાં ફરમાવ્યું છે કે :—

न पक्खओ न पुरओ, नेव किच्चा ण पिट्ठओ ।
न जुञ्जे उरुणा उरुं, सयणे नो पडिस्सुणे ॥ १ ॥

**અર્થ**—નમસ્કરણીય અને પૂજ્ય એવા ગુરુ મહારાજની પાસે આગળ કે પાસે પીઠ કરી બેસવું ન જોઇએ. ઢીંચણથી ઢીંચણ અડે તેમ પણ ન બેસાય અને શય્યા–આસને રહીને ગુરુવાક્ય ન સંભળાય–ઉત્તર ન અપાય. અર્થાત્ ગુરુવાક્ય સાંભળતાં જ ઉભા થઈ ઉત્તર આપવો જોઇએ.

ગુરુ મહારાજની ડાબે કે જમણે પડખે ન બેસાય. કારણ કે તેમ બેસવાથી ગુરુમહારાજના સરખે આસને બેસવા રૂપ અવિનય થાય. ગુરુશ્રીના સન્મુખ પણ ન બેસાય, કેમકે તેથી વંદના માટે આવનારને ગુરુમહારાજનું મુખદર્શન ન થાય. આ અપ્રીતિનું કારણ છે. ગુરુની પાછળ પણ ન બેસાય, તેથી ગુરુ શિષ્ય ઉભય એક બીજાનું મુખ જોઈ શકતા નથી. પોતાના ઢીંચણ સાથે ગુરુનો ઢીંચણ અડવો જોઈએ નહી તથા શય્યામાં સૂતા સૂતા કે આસન પર બેઠા બેઠા ઉત્તર આપવો નહી પણ ગુરુશ્રી બોલે કે તરત તેમની પાસે ઉપસ્થિત થાય. મનમાં માને કે મારા પર ગુરુમહારાજની મોટી કૃપા છે.' તેથી તેમના ચરણોમાં નમવાપૂર્વક પૂછે કે 'ભગવન્! ઇચ્છામો અણુસટ્ઠિં' અર્થાત્ ભગવન્! શી આજ્ઞા છે?' આમ વિનય ગુણથી ગુરુને સુપ્રસન્ન રાખવા. ગુરુને પ્રસન્ન કરવાનો આ જ એક મુખ્ય માર્ગ છે. કહ્યું છે કે:—

अणासवा थूलवया कुसीला, मिउं पि चंडं पकरंति सीसा ।
चित्ताणुआ लघुदक्खोववेआ, पसायए ते हु दुरासयंपि ॥१॥

**અર્થ**—ગુરુ વચનને નહી માનનારા, વગર વિચાર્યે બોલનારા અને ખરાબ શીલ-વાળા શિષ્યો મૃદુસ્વભાવના ગુરુને પણ ઉગ્ર કરે છે ત્યારે ગુરુના ચિત્તને અનુસરનારા ને દક્ષતાવાળા નમ્ર શિષ્યો દુરાસદ એટલે અતિ ક્રોધી ગુરુને પણ પ્રસન્ન કરી શકે છે. આ બાબતમાં ચંડરુદ્રાચાર્ય મહારાજનું દષ્ટાંત પ્રસિદ્ધ છે.

## આચાર્ય શ્રી ચંડરુદ્રાચાર્યનું દૃષ્ટાંત.

શ્રી ચંડરુદ્રાચાર્યનું મૂળ નામ તો રુદ્રાચાર્ય હતું. પણ તેઓ શિઘ્ર ઉગ્ર થઈ જતા હોવાથી ચંડરુદ્રાચાર્ય નામે પ્રસિદ્ધ થયા.

તેઓશ્રી પોતાના સમુદાય સાથે એકવાર અવંતી નગરીમાં પધાર્યા. તેઓશ્રી પોતાના શિષ્યની સામાન્ય ક્ષતિ પણ ચલાવી લેતા નહી અને ન્યૂનાધિક ક્રિયાના સામાન્ય દોષથી ચીડાઇ જતાં ને વારંવાર ઠપકો આપતા. તેમની પ્રકૃતિ જ ઉગ્ર હતી. એકવાર એ મહાન્ આચાર્યે વિચાર્યું 'આ બધા ય શિષ્યોનું કે અન્યોનું નિવારણ માત્ર હું એકલો કરી શકવાનો નથી. જીવમાં પડેલો પ્રમાદ પણ માત્ર વઢ વઢ કરવાથી જઈ શકશે નહી. વધારે રોષ કરવાથી એમનું સુધરે તે કરતાં વધારે મારું બગડે છે.'

એમ વિચારી તેઓ ધ્યાન માટે એકાંત સ્થાનમાં આવી બેઠા. થોડી જ વારમાં અવંતિનો જ રહેવાશી તરતનો પરણેલો શ્રેષ્ઠિપુત્ર પોતાના મિત્રો સાથે ફરતો ત્યાં આવી ચડ્યો. હજી તો પીઠીનો રંગ ને હાથના મીંઢળ પણ તરત નજરે પડતા હતા. સાથીઓએ આચાર્ય મહારાજને જોઈ કહ્યું 'ભગવન્! આ અમારા મિત્રને સંસાર કડવો ઝેર જેવો લાગે છે, અતિ વૈરાગ્ય પામ્યો હોઈ એ અત્યારે જ આપની પાસે દીક્ષા લેવા ઇચ્છે છે.' વારે વારે એક જ વાત સાંભળી ખીજાયેલા આચાર્યશ્રીએ કહ્યું કે 'જો એમ જ છે તો રાખ લઈ આવો' ને તેઓ મશ્કરીમાં જ રાખ પણ લઈ આવ્યા. તે જોઈ આચાર્ય ઉઠ્યા ને રાખ લઇ નવપરણિતને બેસાડ્યો. તે પણ એવો લઘુકર્મી કે તરત બેસી ગયો. ગુરુએ ઝપાટાબંધ લોચ કરવા માંડ્યો.

આ જોઈ બધા સાથીઓ ગભરાઇને નાસી ગયા. લોચ થઈ રહ્યો ને તે યુવાન વિચારતો હતો કે 'આમાં ગુરુ મહારાજનો જરાય દોષ નહી મોટો ઉપકાર છે. હું જાતે જ અહીં આવ્યો છું ને દીક્ષાની માગણી કરી છે. ઇન્દ્ર જેવા સમર્થને પણ દુર્લભ એવું ચારિત્ર મને વિના પ્રયત્ને પ્રાપ્ત થયું છે. આવા જ્ઞાની આચાર્યશ્રીના શ્રીહસ્તે મને મળ્યું છે, માટે તેનો ત્યાગ ન જ કરાય. કહ્યું છે કે:—

प्रमादसङ्गतेनापि, या वाक् प्रोक्ता मनस्विना ।
सा कथं दृषदुत्कीर्णा—क्षरालीवान्यथा भवेत् ॥ १ ॥

**અર્થ**—પ્રમાદમાં (કે મશ્કરીમાં પણ) કહેલી મનસ્વી મહાનુભાવોની વાણી પત્થ-રમાં કોતરેલી અક્ષરપંક્તિ જેવી હોય છે. તે ખોટી કેમ થાય?

આમ વિચારી ત્યાં ઉભેલાં કેટલાક મિત્રોને કહ્યું કે 'હવે તમે પણ જઈ શકો

છો. હવે તો મારૂં કામ થઈ ગયું. મને હવે કોઈનું પ્રયોજન ન રહ્યું. મિત્રોએ તેને તેની નવોઢાની સ્થિતિ જણાવતાં ઘણું સમજાવ્યો પણ તેણે કહ્યું 'હવે મેં દીક્ષા સ્વીકારી છે ને સર્વ સંગ છોડી દીધો છે.' એટલે રહેલા મિત્રો પણ ગામ ભણી ચાલ્યા.

નવદીક્ષિત મુનિ પોતાના પરિણામે અને સમજણે અતિ પ્રૌઢ જણાવા લાગ્યા. તેમણે ગુરુજીને કહ્યું 'ભગવન્! મારા પૂર્વ સાથીઓ નગરમાં ગયા છે. તેમનાથી મારા ખબર મેળવી મારા સ્વજનો અહીં આવશે ને મને તેમજ આપને પણ ઉપદ્રવ થશે. માટે આપણે કશે બીજે ઠેકાણે ચાલ્યા જઈએ.' ગુરુ મહારાજે કહ્યું 'વત્સ! તારી વાત તો સાચી છે પણ હવે રાત પડવા આવી ને હું રાતે જોઈ શકતો નથી. તું પહેલા રસ્તો જોઈ આવ. માર્ગ સારો હોય તો આપણે નીકળી જઈએ.'

તે સાંભળી નવા મુનિ શિઘ્ર રસ્તો જોઈ પાછા આવ્યા ને કહ્યું 'ગુરુજી! પધારો.' એટલે તરત બંને ચાલી નિકળ્યા. અંધારૂં વધતું ગયું ને રસ્તો પણ બગડતો ગયો. ઊંચા-નીચા વાંકા-ચુકા રસ્તા પર ચાલતા ને પગલે પગલે ઠોકર ખાતાં આચાર્ય ક્રોધે ભરાયા. આક્રોશ કરી બોલ્યા! 'રે દુષ્ટ! આ કેવો રસ્તો શોધ્યો?' ને એમ કરતાં વધારે ખીજાય તેમણે નૂતન મુનિને ડંડો ફટકારી દીધો. શિષ્ય વિચારે છે કે 'હું જ કેવો નિર્ભાગી, ગુરુમહારાજને અશાંતિ ઉપજાવું છું. તેઓ તો પોતાના શિષ્યો સાથે સુખે રહેતા હતા ને મેં જ તેમને ત્રાસ આપ્યો. કેટલાક શિષ્યો તો જીવન પર્યંત ગુરુ મહારાજને સુખ આપનારા હોય છે. ત્યારે મેં પ્રથમ દિવસે જ ગુરુને દુભવ્યા ને આશાતના કરી. પરંતુ હવે સ્થાને તો પહોચવું જ રહ્યું. માર્ગમાં કોઇ ઠુંઠુ આદિ ન વાગે કે ઠોકર ન વાગે તેવા હેતુથી તે સંભાળપૂર્વક આગળ ચાલી મહારાજજીને માર્ગ બતાવવા લાગ્યા.

આમ યતનાપૂર્વક આગળ ચાલતા તે મુનિ વિચારે છે કે 'આ સંસારમાં ગુરુ મહારાજનો મારા પર મોટો ઉપકાર છે. અનાદિકાળથી નહિં મળેલો મોક્ષમાર્ગ આમના પસાયે મને મળ્યો. ધન્ય હો ગુરુવર્ય! અનાદિથી હું આ સંસારમાં રખડું છું. મને પરમાત્મા વીતરાગદેવે કહેલા માર્ગનું રહસ્ય તમે જ બતાવ્યું છે. અનાદિથી આજ સુધી મને એવો કોઇએ માર્યો નથી કે જેથી ક્રોધના બદલે શાંતિ ઉપજે!!! મારા તો ભવોભવના કર્મ નાશ જ પામ્યા. આવો ઉપકાર સાચા ગુરુ વિના કોણ કરી શકે તેમ છે.'

આમ શુભ ધ્યાનમાં મગ્ન થઈ ઉપશમશ્રેણિદ્વારા કર્મદલિક ઉપશમાવી-ફરી ક્ષપકશ્રેણિએ આરૂઢ થઈ તે કર્મોના અંશોનો ક્ષય કરી અદ્ભુત સામર્થ્યે મોહરાજાની સેનાનો પરાજય કરી કેવળજ્ઞાન પામ્યા. માત્ર ગુરુવિનયથી જ કેવળજ્ઞાનની ઉપલબ્ધિ થઈ. જેને માટે ઉદ્યમ કર્યો હતો તે તત્કાળ મળી ગયું. કેવળજ્ઞાન થયા પછી તે મુનિ જ્ઞાનબળે બધું જોતા-જાણતા હોઈ વિષમ માર્ગ છોડી સારા માર્ગે ચાલવા ને ગુરુમહારાજને લઈ જવા લાગ્યા. ગુરુને ધર્મપ્રીતિથી સુપ્રસન્ન કર્યા.

પ્રાતઃકાળ થતાં આચાર્યશ્રીજીએ નૂતન શિષ્યના માથા ઉપર લોહી વહેતું જોયું. તેઓ સમજી ગયા કે તરતના લોચવાળા મસ્તક પર મારા પ્રહાર થતાં લોહી નિકળ્યું

છે. ઉગતી વયનો અને નવો જ દીક્ષિત હોવા છતાં આની મન-વચન-અને કાયાના યોગથી ઉત્તમ ક્ષમા અને પ્રબળ વિનય છે. આ બધું અલૌકિક અને અદ્દભુત કહેવાય. હું લાંબા કાળથી દીક્ષિત, અનુભવી અને પંડિત છું. છતાં મારા ક્રોધની ઉગ્રતા ઘણી છે. હું ક્ષમા રાખી શકતો નથી. ભગવાને ક્રોધને ક્ષમાથી જીતવાના ઉપાય બતાવ્યા છે. છતાં તેમાં મને સફળતા મળી નથી. મારા ક્રોધને વારંવાર ધિક્કાર છે.'

ઈત્યાદિ ઉંડાણપૂર્વક ચિંતન કરતાં આચાર્યદેવે નૂતન શિષ્યને પૂછ્યું: "ભદ્ર! "મને આ આશ્ચર્ય વિસ્મય ઉપજાવે છે કે પહેલાં તો તું માર્ગમાં વારંવાર ઠોકર ખાઈ જતો પણ પછી તો તે અંધારામાં જ તું મને જરા પીડા ન થાય-જાણે તને સૂર્ય માર્ગ બતાવતો હોય તેમ સારી રીતે ચાલતો હતો. આ અચરજ મનમાં માતું નથી.' શિષ્યે શાંતિથી કહ્યું: દેવ-ગુરુના વિનયથી શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમજ શ્રુતજ્ઞાન બીજા જ્ઞાન મેળવી આપે છે. અને જ્ઞાનથી શું અજાણ્યું છે? ને જ્ઞાનથી શું પ્રાપ્ત થતું નથી? અર્થાત્ બધું જ મળે છે. ઈત્યાદિ જ્ઞાનગર્ભિત વાત સાંભળી આચાર્યશ્રીને લાગ્યું કે 'જ્ઞાન વિના આ શક્ય નથી. તેમણે પૂછ્યું: 'ક્યા જ્ઞાનથી માર્ગાદિ જાણ્યા?' તેમણે કહ્યું: 'આપના પસાયે અપ્રતિપાતિ જ્ઞાનથી.'

આ સાંભળતાં જ આચાર્યે પોતાના આત્માની, ક્રોધ-સ્વભાવ અને વ્યવહારની નિંદા કરવા લાગ્યા તે ત્યાં સુધી કે તેઓ કેવળી (શિષ્ય)ના ચરણમાં પડી ક્ષમાદિ માંગવા લાગ્યા અને શુભ ભાવે તેઓ પણ ત્યાં જ કેવળી થયા. આમ એક સુશિષ્ય ઘણાં સારા સંયોગ ઉભા કરી શક્યા. માટે કહેવામાં આવ્યું કે 'ઉત્તમ વિનયવાળા શિષ્યો અતિ ક્રોધવાળા ગુરુને પણ મહાન લાભનું કારણ થાય છે. માટે વિનયને ધર્મનું મૂળ અને ગુણોનો અધિરાજ કહેવામાં આવ્યો છે.



## ૨૫૯

### ત્રીજો જ્ઞાનાચાર=બહુમાન.

विद्या फलप्रदाऽवश्यं, जायते बहुमानतः ।
तदाचारस्तृतीयोऽयं, विनयतोऽधिको मतः ॥ १ ॥

**અર્થ**—ગુરુ મહારાજાદિકનું બહુમાન કરવાથી વિદ્યા અવશ્ય ફળપ્રદ થાય છે. આ ત્રીજો બહુમાન નામનો આચાર વિનયથી પણ ચડીયાતો માનવામાં આવેલ છે.

વિનય તો અભ્યુત્થાન, વંદન નમ્રતાદિ બાહ્યાચારથી પણ થઈ શકે છે, ત્યારે બહુમાન તો આંતરિક પ્રીતિથી જ થઈ શકે. જો હૃદયમાં બહુમાન હોય તો ગુરુ શ્રી આદિને અનુસરવું. ગુણનું ગ્રહણ કરવું. દોષનું આચ્છાદાન કરવું. તથા અભ્યુદયનું ચિંતવન કરવું ઈત્યાદિ એકાંતે બને છે. જેને શ્રુતનો ખપ હોય તેણે ગુરુનો વિનય અવશ્ય કરવો જ જોઇએ. તે વિના ઘણા વિનયે ગ્રહણ કરેલી વિદ્યા ફળવતી બનતી નથી. આ બાબત ગૌતમ પૃચ્છામાં જણાવ્યું છે કેઃ—

विज्जा विन्नाणं वा, मिच्छा विणएण गिण्हिउं जो उ।
अवमन्नइ आयरिअं, सा विज्जा निप्फला तस्स ॥ १ ॥

**અર્થ**—વિદ્યા કે વિજ્ઞાન આદિ જો મિથ્યા વિનય=( દેખાવનો વિનય હોય પણ પ્રીતિ ન હોય તેવા ) ખોટા વિનયથી ગ્રહણ કરવામાં આવે, અને આચાર્યની અવગણના કરવામાં આવે તો તે વિદ્યા નિષ્ફળ જાય છે. અહીં વિનય અને બહુમાનના ચાર ભાંગા થાય છે.

( ૧ ) વિનય હોય પણ બહુમાન ન હોય. પરોઢે ઉઠી શ્રી નેમિનાથ પ્રભુના વંદને જનાર શ્રી કૃષ્ણપુત્ર પાલકકુમાર આદિની જેમ.

( ૨ ) બહુમાન હોય પણ વિનય ન હોય. સાંબકુમાર અથવા હમણા કહેવાતા બે નિમિત્તીયા આદિની જેમ.

( ૩ ) વિનય હોય ને બહુમાન પણ હોય. કહેવામાં આવશે, તે કુમારપાળ આદિની જેમ અને—

( ૪ ) કોઈને વિનય પણ ન હોય અને બહુમાન પણ ન હોય. કપિલા દાસી અથવા કાલસૌકરિક કસાઇ આદિની જેમ જાણવું.

### બે નૈમિત્તિકનું દૃષ્ટાંત

એક ગામમાં કોઈ સિદ્ધપુત્ર પાસે બે શિષ્યો નિમિત્તશાસ્ત્ર ભણતા હતા. તેમાં એક શિષ્ય બહુમાનપૂર્વક ગુરુવિનય કરતો હતો. ગુરુ જે કાંઈ કહે તે યથાર્થ રીતે સ્વીકારતો હતો. ત્યારે બીજા શિષ્યમાં તે ગુણ નહોતો. એકવાર બંને શિષ્યો કાષ્ટાદિ લેવા જંગલમાં ગયા હતા. માર્ગની ધૂળમાં મોટા પગલા જોઈ એકે કહ્યું આગળ એક હાથી ચાલ્યો જાય છે. બીજાએ કહ્યું હાથી નહી હાથણી જાય છે. તે ડાબી આંખે કાણી છે. તેના ઉપર સધવા ને સગર્ભા રાણી બેઠેલા જણાય છે. આજકાલમાં જ તેઓ પુત્રની માતા બનશે. આ સાંભળીને બીજાએ ઉકળીને કહ્યું જોયા વિના આવું અસંબદ્ધ શાને બોલે છે ? બીજાએ કહ્યુંઃ આમાં અસંબદ્ધ જેવું કાંઈ નથી. જ્ઞાનથી બધું જ જણાય છે. તમને આગળ જતાં વિશ્વાસ થઇ જશે.

તેઓ આગળ ચાલ્યા ને શહેરમાં આવતા તેઓને ખબર મળ્યા કે અહીંના રાણી-

આએ પુત્ર પ્રસવ્યો છે. શિષ્યને પ્રતીતિ તો થઇ. પણ સાથે સાથે ગુરુમહારાજ પર ખેદ પણ થયો. ચાલતા ચાલતા તેઓ કોઈ ગામની સીમમાં નદી કાંઠે આવ્યા. ત્યાં એક વૃદ્ધાએ પાણીનો ઘડો ભરી માથે મૂક્યો ને વિદ્વાન્ સિદ્ધપુત્રના શિષ્યો જાણી તેમને પૂછ્યું ! સિદ્ધપુત્રો ! વર્ષોથી દેશાંતર ગયેલા મારા દિકરાના કોઈ વાવડ નથી તે ઘેર ક્યારે આવશે ? આટલું પૂછતા તે વૃદ્ધાના માથેથી ઘડો પડ્યો ને ફૂટી ગયો. તે જોઇ પેલા શિષ્યે કહ્યું ! 'ડોશી નાહી નાખ. હવે તારો પુત્ર કદી ઘેર નહી આવે તે મરી ગયો છે.'

આ સાંભળતા જ વૃદ્ધા ફસડાઈ પડી. ત્યાં બીજા શિષ્યે કહ્યું 'મા ! શા માટે ખેદ કરો છો ? તમારો દિકરો ઘરે આવ્યો જ સમજો,' આ સાંભળી ડોશી ઉભી થઈ. પણ શંકા રહ્યા જ કરી કે બંનેમાંથી કોણ નિમિત્તજ્ઞાની ! બંને સમર્થ જાણકારના શિષ્યો ! વૃદ્ધા ઘરે જુવે છે તો દિકરો સાચે જ ઘરે આવેલ. વૃદ્ધાના આનંદનો પાર ન રહ્યો. તે ઘેલી ઘેલી થઈ વાલા દિકરાને કહે 'હું પેલા નાના શિષ્યને મળીને તરત પાછી આવું' ને વસ્ત્ર, મિઠાઇ ને રૂપીયા લઈ તે ઉતાવળે ઉતાવળે ગઈ ને નાના શિષ્યને આપતાં કહ્યું 'તમે સાવ સાચું કહ્યું. હું તો સાવ ભાંગી પડી હતી. પણ તમારૂં જ્ઞાન ખરેખરૂં !'

આ બધું જોઈ સાંભળી મોટા શિષ્યને ઘણું લાગી આવ્યું કે "ગુરુએ મને સારી રીતે ભણાવ્યો જ નથી. વિદ્યાનું રહસ્ય બધું આને જ શિખવાડ્યું લાગે છે. નહી તો તે આટલું બધું ક્યાંથી જાણે ? પક્ષપાતી ગુરુનો જ બધો વાંક છે."

ઈત્યાદિ સંકલ્પ–વિકલ્પ કરતો તે ગુરુ મહારાજ પાસે આવ્યો. ગુરુને જોતાં જ પેલા નાના શિષ્યને આનંદ આનંદ થઈ ગયો. આંખ પણ ભીની થઈ ગઈ. જાણે કેટલાય વર્ષે પાછો ગુરુને મળ્યો હોય ! અતિનમ્રતાથી તેણે ચરણવંદના કરી. ત્યારે પેલો તો અક્કડ હતો તેમાં આજે ગુરુ ઉપર રોષ હોઈ વધારે જડ બન્યો. ગુરુએ કહ્યું "કેમ ભાઈ ! આજે આમ દૂર ઉભો છે ? પગે તો લાગ" શિષ્યે કહ્યું: તમારા જેવા ગુરુઓ પણ આંતરુ રાખશે ને પક્ષપાત કરશે તો આ સંસારમાં કોઇને કાંઈ કહેવા જેવું રહેશે જ નહી. ચંદ્ર પણ આગ વર્ષાવે તો કોને કહેવું ? ગુરુએ અચંબો પામતાં કહ્યું: તું આ શું બોલે છે ? મેં કદી પણ વિદ્યા આપવામાં કે આમ્નાય બતાવવામાં મન ચોર્યું નથી કે પડદો રાખ્યો નથી. શિષ્યે કહ્યું "જો તમે સાચું કહેતા હો તો આ તમારો વહાલો શિષ્ય શાથી હાથણી આદિનું સ્વરૂપ જાણી શક્યો ? કેમ મને કશું જ સમજાયું નહી ?"

આ સાંભળી ગુરુએ નાના શિષ્યને બોલાવી પૂછ્યું. "વત્સ ! તેં શી રીતે જાણ્યું ! તે કહે" તેણે કહ્યું "આપના પસાયથી હું નમ્રતા–બહુમાનના લીધે માનસિક સ્વસ્થતા જાળવી શકું છું. તેથી ઊંડાણપૂર્વક વિમર્શ કરી શકાય છે. હાથી પગલા જોઈ મેં વિચાર્યું કે હાથીના પગલા સહુ જાણે છે. પણ આ હાથીનાં હશે કે હાથણીના ?

એમ વિચાર કરતાં તેણે કરેલ લઘુનીતિ (પીશાબ)થી જાણ્યું કે હાથીના પીશાબની ધાર આમ ન હોય. માટે હાથણી જ હોવી જોઈએ. તથા એક તરફના ઝાડપાન ને વેલાઓ સૂંઢથી ખેંચાયેલા-તૂટેલાને બીજી તરફના પરાં જોતાં લાગ્યું કે હાથણી કાણી હશે. આવી હાથણી ઉપર રાજ પરિવાર જ હોય. માર્ગમાં એક જગ્યાએ રાણી પિશાબ કરવા ઉતર્યાં હશે. તેમની ચરણરેખા ધૂળ પર પડેલી જોવાથી જાણ્યું કે અતિ પુણ્યવતી રાણીનો પગ છે. તેમના વસ્ત્રનો છેડો ઝાંખરામાં ભરાયો હશે તે તેનો લાલ તાંતણો ત્યાં જોઈ મેં વિચાર્યું કે "રાણી સધવા છે. તે પીશાબ કરી ઉઠયા હશે ત્યારે પૃથ્વી પર હાથ મૂકી ઉભા થયા હતાં. તેમની હથેળી ધૂળમાં જોઈ મેં વિચાર્યું નિશ્ચય રાણી સગર્ભા છે. તેમજ ઉઠતાં જમણો પગ પહેલો મૂકયો હોઈ જાણ્યું કે તેમના ગર્ભમાં પુત્ર છે. તેમની ચાલ ઘણી જ મંદ હોઈ જાણ્યું કે પ્રસવકાળ ઘણો જ સમીપ છે. ઈત્યાદિ પ્રકારે મેં જે જાણ્યું. તે મારા ગુરુભાઈને કહ્યું" મોટાએ પૂછ્યું. ઘણું સારું કર્યું પણ પેલી ડોશીના દિકરાની વાત કેવી રીતે કરી? ઘડો ફૂટવો એ તો મોટું અપશકન છે. આ વાત તો આખો સંસાર જાણે છે. તેણે ગુરુજીને કહ્યું "તાત! તે વૃદ્ધાએ જેવો પ્રશ્ન કર્યો કે તરત તેનો ઘડો પડયો ને ફૂટી ગયો. તે જોઈ મેં વિચાર્યું "જેમ માટીથી જૂદો પડેલો ઘડો માટીમાં અને પાણીથી જુદુ પડેલું પાણી ઘડામાંથી નિકળી પાછું પાણીમાં મળી ગયું તેમ વૃદ્ધાથી જૂદો પડેલો તેનો પુત્ર પાછો ઘરે આવ્યો જ હશે." આ પ્રમાણે સાંભળી તેની સ્વચ્છમતિથી પ્રસન્ન થયેલા ગુરુએ બીજાને કહ્યું: હે વત્સ! તેં મારો વિનય તો ઘણો કર્યો પણ હૃદયમાં બહુમાન ન હોવાથી યથાર્થ રીતે જ્ઞાન પરિણમ્યું નહી. ત્યારે આ નાનો શિષ્ય-સ્વાભાવિક રીતે જ મારા પર બહુમાન રાખે છે. બહુમાન પૂર્વક વિનય હોય તો જ વૈનયિકી બુદ્ધિ સ્ફુરે છે. આમાં મારો દોષ નથી. આ પ્રમાણે વિનય હોવા છતાં બહુમાન અને અબહુમાનનું તારતમ્ય જાણવું.

વિનય અને બહુમાન આ બંનેથી યુક્ત શ્રી કુમારપાલ મહારાજાનું દૃષ્ટાંત-

## શ્રી કુમારપાલ મહારાજાનું દૃષ્ટાંત

પાટણનાં મહારાજા કુમારપાલ ધર્મમાં સાવધાન અને જિનાગમ ઉપર અનન્ય નિષ્ઠાવાળા હતા. તેમણે શ્રી જિનાગમના એકવીશ ભંડારો ભિન્ન ભિન્ન સ્થળોએ કરાવ્યા હતા. આગમગ્રંથોમાં વર્ણવેલા ત્રેસઠશલાકા પુરુષોના સ્વતંત્ર જીવન ચરિત્ર સાંભળવાની તેમને ઇચ્છા થતાં તેમણે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીને વિનતિ કરી. શ્રી હેમચંદ્રસૂરિજીએ ૩૬૦૦૦ શ્લોક પ્રમાણ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રની અદ્ભુત રચના કરી. આ ગ્રંથને રાજાએ ઉત્તમ લહિયા (લેખક) પાસે સોના તેમજ રૂપાની સ્યાહીથી લખાવી મહેલમાં પધરાવી રાત્રિ-જાગરણ કર્યું. પછી પ્રભાતે પોતાના પટ્ટહસ્તી પર પધરાવી તેના ઉપર છત્ર ધરી સોનાની ડાંડીવાળા ૭૨ ચામર વિંજાવવા પૂર્વક ગાજતે-વાજતે મહામહોત્સવે ઉપાશ્રયે લાવ્યા. ત્યાં રત્નો, સોના-રૂપાથી ને પટ્ટકુળ આદિથી

બહુમાનપૂર્વક ગ્રંથોનું પૂજન કરી–ગુરુ મહારાજશ્રીનું વંદન–બહુમાન કરી ૭૨ સામંત રાજાઓ સહિત શ્રી કુમારપાળ રાજાએ વિધિપૂર્વક વ્યાખ્યાન સાંભળ્યું.

એજ પ્રમાણે અગિયાર અંગ અને બાર ઉપાંગ વગેરે સિદ્ધાંતોની એકેક નકલ સુવર્ણ આદિથી લખાવી અને વિધિપૂર્વક શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીના શ્રીમુખેથી સાંભળી રાજાએ પોતાના સ્વાધ્યાય માટે યોગશાસ્ત્રના ૧૨ પ્રકાશ અને વીતરાગ સ્તવના ૨૦ પ્રકાશ, કુલ ૩૨ પ્રકાશો સુવર્ણાક્ષરે લખાવેલા. તેઓ દરરોજ મૌનપણે આ ૩૨ પ્રકાશનો અચુક સ્વાધ્યાય કરતા. આ પોથીને દરરોજ પૂજતા. 'પરમ ઉપકારી ગુરુવર્યશ્રી હેમચંદ્રસૂરીશ્વરજીએ રચેલા બધા જ ગ્રંથો મારે અવશ્ય લખાવવા.' એવા અભિગ્રહ પૂર્વક તેમણે ૭૦૦ લહિયા જ્ઞાનશાળામાં લખવા બેસાડયા. એકવાર પ્રાતઃકાળમાં આચાર્યશ્રી તથા સર્વ સાધુ મહારાજોને વંદન કરી રાજા લેખશાળા જોવા ગયા. તેમને કાગળ પર લખતા જોઈ ગુરુમહારાજને પૂછ્યું. આચાર્યશ્રીએ જણાવ્યું કે લખવાનું ઘણું છે અને તાડપત્રની ઘણી તંગી છે. માટે કાગળ પર લખાય છે.

આ સાંભળી લજ્જિત થયેલા રાજા વિચારે છે કે અહો! નવા ગ્રંથો રચવાની ગુરુમહારાજમાં કેવી અખંડ શક્તિ છે, ત્યારે હું એ લખાવવામાં પણ અશક્ત છું! મારૂં કેવું શ્રાવકપણું? આમ વિચારી ઉભા થઈ હાથ જોડી તેમણે ઉપવાસનું પચ્ચક્ખાણ માગ્યું. ગુરૂશ્રીએ પૂછ્યું આજે પર્વતિથિ વિના શાનો ઉપવાસ છે? રાજાએ કહ્યું 'જ્યારે તાડપત્ર પૂરતા પ્રમાણમાં મળી રહે પછી જ હું પારણું કરીશ,' આ સાંભળી આચાર્યદેવે કહ્યું તાડના ઝાડ અહીં ઘણા છેટે છે. તરત તો ક્યાંથી મળી શકે? ગુરુશ્રીએ તેમજ સામંતાદિએ સાદર સમજાવ્યા પણ તેમણે ઉપવાસ કર્યો જ. શ્રી સંઘે તેમની આ પ્રમાણે સ્તુતિ કરી.

अहो जिनागमे भक्तिः, अहो गुरुषु गौरवम् ।
श्री कुमारमहीभर्तुः, अहो निःसीमसाहसम् ॥ १ ॥

**અર્થ**—અહો! શ્રી કુમારપાલભૂપાલની શ્રી જિનાગમમાં ઉત્કટ ભક્તિ છે, ગુરુમહારાજ ઉપર બહુમાનભર્યું ગૌરવ છે ને તેવું જ અદ્ભુત તેમનું સાહસ પણ નિઃસીમ છે.

શ્રી કુમારપાળ રાજા પોતાના ઉપવનમાં આવેલ ખરતાડવૃક્ષની સુગંધી દ્રવ્યોથી પૂજા કરી. પોતે જાણે મંત્રસિદ્ધ પુરુષ હોય તેમ સ્થિર સંકલ્પપૂર્વક બોલ્યા.

स्वात्मनीव मते जैने, यदि मे सादरं मनः ।
यूयं व्रजत सर्वेऽपि, श्री ताडद्रुमतां तदा ॥ १ ॥

**અર્થ**—ઓ ખરતાડ વૃક્ષો! પોતાના આત્માની જેમ જ મારૂં મન જો શ્રી જિનમતમાં આદરવાળું હોય તો તમે તાડવૃક્ષપણાને પામો. એમ કહી રાજાએ પોતાનો સુવર્ણ હાર એક વૃક્ષના સ્કંધ ઉપર પહેરાવ્યો અને મહેલમાં આવી ધર્મમાં તત્પર બન્યા. તેમની નિષ્ઠા, ભક્તિ અને સત્ત્વ જોઈ શાસનદેવે ખરતાડવૃક્ષોને તાડવૃક્ષ બનાવી દીધા.

સવારના પહોરમાં તો વનમાળીએ આ વૃત્તાંત વિસ્મયપૂર્વક રાજાને કહ્યો. રાજા તે જોઇ ખૂબ જ પ્રમુદિત થયા ને વનપાલકને ઉચિતદાન આપી રાજી કર્યો. દેવપૂજાદિથી પરવારી તાડના પત્રો લઈ ઉપાશ્રયે આવ્યા ને વંદના કરી ગુરુ ચરણે મુકયાં. ગુરુમહારાજના પૂછવાથી રાજાએ વિનયપૂર્વક આખી ઘટના કહી જેથી આખી સભા ચકિત થઇ. રાજા અને સભાસહિત શ્રી હેમચંદ્રસૂરિજી રાજઉપવનમાં પધાર્યા ને કાને પણ નહી સાંભળી બીના સહુએ નજરે નિહાળી. બ્રાહ્મણાદિ તેમજ બૌદ્ધાદિ અન્યમતાવલંબી પણ ખરતાડના વૃક્ષોને શુદ્ધ તાડના વૃક્ષમાં પરિણત થયેલા જાણી અચંબો પામ્યા. એ અવસરે શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીના મુખથી આ પ્રમાણે શ્લોક સરી પડયો.

अस्त्येवातिशयो महान् भुवनविद्धर्मस्य धर्मान्तराद्,
यच्छक्त्यात्र युगेपि ताडतरवः श्रीताडतामागताः ।
श्रीखण्डस्य न सौरभं यदि भवेदन्यद्रुतः पुष्कलं,
तद्योगेन तदा कथं सुरभितां दुर्गन्धयः प्राप्नुयुः ॥ १ ॥

**અર્થ**:–વિશ્વપ્રસિદ્ધ શ્રી જિનકથિત ધર્મનો ધર્માન્તર કરતાં મહાન અતિશય છે, કે જેની શક્તિથી આ કલિયુગમાં પણ ખરતાડના વૃક્ષો શ્રીતાડસ્વરૂપ થઈ ગયા, અને તે યોગ્ય જ છે, કારણ કે અન્ય વૃક્ષો કરતાં સુખડના વૃક્ષમાં અધિક સુગંધ ન હોય તો સુખડના સંસર્ગથી દુર્ગંધી અન્ય વૃક્ષો સુગંધિત કેવી રીતે થાય ? પછી આચાર્યદેવે ગુર્જરાધિપતિ કુમારપાળને કહ્યું : મહારાજા ! આ યુગમાં તમારા જેવા રાજા હોઇને જ શ્રી જિનાગમનો વિસ્તાર થયો છે. ત્રિકરણશુદ્ધ શ્રુતભક્તિ તથા બહુમાનનું આ વિસ્મયકારી ફળ તમને અહીં જ મળ્યું છે. ઈત્યાદિ ગુરુમુખે પોતાની પ્રશંસા નમ્રમુખે રાજા સાંભળી રહ્યા. અંતઃકરણની ભક્તિથી જ્ઞાન–જ્ઞાનીના અનેક પ્રકારના બહુમાન પૂર્વક એક જ ઉપવાસથી શાસનદેવે જેનો મહિમા કર્યો છે. અને તેથી જ જેનો સવિશેષ અભ્યુદય પૂર્વકનો પ્રતાપ, પ્રભાવ અને વૈભવ વિસ્તાર પામ્યો છે એવા તે ઉત્તમ શ્રાવકે મહેલમાં આવી મોટા ઉત્સવપૂર્વક પારણું કર્યું. રાજાના ઉપવનમાં ઉપજેલા તે સ્તીર્ણ તાડપત્રોપર લહિયાઓએ શ્રી હેમચંદ્રસૂરિજીના અનેક ગ્રંથો લખ્યા.

શ્રી કુમારપાળ મહારાજા જ્ઞાન–જ્ઞાની ઉપર સહર્ષ બહુમાનને ધારણ કરતા અલૌકિક ને શુદ્ધ શ્રાવકપણું પામ્યા.



## ચોથો આચાર–ઉપધાન વહન.

**उपधानतपस्तप्त्वा, आवश्यकं पठेद् गृही ।**
**योगैश्चाप्तागमान् साधु–रित्याचारश्चतुर्थकः ॥ १ ॥**

**અર્થ**—ઉપધાનતપની આરાધના કરીને શ્રાવકે આવશ્યકાદિ સૂત્રો ભણવા જોઈએ અને યોગોદ્વહન કરીને સાધુમહારાજોએ આગમ ભણવા જોઈએ. આ ચોથો જ્ઞાનાચાર છે.

શ્રુત અધ્યયનની ભાવનાવાળા શ્રાવકે ઉપધાનતપ કરવા પૂર્વક આવશ્યકાદિ ભણવાં જોઈએ. ઉપ એટલે સમીપે 'ધીયતે' એટલે ધારણ કરાય તે ઉપધાન. અર્થાત્ આત્માની સમીપે રહી, તપ વડે જ્ઞાનને ધારણ કરાય તે ઉપધાન.

સાધુ મહારાજને આવશ્યકાદિ શ્રુત ભણવા માટે આગાઢ અને અનાગાઢ એમ બે પ્રકારના યોગ સિદ્ધાંતથી અવિરૂદ્ધ એવી સ્વસામાચારી પ્રમાણે જાણવાં. શ્રાવકોને પંચમંગલ મહાશ્રુતસ્કંધ (નવકાર મંત્ર) આદિ સૂત્રની આરાધના માટે શ્રી મહાનિશીથ આદિ સૂત્રમાં જણાવેલા છ ઉપધાન પ્રસિદ્ધ જ છે. જેમ સાધુઓને યોગવહન કર્યા વિના સિદ્ધાંતનું અધ્યયન સૂઝતું નથી તેમ શ્રાવકોને પણ પંચપરમેષ્ઠિ મહામંત્રાદિ ભણવા–ગણવાનું સૂઝે નહી, કલ્પે નહી. મહાનિશીથ સૂત્રમાં જણાવ્યું છે કે અકાળ, અવિનય, અબહુમાન તથા અનુપધાન આદિ જ્ઞાન સંબંધી આઠ અનાચારમાં ઉપધાન નહી કરવા રૂપ અનાચાર મોટો દોષ છે. જેઓ ઉપધાનવહન કે યોગવહનના વિધિ પ્રત્યે અનાદર કે મંદાદર રાખનારા છે તેમણે પૂર્વાચાર્યો તથા સૂત્રોના વાક્યોનું અવલોકન કરવું જોઈએ.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ચોત્રીશમા અધ્યયનમાં, શ્રી સમવાયાંગ સૂત્રના બત્રીસમા સમવાયમાં તથા યોગસંગ્રહના ત્રીજા યોગમાં આ વિષયનો સ્પષ્ટ ઉલ્લેખ છે, જે જિજ્ઞાસુઓએ અવશ્ય જોવો.

યોગ એટલે મન–વચન કાયાના યોગ ન સમજવા. કારણ કે યોગ અને વહન એ સમાનાધિકરણ શબ્દ છે, તે યોગથી વહન શબ્દ જૂદો નથી. યોગવહન એટલે તપ–ક્રિયાપૂર્વક જ્ઞાનાર્જન. જે ગીતાર્થો પોતાના સમુદાયમાં પરંપરાએ ચાલી આવતી સમાચારી અનુસાર શિષ્યોને કરાવે છે. શ્રી ઠાણાંગ સૂત્રના ત્રીજા ઠાણામાં કહ્યું છે કે–સાધુ ત્રણ સ્થાનકથી સંપન્ન થવા વડે અનાદિ અનંત ચાતુર્ગતિક સંસાર અટવીનું ઉલ્લંઘન કરે છે, તે આ પ્રમાણે–નિયાણું ન કરવાથી, દૃષ્ટિસંપન્ન (સમ્યક્ત્વ) પણાથી અને યોગવહન કરવાથી. તેમજ તેના દશમા ઠાણામાં કહ્યું છે કે–જીવો દશ સ્થાનકવડે આગામી કાળમાં શુભ તથા ભદ્રક પરિણામ પામે છે, તે આ પ્રમાણે–નિયાણું ન કરવાથી, દૃષ્ટિસંપન્નપણાથી, યોગવહન કરવાથી, ક્ષમાગુણ ધારણ કરવાથી. ઈત્યાદિ.

તથા સર્વયોગોદ્વહન વિધિના રહસ્યભૂત ત્રીજા અનુયોગદ્વારમાં કહ્યું છે કે-મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ આ પાંચ જ્ઞાનના પ્રકાર છે. તેમાં ચાર જ્ઞાન સ્થાપનાએ સ્થાપવા યોગ્ય છે, તે ચાર જ્ઞાનના ઉદ્દેશ, સમુદ્દેશ કે અનુજ્ઞા નથી ત્યારે શ્રુત-જ્ઞાનના ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞા અને અનુયોગ છે. ઇત્યાદિ શ્રી ભગવતીસૂત્રના છેલ્લા ભાગમાં યોગવિધિ જણાવેલો છે, તેમજ નંદીસૂત્રમાં શ્રુતના ઉદ્દેશ અને સમુદ્દેશના કાળ કહેલા છે. શ્રી આચારાંગમાં કહ્યું છે કે-અગ્યાર અંગમાં પ્રથમ (આચારાંગ) અંગમાં બે શ્રુતસ્કંધ છે. પચ્ચીશ અધ્યયન છે અને પચાસ ઉદ્દેશકાળ છે. ઇત્યાદિ. અહીં કાળ શબ્દથી કાળ ગ્રહણનો વિધિ સમજવો. કેમકે ઉત્તરાધ્યયનના છવ્વીશમા અધ્યયનમાં કહ્યું છે કે-' ચાર કાળગ્રહણ છે ' તે યોગવિધિમાં જ ઉચિત છે.

અહીં કોઈ એમ વિચારે કે ઉપધાન તથા યોગવહન અનિવાર્ય કે અતિ આવશ્યક નથી. 'શ્રુતનું અધ્યયન તો સહુએ સર્વદા કરવું જોઈએ.' ઈત્યાદિ કહે તો તે ઉચિત નથી. કારણ કે તેથી તીર્થંકર ભગવંતની આશાતના થાય છે અને શ્રાવક આદિને આચારાંગાદિ જે સૂત્રાધ્યયન નિષિદ્ધ છે તે નિષિદ્ધાચરણનો મહાદોષ લાગે છે. આ બાબત સાતમા અંગ (ઉપાસકદશાંગ) માં કહ્યું છે કે 'કામદેવ નામના શ્રાવક શ્રમણ ભગવંત મહાવીરદેવને વાંદવા સમવસરણમાં આવ્યા. તેમને પાછલી રાતે પૌષધ-શાલામાં થયેલા ત્રણ મોટા ઉપસર્ગ, પરમાત્માએ પર્ષદા સમક્ષ કહ્યા પછી ત્યાં ઉપ-સ્થિત ઘણા સાધુઓ અને સાધ્વીઓ સમક્ષ તેમણે ફરમાવ્યું.'

'હે આર્યો ! ગૃહસ્થ એવા આ શ્રમણોપાસક (શ્રાવક) ઘરમાં રહેવા છતાં પણ દેવ, મનુષ્ય કે પશુએ કરેલા ઉપસર્ગો સમ્યક્ પ્રકારે સહન કરે છે, તો પછી દ્વાદશાંગીનો અભ્યાસ કરનારા શ્રમણ નિર્ગ્રંથોએ તો દેવ-મનુષ્ય કે તિર્યંચે કરેલા ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે સહન કરવા જ જોઇએ.' અહીં સૂત્રના આલાપકમાં સાધુઓને જ દ્વાદશાંગીના ધારક કહ્યા ને તેથી શ્રાવકોથી વૈશિષ્ટ્ય જણાવ્યું. અર્થાત્ સાધુઓ જ અંગસૂત્રના ધારક હોય. શ્રી પંચમાંગ ભગવતીસૂત્રમાં કહ્યું છે કે " ત્યાં તુંગીયા નગરીમાં ઘણા શ્રાવકો વસે છે, તેઓ ઋદ્ધિમંત અને યાવત્ કોઈથી પરાભવ ન પામે તેવા છે. જીવ-અજીવ આદિ નવતત્ત્વના જાણ, નિર્ગ્રન્થ પ્રવચન (જૈન મત)માં શંકા વગરના, શ્રુતના અર્થને પામેલા, અર્થને ગ્રહણ કરનારા, (ભોજન સમયે) ઘરના બારણા ઉઘાડાં રાખનારા તથા પરઘરમાં નહી જનારા છે." ઇત્યાદિ.

આ રીતે શ્રાવકોનું વર્ણન ઉપાસકદશાંગ, ઉવવાઈ સૂત્ર તથા સ્થાનાંગ આદિમાં જણાવેલ છે. આગમોમાં જ્યાં જ્યાં શ્રાવકોનું વિશેષણ અપાયું ત્યાં 'લદ્ધટ્ઠા' કહે-વામાં આવ્યું છે. (લદ્ધટ્ઠા એટલે પ્રાપ્ત કર્યો છે અર્થ જેણે તે.) પણ કશે જ 'લદ્ધ-સુત્તા' (પ્રાપ્ત કર્યા છે સૂત્રો જેણે) કહેવામાં આવ્યું નથી. તેમજ સર્વ સ્થાને સિદ્ધાંત= આગમને નિર્ગ્રન્થ પ્રવચન એટલે કે 'નિર્ગ્રન્થ મુનિઓના શાસ્ત્ર' એવું કહ્યું છે પણ શ્રાવકનો નામનિર્દેશ પણ જણાવ્યો નથી. શ્રાવકના ત્રણ પ્રકારના મનોરથમાં સૂત્ર

ભણવાનો મનોરથ કહ્યો નથી પણ સાધુ મહારાજ માટે ત્રીજા સ્થાનમાં જણાવ્યું છે કે સાધુ ત્રણ પ્રકારે મહાનિર્જરા કરી ભવનો અંત લાવે તે એવા મનોરથો રાખે કે હું ક્યારે ઘણું કે થોડું શ્રુત ભણીશ ? એકાકી વિચરવાની પ્રતિમા ધારણ કરી ક્યારે વિચરીશ ? અને અંત સમયને યોગ્ય સંલેખના ક્યારે આદરીશ ?"

શ્રાવક પણ ત્રણ પ્રકારે મહાનિર્જરા કરી ભવનો અંત લાવે. તે વિચારે કે 'ક્યારે હું થોડો કે વધુ પરિગ્રહ છોડીશ ? હું ક્યારે લોચ કરવાપૂર્વક ઘર છોડીને સાધુપણાને પામીશ ? અને ફરીને મરવું ન પડે તેવી સંલેખના આદરી શુભ ધ્યાનમાં રમણ કરતો, આહાર પાણીના પચ્ચક્ખાણ કરીને મૃત્યુની વાંછા વિના પાદપોપગમ અનશન ધારણ કરીને ક્યારે રહીશ ? આમ મન, વચન અને કાયાએ કરીને સદા જાગ્રત રહેતો શ્રાવક મહાનિર્જરા કરે–ભવનો અંત કરે."

શ્રી સૂયગડાંગ સૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે—

गेहे दीवं अपासंता, पुरीसादाणिया नरा।
ते धीरा बंधणमुक्का, नावकंखंति जीविअं ॥ १ ॥

**અર્થ**—ઘરે–ગૃહસ્થાવાસમાં (ભાવશ્રુતજ્ઞાનરૂપ) દીપકને નહી જોનારા એવા પુરુષાદાનીય (પુરુષોમાં આદેય નામકર્મવાળા) ધીર પુરુષો (સંસાર રૂપ) બંધનથી મુક્ત થવા (સંયમ રહિત) જીવનનો અભિલાષ રાખતા નથી. અર્થાત્ શ્રુતજ્ઞાનના અર્થી સંયમ જ સ્વીકારે છે.

વળી યોગોદ્વહન કર્યા વિના જ કોઈ સાધુ શ્રુતાભ્યાસ કરે તો તેને તીર્થંકર અદત્તનો દોષ લાગે છે. શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં જણાવ્યું છે કે–'તે સર્વ તીર્થંકર ભગવંતનું સુભાષિત દશ પ્રકારનું છે. તે ૧ ચૌદપૂર્વધરોએ પ્રગટપણે જાણ્યું. ૨ મહામુનિઓને આપ્યું. તથા ૩ દેવેન્દ્રો તથા નરેન્દ્રોને તેનો અર્થ સમજાવ્યો. આદિ.' આ પાઠથી એમ જણાવાયું છે કે પ્રભુજીએ સાધુઓને શ્રુત આપ્યું અને સર્વ દેવો તથા માનવોને તેનો અર્થ સમજાવ્યો. માટે શ્રાવકોને સૂત્ર ભણવાનો અધિકાર નથી એમ સમજવું. અને જેને શ્રુતાધ્યયનની ઈચ્છા થઇ હોય તેણે પ્રથમ તો વ્યાકરણમાં બતાવેલ ભેદ જાણવા જોઈએ. આ બાબત પ્રશ્નવ્યાકરણમાં સત્ય કેવી રીતે બોલવું ? એવો પ્રશ્ન ઉપસ્થિત કરી તેના ઉત્તરમાં દ્રવ્યથી સત્ય બોલવું, પર્યાયથી સત્ય બોલવું. ઈત્યાદિ પાઠમાં આગળ જણાવાયું છે કે નામ, આખ્યાત, ઉપસર્ગ, નિપાત, તદ્ધિત, સમાસ, સન્ધિ, પદ હેતુ, યૌગિક, ઉણાદિ, ક્રિયાવિધાન, ધાતુ, સ્વર, વિભક્તિ અને વર્ણ આ સર્વ ભેદને જાણે તેજ સાચો વક્તા કહેવાય. અન્ય નહી. વળી જે વિગય ખાવામાં આસક્ત હોય તે શ્રુત ભણવામાં અનધિકારી કહેવાય છે. શ્રી સ્થાનાંગ સૂત્રમાં જણાવ્યું છે કે આ ત્રણ આત્માઓ વાચનાને અયોગ્ય છે. ૧ વિનય રહિત, ૨ વિગય વાપરવામાં આસક્ત અને ૩ ક્રોધયુક્ત ચિત્તવાળા. આ ત્રણ ગુણવાળા જીવો વાચના માટે યોગ્ય છે; ૧ વિનયી,

વિગયમાં અનાસક્ત તથા ૩ ક્રોધના ત્યાગી. તથા અઠ્ઠાવીશ અસ્વાધ્યાકાળ કહ્યાં છે, તે સમયે સાધુ–સાધ્વીએ શ્રુત અધ્યયન ન કરાય.

ત્યાં પણ સાધુ–સાધ્વીને ઉદ્દેશી કહ્યું પણ શ્રાવકને ગણ્યા નથી. તે જ બાબત શ્રી ઠાણુંગ સૂત્રમાં સમજાવી છે કે સાધુ–સાધ્વીને ચાર મહાપડવાના દિવસે સ્વાધ્યાય ન કલ્પે. તે ૧ આષાઢ માસનો પડવો, ૨ કાર્તિકમાસનો પડવો, ૩ ફાગણમાસનો પડવો, અને ૪ આસોમાસનો પડવો. તથા ચાર સંધ્યા સમયે પણ સ્વાધ્યાય કલ્પે નહી; ૧ પ્રભાત કાળે, ૨ સંધ્યા કાળે, ૩ મધ્યાહ્ન સમયે અને ૪ મધ્યરાત્રે. દશ પ્રકારે અંતરિક્ષ અસ્વાધ્યાય તથા દશ પ્રકારે ઔદારિક અસ્વાધ્યાય પણ જણાવેલ છે. આમ એકંદર સર્વ મળી અઠ્ઠાવીશ પ્રકારનો અસ્વાધ્યાય જાણવો. ઈત્યાદિ અનેક સ્થાને અસ્વાધ્યાયમાં શ્રુત ભણવાનો નિષેધ સાધુઓને ઉદ્દેશીને કર્યો છે. ત્યાં પણ શ્રાવકને ગણ્યા નથી. તેમજ નિશીથસૂત્રમાં શ્રાવકોને વાચના આપનાર સાધુઓને માટે પ્રાયશ્ચિતનું વિધાન છે કે 'જે સાધુ અન્ય તીર્થી અથવા ગૃહસ્થ શ્રાવકને વાચના આપે તેને પ્રાયશ્ચિત લાગે.' માટે સૂત્ર–સિદ્ધાંત–જિનાગમના અધિકારી સાધુઓ જ છે. તેમ જાણવું.

કોઈને એવો વિચાર આવે કે–યોગોદ્વહન કરીને જ સૂત્ર ભણવામાં આવે તો ઘણો સમય એમ જ ચાલ્યો જાય. ત્યારે ધન્ના નામના અણગાર થોડા જ સમયમાં અગિયાર અંગના અભ્યાસી થયા એમ કહેવાયું છે. તો આમાં યોગોદ્વહનનો નિયમ ક્યાં રહ્યો? પણ આ વિચાર સિદ્ધાંતના પરમાર્થને નહી જાણતા આત્માને જ આવે. કારણ કે શ્રી જિનેશ્વરદેવોએ સિદ્ધાંતમાં પાંચ પ્રકારના વ્યવહાર બતાવ્યા છે. તેમાંથી જે કાળે જે વ્યવહાર પ્રવર્તતો હોય તે કાળે તે વ્યવહાર અનુસાર પ્રવર્તવું અનિવાર્ય હોય છે અન્યથા શ્રી જિનેશ્વરદેવની જ આજ્ઞાનો ભંગ ઉભો થાય છે. તે ધન્ના અણગાર આદિ આગમ વ્યવહારી હતા. આવા સુજ્ઞ આત્માની વર્તમાનમાં તુલના કરવી સમુચિત નથી. કેમકે વર્તમાનમાં શ્રુતકેવળી આદિનો અભાવ હોઇ જિતવ્યવહાર જ મુખ્ય છે. શ્રી નેમિનાથ ભગવાને ગજસુકુમાલમુનિને દીક્ષાના દિવસે જ એકાકી પ્રતિમા વહન કરવાની આજ્ઞા લાભ જાણીને આપી હતી. તેથી તે ઉદાહરણ બધાય માટે ન જ હોઈ શકે. 'ક્રમે કરીને ક્રિયા કરવાથી ગુણ વધે છે.' ઇત્યાદિ વિચારી અન્યથા યુક્તિઓ કરવી યોગ્ય નથી.

કોઈને શંકા થાય કે શાસ્ત્રમાં શ્રાવકોને 'सुअपरिग्गहिआ' એટલે 'સૂત્રને ગ્રહણ કરનારા' એમ કહ્યું છે. તેથી જણાય છે કે 'શ્રાવકે પણ શ્રુતનો અભ્યાસ કરી શકાય' તેનો ઉત્તર જણાવે છે કે આ પાઠના શ્રુતનો આશય આવશ્યક સૂત્રથી છે. અને તેની પણ ઉપધાન પૂર્વક ભણવાની ભલામણ કરવામાં આવી છે. 'सुअपरिग्गहिआ' આ પાઠ નંદિસૂત્રનો છે ને તરત 'तवोवहाणाइं' (તપ ઉપધાનાદિ પૂર્વક) એ પાઠ કહ્યો છે. ફરી શંકા થાય કે 'તો આવશ્યકસૂત્ર ભણવાની પણ છુટ્ટી ન જોઇએ. તેનો પણ નિષેધ કરવો જોઇએ કે

આના પણ સાધુઓ જ અધિકારી છે. તેનો ઉત્તર આપતા જણાવે છે શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં જણાવ્યું છે કે–

समणेण सावएण वाऽवस्सं कायव्वं हवइ जम्हा।
अतो अह निसिस्सय, तम्हा आवस्सयं नाम ॥ १ ॥

**અર્થ**—શ્રમણ તેમજ શ્રાવકે રાત્રિએ તેમજ દિવસે આ ક્રિયા અવશ્ય કરવાની હોઈ તેને આવશ્યક કહેવામાં આવે છે.

આ વચને આવશ્યકસૂત્ર વિધિપૂર્વક વાંચવા ભણવા યોગ્ય છે, અને કારણ વિશેષે તો છ જીવનિકા અધ્યયન ભણવામાં દોષ નથી એમ ચૂર્ણીમાં કહ્યું છે.

અથવા 'જે કોઈ આ મર્યાદા–નિયંત્રણ ન ઈચ્છે. વિનય તથા ઉપધાનાદિ વિના નવકાર આદિ શ્રુતજ્ઞાન ભણે–ભણાવે કે ભણતા–ભણાવતાની અનુમોદના કરે તેને ધર્મપ્રિય ન જાણવો. તેણે ગુરુમહારાજની, અતીત, વર્તમાન અને અનાગત તીર્થંકરોની અને શ્રુતજ્ઞાનની આશાતના કરી છે. એમ જાણવું. તે આત્માને અનંતકાળ સંસારમાં ભ્રમણ અને અનેક નિયંત્રણાઓ સહવી પડે છે. ઈત્યાદિ શ્રી મહાનિશીથસૂત્રના આલાપકથી બધે ઉપધાનનો વિધિ જાણવો. વર્તમાનકાળમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળાદિની અપેક્ષાએ, લાભાલાભને કારણે ઉપધાન તપ વહન કર્યા પૂર્વે સૂત્ર ભણવાની આચરણા જણાય છે. કિંતુ આ આચરણા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞારૂપ જ જાણવી જોઈએ, કેમકે—

असढाइण्णवज्जं गीयत्थअवारिअंति मज्झत्था।
आयरणा विहु आणत्ति, वयणओ सुबहुमन्नंति ॥ १ ॥

**અર્થ**—અશઠ એવા પ્રાજ્ઞપુરુષોથી આચીર્ણ અનવદ્ય–નિષ્પાપ આચરણા, જેનું મધ્યસ્થ અને ગીતાર્થ પુરુષોએ વારણ કર્યું નથી એવી આચરણા પણ ભગવાન જિનેશ્વરદેવની જ આજ્ઞા છે. એ વચનથી તે તે આચરણાને પણ બહુમાનપૂર્વક માનવામાં આવે છે.

જેણે બાળવય આદિ કારણે ઉપધાન કર્યા વિના જ નવકાર આદિ સૂત્રોનું અધ્યયન કર્યું હોય તેણે પોતાની શક્તિ અનુસાર અવશ્ય ઉપધાનની આરાધના કરવી જોઈએ. ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે કદાચ ગુરુમહારાજનો યોગ ન મળે તો નિપુણ શ્રાવકે સ્થાપનાચાર્યજીની સમક્ષ ઉપધાનની સર્વ વિધિ કરવી, પણ આ ઉત્તમ અનુષ્ઠાન આળસમાં ખોવું નહી. આ વાત હીરપ્રશ્નમાં પણ છે. માત્ર સંસાર ને વ્યવહારના કામકાજમાં અત્યંત વ્યગ્ર ને વ્યસ્ત રહેવાને કારણે કે પ્રમાદના વશે જેઓ ઉપધાન તપ આરાધતાં નથી તેમનો નવકાર ગણવો, દેવવંદન કરવું, ઇર્યાવહી પડિક્કમવી, તથા પ્રતિક્રમણાદિ ક્રિયા આખા જન્મારામાં પણ નિર્દોષ નથી કહેવાતા, ભવાંતરમાં પણ તેમને તે તે ક્રિયાનો નિર્દોષ લાભ મળવામાં પણ કઠિનાઈ પડે, માટે ક્રિયાની શુદ્ધિ અને અધિકારિત્વ માટે શ્રાવક–શ્રાવિકાઓએ અવશ્ય છએ ઉપધાન વહન કરવા જોઈએ. જેથી સર્વત્ર સુખની પ્રાપ્તિ થાય.

---

## ૨૬૧

## યોગનું બહુમાન

**योगक्रियां विना साधुः, सूत्रं पठेन्न पाठयेत् ।**
**दुष्कर्माणि विलीयन्ते, श्रुतदेवी वरदा सदा ॥ १ ॥**

**અર્થ**—યોગક્રિયા કર્યા વિના સાધુએ સૂત્ર ભણાય નહી ને ભણાવાય નહી. યોગ કરવાથી માત્ર તે તે સૂત્રો ને અધિકાર જ નથી મળતો, પણ તેથી દુષ્કર્મનો નાશ—ક્ષયોપશમ થાય છે તેમજ શ્રુતદેવતા સદા ઇચ્છિતને આપનાર થાય છે. આ બાબત શ્રીમાસતુસમુનિનું દૃષ્ટાંત આ પ્રમાણે છે—

પાટલીપુત્રમાં બે ભાઇઓ વેપાર વાણિજ્ય કરી જીવિકા ચલાવતા હતા. તેમણે એકવાર ગુરુમહારાજ પાસે ધર્મની શ્રેષ્ઠતાનું પ્રવચન સાંભળ્યું, વૈરાગ્યભાવ વૃદ્ધિ પામતા તેમણે દીક્ષા લીધી. તેમાં એક ભાઈએ ભણવાનો પ્રયત્ન જ ન કર્યો ને બીજા ક્ષયોપશમ સારો હોઈ બહુશ્રુત થયા અને આચાર્યપદવી પણ પામ્યા. તેઓ પાંચસો શિષ્યસમુદાયના નાયક થયા. સાધુઓને તેઓ વાંચના આપતા, તેમાં કોઈ શંકા—સંદેહ થતા અવારનવાર તે સાધુઓ તે તે સૂત્રાદિ સમજવા આવતા. આમ થવાથી ક્રિયા અને પઠન—પાઠનમાં સઘળો સમય વીતી જતાં વિશ્રાંતિ મળતી નહી. કોઈવાર તો રાત્રે પણ નિદ્રાનો અવકાશ ન મળતો. આમ કરતાં ભાગજોગે તેમને જ્ઞાનાવરણીયકર્મનો ઉદય થતાં વિચાર આવ્યો કે હું શાસ્ત્રોના પાર પામ્યો એનું જ આ દુઃખ છે; ક્ષણવાર પણ નીરાંત નથી. ધન્ય જીવન તો મારા આ અભણ ભાઈનું, છે જરાય ચિંતા કે ભાર ? એય નીરાંતે આહાર કરીને ઊંઘે છે. ઈત્યાદિ વિચાર કરતાં "**मूर्खत्वं हि सखे ! ममापि रुचितं**" એ શ્લોકનું ચિંતન કરી, હું હવે આ ક્લેશથી છુટું, એવો વિચાર તો કર્યા જ કરતા હતા ત્યાં એક વખત બધા સાધુઓ ખાસ કારણે કશે બહાર ગયા હતા ત્યારે છટકી જવાનો અવસર મળ્યો જાણી તેઓ નગર બહાર ચાલી આવ્યા. કૌમુદી પર્વ ચાલતું હોઈ ગામની સીમામાં એક મોટો સ્તંભ રોપી લોકોએ શણગાર્યો હતો ને તેના ફરતા સારા કપડા પહેરી લોકો બેઠા હતા ને ગીત—સંગીતની રંગીન સભા જામી હતી. આચાર્ય એક તરફ ઉભા રહી આ કૌતૂક જોતા હતા, ત્યાં ઉત્સવ પૂરો થતાં થાંભલા પરથી વસ્ત્રાભૂષણનો શણગાર ઉતારી લોકો ચાલતા થયા. થડ જેવો એકલો થાંભલો ઉજ્જડ સીમમાં રહી ગયો ને કાગડાઓએ ત્યાં કાગારોળ કરી મૂકી. આચાર્ય મહારાજે આ જોઇ વિચાર્યું કે "માણસોનો સમૂહ હતો તેથી થાંભલો શણગાર્યો હતો ને માણસોથી જ તેની શોભા હતી. એ માણસો ચાલ્યા જતાં થાંભલો હાડપીંજર જેવો લાગે છે. ખરેખર પરિવારથી પરિવરેલાની જ શોભા છે. એકલાની કશી શોભા નથી. શિષ્યાદિ પરિવાર અને ધર્મથી ભ્રષ્ટ થઇ એકલા વિચરવાનો વિચાર કરનાર મને ધિક્કાર

છે" ઈત્યાદિ વિચારતા તેઓ ઉપાશ્રયે પાછા ફર્યા. પ્રાયશ્ચિત્ત લઇ તે પાપની નિંદા ગર્હા કરી છતાં દુર્ભાવનાથી બાંધેલું જ્ઞાનાવરણીય કર્મ નષ્ટ ન થયું. પછી તો તેમણે શુદ્ધ ચારિત્ર પાળ્યું, અંતે અણસણ પણ કર્યું ને કાળ કરી સ્વર્ગે ગયા.

દેવલોકનું આયુ પૂર્ણ કરી તેઓ રબારીને ત્યાં પુત્ર તરીકે અવતર્યા. યુવાન થતાં તેના લગ્ન થયા ને તેને એક રૂપાળી દીકરી પણ થઈ. એ તરૂણ થતાં તેનું રૂપ પણ ખીલી ઉઠયું. હંમેશાની જેમ એકવાર ઘણા રબારી પોતપોતાના ગાડા ભરી બીજા ગામ ઘી વેચવા ચાલ્યા. આ રબારી પણ ચાલ્યા ને કાંઇ કાર્યવશ તેની દિકરી પણ સાથે આવી. તે ગાડું હાંકતી હતી. તેને જોઇ બીજા ગાડીવાળાનાં મન બગડયાં. મોહાંધ થવાથી તેઓ એટલા વ્યગ્ર થઈ ગયા કે માર્ગ છોડી આડા માર્ગે ગાડા હાંકવા લાગ્યાં ને તેમ કરવાથી તેમના ગાડા ધડાધડ ભાંગવા લાગ્યા. આ જાણી પેલા રબારી બાપે વિચાર્યું "આ સંસારની વૃત્તિ–પ્રવૃત્તિને ધિક્કાર છે. અસાર અને મળ–મૂત્રની મશક જેવા સ્ત્રીના શરીરમાં બધાં જ મુગ્ધ ને કામાંધ બને છે અને પોતાના હિતાહિતને પણ સમજતા નથી." આમ અશુચિત્વાદિ ભાવના ભાવતાં વૈરાગ્ય ઉપજ્યો. ઘી વેચી પોતાને ઘેર આવ્યો.. પુત્રીને યોગ્ય સ્થાને પરણાવી અને એમાં સદ્‌ગુરુનો સમાગમ થતાં દીક્ષા લીધી. આવશ્યકાદિસૂત્રના યોગ કરી અનુક્રમે ઉત્તરાધ્યયનના યોગ આરંભ્યા. ત્રણ અધ્યયન તો પૂરા કર્યા પણ ચોથા અધ્યયનના પ્રારંભમાં પૂર્વસંચિત જ્ઞાનાવરણીય કર્મનો ઉદય થતા, ઘણો જ પ્રયત્ન કરવા છતાં ચોથા અધ્યયનના અસંખયજીવિયં આદિમાંથી એક અક્ષર પણ ન આવડયો.

આ વાત તેમણે પોતાના ગુરુજીને જણાવી કે 'અચાનક આ શું થઈ ગયું ? મને ઉપાય બતાવો' ગુરુએ કહ્યું 'તમે આયંબિલનું તપ કરો, રાગ-દ્વેષનો નિગ્રહ કરો અને તે માટે **मा रुस मा तुस** (રોષ ન કર, તોષ-રાગ ન કર) નું રટણ કર્યા કરો. તેથી રાગ–દ્વેષ ઉપજાવનાર વૃત્તિપર તમારૂં નિયંત્રણ થશે. આને તમે રહસ્યમય મંત્ર સમજીને રટતા રહેશો તો ઘણો લાભ થશે." તે મુનિએ ગુરુમહારાજે આપેલું પદ લઇ ગોખવા માંડયું ને બીજો પાઠ ન લીધો. કેમ કે કંઠસ્થ થતું જ ન હોતું. ગોખવા છતાં જોરજોરથી ગોખવા છતાં જ્ઞાનાવરણીય કર્મના પ્રાબલ્યથી આ બે પદમાં પણ જીભ થોથરાવા લાગી, મા રુસ મા તુસ ગોખતા ગોખતા તેઓ તો માસ-તુસ માસ તુસ બોલવા લાગ્યા ને આ સાંભળી બધા હસવા લાગ્યા છતાં મુનિએ ગુરુ-મહારાજની શિખામણ ધ્યાનમાં રાખી અને આપેલા પદને મંત્રની જેમ માની રોષ ન કર્યો ને ક્ષમા રાખી. જેમ જેમ બીજા હસતાં તેમ તેમ તેઓ પોતાના આત્માની વધારે નિંદા કરતા કે "હે જીવ ! તું રોષ ન કર, તું તોષ ન કર."

આમ ગુરુજીએ બતાવેલા રહસ્યમય શબ્દના અર્થો–અને સકલ સિદ્ધાંતના સારભૂત પદ ગોખવા લાગ્યા. ત્યાં સુધી કે લોકોએ તેમનું નામ માસતુસમુનિ પાડી દીધું. છતાં આત્મનિંદા અને આયંબિલ તપ કરતા ધીરતાપૂર્વક મુનિએ બાર વર્ષ વીતાવ્યાં.

અને એ પદ ગોખતા–ગોખતા–તેને ભાવતા ભાવતા શુભ ધ્યાને તેઓ ક્ષપક–શ્રેણિએ ચડ્યા ને લોકાલોકપ્રકાશી કેવળજ્ઞાન પામ્યા. દેવોએ કેવળજ્ઞાનનો મહિમા કર્યો. જ્યાં અક્ષર પણ ચડતો નહોતો ત્યાં રાગ–રીસ જીતીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પૃથ્વી પર વિચરી ઘણાં જીવોને ઉપદેશ આપી અંતે સિદ્ધ–બુદ્ધ–મુક્ત થયા.

આમ માસતુસ મુનિ શુભ ભાવે સર્વ પાપનો ક્ષય કરી કેવળજ્ઞાન મેળવી મુક્તિ પામ્યા.



## ૨૬૨

## યોગવહનની સ્થિરતાનું દૃષ્ટાંત

**नलिनीगुल्मत एत्याचार्यजीवः सुरोत्तमः ।**
**योगवाहिस्वशिष्याणां, क्रियास्वविघ्नमातनोत् ॥ १ ॥**

**અર્થ**—ઉત્તમ દેવ બનેલા આચાર્યના જીવે નલિનીગુલ્મ નામના વિમાનમાંથી પૂર્વના રૂપે ઉપાશ્રયે આવી–પૂર્વના શિષ્યોની યોગક્રિયામાં આવેલું વિઘ્ન દૂર કર્યું. (એ વાત આગળ કહેવાશે.)

ઠાણાંગસૂત્રમાં કહ્યું છે કે "શ્રમણ ભગવાન્ મહાવીરદેવના શાસનમાં સાત જણા પ્રવચન નિહ્નવ થશે. તે આ પ્રમાણે, ૧. (બહુરતા) બહુ સમયે કાર્યવાદી. ૨. છેલ્લા પ્રદેશે જીવવાદી. ૩. અવ્યક્તવાદી. ૪. સમય સામુચ્છેદિક (પ્રતિસમયે ઉચ્છેદવાદી) ૫. એક સમયે બે ક્રિયાવાદી. ૬. ત્રિરાશિક અને ૭ અવસ્થિતિક (સ્પૃષ્ટકર્મ માનનાર) આ સાત પ્રવચન નિહ્નવના સાત આદિ ધર્મગુરુઓના નામ આ પ્રમાણે છે—

૧ જમાલી, ૨ તિસ્સગુપ્ત, ૩ આષાઢસૂરિના શિષ્ય. ૪ મુનિ અશ્વમિત્ર. ૫ મુનિ ગંગદત્ત. ૬ રોહગુપ્ત અને ૭ ગોષ્ઠામાહિલ. આ સાતે નિહ્નવોનું સૂત્રમાં માત્ર સૂચન કરવામાં આવ્યું છે. તેમાં ત્રીજો યોગક્રિયા વહન કર્યા પછી મિથ્યાત્વના ઉદયે નિહ્નવ થયો. આ પ્રમાણે અનેક જગ્યાએ સાધુઓના ઉપધાન સ્વરૂપ યોગવહનનું વર્ણન કરવામાં આવેલ છે. છતાં આ યોગાદિકનો જેઓ અપલાપ કરે છે, તેમની ધૃષ્ટતા ન સમજાય તેવી અકલિત છે. કારણ કે તેઓ (વ્યક્ત) પ્રત્યક્ષ રીતે જ સૂત્રવિરુદ્ધ બોલે છે, અને આ કારણે તો સિદ્ધાંતમાં બતાવેલું અવ્યક્તવાદીનું ચરિત્ર અન્વર્થ થઈ જાય તેમ છે, તે ચરિત્ર નીચે પ્રમાણે છે.

શ્વેતાંબીનગરીના પરિસરમાં પોલાસનામના ઉપવનમાં આર્ય આષાઢાસૂરિ સમુદાય સાથે પધાર્યા. તેમના ગચ્છમાં ઘણા મુનિઓ વિદ્વાન અને આગમના જાણ હતા. આગમ ભણવા યોગ કરવા જોઈએ. માટે આચાર્યશ્રીએ કેટલાક શિષ્યોને આગાઢ (આરંભ્યા પછી અધુરાં ન મૂકાય તેવા) યોગમાં પ્રવેશ કરાવ્યો. ઘણાં ઉલ્લાસ પૂર્વક ક્રિયાઓ તેમજ તપ આદિ કરવામાં આવ્યા. તથાપ્રકારની ભવિતવ્યતાએ આચાર્યશ્રીને તે જ દિવસે શૂલનો રોગ થયો. હૃદયમાં અસહ્ય દુઃખાવો ઉપડ્યો ને તેઓ કાળ કરી પ્રથમ દેવલોકના નલિનીગુલ્મ નામના વિમાનમાં દેવ થયા. રાત્રે આચાર્યશ્રી ક્યારે દેવ થયા? તે કોઈ જાણી શક્યું નહી. આચાર્યશ્રીએ અવધિજ્ઞાન પ્રયોજી જોયું તો જાણ્યું કે સાધુઓ તો આગાઢયોગમાં પ્રવિષ્ટ થયેલા છે. હવે તેમને યોગવિધિ પૂરી કોણ કરાવશે? ને વિધિ નહી થાય તો બિચારા સાધુઓનું શું થશે? ઈત્યાદિ વિચાર અને દયા આવવાથી તે દેવે તરત પોતાના પૂર્વ શરીરમાં પ્રવેશ કર્યો. ને આચાર્ય તરીકે ઉભા થઈ સાધુઓને ઉઠાડી કહ્યું સાધુઓ! ઉઠો, વૈરાત્રિક કાળગ્રહણ લેવાનો સમય થઈ ગયો છે. કાળગ્રહણ અને યોગાનુષ્ઠાનની વિધિ ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશમા અધ્યયનમાં બતાવતાં જણાવ્યું છે કે—

**पोरसीए चउब्भाए, वंदित्ता तओ गुरुं।**
**पडिक्कमित्ता कालस्स, सेज्जं तु पडिलेहए॥ १॥**

**અર્થ**—વાઘારિક કાળ ગ્રહણ સમયે–રાતના પ્રથમ પ્રહરના ચોથા ભાગે ગુરુવંદન કરી કાળગ્રહણ લેનાર કાળભૂમિનું પ્રમાર્જન કરે.

**तम्मेव य नक्खत्ते, गयणचौभागसावसेसंमि।**
**वेरत्तिअं पि कालं, पडिलही मुणि कुज्जा॥ २॥**

**અર્થ**— વાઘારી કાળગ્રહણ સમયે જે નક્ષત્ર ગગનના આઠમા ભાગે જોયું હોય તે જ નક્ષત્ર આકાશમાં ગમન કરતા આકાશના ચોથા ભાગમાં આવે ત્યારે કાળ ભૂમિનું પ્રમાર્જન કરનાર મુનિ વૈરાત્રિક કાળગ્રહણ લે, લેવાની વિધિ કરે.

આ પ્રમાણે સૂત્રાનુસારી ક્રિયા આચાર્યના શરીરમાં પ્રવિષ્ટ થયેલા દેવે તે સાધુઓને કરાવી. તેમજ શ્રુતના ઉદ્દેશ–સમુદ્દેશ અને અનુજ્ઞા પણ તે સાધુઓએ ચઢતા ભાવે તે આચાર્યદેવ પાસે કરી. સાવધાનીપૂર્વક દિવ્ય પ્રભાવથી તે દેવે કાળભંગાદિ ન થવા દીધા–જેથી દિવસ ભાંગ્યા નહી ને શિઘ્ર જ યોગ પૂર્ણ થયા. પછી આચાર્યનું શરીર મૂકી તે દેવલોક જતા દેવે સાચી બાબત જણાવતાં કહ્યું "હે પૂજ્યો! મને ક્ષમા કરજો. મેં અસંયમીએ તમને વંદનાદિ કરાવ્યા. તમે સંયમી અને પૂજ્ય છો–પણ અમુક દિવસે કાળ કરી દેવ થયા પછી મેં વિચાર્યું કે "આગાઢ યોગ શરુ કરી પૂરા ન થાય તો સાધુઓનું શું થશે? તે દયાભાવથી હું અહીં પાછો આ શરીરમાં આવ્યો ને તમને બધી ક્રિયાવિધિ પૂર્ણ કરાવી." ઈત્યાદિ કહી ખમાવી દેવ સ્વસ્થાને

ગયા. સાધુઓએ આચાર્યશ્રીના શરીરની પરઠવવાની વિધિ પતાવી વિચાર્યું કે–આ તો ઘણું ખરાબ થયું, એક અવિરતિ દેવને આપણે ઘણાં દિવસો સુધી વંદન કર્યાં. બીજા પણ સાધુના શરીરમાં ક્યારે કોઈ દેવ ભરાઇ જાય ? તેની શી ખબર પડે ? આપણે આનો ઉપાય કરવો જ જોઇએ અને તેમણે સર્વાનુમતે એ નક્કી કર્યું કે " કોણ સંયમી અને કોણ અસંયમી છે ? તે આપણે જાણી શકતા નથી–માટે આપણે પરસ્પર પણ આજથી વંદન વિધિ કરવો–કરાવવો નહી, દોષથી તેમજ અસત્યથી બચવાનો આ જ એક રસ્તો છે. આમ કોઈ દુષ્ટ કર્મના ઉદયે મિથ્યા પરિણામવાળા તે સાધુઓએ "અવ્યક્તવાદ" સ્વીકારી પરસ્પરની વંદનવિધિનો સદંતર ત્યાગ કર્યો. બીજા વૃદ્ધ, ગીતાર્થ અને સ્થવિર સાધુઓએ તેમને હિતશિક્ષા આપતા ભિન્નભિન્ન રીતે સમજાવ્યા કે " જો તમને બધાં જ ઉપર સંદેહ છે, તો તે દેવ જેણે કહ્યું કે 'હું દેવ છું' તેના ઉપર પણ તમને સંદેહ થવો જોઇએ, કે એ અદેવ છે–દેવ નથી."

તેમણે ઉત્તર આપ્યો–તેણે પોતે જ કહ્યું હતું કે હું દેવ છું, અને દેવનું સ્વરૂપ અમે નજરે જોયું, પછી શંકાનો ક્યાં પ્રશ્ન જ રહ્યો ?

સ્થવિર—સાચી વાત. તો આ સાધુઓ પણ પોતે જ કહે છે કે અમે સાધુ છીયે, અને તેમનું સ્વરૂપ પણ આપણે નજરે જોઇએ છીયે તો પછી તેમનામાં પણ સંદેહનો પ્રશ્ન ક્યાં રહ્યો ? પછી તમે પરસ્પર કેમ વંદન કરતા નથી ? શું સાધુ કરતા દેવનું વાક્ય વધારે સાચું હોય છે એમ ? તમારે જાણવું જોઇએ કે "ક્રીડા–કુતૂહલાદિના કારણે દેવ તો અસત્ય પણ બોલે, ત્યારે સાધુએ તો અસત્યનો ત્યાગ કર્યો હોઈ તે અસત્ય ન જ બોલે. આશ્ચર્યની વાત છે કે–પ્રત્યક્ષ સાધુઓ ઉપર તમને સંદેહ છે તો પરોક્ષ રહેલા જીવાદિ પદાર્થો ઉપર તમને તો ઘણી શંકા હશે, મુનિવેશવાળા મનુષ્યમાં સાધુપણાનો તમે સંદેહ રાખો છો તો શ્રી જિનપ્રતિમાજીમાં તો ખરેખર જ જિનત્વ નથી તો તેની વંદનામાં વાંધો નહિ ને સાધુવંદનનો નિષેધ ! ! !

અવ્યક્તવાદી–અસંયમી દેવ પ્રવેશ કરેલા યતિવેષને વાંદવાથી તેમાં રહેલા અસંયમરૂપ પાપની અનુમતિ આવે અને આ દોષ પ્રતિમાજીમાં નથી. માટે પ્રતિમાજીને વંદનાદિમાં વાંધો નથી.

સ્થવિર–તો દેવતાથી અધિષ્ઠિત પ્રતિમાજીના વંદનમાં પણ અનુમતિ દોષ આવશે !

અવ્ય૦ શુદ્ધ અધ્યવસાયવાળો માણસ પરમાત્માની બુદ્ધિથી જિનપ્રતિમાને વાંદે છે. માટે આ દોષ પ્રતિમાજીના વંદનમાં લાગે નહીં.

સ્થવિર તો પછી શુદ્ધ અધ્યવસાયવાળો મુનિ બુદ્ધિથી મુનિ રૂપને વાંદે તેમાં કયો દોષ, કે જેથી તમે પરસ્પરને વાંદતા નથી ? આ તો વદતો વ્યાઘાત ?

અવ્ય૦ તો તો વિશુદ્ધ પરિણામવાળો વેષમાત્રના ધારક એવા પાર્શ્વસ્થાદિકને પણ મુનિ બુદ્ધિથી વાંદે તો તેને દોષ નહિ પણ લાભ થાય એમ માનવું ?

સ્થવિર—ના, તમારી યુક્તિ ઉચિત નથી. કારણ કે પાર્શ્વસ્થાદિમાં નિર્ગ્રંથપણાનો અભાવ રહેલો છે, આહાર—વિહાર અને વ્યવહારાદિથી તેમાં રહેલી ખામી જણાઇ આવે છે, માટે પ્રત્યક્ષ દોષવાળા પાસત્થા આદિ પ્રત્યક્ષ દોષીને વંદનાદિ કરવાથી સાવદ્યાનુજ્ઞાનો દોષ લાગે છે. કહ્યું છે કે:—

जह वेलंबगलिंगं, जाणत्तस्स नमिउं हवइ दोसो ।
निद्धंधसं पि नाऊण, वंदमाणे धुवो दोसो ॥ १ ॥

**અર્થ**—ભવાઈ આદિમાં લેવાતા સાધુવેશવાળાં વિદુષકાદિને વાંદવાથી દોષ લાગે છે તેમજ નિર્ધ્વંસ પરિણામી વેશધારી મુનિને જાણવા છતાં વંદન કરવામાં આવે તો પણ અવશ્ય દોષ લાગે છે.

વિશેષ સમજણ આપતાં સ્થવિરોએ તેમને કહ્યું કે—શ્રી જિનપ્રતિમાને વંદન કરવામાં પણ તમને સર્વત્ર શંકા જ રહેશે. તેમજ આહાર, ઉપધિ, શય્યા આદિ પણ દેવતા વિકુર્વેલા હશે કે નહી ? તેનો નિશ્ચય ન હોવાથી આહારાદિક પણ તમારા માટે ગ્રહણ યોગ્ય ન રહ્યા. અને આમ અતિશંકાના પ્રતાપે તમારા સમગ્ર વ્યવહારનો ઉચ્છેદ થશે, કારણ કે નિશ્ચયકારી જ્ઞાન વિના કોણ જાણી શકે કે આ પદાર્થ ખાદ્ય પદાર્થ છે કે કીડા છે ? ઢાંકેલી વસ્તુઓમાં રત્નાદિ છે કે સર્પાદિ છે ? તેનો પણ ભ્રમ અને તેના વશે સતત સંદેહ રહ્યા જ કરવાનો. પરિણામે વસ્ત્રાદિ કે ભોજનાદિ પણ ગ્રહણ કરી શકાશે નહી. તેમ આર્ય આષાઢદેવે કરેલું મુનિરૂપ જોયું તેવું બીજે ક્યાં ક્યાં જોયું ? કે માત્ર એકજ દૃષ્ટાંતથી શંકાશીલ થયા છો ? કારણ વિશેષે કોઈવાર કોઇસ્થળે દેવ આદિની આવી વર્તણુંક જોઈ સર્વત્ર શંકા રાખવી કોઈ રીતે ઉચિત નથી. અંતે તમને અમારી આટલી ભલામણ ને સાચી સલાહ છે કે તમારે વ્યવહારનયાશ્રિત થઈ મોટા—નાનાના વંદન વ્યવહાર બરાબર સાચવવો. કારણ કે છદ્મસ્થની સમસ્ત પ્રવૃત્તિ વ્યવહાર પર જ આધારિત છે. વ્યવહારના ઉચ્છેદે તીર્થના ઉચ્છેદનો પ્રસંગ ઉભો થાય છે. સર્વજ્ઞ પરમાત્માઓ પણ વ્યવહારમાર્ગનો લોપ નથી કરતા. મહાભાષ્યમાં શ્રી જિનભદ્ર ગણીએ કહ્યું છે કે—

શ્રુતવ્યવહાર પણ બળવાન છે. શ્રુતવિધિ પ્રમાણે છદ્મસ્થમુનિએ ગ્રહણ કરેલા આહારને જો તે કેવળી ભગવંતની દૃષ્ટિએ અશુદ્ધ હોય છતાં સર્વજ્ઞ તેને દુષિત કહેતા નથી. અર્થાત્ તેને પ્રમાણિત માને છે.

ઈત્યાદિ ઘણી યુક્તિઓ પૂર્વક સ્થવિર મુનિઓએ તેમને સમજાવ્યા પણ તેમણે પોતાનો હઠાગ્રહ છોડયો નહી. તેથી તે સ્થવિરોએ તે અવ્યક્તવાદીઓને ગચ્છ બહાર કર્યા.

તે અવ્યક્તવાદીઓનો સમુદાય વિચરણ કરતો રાજગૃહી પહોંચ્યો. ત્યાંના મૌર્યવંશી જિનેન્દ્રોપાસક ધર્મનિષ્ઠ બલભદ્ર નામના રાજાએ સાંભળ્યું કે અહિં ગુણશીલ

ચૈત્યમાં અવ્યક્તવાદી નિહ્નવોનો સંઘાડો આવ્યો છે તેમને બોધ થાય તે ઉદ્દેશથી રાજાએ કૃત્રિમ કોપ કરી સુભટોને આજ્ઞા કરી કે 'તે સાધુઓને અહિં પકડી લાવો' તેઓ પકડી લાવ્યા. રાજાએ તરત બીજી આજ્ઞા કરી કે 'આમને ઉકળતા તેલમાં તળી હાથીના પગ તળે કચડી નાંખો.' સુભટો તે પ્રમાણે કરવા દોડયા. આથી ભયભીત થઈ સાધુઓ રાજાને કહેવા લાગ્યા કે 'તમે શ્રાવક થઈ તમારા સાધુઓને જ મારવા તૈયાર થયા છો ?' રાજાએ કહ્યું 'કોણ જાણે તમે કોણ છો ? ચોર છો કે જાસૂસ છો ? અમને શી ખબર !' તેમણે કહ્યું 'તમે આમ કેમ બોલો છો. અમે તમારા ધર્મગુરુઓ ને સાધુઓ જ છીયે, વિશ્વાસ રાખો, અમે બીજા કોઈ જ નથી–સાધુ જ છીએ.'

રાજા બોલ્યા 'તમારા મતમાં તો બધી વસ્તુ અવ્યક્ત એટલે સંદિગ્ધ છે. તેથી તમે સાચા સાધુ છો કે નહી ? તે કેવી રીતે જાણવું ? અને તમે પણ કેવી રીતે કહી શકો કે 'અમે સાચા સાધુઓ છીયે ?' તેમજ તમારા જ મત પ્રમાણે હું શ્રાવક છું કે અન્ય ? એ પણ શંકાનું જ કારણ છે, તો પછી તમે મને શ્રાવક કહી પણ કેમ શકો ? આમ બોલવાથી તો તમારા મતને જ હાનિ પહોંચશે.'

ઇત્યાદિ સાંભળી સાધુઓ ચમકયા. તેમને કાંઈક સમજાવા લાગ્યું કે 'આપણે કાંઈક ગંભીર ભૂલ કરી રહ્યા છીએ. તેઓ અરસપરસ એક બીજા સામે જોઈ જાણે પૂછી રહ્યા હતા કે 'રાજા કેટલી સાફ અને સરલ વાત કરી રહ્યા છે તે સાચી લાગે છે ને ?' ત્યાં રાજા ફરી બોલ્યા 'તમે સર્વે સમજુ અને વિદ્વાન છો. ભગવાન સર્વજ્ઞ દેવના માર્ગને નિશ્ચય વ્યવહારે ઉભયથા માનીને ચાલો. વ્યવહાર માર્ગ છોડીને ક્ષણવાર પણ તમે સ્વસ્થ ન જ રહી શકો. તમે સમજો તો હું તમારો શ્રાવક અને વિનમ્ર ઉપાસક છું. આપનો એક એક બોલ મારા માટે સર્વસ્વ હોય ત્યારે હું તમને સદ્દહું.'

આ સાંભળી સાધુ લજ્જા–આનંદ–બોધ અને સ્વસ્થતા પામ્યા. તેમણે સર્વની સાક્ષીએ કહ્યું કે 'શ્રી જિનેશ્વર પરમાત્માએ બતાવેલી ક્રિયાવાળા ક્રિયાના કરનારા તેમજ લઘુ–જ્યેષ્ઠના પર્યાયે પરસ્પર વંદન કરનારા અમે નિર્ગ્રંથ સાધુ છીયે. એમ વારંવાર બોલવા લાગ્યા. ને રાજાને કહ્યું 'હે રાજા ! મિથ્યાત્વના પ્રાબલ્યે ઘણા સમયથી અમે ભ્રાંત હતા, આજે તમે પાછો સન્માર્ગ બતાવ્યો. તમને ધન્ય છે.' તે સાંભળી આનંદિત થયેલા રાજાએ પણ વિનમ્રતાપૂર્વક કહ્યું 'પૂજ્યો ! મારી ધૃષ્ટતાને ખમજો. આપને બોધ થાય, એ જ માત્ર ઉદ્દેશ હતો મારા આ અયોગ્ય વ્યવહારમાં.' ઈત્યાદિ સ્તુતિ પૂર્વક તે મહાન રાજાએ સર્વમુનિઓને ભાવપૂર્વક વાંદ્યા ને ક્ષમા માંગી.

સાધુઓ પણ શ્રી જિનેન્દ્રમતની અને રાજાની મહાનતાની પ્રશંસા કરતા વિહાર કરી ગયા. લાંબા કાળ સુધી તેમણે લોકોને સદ્બોધ આપ્યો.

શ્રી મહાવીર પ્રભુના નિર્વાણ પછી બસો ચઉદ વર્ષે આ ત્રીજા નિહ્નવ થયેલા.

સૂત્ર–સિદ્ધાંતાના યોગવાહી પોતાના શિષ્ય સાધુઓને વિઘ્ન ન થાય તે માટે

શ્રુતભક્તિમાં આસક્ત એવા તે આષાઢસૂરિના જીવ દેવતાએ સ્વર્ગમાંથી આવી યોગ-વિધિની ક્રિયા પૂર્ણ કરાવી.

માટે આ ઉપધાનનામના ચોથા શુભાચારનું વર્ણન સાંભળી આગમાનુસાર ઉપ-ધાનવિધિમાં આદર કરવો જેથી આપણો આત્મા ઉત્તમતાનું પાત્ર બને.



## ૨૬૩

## અનિહ્નવ–પાંચમો આચાર.

**श्रुताक्षरप्रदातॄणां, गुरूणां च श्रुतादीनाम् ।**
**अनिह्नवोऽयमाचारः पञ्चमः श्री जिनैः स्तुतः ॥**

**અર્થ**—શ્રુતજ્ઞાન–શ્રુતજ્ઞાનના અક્ષરને પણ આપનારા ગુરુઓ તેમજ શ્રુતઆદિનો અપલાપ ન કરવારૂપ આ અનિહ્નવ નામનો પાંચમો આચાર શ્રી જિનેશ્વરદેવોએ વખાણ્યો છે.

જે ગુરુ પાસે થોડુંક પણ અધ્યયન કર્યું હોય, તે અપ્રસિદ્ધ હોય કે જાતિ અથવા શ્રુતાદિકથી હીન પણ હોય છતાં તેમને ગુરુ તરીકે માનવા અને લોક સમક્ષ ગુરુ કહેવા. પોતાના ગૌરવ માટે પોતાથી અલ્પ પાંડિત્ય કે પ્રતિભાવાળા ગુરુને ગુરુ કહેતા લાજવું–શરમાવું નહી. પણ પંથક નામક શિષ્યની જેમ ગુરુમહારાજનું બહુ-માન કરવું તેમના દોષ ગ્રહણ કરવા નહી. સદા ગુરુથી પરતંત્ર રહેવું પણ સ્વચ્છંદી કે નિઃશંકપણું રાખવું નહી.

આમરાજાએ નીચ (ઢેઢની) સ્ત્રીનો સ્પર્શ કર્યો એ વાત ગુરુ જાણી ગયા છે એમ રાજાને જણાતા તેણે વિચાર્યું–અહો મારું હિનકૃત્ય ગુરુ જાણી ગયા, હવે મારે મોઢું કેવી રીતે બતાવવું ? પછી તેણે શુદ્ધિ માટે લોઢાની પૂતળી તપાવી સ્પર્શ કરવાનો નિર્ણય કર્યો. આ વાતની ખબર પડતાં ગુરુશ્રીએ શ્લોકો લખી મોકલી તેને વાર્યો. (સવિસ્તર આ દૃષ્ટાંત પૂર્વે લખાયું છે.)

એક ઘેવર ખાતાં ખાતાં કુમારપાળ રાજાને પૂર્વે ખાધેલાં માંસનો સ્વાદ સાંભરી આવ્યો. તરત વિચાર્યું કે અરે ! મારી કેવી વિચિત્ર સ્થિતિ ? વર્ષોથી જેનો ત્યાગ તે વિચારમાંય કેમ આવે ? આ વાતની ગુરુમહારાજને જાણ થશે, તો મારું જીવન ધિક્કારને

પાત્ર થશે." આમ વિચારી રાજા પોતાના દાંત પડાવી નાંખવા તૈયાર થયા. આ જાણી તત્ત્વજ્ઞ પ્રધાનોએ વાર્યા. પછી ગુરુ મહારાજને બધી વાત જણાવી, ને ગુરુ મહારાજે આપેલ પાયશ્ચિત્તાનુસાર ઘેબરના રંગ અને આકારવાળો એક હજાર ને ચઉદ થાંભલાવાળો જિનેશ્વરદેવનો નૂતન મહાપ્રાસાદ કરાવ્યો. ઈત્યાદિ અનેક ઉત્તમ પુરુષોના ચરિત્રથી ગુરુનિષ્ઠા જાણવી. અન્ય મતમાં પણ લખ્યું છે કે—

एकाक्षरप्रदातारं, यो गुरुं नाभिमन्यते ।
श्वानयोनिशतं गत्वा, चंडालेष्वभिजायते ॥ १ ॥

**અર્થ**—એકાદ અક્ષર પણ ભણાવનાર ગુરુને જે માણસ ગુરુ તરીકે જો ન માને તો તે સો વાર કુતરાની યોનિમાં ઉત્પન્ન થઈ ચાંડાળને ત્યાં અનેક વાર ઉત્પન્ન થાય છે.

તેવી જ રીતે શ્રુતનો પણ અપલાપ ન કરાય. જેની પાસે જેટલું શ્રુત ભણ્યા હોઇએ તેટલુંજ જણાવવું જોઈએ પણ ઓછું—વધતું કહેવાય નહી. તેમ કરવાથી —મૃષાવાદ, મનનું કાલુષ્ય તેમજ જ્ઞાનાતિચાર આદિ દોષો લાગે છે. ગુરુનો તેમજ શ્રુતનો અપલાપ કરવાથી રોહગુપ્તની જેમ સર્વગુણની હાનિ થાય છે.

## રોહગુપ્તની કથા

અંતરિકાપુરીના ઉદ્યાનમાં શ્રીગુપ્ત આચાર્ય પોતાના સમુદાય સાથે પધાર્યા. ત્યાં બલશ્રીનામે રાજા રાજ્ય કરે, આચાર્યનો વિદ્વાન અને પ્રજ્ઞાવાન શિષ્ય રોહગુપ્ત બીજા ગામથી અહી ગુરુમહારાજને વાંદવા આવ્યો, તે નગરીમાં થોડા દિવસથી એક વાદી તાપસ આવેલો હતો. તેણે લોહની પટ્ટીથી પેટ બાંધ્યુ હતું ને હાથમાં જંબૂવૃક્ષની ડાળી રાખી હતી. તે નગરમાં ભમતો વાદ માટે આહ્‌વાન આપતો હતો. આ પટ્ટી ને ડાળીનો મર્મ લોકોએ પૂછતાં તેણે કહ્યું કે–ઘણાં જ્ઞાનના લીધે પેટ ફાટી જવાનો ભય ઉભા થતાં આ પટ્ટી પેટે બાંધી છે તથા આ જંબૂવૃક્ષની ડાળનો અર્થ એ છે કે આખા જંબૂદ્રીપમાં મારી સામે વાદમાં ઉભો રહી શકે એવો કોઇ પ્રતિવાદી નથી. અંતે કોઇ પ્રતિવાદી ન મળવાથી તે વાદીએ આખી નગરીમાં ઘોષણા કરી કે- આખી નગરી શૂન્ય છે, બધાં પરપ્રવાદી છે, મારો પ્રતિવાદી કોઇ નથી."

નગરમાં આવી પહોંચેલા રોહગુપ્તે આ ઘોષણા સાંભળી અચંભો અનુભવ્યો. તેણે તરત ઢંઢેરાને હાથ લગાડી વગાડવાની ના પાડી અને કહ્યું "હું વાદ કરીશ" ને વાદ માટેનો દિવસ નક્કી થયો. રોહગુપ્તે ઉપાશ્રયે આવી ગુરુવંદન કરી ગુરુશ્રીને વાદની વાત જણાવી. ગુરુશ્રીએ કહ્યું: "તેં ઉતાવળ કરી. કારણ કે શાસ્ત્રવાદ નહી પણ હલ્કી વિદ્યાથી આ પ્રતિવાદીને પરાભવ પમાડે છે. કદાચ તે શાસ્ત્રાર્થમાં પરાભવ પામશે તો પણ તને હેમખેમ જવા નહી દે. તે મંત્રવિદ્યાથી પ્રતિવાદીને ઉપદ્રવ કરે છે. તેની પાસે વીંછી, સર્પ, ઉંદર, હરિણ, ડુક્કર, કાગડા અને સમળીની વિદ્યાઓ છે."

રોહગુપ્તે કહ્યું "હવે શું થાય ? પ્રગટમાં ઘોષણા નિવારી છે, તે હવે જે થવાનું હશે તે થશે" ગુરુશ્રીએ તેનો દૃઢ નિર્ધાર જાણી કહ્યું: જો તારો નિશ્ચય જ હોય તો હું તને પાઠસિદ્ધ તે સાતેની પ્રતિવિદ્યા આપું. તે તું ધારણ કર. એમ કહી મોર, નોળીયા, બીલાડા, વાઘ, સિંહ, ઘુવડ અને બાજની પ્રતિવિદ્યા તેને આપી કહ્યું: તે તે વિદ્યાની સામે પ્રતિકારરૂપે તારે આ વિદ્યાનો ઉપયોગ કરવો. તે વાદી અતિ દુષ્ટ અને ક્ષુદ્ર હોઈ તને બીજો ઉપદ્રવ ન કરે માટે લાવ તારો ઓઘો મંત્રી આપું. એવે સમયે આ ઓઘો તું તારા માથા પર ફેરવજે, લે હવે તને ઈન્દ્ર પણ નહી જીતી શકે.

પછી ઉત્સાહિત થયેલો રોહગુપ્ત સમયે રાજસભામાં ગયો. ત્યાં માણસોની ઠઠ જામેલી. ન્યાય પંચની સામે વાદી-પ્રતિવાદીના આસનો હતા ને ચારે તરફ કીડીયારાની જેમ જનમેદની હતી. રોહગુપ્તે કહ્યું 'આ ભિક્ષુ-તાપસમાં કેવુંક જ્ઞાન છે તે તે જ બતાવે. તેની ઈચ્છા પ્રમાણે તે જ પૂર્વપક્ષ સ્થાપન કરે, હું ઉત્તર આપી ઉત્તર પક્ષ સમજાવીશ !'

આ સાંભળી તાપસે વિચાર્યું 'આ સાધુઓ અદ્ભુત વિદ્વાન હોય છે. તેમની સાથે વિવાદ કરી ફાવવા જેવું તો છે જ નહી. એમને જીતવાનો એક જ રસ્તો કે એમને સંમતપક્ષ તેમની સામે સ્થાપવો, પોતાના મતનું એ ખંડન કરી શકે નહી ને થાપેલો મત ન ઉથાપવાથી તે હારે જ. ઈત્યાદિ વિચારી તેણે પૂર્વપક્ષ માંડતા કહ્યું: આ સંસારમાં જીવ અને અજીવ એમ બેજ રાશિ છે. આ સંસારમાં તે પ્રમાણે જ જોવામાં આવે છે, માટે ધર્મ ને અધર્મ-દ્રવ્ય અને ભાવ આદિ બે બે રાશિ છે તેમ, (અહીં વાદીના ત્રણ વાકયો છે. તેમાં જીવ-અજીવ બે જ રાશિ છે તે **પક્ષ**. તે જ પ્રમાણે જોવામાં આવે છે તે **હેતુ**-અને ધર્મ અધર્મ આદિની જેમ તે **ઉદાહરણ**. આ ત્રણે મળવાથી અનુમાન પ્રમાણ થાય.)

આ સાંભળીને રોહગુપ્તે વાદીની ધીઠતાનું માપ કાઢયું કે "આ તો જબરો છે. અમારી વસ્તુથી જ અમને જીતવા માંગે છે. પણ આજે તો એને પાઠ ભણાવું તો જ ખરો. માત્ર વાદીનો પરાભવ કરવાની જ અભિલાષાથી સત્ય વાતને જુદી સાબીત કરવા રોહગુપ્તે કહ્યું ખોટી વાત. તમે આપેલા હેતુ અસિદ્ધ છે, કારણ કે તે બીજી રીતે જોવામાં આવે છે. સંસારમાં બે નહી પણ જીવ-અજીવ અને નોજીવ એમ ત્રણ રાશિ સ્પષ્ટ જણાય છે. માનવ-પશુ આદિ જીવ, પરમાણુ-ત્રસરેણુ-ઘટ આદિ અજીવ તથા ગરોળીની કપાઇ ગયેલી પૂંછડી નોજીવ છે. તેથી સિદ્ધ થાય છે કે જીવ-અજીવ અને નોજીવ એમ ત્રણ રાશિ છે, તે જ પ્રમાણે દેખાય છે માટે. અધમ, મધ્યમ અને ઉત્તમ રાશિની જેમ. ઈત્યાદિ તર્કબદ્ધ અને પાંડિત્યપૂર્ણ ઉત્તર આપી પોતાની અકાટ્ય યુક્તિઓથી તે તાપસનો પરાજય કર્યો. તેથી ક્રોધિત થયેલા તાપસે રોહગુપ્ત પર વિદ્યાના બળે અનેક વીંછી વિકુર્વી ઉપદ્રવ કર્યો. રોહગુપ્તે મયૂરી વિદ્યાથી તેનો નાશ કર્યો. તાપસે સર્પ વિકુર્વ્યા ને રોહગુપ્તે નોળીયા, આમ ઉંદરનો બિલાડા, મૃગનો

વાઘ, કુક્કરનો સિંહ ને કાગડાનો ઘુવડથી રોહગુપ્તે પ્રતીકાર કર્યો. આથી ખીજવાયેલા તાપસે ધસમસતી સમળી વિકુર્વી ને રોહગુપ્તે તરત બાજ મુકી બધી નસાડી મૂકી. તાપસ ક્રોધથી ધ્રુજતો ગર્જના કરવા લાગ્યો ને તેણે ગર્દભી વિદ્યાનો પ્રયોગ કર્યો. રોહગુપ્તે ગુરુ મહારાજે જણાવ્યા પ્રમાણે તરત પોતાનો ઓઘો શરીર ફરતો ફેરવવા માંડયો. તેથી ગભરાઇ ગયેલી ગર્દભી (ગધેડી) તાપસ ઉપર મૂત્રાદિ કરી નાસી ગઇ.

અંતે તાપસ થાકી નિરુપાય થઈ ગયો. રોહગુપ્ત સાધુનો જયકાર થયો ને તાપસ પલાયન કરી નાઠો. મોટા આડંબરપૂર્વક જનસમૂહ રોહગુપ્તને ઉપાશ્રયે મૂકવા આવ્યો. બધી વાત સાંભળી આચાર્યશ્રીએ કહ્યું: તાપસને જીત્યો એ તો ઠીક, પણ તેં ત્રણ રાશિની સ્થાપના કરી તે ઘણું ખરાબ કહેવાય. કાંઇ નહી તો પાછા ફરતા સભામાં કહી દેવું હતું કે આ વિતંડાવાદીને જીતવા ખાતર ત્રણ રાશિની વાત કરી હતી, વસ્તુતઃ જીવ અને અજીવ એ બે જ રાશિ છે. જે બન્યું તે. પણ હવે તું જલ્દી જા અને રાજસભામાં સાચી વાત કહી ને પાછો આવ. પહેલા તો તેણે ગણકાર્યું નહીં, પણ વારે વારે કહેવાથી તેણે કહ્યું કે "હવે એ મારાથી નહીં બને." ગુરુએ કહ્યું "કેમ ન બને? ચાલ હું સાથે આવું." રોહગુપ્તે કહ્યું "મેં જે કહ્યું તે બરાબર કહ્યું છે. મારે જવાની કશી આવશ્યકતા નથી."

આ સાંભળતાં જ ગુરુ મહારાજે વિસ્મિત થઈ પૂછયું "શું કહે છે?" તેણે કહ્યું સાચું જ કહું છું. મેં સ્થાપન કરેલો સિદ્ધાંત દોષિત નથી. કારણ કે ગરોળી આદિની છુટી પડેલી પુંછડી આદિને નોજીવ તરીકે માનવામાં જરાય વાંધો આવતો નથી. સૂત્રમાં ધર્માસ્તિકાય આદિના દશભેદ જણાવેલાં છે, છતાં ધર્માસ્તિકાયના પ્રદેશની અલગ ગણત્રી કરી છે. અન્યથા દશભેદ થઇ શકે નહી. તેવીજ રીતે ગરોળીની પૂંછડી કે મનુષ્યાદિના છેદાયેલા હાથ-પગ આદિ અવયવ જીવથી તો ભિન્ન જ છે, અને તે હલતા કે તરફડતા જણાય છે, માટે અજીવથી પણ ભિન્ન જ છે. માટે સિદ્ધ થાય છે કે આ વસ્તુ જીવ તેમજ અજીવ બંનેથી જૂદી છે. ને તેને નોજીવ કહેવામાં કશો જ બાધ આવતો નથી.

આ સાંભળી ચકિત થયેલા ગુરુએ તેને ઘણો સમજાવ્યો ને રાજસભામાં લઇને આવ્યા. ત્યાં સત્યમાર્ગની પ્રરુપણા કરતાં કહ્યું શ્રી જિનઆગમમાં જીવ અને અજીવ એમ બે જ રાશિ જણાવેલ છે, ને તે શિવાય કોઈ ત્રીજી રાશિ જણાવેલી નથી. ધર્માસ્તિકાય આદિના પ્રદેશો પણ ધર્માસ્તિકાયથી કાંઇ જૂદા નથી તન્મય છે. વિવક્ષાએ કરીને સમજાવવા માટે જ જૂદા ગણાવેલ છે. પૂંછડી આદિનો જીવ ગરોળીના જીવથી જૂદો નથી, જીવ તો અભિન્ન એક જ છે. શ્રી ભગવતીજી સૂત્રમાં જણાવ્યું છે કે—

(પ્રશ્ન) હે ભગવંત! કાચબાની શ્રેણિ, ગરોળી, વૃષભ, મનુષ્ય, પાડો કે તેની શ્રેણિ, તેના બે ખંડ, ત્રણ ખંડ યાવત્ અસંખ્ય ખંડ છેદીને કરવામાં આવે તો તે શરીર અને અવયવના અંતરામાં જીવપ્રદેશ હોય છે?

(ઉત્તર) હા, ગૌતમ હોય છે.

(પ્રશ્ન) હે ભગવંત ! અંતરામાં રહેલા તે જીવપ્રદેશને કોઈ પુરુષ હાથ, પગ, કાષ્ઠ કે તીક્ષ્ણશસ્ત્રથી છેદતો અથવા અગ્નિઆદિથી બાળતો તે આત્મપ્રદેશને અલ્પ કે અધિક બાધા–પીડા ઉપજાવી શકે કે ?

(ઉત્તર) ના, ગૌતમ ! આ અર્થ સમર્થ નથી. અર્થાત્ અંતરે રહેલી આત્મપ્રદેશની શ્રેણિ ઉપર કોઈ આક્રમણ કરી શકે નહી.

આચાર્યશ્રીએ કહ્યું : ગરોળી અને તેની પૂંછડીના વચ્ચે રહેલા જીવ પ્રદેશો અરૂપી છે માટે–દેખી શકાતા નથી. જેમ દીપકના કિરણો કોઈ દેખીતી વસ્તુ પર પડ્યા હોય તો જ જોઈ શકાય છે પણ એમને એમ અદ્ધર કે અવકાશમાં હોય તો જોઇ શકાતા નથી. તે જ પ્રમાણે હે રોહગુપ્ત ! અંતરામાં રહેલા આત્મપ્રદેશો જોઇ શકાતા નથી. બોલવું, શ્વાસોચ્છ્વાસ લેવો, દોડવું, વળગવું, ધ્રૂજવું ઈત્યાદિ ક્રિયાઓ દેહમાં થઇ જણાય છે, પણ વચમાં જણાતી નથી, માટે સૂક્ષ્મ એવા કાર્મણદેહથી યુક્ત હોવા છતાં તે આત્મપ્રદેશો ઔદારિક દેહથી વિયુક્ત હોઈ ચક્ષુથી જોઇ શકાતા નથી. તે જીવના પ્રદેશો જીવથી તું ભિન્ન માનીશ કે અભિન્ન ? જો ભિન્ન માનીશ તો તે પ્રદેશોનો જીવ સાથે ફરી સંગમ કેવી રીતે થશે ? કારણ કે ભિન્નપ્રદેશો પરમાણુની જેમ બીજા ( સામા ) ભાગમાં મળી જાય, અને તે પ્રદેશોનો બીજા જીવ સાથે સંબંધ ( એકાકારપણું ) થવાથી તે બંને જીવોના કર્મનો પણ સંબંધ ( સંકરપણું ) થાય. આમ થતાં બંને જીવોના સુખ દુઃખાદિ પણ એક થઇ જવા જોઇએ મળી જવા જોઇએ, પણ તેવું તો થતું નથી માટે તે પ્રદેશો તે આત્માથી ભિન્ન છે તેમ તો તું કહી શકવાનો નથી, અને જો તું એમ કહે કે તે પ્રદેશો જીવથી અભિન્ન છે, તો તે પ્રદેશો તે જીવના અંતર્ગત જ થયા. અર્થાત્ તે જ જીવના તે પ્રદેશ–તેમાં જ પાછા ભળી જવાવાળા નિશ્ચિત થયા. ને એમ થતાં જીવ અને અજીવ એમ બે જ રાશિ નિશ્ચિત થયા, પણ ત્રણ રાશિ ન થઈ શકયાં.

રોહગુપ્તે કહ્યું : ગુરુજી ! તે પ્રદેશો છે તો અભિન્ન જ પણ સ્થાનભેદ થતાં તેને નોજીવ કહી શકાય. જેમ આકાશ એક છતાં સ્થાનભેદથી ઘડામાં રહેલું આકાશ ઘટાકાશ, અને ગૃહમાં રહેલું ગૃહાકાશ કહેવાય છે તેમ. આમ સ્થાનભેદે તેને નોજીવ કહેવામાં કશો જ વાંધો નથી.

આચાર્યદેવે કહ્યું તેમ કહેવાથી તારે નોઅજીવ નામનો ચોથો રાશિ પણ માનવો પડશે. કારણ કે આકાશ વિગેરે પણ અજીવ છે અને તેના પણ પ્રદેશો સંભવે છે. તેને પણ સ્થાનભેદની વિવક્ષાએ નોઅજીવ માન્યા વિના છુટકો નથી; ને ચાર રાશિ થશે. કિંતુ લક્ષણની સમાનતાને લીધે, તેં માનેલ નોજીવ ભિન્ન નથી તેવીજ રીતે સમાન લક્ષણે નોઅજીવ પણ અજીવથી ભિન્ન નથી.

આમ રાજસભામાં વાદ કરતાં છ મહિના થયાં. રાજાએ નમ્રતાપૂર્વક કહ્યું:

ભગવન્ ! હવે આનો અંત આવે એમ ઈચ્છીયે છીયે, કારણ કે આથી રાજકાર્ય ખોરંભે ચડયું છે, આચાર્યશ્રીએ કહ્યું "આટલા દિવસ તો મેં એમ સમજીને વિતાવ્યા કે અશુભ પળો ટળે-અથવા સમય જતાં પણ શિષ્ય વાસ્તવિકતા સમજે. તેથી આ શિષ્ય સાથે મેં શાસ્ત્રાર્થની ક્રીડા જ કરી છે-પણ આવતીકાલે પ્રભાતે આનો અવશ્ય નિગ્રહ કરીશ."

બીજે દિવસે આચાર્યશ્રીએ રાજાને કહ્યું "કુત્રિક (કુ=પૃથ્વી ત્રિક=ત્રણ-ત્રણેલોક)ની દુકાને (એવી દૈવી શક્તિવાળાની દુકાન કે જ્યાં બધી જ વસ્તુ મળે) જઇએ. ત્યાં આખી પૃથ્વીનો માલ મળે છે. તે સર્વ વિદિત વાત છે. ત્યાં જઈ આપણે નોજીવ માંગીએ."

રાજા અને નગરના ગણ્ય-માન્ય વ્યક્તિઓ સાથે ગુરુ-શિષ્ય કુત્રિકાપણે ગયા. રોહગુપ્તના કહ્યા પ્રમાણે આચાર્ય મહારાજ આદિએ પ્રથમ જીવ માંગતા મૈના-પોપટ, મોર આદિ આપ્યા અને અજીવની માંગણી કરતાં નિર્જીવ પત્થર-લોખંડ આદિ આપ્યા. ત્યારબાદ નોજીવ માગતા પાછાં જડ-નિર્જીવ પદાર્થો જ આપ્યા. કારણ કે 'નો' નો અર્થ પણ નિષેધવાચક હોઈ નોજીવ=નજીવ=અજીવ જ થાય. ફરી નોજીવ માંગતા અજીવ વસ્તુઓ જ લાવવામાં આવી. ત્યારે પૂછ્યું કે આ નોજીવમાં જીવનો અંશ ખરો કે નહી ? ત્યારે અધિષ્ઠતાએ કહ્યુ "ના વાસ્તવમાં જીવ અને અજીવ સિવાય સંસારમાં બીજુ કાંઈ જ નથી" ત્યારે ગુરુ મહારાજે શિષ્યને સમજાવતાં કહ્યુંઃ વત્સ ! ગધેડાના શિંગડાની જેમ ત્રીજો રાશિ પણ અવિદ્યમાન હોઈ સિદ્ધ ન થયો. માટે તું દુરાગ્રહ છોડી દે. જો સંસારમાં નોજીવ જેવી વસ્તુ હોત તો વ્યંતરદેવ ગમે ત્યાંથી લાવી આપત. ઈત્યાદિ અનેક રીતે સમજાવતા છતાં રોહગુપ્તે પોતાનો આગ્રહ છોડયો નહી. ત્યારે આચાર્યશ્રી એકસો ચુમ્માલીશ પ્રશ્નોથી રોહગુપ્તને નિરુત્તર કરી રાજા આદિ સમક્ષ પરાજિત કર્યો.

અહીં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ મૂળ પદાર્થોની ભેદ કલ્પના કરી, તેમાં પંચ મહાભૂત, કાળ, દિશા આત્મા અને મન એ નવ દ્રવ્ય ભેદ કર્યા. રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિણામાદિ ગુણના સત્તર ભેદ કર્યા. ઉત્ક્ષેપણ, અપક્ષેપણ આકુંચન-પ્રસારણ અને ગમન એમ કર્મના પાંચ ભેદ, સામાન્યના ત્રણ ભેદ, તેમજ વિશેષ અને સમવાયનો અકેક ભેદ કરી સર્વે છત્રીશ ભેદ કર્યા. તે બધાના પણ પ્રકૃતિ (મૂળ શબ્દ) અકાર (અલ્પ નિષેધવાચક) નોકાર (સર્વથા નિષેધ વાચક) અને તે બન્નેનો નિષેધ (નિષેધનો નિષેધ=મૂળ વસ્તુ) એમ ચાર પ્રકાર કર્યા. એમ કરતાં સર્વ ભેદ એકસો ચુમ્માલીસ થયા. પછી ફરી કુત્રિકાપણ જઈ પૃથ્વી માગી એટલે તેણે પથરો આપ્યો. કેમકે તે પ્રકૃતિ જાત ઉપપદથી રહિત શુદ્ધ પૃથ્વી છે. પછી અપૃથ્વી માંગી એટલે પૃથ્વી સિવાય જળ વિ. આપ્યું. પછી નોપૃથ્વી માંગી એટલે નો નો અર્થ થોડો તેમજ સર્વથા એમ બે પ્રકારે નિષેધ એવા કર્યા અને થોડા નિષેધે પાષાણનો કકડો અને સર્વથા નિષેધે જળ આદિ આપ્યા.

અને નોઅપૃથ્વી માંગતાં પૃથ્વી-પાષાણાદિ આપ્યા. કારણ કે નોઅજીવની પેઠેનો અપૃથ્વીનો અર્થ પણ પૃથ્વી જ થાય, આમ જળ આદિમાં પણ ચાર ચાર સમજવા. નિશ્ચયનયના મતે તો જીવ અને અજીવ આ બે જ પદાર્થો છે. આમ અનેક રીતે ગુરુ-મહારાજે સમજાવ્યા છતાં કોઈ રીતે તેણે પોતાનો કદાગ્રહ ન છોડયો ને કુમતિનો જ અત્યધિક વિસ્તાર કરવા માંડયો ત્યારે ગુરુશ્રીએ તેના માથા પર બળખા નાખવાની કુંડીની રાખ નાંખી ગચ્છ બહાર કર્યો.

રોહગુપ્તની ઉદ્દંડતા ને શઠતા જોઈ રાજા પણ ક્રુદ્ધ થયા ને તેમણે પોતાના રાજ્યમાં એવી ઉદ્‌ઘોષણા કરાવી કે 'પોતાના ગુરુ મહારાજના પ્રતિપક્ષી બનેલા રોહ-ગુપ્તને જે કોઈ મહત્ત્વ કે માન્યતા આપશે તે રાજદ્રોહી ગણાશે' ત્યારબાદ સુદૂર નિકળી ગયેલા રોહગુપ્તે પોતાની બુદ્ધિપ્રતિભાથી વૈશેષિક દર્શનની સ્વતંત્ર રચના કરી અને ગ્રંથો આલેખ્યા.

શ્રી મહાવીર પ્રભુના નિર્વાણ પછી પાંચસો ચુમ્માલીસ વર્ષે આ રોહગુપ્ત નામે છઠ્ઠો નિહ્નવ થયો. તેનું વૃત્તાંત સંક્ષેપથી અહીં કહેવાયું.

'સમસ્ત વિશ્વ ષડ્‌દ્રવ્યથી પરિપૂર્ણ છે' એમ શ્રી જિનેશ્વરદેવોએ જોયું ને પ્રરૂપ્યું છે, તેનું ઉત્થાપન કરવાપૂર્વક દ્રવ્ય-ગુણ-પર્યાય આદિ છ પ્રકારને સ્થાપન કરવાપૂર્વક તેને સત્ય માનતો-મનાવતો અને વિસ્તારતો આમ પોતાના ત્રિરાશિક મતને વ્યવ-સ્થિત રીતે સ્થાપતો આ વૈશેષિક છઠ્ઠો નિહ્નવ જાણવો.

દેવ-ગુરુ અને શ્રુતાદિકને ઉત્થાપતો આ વૈશેષિક શ્રી જૈનશાસનમાં મળી શકતી સર્વ સંપદાની હાનિ પામ્યો. માટે આ પાંચમા શ્રુતાચારથી સૂત્રના અર્થી આત્મા-ઓએ ભ્રષ્ટ ન થવું.



## ૨૬૪

### વ્યંજનાનિહ્નવ-છઠ્ઠો શ્રુતાચાર.

नाधीतव्यं श्रुतं चोक्त-वर्णैर्न्यूनाधिकादिभिः ।
व्यञ्जनानिह्नवाह्वोऽयमाचारः षष्ठमः स्तुतः ॥ १ ॥

**અર્થ**—ગ્રંથાદિમાં કહેલો વર્ણ-વ્યંજન (અક્ષર) માંથી ઓછા-વધતા અક્ષરો કરી (ગ્રહી) સૂત્ર ભણવું નહી, આને વ્યંજનાનિહ્નવ (વ્યંજન ન ઓળવવારૂપ) છઠ્ઠો શ્રુતાચાર કહ્યો છે. કહ્યું છે કેઃ—

व्यञ्जनभेदतोऽर्थानां, क्रियाभेदोपजायते ।
तेनाभावश्च मुक्तेः स्यात् के के दोषा भवन्ति न ॥ १ ॥

**અર્થ**—વ્યંજન–વર્ણભેદે અર્થભેદ અને અર્થભેદે ક્રિયાભેદ તથા ક્રિયાભેદે મુક્તિનો જ અભાવ થાય છે. આ એક વ્યંજનભેદે કયા કયા દોષો નથી ઉપજતા ?

વ્યંજનનો ભેદ એટલે અક્ષરોને અન્યથા કરવા. આમ કરવાથી અનેક દોષો ઉપજે છે. આવશ્યકસૂત્રમાં સૂત્રની આશાતનાના ચૌદ પ્રકાર જણાવ્યા છે. વ્યાવિદ્ધ એટલે આડા અવળા રત્નો ગોઠવી ગૂંથેલી રત્નમાળાની જેમ આડાં–અવળાં અક્ષરોના ઉચ્ચારથી થયેલી જ્ઞાનની આશાતનાથી જે અતિચાર લાગ્યો તેનું મિથ્યા દુષ્કૃતથી નિવારણ થાય છે. (દરેક જગ્યાએ એમ સમજવું) તે ચઉદ પ્રકાર આ પ્રમાણે છે—
૧. એક જ પદને વધારે વાર બોલવું તે આમ્રેડિત ૨. અક્ષર ઓછો બોલવો તે હીનાક્ષર, ૩. અધિક બોલવો તે અધિકાક્ષર, ૪. પદ ઓછું બોલવું તે પદહીન. ૫. વિનય વિના બોલવું તે વિનયહીન. ૬. ઉદાત્ત આદિ ઘોષ વિના બોલવું તે ઘોષહીન. ૭. યોગ કર્યા વિના ભણવું–વાંચવું તે યોગહીન. ૮. ગુરુ મહારાજે બરાબર નહી દીધેલું તે સુષ્ઠુ-અદત્ત. ૯. ગુરુ મહારાજે સમુચિત આપ્યા છતાં તે રીતે નહી ગ્રહણ કરેલું દુષ્ટપ્રતિચ્છિત. ૧૦. મલિન અંતઃકરણે શ્રુતાધ્યયન કરવું. ૧૧. અકાળે સ્વાધ્યાય કરવો. ૧૨. કાળે સ્વાધ્યાય ન કરવો. ૧૩. અસ્વાધ્યાયવેળામાં સ્વાધ્યાય કરવો અને ૧૪. સ્વાધ્યાયવેળા સ્વાધ્યાય ન કરવો.

'વ્યંજનનું અન્યથા કરવું' તેના પાંચ પ્રકાર છે. પ્રથમ પ્રાકૃત સૂત્રને સંસ્કૃત ભાષામાં બોલવું. જેમ કે 'संयोगा विप्पमुक्कस्स'ને બદલે 'संयोगात् विप्रमुक्तस्य' કહેવું. બીજું પદોને પશ્ચાનુપૂર્વીએ ઉલટા સુલટા બોલવા, જેમ કે 'विप्पमुक्कस्स संयोगा' ત્રીજું–સૂત્રાદિમાં હોય તે પદો ન બોલતા તે જ અર્થવાળા બીજા પર્યાયવાચી શબ્દો બોલવા જેમકે 'संबंधा विवज्जिअस्स' ચોથું–એક વર્ણને બદલે બીજો વર્ણ કહેવો જેમકે–સંયોગના સકારના બદલે ગમે તે અક્ષર બોલવો, અને પાંચમું અન્યથાકરણ તે વર્ણનું વિપરીતપણું કરવું. જેમકે સંયોગને બદલે તેથી ઉંધુ–વિયોગ શબ્દ બોલવો. આ પ્રમાણે વ્યંજન, અર્થ તેમજ વ્યંજનાર્થમાં અન્યથા કરવાથી, ન્યૂનાધિક કરવાથી ઉપજતાં દોષો જાણી લેવા. તેમાં વ્યંજનને અન્યથા કરવાના સંબંધમાં 'પ્રાકૃત સૂત્રાદિને સંસ્કૃતભાષામાં કરવાનું કહેતા શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજી મહારાજાને પારાંચિત પ્રાયશ્ચિત કરવું પડયું હતું. (તેમનું દૃષ્ટાંત પ્રથમ કહેવાયું છે.)

વ્યંજન અધિક વાપરવાના સંબંધમાં કુમારપાળ રાજાનું દૃષ્ટાંત નીચે પ્રમાણે જાણવું.

એકવાર મંત્રી, સામંતાદિ શ્રેષ્ઠીઓ અને સાર્થવાહોથી ભરેલી સભામાં ગુર્જરપતિ કુમારપાળ રાજા બેઠા હતા. તે વખતે તેમણે મહારાજા જયસિંહના વખતના જૂના

મંત્રીઓને પૂછ્યું કે "હું મહારાજ સિદ્ધરાજ જયસિંહથી ગુણમાં હીન છું, અધિક છું કે સમાન છું?" મંત્રીઓએ કહ્યું: "મહારાજ! શ્રી સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને બે જ દોષ હતાં, ત્યારે તમારામાં તો બે ગુણ અને અઠ્ઠાણું દોષ છે." આ સાંભળી રાજાએ ખિન્ન થઈ ખડ્ગ પર દૃષ્ટિ નાખી, ને પરિસ્થિતિને પામેલા વૃદ્ધ મંત્રીએ કહ્યું "સ્વામી! અમારો આશય એ છે કે સિદ્ધરાજના અઠ્ઠાણું ગુણોનો બે દોષોએ નાશ કર્યો હતો." રાજાએ પૂછ્યું 'ક્યા દોષો? તેમણે કહ્યું યુદ્ધમાં કાયરતા અને સ્ત્રીની લંપટતા. ત્યારે આપનામાં કૃપણતાદિ જે અઠ્ઠાણું દોષો છે તે સંગ્રામશૂરતા ને પરનારી–સહોદરતા આ બે ગુણોથી ઢંકાઈ ગયા. સત્ત્વ અને શીલ સર્વ ગુણનો આધાર હોઈ આપ સર્વ ગુણીજનોમાં શિરોમણિ છો. ઇત્યાદિ મંત્રીના વચનો સાંભળી રાજા સંતુષ્ટ થયા. તે વખતે કોઇ કવિરાજે કવિત ગાયું—

पर्जन्य इव भूताना–माधारः पृथिवीपतिः ।
विकलेऽपि हि पर्जन्ये, जीव्यते न तु भूपतौ ॥ १ ॥

**અર્થ**—જીવોને મેઘની જેમ રાજા આધાર છે. મેઘની અવકૃપાએ કદાચ જીવાય પણ રાજાની અવકૃપાથી જીવાતું નથી. આ સાંભળી પ્રસન્ન થયેલા રાજા બોલ્યાઃ 'રાજાને મેઘની ઉપમ્યા આપી સરસ સામ્યતા બતાવી, અહીં રાજા ઉપમાના બદલે ઉપમ્યા બોલ્યા, જે વ્યાકરણની દૃષ્ટિએ અશુદ્ધ શબ્દ હતો. બધા સભાજનોએ પણ રાજાને પ્રસન્નતા બતાવી પણ એક કપર્દીનામના વિદ્વાન મંત્રીને નીચું મુખ કરી જતાં જોઈ રાજાએ કારણ પૂછ્યુંઃ તેણે કહ્યું મહારાજ! 'આપ શબ્દશાસ્ત્રથી વિરુદ્ધ ઉપમ્યા શબ્દ બોલ્યા તેથી મારૂં માથું શરમથી નમી પડયું.'

નીતિમાં કહ્યું છે કે–રાજા વિનાનું જગત સારૂં પણ મૂર્ખ રાજા સારો નહી. મૂર્ખ રાજાથી તો બધે અપકીર્તિ જ ફેલાય છે. ઉપમ્યા ને બદલે ઉપમાન, ઔપમ્ય કે ઉપમા આદિ શબ્દનો પ્રયોગ થઇ શકે જેને સંસારમાં કોઈ અશુદ્ધ કહે તેમ નથી. વિદ્વાન્ મંત્રીના કથનથી પ્રેરાઈ પચાસવર્ષની વયે પહોંચેલા મહારાજા કુમારપાલે શબ્દ-શાસ્ત્રની શુદ્ધ વ્યુત્પત્તિ માટે શ્રી દેવ–ગુરુના અર્ચન પૂર્વક–ગુરુ મહારાજે કૃપાકરી આપેલ સિદ્ધસારસ્વત મંત્રની આરાધના કરી. અને સરસ્વતી દેવીની કૃપાથી તેઓ એક વર્ષમાં વ્યાકરણ તેમજ દ્વયાશ્રય આદિ કાવ્ય ભણ્યા. તથા ચોવીશ તીર્થંકર પરમાત્માઓની સ્તુતિમય બત્રીશીની સંસ્કૃત ભાષામાં પોતે રચના કરી. તેનો પ્રથમ શ્લોક આ પ્રમાણે છે.

यत्राखिलश्रीश्रितपादपद्मं युगादिदेवं स्मरता नरेण ।
सिद्धिर्मयाप्या जिन ! तं भवन्तं युगादिदेवं प्रणतोऽस्मि नित्यम् ॥ १ ॥

**અર્થ**—હે જિનેન્દ્ર દેવ! સમસ્ત લક્ષ્મી જેના ચરણકમળમાં આશ્રય પામી છે એ શ્રી યુગાદિદેવ–આદિનાથને સ્મરતો માણસ મુક્તિને મેળવે છે. ને તે મુક્તિ મારે પણ મેળવવી છે માટે હે ભગવંત! હું નિરંતર આપને નમેલો છું–પ્રણામ કરું છું.

પછી તો શાસ્ત્રના વિચારમાં રાજા ઉંડાણુથી અવલોકન કરતા થયા. તેથી તેમને '**शास्त्रविचारचतुर्मुख**' નું બિરૂદ આપવામાં આવ્યું. હવે વ્યંજનના આધિક્યથી થતો અનર્થ સમજાવવા સમ્રાટ્ અશોક અને કુણાલનું દૃષ્ટાંત જણાવે છે.

## સમ્રાટ્ અશોક અને કુણાલ

ચતુર ચાણાક્યની સહાયથી નવમા નંદરાજાને જીતી ચંદ્રગુપ્ત પાટલીપુત્રનો રાજા અને આગળ જતાં સમ્રાટ્ બન્યો. તેણે મૌર્યવંશની સ્થાપના કરેલી. તેનો પુત્ર બિંદુસાર, ને બિંદુસારને અશોક નામે પુત્ર થયો. અશોક મહાસામ્રાજ્યનું આધિપત્ય ભોગવતો ને સમ્રાટ્ કહેવાતો તેને કુણાલ નામનો સુંદર પુત્ર થયો. કુમારભુક્તિ (હાથ ખર્ચ) માટે તેને અવંતી નગરીની આવક આપવામાં આવી અને કુમાર માટે નિરુપદ્રવ સ્થાન જાણી તેને (કુણાલને) પણ અવંતીમાં જ રાખ્યો. ત્યાં રાજ્યના માણસોએ જીવની જેમ કુમારનું જતન કર્યું. ક્રમે કુમાર આઠેક વર્ષનો થતાં–કુમાર હવે વિદ્યાગ્રહણને યોગ્ય થયો છે એમ સમજી સમ્રાટ્ અશોકે પુત્ર પર પત્ર લખી મોકલ્યો કે '**कुमार! कुणाल त्वयाधीतव्यमिति मदाज्ञाऽचिरेण विधेया।** (હે કુણાલકુમાર તારે હવે અભ્યાસ કરવો એવી આ મારી આજ્ઞા તારે શિઘ્ર અમલમાં મૂકવી) રાજા પત્ર લખી બંધ કરવાનો હતો ત્યાં કોઈ અગત્યના કામે ક્ષણનો વિલંબ થયો. એવામાં કુણાલની ઓરમાન માતાએ તે વાંચી **अधीतव्यं ना अ** ઉપર કાજળથી અનુસ્વારનું ટપકું કરી નાંખ્યું. તેથી **अंधीतव्यं** થઈ ગયું. અનુસ્વાર સ્વરૂપ એક જ માત્રા વધી જવાથી મહાઅનર્થ સર્જાયો.

પછી રાજાએ એ પત્ર બીડી અંગત માણસ સાથે અવંતી મોકલ્યો. કુમારે પોતાના પિતાના નામ–મુદ્રા અને અક્ષરથી અંકિત એ પત્ર બે હાથે લઈ માથે ચડાવ્યો ને આનંદ આનંદ પૂર્વક ઉઘાડીને વાંચવા માડયો. પત્ર વાંચતાં તે ખિન્ન થઇ ગયો ને દુઃખ-વિહ્વલ થતાં આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. આરક્ષકે કારણ પૂછ્યું પણ કુમાર કાંઈ જ કહી ન શક્યો. આરક્ષકે પોતે લેખ વાંચ્યોને તે પણ વિમાસણમાં પડયો. દુઃખી થયો. તેણે કુમારને કહ્યું આ પત્રનો નિરાંતે નિર્ણય લેવાશે, તમે ખેદ ન ધરશો. કુમારે કહ્યું મૌર્યવંશમાં આજ સુધી કોઈ આજ્ઞાલોપક થયું નથી. હું જ પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરું તો બીજા તેનું ઘણી સહેલાઇથી અનુકરણ કરશે. પછી કુમારે એકાંતમાં લોઢાની શલાકા (સળી) તપાવી ને બંને આંખમાં નાંખી જાતે જ અંધ થયો, કારમી વેદના ને બાળી નાંખે તેવી નિરાશા સહી રહ્યો. આ વાત જ્યારે સમ્રાટ્ અશોકે જાણી ત્યારે તેના દુઃખની અવધિ ન રહી. તેણે પોતાની જાતને ઘણી નિંદી ધિક્કારી કે પત્ર લખવામાં ભૂલ કરી ને લખીને ફરી વાંચ્યો પણ નહી. તપાસ કરતાં રાજાને ખબર પડી કે અમુક રાણીનું આ કામ છે, પણ તેના પુત્રને પાટલીપુત્રનું રાજ્ય ન આપ્યું ને અવંતીનું આપ્યું. કુણાલ અંધ હોઇ રાજા કે માંડલીક થઈ શકે એવું ન હોતું. પોતા પર આવી અજોડ ભક્તિ રાખનાર પુત્ર રાજ્ય વિના રહેશે તેનો રાત–દિવસ વસવસો અશોકને રહેતો.

કુણાલ ખૂબ જ સારી રીતે રહી શકે માટે તેને ઘણી જ સમૃદ્ધિવાળી આવક આપી ને યુવાન થતાં શરદશ્રી નામની સુંદર અને ગુણીયલ કન્યા સાથે પરણ્યો. કુણાલ ગીત–સંગીતની સાધનામાં જ સમય વીતાવતો. તેના કંઠમાં મધુર ગંભીરતા અને તેના સંગીતમાં અદ્દભુત આશ્ચર્ય સમાયું હતું. માણસ તો શું પશુ–પક્ષી પણ તે સાંભળી મુગ્ધ થઈ જતાં.

સમય જતાં કુણાલની પત્ની શરદશ્રીએ ઉત્તમ લક્ષણવાળા સુંદર ને તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. હું પોતે રાજ્ય માટે અધિકારી અને યોગ્ય હોવા છતાં રાજ્ય ન મેળવી શકયો, પણ મારા પુત્રને તે મળવું જોઇએ એવી ભાવનાથી પ્રેરાઈ કુણાલ ગુપ્તરીતે પાટલીપુત્ર પહોંચ્યો ને ગીત–સંગીતના કાર્યક્રમો નગરમાં ગોઠવવા લાગ્યો. તે ત્યાં અતિલોકપ્રિય થઈ ગયો. જ્યાં જ્યાં તેનો કાર્યક્રમ હોય ત્યાં ત્યાં હરિણની જેમ આકર્ષાઇ લોકો દોડી જતા. મહાન ગાંધર્વકલાકુશલ ગાયકની પ્રશંસા સાંભળી રાજાએ પણ પોતાને ત્યાં સંગીતસભા માટે આમંત્રણ આપ્યું. કુણાલના કહ્યા પ્રમાણે તેના માણસોએ રાજદરબારમાં બધો પ્રબંધ કર્યો અને ઝીણા પડદા જેવી યવનિકામાં કુમાર પોતાના વાદ્ય મંડલ સાથે ગોઠવાયો. મંદ્ર–મધ્ય અને તાર એ ત્રણે ગ્રામ અને સાત સ્વર–લય મૂર્છનાની સંગતિવાળું તેણે ધીરે રહીને સંગીત છેડયું ધીરે ધીરે સ્વર ઘુંટાવા લાગ્યો.

કોઈ દિવ્યઘોષમય મંજુલ ધ્વનિ વાતાવરણમાં પથરાવા લાગી. સાંભળનારા બધાં રાગિણીમાં જાણે ભીંજાઇ ગયા- દિવાલો પણ જાણે તેથી પ્રભાવિત થઈ ગઇ અંતે પ્રસન્ન થયેલા રાજાએ વાહ–વાહના પોકાર કરી ગાયક! તમારૂં ગીત અદ્દભુત છે. ઘણું અદ્દભુત છે. હું પણ ઘણો પ્રસન્ન છું. તમારી ખ્યાતિ કરતાં પણ તમારી કલાસાધના મહાન છે. બોલો તમારે શું જોઇએ ? જે જોઈએ તે કહો, હું તમને અવશ્ય આપીશ. ત્યારે કુણાલે કહ્યું:—

प्रपौत्रश्चन्द्रगुप्तस्य, बिन्दुसारस्य नप्तृकः ।
एषोऽशोकश्रियः पुत्रः, अन्धो मार्गति काकिणीम् ॥१॥

**અર્થ**—ચંદ્રગુપ્તનો પ્રપૌત્ર બિન્દુસારનો પૌત્ર અને અશોકસમ્રાટ્નો અંધ પુત્ર કાકિણી માગે છે. આ સાંભળી સમ્રાટે પૂછ્યું; હે ગાયક તારૂં નામ શું છે ? તે બોલ્યો–

स एवाहं तवैवास्मि, कुणालो नाम नन्दनः ।
त्वदाज्ञालेखमीक्षित्वा, योऽन्धः स्वयमजायत ॥ १ ॥

**અર્થ**—તે જ હું કુણાલનામનો તમારો દિકરો છું. જે તમારા આજ્ઞાપત્રથી સ્વયં આંધળો થયો હતો.

આ સાંભળી રાજા જવનિકા પાસે આવ્યો ને પડદો દૂર કરી કુણાલને ઓળખ્યો. અશોકની આંખમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો ને તે કુણાલને ભેટી પડયો. પોતાની પાસે બેસાડી પૂછ્યું: તને શું જોઇએ ? કુણાલે કહ્યું: મારે તો કાકિણી જોઇએ.

ન સમજાયાથી રાજાએ મંત્રીને પૂછ્યું 'કાકિણી એટલે શું ?' મંત્રીએ કહ્યું મહારાજ! કાકિણીનો અર્થ તો સામાન્ય નાણું કહેવાય પણ વિશેષ અર્થ તો રાજ્ય થાય. ને રાજકુમાર કાકિણી રાજ્યાર્થે વાપરે. આ સાંભળી રાજાએ કહ્યું: 'વત્સ! તું રાજ્યને શું કરશે ? દૈવયોગે તારી દૃષ્ટિ પણ નાશ પામી છે. રાજ્ય સચવાય પણ શી રીતે ? કુણાલે કહ્યું તાત! મારે તો હવે રાજ્ય શા કામનું! પણ મારા પુત્ર માટે રાજની વિનતિ કરું છું. આ સાંભળતાં જ આનંદિત થયેલા રાજાએ ઉલ્લાસથી પૂછ્યું: પુત્ર થયો, ક્યારે ? શું નામ રાખ્યું ? કેવો છે ? તેણે કહ્યું: સમ્પ્રતિ–પ્રિયદર્શન. અર્થાત્ હમણાં પુત્ર થયો છે, નામ સંપ્રતિ અને દેખાવ પ્રિયદર્શન એટલે સુંદર છે. પછી ધામધૂમ પૂર્વક સંપ્રતિને તેડાવી યુવરાજપદે સ્થાપ્યો, ને રાજ્યારૂઢ પણ કર્યો.

ક્રમે કરી રાજા સંપ્રતિ વય, વિક્રમ, લક્ષ્મી, સૌભાગ્યાદિથી અભ્યુદય પામવા લાગ્યા. તેમણે અડધું પ્રાયઃ ભારત સાધ્યું હતું ને સમ્રાટ સંપ્રતિ કહેવાયા હતા. તેઓ દૃઢ શ્રદ્ધાવાળા પરમ શ્રાવક હતા. તેમણે ઘણાં જ જિનશાસનના ઉત્તમ કાર્યોમાં અને ધર્મ-પ્રચારમાં મહત્વનો ફાળો આપ્યો હતો. આ ઉદાહરણ સાંભળી સિદ્ધાંત સૂત્રના પાઠમાં વાક્યમાં કે પદમાં વર્ણમાત્રની પણ અધિકતા ન કરવી.

જેમ આધિક્ય તેમ ન્યૂનતા પણ મોટી હાનિ કરે છે. તે બાબત વિદ્યાધરનું દૃષ્ટાંત કહેવાય છે.

## વિદ્યાધરનું દૃષ્ટાંત

શ્રી મહાવીરદેવને વંદન કરવા જતા મગધસમ્રાટ્ શ્રેણીકે તથા અભયકુમારે એક વિદ્યાધરને આકાશથી ઉડી ઉડી નીચે પડતો આખડતો જોયો ને આ આશ્ચર્ય ભગવંતને જઈ પૂછ્યું; ભગવન્! તે વિદ્યાધર અડધી પાંખવાળા પક્ષીના બચ્ચાની જેમ ઊંચે ઊડી ઊડી નીચે પડતો હતો, તેનું શું કારણ હશે ? ભગવંતે કહ્યું રાજા! તે વિદ્યાધર વિદ્યાનો એક અક્ષર ભૂલી જવાથી સ્ખલન પામતો ને પડતો હતો. આ સાંભળી આશ્ચર્ય પામેલા રાજા તેમજ અભય આદિ પ્રભુને વાંદી નગરમાં પાછા ફરતા હતા ત્યાં પાછો વિદ્યાધરને એ જ જગ્યાએ વિમાસણમાં સપડાએલો જોઈ અભયકુમારે કહ્યું વિદ્યાધર! તમારી વિદ્યાઓ તમે મને સિદ્ધ કરાવો તો તમારી વિસ્મૃત થયેલી વિદ્યાનો અક્ષર તમને જણાવું. વિદ્યાધરે સ્વીકાર કર્યો. અભયકુમાર બુદ્ધિના નિધાન જેવા હતા. પદાનુસારી બુદ્ધિના પ્રભાવે એક પદ પછી બીજું પદ શું હોઈ શકે તેઓ તર્કથી બતાવી કહી શકતા. તેમણે તરત અક્ષર–પદો બતાવ્યા ને તે સાચા હોઈ તરત વિદ્યાધર ઇચ્છિત ગમન કરી શક્યો ને ઘણો રાજી થઈ અભયકુમાર સાથે મૈત્રી બાંધી અને વિદ્યાસિદ્ધિના ઉપાય–આમ્નાય બતાવી પોતાને સ્થાને ગયો. આના ઉપરથી સારી રીતે સમજી શકાય છે કે એક અક્ષરની ન્યૂનતાથી પણ યથાર્થ મળતું નથી. તેમજ અશુદ્ધ ઉચ્ચારણ કરવાથી ચ નો સ કે સ નો શ બોલવાથી પણ કૌશલ્ય કે પાંડિત્ય પ્રાપ્ત થતું નથી. તે ઉપર એક **બ્રાહ્મણનું ઉદાહરણ છે.**

કાશીનો કોઇ વિદ્વાન બ્રાહ્મણ ફરતો ફરતો કોઇ એક નાના ગામમાં આવ્યો. તે ગામમાં વસતાં કોઈ બ્રાહ્મણના પાંડિત્યની પ્રશંસા તેણે લોકોના મોઢે સાંભળી. વિદ્વાનને મળવું અને તેમના અનુભવો જાણવા જોઈએ એમ સમજી તે બ્રાહ્મણના ઘરે ગયો. આ ગામડાનો બ્રાહ્મણ ખરેખર તો આડંબરી અને પાંડિત્યનું પ્રદર્શન કરનારો હતો.

પોતાને ત્યાં નવા વિદ્વાનને આવતો જોઇ તેણે મોટેથી કહ્યું: હે બ્રાહ્મણ! શા કારણે આ તરફ આવવું થયું? તમને કોઇ શંદેહ હોય તો પૂછો. પેલા પંડિતે વિચાર્યું કે આને તો શ કે સ ના ઉચ્ચારનો પણ બોધ નથી. સંદેહ ને બદલે શંદેહ બોલતો આ કુત્સિત પંડિત શબ્દોચ્ચારની શુદ્ધિ વિનાજ દેડકાની જેમ માત્ર બરાડે જ છે. પછી તેને હિતબોધ આપવાની ઇચ્છાથી તેણે કહ્યું—

शन्देहोऽस्ति ! त्वया प्रोक्तः, सन्देहा बहवोऽभवन् ।
ते सर्वे विलयं जग्मुः, किमन्यद् वच्मि ते जड ॥ १ ॥

**અર્થ**—તેં પૂછ્યું શંદેહ છે? મને તો ઘણા સંદેહ (સંશય) હતા. પણ શંદેહ શબ્દ સાંભળતા મારા બધાંય સંદેહો નાશ પામ્યા, હે જડ! બીજું શું કહું?

આનો આશય એ છે કે કંઠ્ય, ઓષ્ઠ્ય કે તાલવ્ય આદિ તે તે વર્ગના તે તે વર્ણના સ્થાન પ્રમાણે વ્યંજનાદિનો ઉચ્ચાર કરવો જોઇએ. વર્ણને ન્યૂનાધિક કરી સૂત્રનો પાઠ કરવામાં આવે તો નિશ્ચય અર્થ–ક્રિયાનો ભેદ થાય છે. માટે સર્વ પ્રકારે હિતાવહ તો એ છે કે ગુરુમહારાજની સેવામાં તત્પર રહી વિનયપૂર્વક તેમની પાસેથી સિદ્ધાંતનો પાઠ શુદ્ધ ઉચ્ચારથી ગ્રહણ કરવો.



## ૨૬૫

## અર્થાનિહ્નવ=સાતમો શ્રુતાચારઃ

शब्दार्थानामलोपाह्व आचारः सप्तमः शुभः ।
तल्लोपेन महत्पापं, पुण्यं वर्यं तदाश्रयात् ॥ १ ॥

**અર્થ**—શબ્દના અર્થનો લોપ ન કરવા રૂપે અર્થાનિહ્નવ નામનો શ્રુતનો સાતમો શુભકારી આચાર છે. અર્થનો લોપ કરવો તે મહાપાપ છે અને અર્થનો આશ્રય કરવાથી શ્રેષ્ઠ પુણ્યનો સંચય થાય છે.

શબ્દના અર્થને લોપવા ઉપર શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીનું દૃષ્ટાંત છે. આ સાતમા આચારથી જે મહાપાપ લાગે છે તે વચનથી કહી શકાય તેવું નથી, અર્થાત્ અતિભીષણ પાપ લાગે છે. આ વિષય ઉપર બારાક્ષરી ભણનાર ભરડાનું દૃષ્ટાંત છે તેમજ આ આચારનો આશ્રય કરનાર શ્રેષ્ઠ પુણ્યવાન થાય છે તેના ઉપર પણ ભરડાનું દૃષ્ટાંત છે.

## શ્રી હેમચંદ્રસૂરિજીનું દૃષ્ટાંત.

અણહિલ્લપુર પાટણમાં રાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળમાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ પધાર્યા હતા અને પાંડવ ચરિત્રનું પ્રવચન કરતા હતા. પાંડવો શત્રુંજય ગિરિરાજપર મુક્તિ પામ્યાનો ઉલ્લેખ સાંભળી કેટલાક અસહિષ્ણુઓએ રાજાના કાન ભંભેર્યા અને કહ્યું: "આ આચાર્ય તો ભગવાન વેદવ્યાસની વાણીને જ દૂષણ આપે છે—તે ઘણું જ અઘટિત કહેવાય." રાજાએ આચાર્યશ્રીને અવસરે પૂછ્યું કે–સ્વામી! આજકાલ શાનું પ્રવચન પ્રસાદ કરો છો? આચાર્યશ્રીએ કહ્યું: હાલમાં પાંડવચરિત્ર વંચાય છે. રાજાએ ફરી પૂછ્યું કે "પાંડવો ક્યાં મુક્તિ પામ્યા?" ત્યારે શ્રી જિનેશ્વર પરમાત્માના આગમના અર્થનો આશ્રય કરનારા આચાર્યશ્રીએ કહ્યું. નિર્મળ ચારિત્ર અને સત્વપૂર્ણ તપસ્યા દ્વારા અષ્ટ પ્રકારના દુષ્ટ કર્મોનો નાશ કરી, અનશન કરી, અનેક મુનિશ્રેષ્ઠો સાથે પાંડવો સિદ્ધગિરિ પર સિદ્ધિ પામ્યા છે. ત્યારે રાજાએ તરત કહ્યું: પાંડવો હિમાલય ઉપર સિદ્ધ થયા તેને સહુ જાણે છે. તેમજ તે ભગવાન વ્યાસના વાક્યથી પ્રમાણિત હોઈ આપનું વાક્ય અપ્રમાણ ઠરે છે. આચાર્યશ્રીએ કહ્યું રાજા સાંભળો, સાંભળવા જેવી વાત છે. મહાભારતની જ આ વાત છે.

ધનુર્ધારી અર્જુનની બાણાવલીથી વિંધાઇને જ્યારે મહાદાનેશ્વરી કર્ણ પૃથ્વી પર પટકાયા ત્યારે તેના દાતૃત્વની પરીક્ષા કરવા શ્રીકૃષ્ણ બ્રાહ્મણનું રૂપ લઈ કર્ણ પાસે યાચના કરવા આવ્યા ને 'મને કાંઇક આપો' એમ કહ્યું ત્યારે પોતા પાસે કાંઈ ન હોવાને લીધે કર્ણે પથરો ઉપાડી સોનાની રેખાવાળો પોતાનો દાંત પાડવા માંડયો. તરત તેને તેમ કરતા વારી શ્રીકૃષ્ણે પોતાની ઓળખાણ આપતા કહ્યું: તમે સાચા ઉતર્યા છો, હું તમારાપર પ્રસન્ન છું. કર્ણે કહ્યું નાથ! આપના દર્શન થયા છે માટે મુક્તિ તો મળશે જ, પણ આપની પ્રસન્નતા છે માટે એક યાચના કરૂં છું કે જે જગ્યાએ કોઈના પણ અંતિમ સંસ્કાર ન થયા હોય ત્યાં મારી દાહક્રિયા કરવામાં આવે. અને થોડી વારે કર્ણ મૃત્યુ પામતાં શ્રી કૃષ્ણ તેના શરીરને લઈ તેવા સ્થાનની તપાસમાં ચાલ્યા. ક્યાંય એવું સ્થાન ન મળવાથી સમુદ્ર મધ્યના કોઈ પર્વતની ટોચ પર આવ્યા. યોગ્ય સ્થાન માની તેમણે અંતિમક્રિયા માટે ચિતા રચવા માંડી ત્યાં આકાશવાણી થઇ કે–

अत्र द्रोणशतं दग्धं, पाण्डवानां शतत्रयम् ।
दुर्योधनसहस्रं च, कर्णसंख्या न विद्यते ॥ १ ॥

**અર્થ**—અહીં એકસો દ્રોણ, ત્રણસો પાંડવ, અને એક હજાર દુર્યોધનોને અગ્નિદાહ

આપવામાં આવ્યો છે, ત્યારે કર્ણો તો એટલા બધાં અહીં બાળવામાં આવ્યા છે કે તેની સંખ્યા જ નથી.

માટે હે ભલા રાજા! જો ત્રણસો પાંડવો ત્યાં બાળવામાં આવ્યા હોય તો અમારા પાંચ પાંડવો શત્રુંજય ગિરિરાજ પર સિદ્ધ થયા અને આપના પાંચ પાંડવો હિમાલયમાં સિદ્ધ થયા. એમ માનવામાં કશું જ ખોટું નથી. આચાર્યદેવની યુક્તિ-સંગત વાણી સાંભળી રાજા આનંદ પામ્યો, સૂત્ર–સિદ્ધાંતની તેમની વફાદારી અને ઊંડું પરિશીલન જોઈ રાજાને તેમના ઉપર બહુમાન થયું.

તાત્પર્ય એ છે કે મોટું કષ્ટ આવી પડે તો પણ બુદ્ધિશાળી મનુષ્યે સિદ્ધાંતના શબ્દના અર્થને દૂષણ ન લગાડવું જોઇએ. યથાર્થ જે અર્થ થતો હોય તે જ કહેવો જોઇએ. પરમ મુનિઓએ આ પ્રમાણે પરમ રહસ્ય નિર્ણીત કર્યું છે ને તેનો પરમ આદર કરવો જોઇએ.

## ભરડાનું દૃષ્ટાંત

ધનસાર નામે ગામે ઘણા મૂર્ખ ભરડા વસે. આપણામાં કોઈ જ ભણેલો કે પંડિત નથી. માટે એકાદ જણને તૈયાર કરવો એવું તેમણે એકઠા મળી નક્કી કર્યું અને એક નંદન નામના ચતુર જણાતા છોકરાને કોઇ પંડિત પાસે ભણવા મોકલ્યો. તે ભરડો હોવાથી મૂર્ખ જ હતો. ઘણા પરિશ્રમે ત્રણ વર્ષમાં તે માત્ર બારખડી–બારાક્ષરી ભણ્યો. અંતે પંડિતે છોકરો પાછો સોંપતાં કહ્યું "આ નંદન વેદમાતા ભણી ચુકયો છે." પેલા મહાજડ ભરડાઓ પણ ઘણાં પ્રસન્ન થયા અને વેદમાતા ભણેલા નંદનનું બહુ આદર માન કરવા લાગ્યા. તે ત્યાં સુધી કે નંદન જે કાંઈ કહે તે તેઓ વિના વિચાર્યે દોડીને કરવા લાગતા. એક વાર તે ગામમાં અચાનક આગ લાગી એક ઝાડ સળગી જતાં તેના ઉપરના કાગડા બળી બળીને નીચે પડયા હતા, તે જોઈ ભરડાઓએ નંદનને પૂછ્યું પંડિત! આ બળી ગયેલા કાગડા ખવાય કે નહી? નંદને કહ્યું કે વેદમાતામાં લખ્યું છે કે ક એટલે કાગડા અને ખ એટલે ખાવા યોગ્ય છે. માટે તમે ખાઈ શકો છો, તેઓ ખાવા તૈયાર થયા એવામાં બહારથી ચાલ્યા આવતા કોઈ વિદેશી વિદ્વાને પૂછ્યું અરે! આ શું કરો છો? તેમણે નંદન પંડિતે કહ્યા પ્રમાણે કહ્યું. તેણે વિચાર્યું કે આ મહામૂર્ખાઓ જણાય છે. પછી નંદનને પૂછ્યું 'રે ભરડા! આવું અનુચિત કેમ કહે છે? ત્યારે થોડો વિચાર કરી વેદમાતામાં બતાવેલા શબ્દાર્થને પોતાની બુદ્ધિ પ્રમાણે ગોઠવતો ને પોતાનું પાંડિત્ય બતાવતો બોલ્યો કે 'ક એટલે કાગડા, ખ એટલે ખાવા યોગ્ય છે, ગ એટલે ગણ (સમૂહ) ઘ એટલા ઘણાં હૃષ્ટ–પુષ્ટ થયેલા અર્થાત્ ઘણા પુષ્ટ થયેલા કાગડાનો સમૂહ ખાવા યોગ્ય છે. પાપકારી અને દુષ્ટ વચનો સાંભળી દયાર્દ્ર હૃદયવાળા પંડિતે કહ્યુ: 'હે નંદન! દયાધર્મથી વિરુદ્ધ આવા અનર્થો શા માટે કરે છે! વેદમાતા વેદમાતા કરે છે, પણ તેના અર્થને તું જાણતો નથી. હું તને બતાવું સાંભળ.' એટલામાં તો કૌતુકથી ભેગા મળેલા ભરડાઓ નવા પંડિતની ઉત્સૂકતાપૂર્વક

વાત સાંભળવા બેસી ગયા. તેણે કહ્યું, વિદ્વાને તે ભરડાને અનુકૂલ કહ્યું ત થ એટલે તથૈવ ચ. એટલે તે જ પ્રમાણે સત્ય છે કે– દ ધ એટલે દગ્ધાઃ કાકાઃ (બળેલા કાગડા) ન એટલે ન ભક્ષણીયાઃ (ભક્ષણ કરી શકાય નહી.) માટે સત્યાર્થ છોડી મતિકલ્પનાથી અનર્થ કરવો સારો નથી. આ પંડિતની ચતુરાઈ અને યુક્તિથી પ્રભાવિત થયેલા તે ભરડાઓ બોધ પામ્યા ને અયોગ્ય પ્રવૃત્તિથી અટકયા. પરોપકારી પંડિતનો ઉપકાર માન્યો ને તેનું સત્કાર–સન્માન કર્યું. કહ્યું છે કે—

यो यथात्र समुपैति बोधं, तं तथैव हि नयेद्विबोधम् ।
यत् कखेति वचनाद् द्विकभक्षी, बोधितस्तथदधेति न वाक्यात् ॥१॥

**અર્થ**—જે વ્યક્તિ જે પ્રમાણે બોધ પામી શકે તે વ્યક્તિને તે જ પ્રમાણે બોધ પમાડવો જોઇએ કેમ કે 'ક ખ' ના વચનથી કાગડા ખાવા તૈયાર થયેલા ભરડા ત થ દ ધ ન ના વાકયોથી બોધ પામ્યા. નંદને અર્થ નહી પણ અનર્થ ઉત્પન્ન કર્યો, ત્યારે પંડિતે અર્થની સાર્થકતા સિદ્ધ કરી. સમજુ માણસે શુદ્ધ અર્થ ગ્રહણ કરવા માટે સારો પ્રયત્ન કરવો જોઇએ.

यथार्थं श्रोतुं समीहा, भृशं कार्या दृढादरैः ।
श्रमणोपासकैर्नित्यं सुज्ञे गुरावुपागते ॥ १ ॥

**અર્થ**—જ્ઞાની–ગીતાર્થ ગુરુ મહારાજનો યોગ પ્રાપ્ત થયે યથાર્થ બોધ આપનારી વાણી સાંભળવાના દઢ આદરવાળા શ્રાવકે સદા ઘણી ઈચ્છા રાખવી. કુંડકોલિકની જેમ.

## કુંડકોલિકનું દૃષ્ટાંત.

શ્રી રત્નાકરસૂરિજી મહારાજ સકલશાસ્ત્ર નિપુણ અને સ્વપર શાસ્ત્રના રહસ્યને જાણનાર હતા. તેમને રાજા પણ માનતા હતા ને રાજસભામાં આમંત્રી તેમની પાસે ધર્મશાસ્ત્ર સાંભળતા હતા. શ્રી રત્નાકરસૂરિજી ધર્મસિદ્ધાંત, દર્શનશાસ્ત્ર, ન્યાય–વ્યાકરણ, સાહિત્ય, છંદ, જ્યોતિષ, પ્રશ્ન પ્રહેલિકા આદિમાં સુનિપુણ હતા ને તેથી તેમની સામે કોઈ માણસ પોતાની ઓળખાણ પંડિત તરીકે ન આપતો. તેમનું નામ સાંભળતાં જ પંડિતો બોલવાનું પણ ટાળતા. આચાર્યશ્રી પણ અદ્‌ભુત પ્રજ્ઞાના ધણી ને જબરા વિવેચક હતા. એક પદના તેઓ અનેક સુસંગત અર્થ કરતા ને સભા અચંભામાં પડી ધન્ય બની જતી. રાજાએ તેમને "અનેકાર્થવાદી"નું બિરૂદ આપ્યું હતું. રાજાના ને પ્રજાના અતિ માન–સન્માને રાજસભામાં પાલખીમાં જવું આદિ પ્રકારે તેમનામાં શૈથિલ્ય આવતાં તેઓ ચારિત્રગુણમાં હાનિ પામવા લાગ્યા, એટલું જ નહી રાજા, સામંત, મંત્રી આદિના આહાર અને ઉત્તમ વસ્ત્રો પણ લેવા–વાપરવા લાગ્યા. તેમની અદ્‌ભુત શક્તિ–સામર્થ્ય આદિના પ્રભાવે તેમના પર અતિ આદરવાળા તે રાજા–સામંતાદિ તેમને મણિ માણેક–ઉત્તમ મોતી આદિ આપતા અને તેઓ તે ગ્રહણ

પણ કરવા લાગ્યા. આમ તેઓ (રસ, ઋદ્ધિ ને શાતા) ત્રણે ગારવવાળા થઈ ગયા. જીવન સાવ સાધ્વાચારથી જૂદું જણાય તેવું થઈ ગયું છતાં તેમણે શ્રી વીતરાગદેવના માર્ગ વિરૂદ્ધ એકે અક્ષર ઉચ્ચાર્યો ન હતો. શ્રી અર્હત્પ્રભુની વાણીની અપેક્ષા ત્યજી નહોતી, પ્રમાદથી પણ શ્રી તીર્થંકરદેવપ્રણીત તત્ત્વને જરાય દૂષણ ન લાગે તેની તેઓ સાવધાની રાખતા. તેમનો પ્રરૂપણા પક્ષ અતિનિર્મળ અને તેથી સબળ પણ હતો.

એકવાર નજીક ગામ રહેતો, ઘીનો વ્યવસાયી, જીવા-જીવાદિ પદાર્થનો જ્ઞાતા, સાધુઓને પિતા અથવા ભાઈ માનનાર, એક શ્રાવક ઘી વેચવા તે નગરમાં આવ્યો. ઘીના અનેક કુંડલા (ગાડવા) વેચતો તેથી તેને સહુ કુંડલીયો પણ કહેતા. તેણે રાજમાર્ગથી પાલખીમાં બેસી રત્નાકરસૂરિજીને રાજમહેલ જતાં જોયા. અનેક વિદ્વાનો તેમને પરિવરેલા ને અનેક રાજસેવકો સેવતા ને સહુ તેમનો જયજયકાર કરતા હતા. કુંડલીયા શ્રાવકે વિચાર્યું અહો શાસનના મહાપ્રભાવક અને ગુણોના સાગર જેવા આ આચાર્ય પ્રમાદમાં પડયા લાગે છે. હું તેમને કાંઇ કહી શકું તેમ નથી. કારણ કે ભણવાનો વિધિ બ્રહ્માને કોણ શિખવી શકે? મારે જોવું જોઇએ કે તેઓ સર્વથી ભ્રષ્ટ છે. કે દેશથી? પાલખીની સામે રાજમાર્ગ પર ઉભા રહી તેમણે પગરખા કાઢી-ખેસ નાખી વિધિપૂર્વક વાંદીને ઉચ્ચરસ્વરે આમ સ્તુતિ કરી.

**गोयम सोहम जंबू पभवो सिज्जंभवो अ आयरिया ।**
**अन्नेवि जुगप्पहाणा तुह दिट्ठे सव्वेवि ते दिट्ठा ॥ १ ॥**

**અર્થ**—હે ભગવાન! તમને જોવા માત્રથી ગૌતમસ્વામી,, સુધર્માસ્વામી, જંબૂ સ્વામી, પ્રભવસ્વામી, શય્યંભવસ્વામી આદિ પ્રભુના મહાન પટ્ટધરો તેમજ બીજા પણ સર્વ યુગપ્રધાન આચાર્યોને મેં જોયા-મેં તેમના દર્શન કર્યાં. હું એમ માનું છું.

આવી સ્તુતિ સાંભળી આચાર્યશ્રી શરમથી નીચું જોઇ ગયા ને બોલ્યા. મહાનુભાવ! કાગડાને હંસની ઉપમા ઘટતી નથી. તે મહાન આચાર્યોનાં અધ્યવસાયમાંથી માત્ર એક સમય પૂરતો પણ જો શુદ્ધ અધ્યવસાય મારા આખા ભવમાં થાય તો પણ હું નિર્મળ થઇ શકું. આ સાંભળી શ્રાવકે વિચાર્યું: અહો આ સૂરિજી ધન્ય છે, અનેક મિથ્યાત્વીથી ઘેરાયેલા છતા, શ્રી તીર્થંકર પરમાત્માના વચનની જરાક એવી પણ અપેક્ષા તેમણે છોડી નથી. લાગે છે કે તેઓ મૂળથી ભ્રષ્ટ નથી. પછી દેશનાના સમયે તે શ્રાવક ઉપાશ્રયે આવી રત્નાકરસૂરિજીને વિધિપૂર્વક વાંદી પ્રવચન સાંભળવા લાગ્યો. દેશના પછી તેણે "दोससयमूलजालं" ઉપદેશમાલાની આ ગાથાનો અર્થ પૂછયો, આચાર્યશ્રીએ પોતાની મહાન પ્રજ્ઞા-પ્રતિભાથી સર્વ પંડિતો માન્ય કરે એવા અનેક અર્થો કર્યા. તે સાંભળી પ્રસન્નતા પ્રકટ કરતો શ્રાવક નમ્રતાપૂર્વક બોલ્યો ભગવાન્! આપની પ્રજ્ઞા અદ્દ્ભુત છે, અપૂર્વ અર્થ મેં સાંભળ્યો. પરંતુ કૃપાળુ! આવતી કાલે તેનો મૂળ અર્થ પ્રકાશી મારા આત્માને કૃતાર્થ કરશો. એમ કહી, મહારાજશ્રીને વાંદી પોતાને ધંધે ચાલી ગયો.

બીજે દિવસે આવી શ્રાવકે પાછો તે જ ગાથાનો મૂળ અર્થ પૂછયો. ત્યારે આચાર્યજી વિચારે છે કે, મૂળ ગાથાના અર્થમાં જણાવેલી પ્રવૃત્તિનો બાહ્ય વ્યવહાર પણ મારામાં શુદ્ધ નથી તો અંતર્વૃત્તિથી તો હોય જ કયાંથી? તેમાં જણાવેલ અર્થની શુદ્ધપ્રવૃત્તિ વિના તે અર્થનું વ્યાવર્ણન કરવું શોભે નહી, અને મૂળ અર્થને છુપાવવો કે દોષ આપવો પણ યોગ્ય નથી જ. એમ વિચારી તે દિવસે પણ તેમણે શબ્દપર્યાયના આધારે નવીન વ્યાખ્યા કરી જે વિદ્વત્તાથી પૂર્ણ હતી. શાંતિથી સાંભળી પ્રશંસા કરી પાછો મૂળનો અર્થ સાંભળવા આવીશ એમ કહી ગયો. ને ત્રીજા દિવસે ગાથાનો મૂળ અર્થ પાછો પૂછયો. ગુરુજીએ કદી ન સાંભળ્યો હોય તેવો અર્થ કર્યો. પણ શ્રાવક તો બરાબર સમજ્યો નથી ને પાછો સમજવા આવીશ એવો ભાવ દેખાડતો રહ્યો ને આમ આ ગાથાના અર્થની વ્યાખ્યામાં છ માસ વીતી ગયા. ગુરુ મહારાજનો શબ્દભંડોળ જ્ઞાનનો અક્ષય ભંડાર જાણી ને વિસ્મિત થયેલા તે શ્રાવકે હાથ જોડી વિનતિ કરી કે હે દયાળુ! ગંગાનદીની રેતીના કણ જેમ અનંતજ્ઞાની વિના કોઈ ગણી શકે તેમ નથી તેમ આપના ગુણનું વર્ણન કરવામાં મારા જેવો માણસ કદી સમર્થ થઇ શકે તેમ નથી. હે ધર્મ–શાસનના રખેવાળ! ઘી વેચીને ઉપાર્જન કરેલું બધું નાણું પણ આજે ખલાસ થઈ રહ્યું છે અને એક અગત્યનું કાર્ય પણ આજે આવી પડયું છે માટે મારે ઘરે જવું પડશે ને જઇશ. પણ મારા મનમાં આ એક વાત સદા ખટકતી રહેશે કે એક મહાન, સમર્થ અને ગીતાર્થ ગુરુ મહારાજ પાસેથી પણ મને જો ગાથાનો મૂળ અર્થ નહી મળ્યો તો સંસારમાં બીજે તો કયાંથી મળી શકશે? આટલું કહેતાં એ ગદગદ થઇ ગયો ને આચાર્ય પણ ઊંડા ચિંતનમાં ઉતરી ગયા. તરત સ્વસ્થ થઇ તેમણે કહ્યું "ભાગ્યશાલી! કાલે સવારમાં આવજો હું તમને મૂળાર્થ કહીશ" તે સાંભળી હર્ષિત થયેલો શ્રાવક સ્વસ્થાને ગયો.

આચાર્યદેવ ચિંતનમાં પડયાઃ વિષયો જેમ જેમ વૃદ્ધિ પામે છે તેમ તેમ આત્માને તેનો વધુ ને વધુ લોભ લાગે છે, જયારે શાસ્ત્રમાં જણાવ્યું છે કે "મુક્તાઃ શ્રિયઃ કામદુધા તતઃ કિં?" અર્થાત્ જો લક્ષ્મી છોડી તો કામધેનુનું પણ શું કામ છે? ઘણું મંથન કરી તેઓ એક નિર્ણય પર આવ્યા અને માણેક–મુક્તાની માળા આદિ બધો કીમતી પરિગ્રહ છોડી તેનાથી આત્માને વેગળો કર્યો. દ્રવ્ય–ભાવથી એ ભાર છોડી દેતાં જ આત્મા હળવો ફૂલ જેવો થઈ ગયો. આત્માના તારણ કાજે રત્નત્રયમય પૂર્વવત્ એ આચાર્ય થઈ રહ્યા. તેમની બાહ્યસૃષ્ટિ ને અંતર્વૃત્તિ સાવ ફરી ગઈ. જાણે રોમે રોમે ત્યાગ સંયમ રમી રહ્યા. સવારના પહોરમાં શ્રાવક આવ્યો. જાણે સમસ્ત પાપથી દૂર અને અપૂર્વ ગુણથી ભરપૂર સૂરિજીને જોઇ શ્રાવકે ત્રણ પ્રદક્ષિણા–પ્રણામ પૂર્વક સ્તુતિ કરી ને પછી હાથ જોડી કહ્યું હે તરણતારણ ભગવન્! આજે તો આપશ્રીના દર્શનમાત્રથી તે ગાથાનો મૂળ અર્થ સમજાઇ ગયો. આપશ્રીના અંગે અંગે એ અર્થ સ્પષ્ટ જણાય છે. આપની કેવી અદ્ભૂત–અલૌકિક યોગ્યતા છે. આપે જાણે "મૂળ સ્વરૂપે થઇને જ મૂળ અર્થ પ્રકાશિત કરીશ" એવી પ્રતિજ્ઞા સારી રીતે પાળી છે.

આજે મારા મનોરથ જ નહી મારો ભવ ને જીવતર પણ સફળ થયું છે, અહો આપની ક્ષમા પણ કેટલી અકળ છે. છ છ મહિના સુધી મેં એકની એક ગાથાનો અર્થ પૂછ્યા કર્યો પણ કોઈ વખત આપે કોપનો અંશ પણ દાખવ્યો નથી. એટલું જ નહી, જ્યારે જ્યારે મેં પ્રશ્ન કર્યો ત્યારે ત્યારે સુધાદૃષ્ટિની વૃષ્ટિથી જ મને પવિત્ર કર્યો છે. આમ વારંવાર આચાર્યદેવશ્રીની સ્તુતિ કરી ફરી ફરી વંદના કરી, આચાર્યદેવે પણ પછી ગાથાનો મૂળ અર્થ કહ્યો—

दोससयमूलजालं, पुव्वरिसिविवज्जियं जइवंतं ।
अत्थं वहसि अणत्थं, कीस अणत्थं तवं चरसि ॥ १ ॥

**અર્થ**—સેંકડો દોષોને ઉત્પન્ન કરવામાં મૂળ જાળ સમાન પૂર્વઋષિઓએ વર્જિત કરેલા, યતિ–મુનિઓએ વમી નાંખેલા અને અનર્થ કરનારા એવા અર્થ (ધન) ને જો વહન કરે છે–પાસે રાખે છે તો પછી શા માટે નિરર્થક તપ કરે છે ? અર્થાત્ ધનાદિ પરિગ્રહને ગ્રહણ કરનારના તપ–સંયમાદિ નિરર્થક છે.

વિશેષાર્થ–રાગાદિક દોષોને ઉત્પન્ન કરવામાં મૂળ કારણ સ્વરૂપ તથા મત્સ્ય પકડવાની જાળની જેમ બંધના હેતુભૂત હોવાથી દોષોની જાળ સમાન અર્થ (ધન) છે, તેથી જ પૂર્વે થઈ ગયેલા શ્રી વજસ્વામી આદિ આચાર્યોએ જેનો ત્યાગ કર્યો છે, અને મહા ધનાઢ્યો જેને છોડી સાધુ થયા છે વળી જે નરકાદિ દુર્ગતિગમન આદિ અનેક અનર્થનું કારણ છે તેવા ધનને જો તું રાખે છે, વહન કરે છે તો પછી નિરર્થક-પ્રયોજન સિદ્ધ ન કરી શકે તેવું અનશનાદિ તપ શા માટે આચરે છે ? અર્થાત્ સાધુ થઈ ધનસંગ્રહ કરે અને તપસંયમ પણ આદરે તે સુસંગત નથી.

આ પ્રમાણે ગાથાનો યથાર્થ અર્થ સાંભળી. તે શ્રાવક અતિ આનંદિત થયો ને ગુરુ મહારાજના ગુણ ગાતો ઘરે ગયો. શ્રી રત્નાકરસૂરિજી મહારાજને પણ પોતે આચરેલા પ્રમાદનો ઘણો પશ્ચાત્તાપ થયો, ને તેની આલોચના કરવા શ્રી સિદ્ધગિરિ જઈ શ્રી આદીશ્વર ભગવંતની સમક્ષ 'શ્રેયઃશ્રિયાં मङ्गलकेलिसद्म' આદિ વૈરાગ્ય રસ ઝરતી (લોકમાં રત્નાકરપચ્ચીશીના નામે પ્રસિદ્ધ થયેલી) સ્તુતિ કરી. અને આયુષ્યની સમાપ્તિ સમીપ જાણી ચારે આહારના ત્યાગરૂપે અણસણ કરી સ્વર્ગે પધાર્યા.

સૂરિમહારાજ પાસે મુક્તા–માણેક આદિ જે મૂલ્યવાન વસ્તુ હતી તે કોઇને કલ્પે તેવી ન હોઈ શ્રાવકોએ ઘંટી–ખરલમાં દળાવી–ખંડાવી પરઠવી–ઉડાડી દીધી. આ પ્રમાણે વૃદ્ધમુખે સાંભળી લખ્યું છે, બાકી બહુશ્રુત પાસે જાણી લેવું.

સદ્ગુરુને પામી તે સુશ્રાવકે આગ્રહ પૂર્વક ગાથાનો યથાર્થ અર્થ સાંભળવાની ઉત્કટ સ્પૃહા રાખી તથા અનિહ્નવ એવા એ મહાન આચાર્યે પોતાની પ્રબલ પ્રજ્ઞાથી મૂળ અર્થને ગુપ્ત રાખી નવાનવા અર્થ કર્યા પરંતુ સારા શ્રાવકે તે યોગ્ય આચાર્યમાં અર્થાનિહ્નવ નામનો સાતમો આચાર જાગતો કર્યો.

સહુએ આચારવાન થવા પ્રયત્ન કરતા રહેવું.

---

## ૨૬૬

## શ્રુત-અર્થ-અનિહ્નવ=આઠમો શ્રુતાચાર

सूत्रार्थयोर्द्वयोर्नैव निह्नवं कुरुते सुधीः ।
अष्टमः स्यात्तदाचारः श्रुतवद्भिः श्रुते स्तुतः ॥ १ ॥

**અર્થ**—સારી બુદ્ધિવાળો આત્મા, સૂત્ર અને અર્થ એ બન્ને (ની યથાર્થતાને) ગોપવવા રૂપ નિહ્નવ કરતો નથી. આ આઠમો આચાર છે અને શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં તેની પ્રશંસા કરી છે. આને ઉદાહરણથી સમજાવે છે.

### શ્રી અભયદેવસૂરિજી

શ્રી અભયદેવસૂરિજી મહારાજ સોળવર્ષ જેવી ઉગતી વયમાં જ જૈન-જૈનેતર સકલ શાસ્ત્રના પારગામી થયા હતા. તેઓ વ્યાખ્યાનમાં રસનું નિરૂપણ એવું અદ્‌ભુત કરતા કે સાંભળનાર સામે તાદૃશ ચિતાર ઉભો થતો એકવાર શ્રી ભગવતીસૂત્રમાં વર્ણવેલાં ચેડારાણા અને કોણિકના મહાસંગ્રામનો વિષય ચાલતો હતો. રથકટક અને મૂશલની સંહારકતાનું વર્ણન કરતાં તેમાં રૌદ્ર-વીરરસનું એવું તો વર્ણન કર્યું કે સાંભળનારા શસ્ત્રધારી ક્ષત્રિયો તો યુદ્ધ માટે સન્નદ્ધ થઈ ગયા ને હાકોટા પણ કેટલાક કરવા લાગ્યા. આ જોઇ અવસરના જાણ અભયદેવસૂરિજીના ગુરુ જે પાસે જ બેઠા હતા તેમણે નાગનત્તુઆનું વર્ણન કરતાં એવો શાંતરસ વહાવ્યો કે સહુ પરમ શાંતિ પામ્યા ને વિચાર્યું: અમારી અધીરતાને ધિક્કાર છે, વ્યાખ્યાનમાં પણ અમે પ્રમાદથી ઉન્મત્ત થયા. ધન્ય તો ગુરુએ વર્ણવેલા નાગનત્તુક શ્રાવકને છે, જેણે રણસંગ્રામમાં પણ પોતાના આત્મધર્મની પુષ્ટિ કરી. પછી અવસરે ગુરુ મહારાજે શ્રી અભયદેવને કહ્યું વત્સ! તારી પ્રતિભા-વર્ણનશક્તિ અને બુદ્ધિની તિક્ષ્ણતા અદ્‌ભુત છે, પરંતુ તારે લાભાલાભનું ધ્યાન રાખી વર્ણન-વિવરણ કરવું જોઈએ. શ્રી અભયદેવમુનિએ આદરથી "તહત્તિ" કહ્યું.

કેટલાક દિવસ પછી સાંજનું પ્રતિક્રમણ કરી સાધુઓ સ્વાધ્યાય-પુનરાવર્તન કરતા હતા. કોઈ સાધુ મહારાજ શ્રી અભયદેવ મહારાજ પાસે "અંબરંતરવિઆરણિ-આહિં" ઇત્યાદિ શ્રી અજિતશાંતિની આ ચાર ગાથાનો અર્થ સમજવા આવ્યા. તેમણે શ્રી જિનેશ્વર અજિતનાથજીને વંદન કરવા આકાશથી ઉતરતી સુંદર દેવાંગનાઓની સુંદરતા અને ભાવનાનું વર્ણન કર્યું. તેમાં દેવાંગનાઓના વિશેષણનું વિવરણ કરતા શૃંગાર-રસનો એવો વિસ્તાર કર્યો કે શૃંગારરસરસિક રાજકુમારી રસ્તે જતાં સાંભળવા ઉભી રહી ને મુગ્ધ થઈ ગઈ.

તેણે વિચાર્યું: ખરેખર! આ કોઈ અદ્‌ભુત પુરુષ લાગે છે. શૃંગારરસના જાણનારા

માણસો સંસારમાં દુર્લભ છે. પંડિત તો ઘણા છે. જો આની સાથે મારા લગ્ન થાય તો મારૂં જન્મવું ને જીવન બંને ધન્ય બની જાય. આમોદ-પ્રમોદ-લીલા અને શૃંગાર-રસના વિનોદદ્વારા જ જીવનની એક એક પળ સાર્થક બને. માટે હું પોતે જ તેની પાસે જઈ પ્રાર્થના કરૂં. એમ વિચારી ઉપાશ્રયના બારણે આવી મધુર-મંજુલ સ્વરે બોલી "હે શૃંગારશાસ્ત્ર વિચક્ષણ બુદ્ધિનિધાન! દ્વાર ઉઘાડો. હું રાજકુમારી મદનમંજરી છું ને ગુણગોઠડી કરવા તમારી પાસે આવી છું."

આ સાંભળી ગુરુમહારાજે કહ્યું: "સાંભળ! આવા સમયે કોઈ યુવતી આવી છે તે શું કહે છે? પહેલા પણ શિખામણ આપી હતી ને કે કોઈપણ પ્રકારનું વર્ણન કરતાં પૂર્વે સાવધાની રાખવી. જ્યાં ત્યાં પાંડિત્ય અને ચતુરાઇ બતાવે છે તે શર્મ આવવી જોઇએ. આ તારા વર્ણનથી બહાવરી બનેલી બાઈ જાણે દુર્ગતિનો સાદ હોય તેમ તને વારે વારે બોલાવે છે, જાણે વિયોગિની! હવે શું કરીશ. રાજાની દીકરી છે?

તેમણે ઉત્તર આપતા કહ્યુ: પૂજ્ય! મારા વચનોથી ભ્રમિત થઇ તે જેમ અહીં આવી છે તેમ આપશ્રીની કૃપાથી ડાહી થઇ પાછી જશે, આપ જરાય ખિન્ન થશો નહી, એમ કહી બારણું ઉઘાડયું. જોયું તો અપ્સરા જેવી રાજકુંવરી, સુંદર ને સોહામણી. અભયદેવે કહ્યું 'રાજપુત્રિ! અમે તો સાધુ છીયે. એકાંતમાં સ્ત્રી સાથે ધર્મગોષ્ઠિ કરવી પણ અમને કલ્પે નહી, તો પ્રેમગોષ્ઠિની વાત તો કયાંથી થઇ શકે? અમારે ને પ્રેમગોષ્ઠિને બને નહી. કારણ કે અમે દાતણ ન કરીએ, મોઢું પણ ન ધોઇએ, સ્નાનની તો વિચારણા ય ન કરી શકીયે. ભોજન પણ અંત-પ્રાંત અને લૂખું-ઠરેલું ભિક્ષામાં લાવીયે ને માત્ર શરીરના નિર્વાહ માટે જ ખાઇએ. અમારો સાથ તમને પાલવે જ નહી. આ સુંદર દેખાતું શરીર હાડકા, મળ-મૂત્ર આદિ ગંદા પદાર્થોથી ભરેલું છે, જે પદાર્થો જોતાં જ સૂગ ચડે. શરીરની જેમ વિષયો પણ બિભત્સ છે. કુપુરુષો જ વિષયોની ઈચ્છા રાખી શકે. બાલ્યકાળમાં અમારા મા-બાપે અમારા શરીરની શુશ્રૂષા કરી હશે. અમે તો શરીરની ભાળપણ નથી લીધી. તારા જેવી મહેલોમાં અને સગવડોમાં રહેનારી રાજકુમારી માટે તો અમારા દુર્ગંધમય શરીરનો સ્પર્શ પણ વર્જ્ય છે.

આમ અભયદેવમુનિએ બિભત્સરસનું એવું વર્ણન કર્યું કે રાજકુંવરી ત્યાંથી જીવ લઈ નાઠી. આ ઉપાધિ જતાં શ્રી અભયદેવ પોતાના ગુરુજી પાસે આવ્યા. ગુરુએ તેમની પ્રશંસા કરતાં કહ્યું "વત્સ! તારૂં બૌદ્ધિકકૌશલ્ય સમુદ્રપૂરની જેમ વિસ્તૃત છે, પરંતુ વર્તમાનમાં તેને મર્યાદામાં રાખવું આવશ્યક છે." અભયદેવજીએ તેનો ઉપાય પૂછતાં ગુરુજીએ કહ્યું: છાશમાં રાંધેલ જારનો ઠુમરો તથા કાલિંગડાનું શાક વહોરી લાવી તેનો આહાર કરવો. જેથી બુદ્ધિમાં થોડી ન્યૂનતા આવશે. કહ્યું છે કે:—

तक्रकूरं कलिङ्गं च भोज्यं शीतं च वातुलम्।
कपित्थं बदरी जम्बू-फलानि घ्नन्ति धीधनाम् ॥ १ ॥

**અર્થ**—તડબૂચ, કાલિંગડું, શીત અને વાયડું ભોજન, કોઠું, બોર અને જાંબૂ આ બધાં ફળાદિ બુદ્ધિને નિસ્તેજ અને બરઠ બનાવે છે.

ગુરુવચન સ્વીકારી તેઓ પ્રાયઃ તેવો જ આહાર કરતા. આગળ જતાં અભયદેવ સુયોગ્ય પાત્ર સિદ્ધ થતાં ગુરુ મહારાજે તેમને આચાર્યપદે આરૂઢ કર્યા.

શ્રી અભયદેવસૂરિજી એકવાર વિચરતાં વિચરતાં થંભનપુર (ખંભાત) પધાર્યા. અતિ તુચ્છ આહાર કરવાથી તેમને કોઢનો મહારોગ થઈ ગયેલો—તે એટલો વધી ગયો કે તેમનાથી સહન ન થઈ શક્યો. પીડાનું પ્રમાણ અતિ વધી જવાથી સાંજના પ્રતિક્રમણ પછી આચાર્યશ્રીએ શ્રાવકોને કહ્યું "આ વ્યાધિ હવે અસહ્ય થઈ ગઈ છે માટે સવારે અનશન કરીશ." આ સાંભળી બધા ખૂબ જ ખિન્ન થયા. મધ્યરાત્રિએ શાસનદેવતાએ આવી પૂછ્યું 'મહારાજજી! જાગો છો કે ઉંઘો છો?' તેમણે કહ્યું 'જાગું છું.' દેવીએ કહ્યું 'તો ઉઠો, ને આ નવસૂત્રની (આંટી) કોકડી ઉખેળો.' આચાર્ય બોલ્યા 'આ રોગી શરીરથી કેવી રીતે ઉખેળું?' દેવી બોલ્યા [1]નવ અંગની વૃત્તિ તમારે કરવાની છે. ત્યાં આ કોકડીનું કામ શું વિસાતમાં છે? માટે આ હાથમાં લ્યો. તમે લાંબો કાળ જીવશો. ગુરુએ પૂછ્યું આવી શારીરિક પરિસ્થિતિમાં શ્રી જિનેશ્વર-દેવના આગમોની વૃત્તિ (ટીકા) હું શી રીતે કરી શકીશ?'

દેવીએ કહ્યું 'છ મહિના સુધી આયંબિલનું તપ કરો.' ઇત્યાદિ દેવીના નિર્દેશાનુસાર તેમણે છ માસ સુધી આયંબિલ કર્યાં. સાથે સાથે નવે અંગના કઠિન શબ્દોની ટીકા કરી નવાંગીવૃત્તિ પૂર્ણ કરી. ત્યાં પાછો રોગે ઉથલો માર્યો. ત્યાં ધરણેન્દ્ર શ્વેત સર્પનું રૂપ લઈ આવ્યા અને આચાર્યદેવશ્રી અભયદેવસૂરિજીનું શરીર ચાટી ચાટીને નિરોગી ને સ્વસ્થ કર્યું. પછી ધરણેન્દ્રે આચાર્યદેવને કહ્યું: 'સેઢી નદીના કાંઠે શ્રી સ્તંભનપાર્શ્વનાથની પ્રતિમાજી પૃથ્વીમાં ગુપ્ત રહ્યા છે. તે જ્યાં છે ત્યાં કોઇ ગાય આવશે ને તેના સ્તનથી દુધ ઝરશે. આથી તમે પ્રતિમાજીનું સ્થાન નિશ્ચિત જાણી પ્રતિમાજીને પ્રકટ કરજો. એમ કહી ધરણેન્દ્ર ચાલ્યા ગયા.

સવારે સંઘ સાથે મહારાજજીએ પ્રયાણ કર્યું અને સેઢી નદીના કાંઠે આવ્યા ને કોઇ ગોવાળ ગાયનું ધણ લઇ ત્યાંથી નિકળ્યો. ત્યાં એક ગાયના આંચળમાંથી દુધની શેરો વહેવા માંડી. ગોવાળ પણ અચરજ પામ્યો. સ્થાનનો નિશ્ચય થતાં જ આચાર્યશ્રી સ્થિર થઇ બેઠા અને પાર્શ્વપ્રભુજીની સ્તુતિરૂપ 'જય તિહુઅણ' નામનું નવું સ્તોત્ર રચ્યું. તેના બત્રીશ શ્લોક પૂર્ણ થતાં—તેત્રીશમો શ્લોક બોલતાંજ સ્તંભનપાર્શ્વનાથ પૃથ્વીમાંથી પ્રગટ્યા, દેવતાના આદેશથી તેત્રીશમો શ્લોક ગોપવી દેવામાં આવ્યો.

તે પ્રતિમાજીના દર્શન અને ન્હવણથી વ્યાધિઓ નાશ પામતા. સંઘના પૂછવાથી તે પ્રતિમાજીનો ઈતિહાસ બતાવતાં આચાર્યશ્રીએ કહ્યું 'પૂર્વે વરૂણદેવે અગી-

૧ શ્રી આચારાંગસૂત્ર અને સૂયગડાંગસૂત્રની વૃત્તિ શ્રી શીલાંકાચાર્યજીએ કરી હતી ને બાકીના નવ અંગની વૃત્તિ બાકી હતી.

ચાર લાખ વર્ષ સુધી આ પ્રતિમાજીને પૂજ્યા હતા. પછી શ્રી રામચંદ્રજીએ પણ લાખો વર્ષ પૂજ્યા, પછી એંસી હજાર વર્ષ તક્ષકનાગે પૂજ્યાં, તે પછી ઘણો સમય સૌધર્મેન્દ્રે પૂજ્યાં, ત્યારબાદ દ્વારકાનગરીમાં શ્રી કૃષ્ણ મહારાજાએ પરમાત્મા શ્રી નેમિનાથસ્વામીજીના શ્રીમુખે આ પ્રતિમાજીનો મહામહિમા ને સાતિશયતા સાંભળી મોટા જિનાલયમાં પ્રતિમાજીને આડંબર પૂર્વક પધરાવી પૂજા કરી. કાળાંતરે દ્વારિકાના દાહ પછી નગરી પર સમુદ્ર ફરી વળતા તે પ્રતિમાજી પણ તે સ્થિતિએ સમુદ્રમાં રહ્યા.

કેટલોક વખત વીત્યા પછી કાંતિનગરના ધનપતિ નામના શેઠ સમુદ્રમાર્ગે જતા હતા ત્યાં તેમના વહાણો અચાનક સ્ખલિત થયા. શેઠ વિચારવા લાગ્યા ત્યાં અદૃશ્યવાણી થઈ કે 'અહીં જિનપ્રતિમા છે' શેઠના નિર્દેશથી ખલાસીઓ પાણીમાં ઉતર્યા સુતરના તાંતણાથી પ્રતિમાજીને બાંધી બહાર કાઢ્યા. પોતાના નગરમાં મહાપ્રાસાદ બનાવી તેમાં પધરાવ્યા. ત્યાં બે હજાર વર્ષ સુધી રહ્યા.

ઢંકપુરની રાજકુમારી મોપલદેવી અતિસુંદર અને લાવણ્યવતી હોઇ તેના પર આસક્ત થયેલ વાસુકીદેવે તેને ભોગવી. તેનાથી જન્મેલ બાળકનું નામ નાગાર્જુન રાખવામાં આવ્યું. પુત્રવાત્સલ્યવશ થઈ વાસુકી તેને બધી મહૌષધિના ફળ-મૂળ અને પત્રાદિ ખવરાવતો. તેના પ્રભાવથી તે સિદ્ધપુરૂષ થયો. આગળ જતાં શાલિવાહનરાજાનો પુરોહિત થયો. શ્રી પાદલિપ્તસૂરિજીની કૃપાથી તે નાગાર્જુન આકાશગામિની વિદ્યા વાળો થયો. સ્વર્ણસિદ્ધિની સંપૂર્ણ ક્રિયા જાણી તેણે ઘણો પરિશ્રમ કર્યો પણ કોઈરીતે રસ બંધાયો નહી. ગુરુમહારાજને પૂછતાં તેમણે જણાવ્યું કે 'કોઈ અતિશાયી મહિમાવાળી પાર્શ્વપ્રભુની પ્રતિમા સમક્ષ ઉત્તમ લક્ષણવાળી સતી નારી તે રસનું મર્દન કરે તો તે સ્થિર અને કોટીવેધી થાય.'

આ સાંભળી નાગાર્જુને પોતાના પિતા વાસુકીને ધ્યાનબળે આકર્ષી બોલાવ્યા ને મહિમાવંતા પાર્શ્વપ્રતિમાજીની માંગણી કરી. વાસુકીએ બતાવ્યાથી નાગાર્જુન કાંતિનગરીથી તે પ્રતિમાજી ઉપાડી લાવ્યો ને સેઢી નદીના કિનારે ગુપ્તસ્થાનમાં રાખી સિદ્ધ થયેલા વ્યંતરદ્વારા તે દર રાત્રે શાલિવાહન રાજાની શિયલવતી રાણી ચંદ્રલેખાને મંગાવતો અને તેની પાસે સ્વર્ણરસનું મર્દન કરાવતો.

આમ કરતાં છ મહિને તો રસસ્થિર થયો. જે જગ્યાએ રસસ્થિર સ્તંભિત થયો તે જગ્યાએ સુવર્ણસિદ્ધિથી પણ અધિક મહિમાવાળું સર્વની ઇચ્છાને પૂરૂં કરનારૂં સ્તંભન નામે શ્રી પાર્શ્વપ્રભુનું અતિશયશાલી પ્રભાવિક તીર્થ થયું. અનુક્રમે દેવ વચને તે પ્રતિમાજી અહીં છે એમ જાણી "જયતિહુઅણ" સ્તોત્રદ્વારા મેં સ્તુતિ કરી અને પ્રભુ પ્રતિમાજી પ્રગટ થયા. સર્વ પ્રથમ આ પ્રતિમાજી કોણે ક્યારે ભરાવ્યા તે જાણમાં નથી." ઈત્યાદિ શ્રી અભયદેવસૂરિજીના શ્રીમુખે મહિમાવંતો ઇતિહાસ સાંભળી શ્રી સંઘે તેજ સ્થળે મોટું દહેરાસર બંધાવ્યું અને સ્તંભનપુર નામે નગર પણ વસાવ્યું. ત્યાં સદા મોટા મોટા મહોત્સવો થતા રહેતા. સંવત ૧૩૬૮ ના વર્ષે મ્લેચ્છોએ ગુજ-

રાતમાં ઉપદ્રવ કર્યો ત્યારે વર્તમાન સ્તંભન તીર્થ સ્થપાયું છે. અત્યારે પણ તે પ્રતિમાજી સ્તંભતીર્થે (ખંભાત) બંદરે વિદ્યમાન છે.

શિલાંકાચાર્ય મહારાજે પ્રથમના બે અંગોની ટીકા કરી હતી. પછીના નવે અંગોની ટીકા શ્રી અભયદેવસૂરિજી મહારાજે શાસનદેવીના વચનથી પોતાની મતિકલ્પના વિના શાસ્ત્રાધારે કરી. તેઓ સં. ૧૧૩૫ મતાંતરે ૧૧૩૯ માં સ્વર્ગ પામ્યા.

સ્થાનાંગ આદિ નવ અંગસૂત્રની ટીકા કરનારા શ્રી અભયદેવસૂરિજી મહારાજ આ આઠમો આચાર પાળનાર થયા. શ્રી સ્તંભનપાર્શ્વનાથ સ્વામિના પુણ્યપસાયે તેઓ નવાંગવૃત્તિ રચવા સૌભાગ્યશાલી થયા.



## ૨૬૭

## સૂત્રનો-શ્રુતનો હિતકારી અર્થ કરવો

**अप्रशस्तं प्रशस्तं वा, शास्त्रं यत् समुपागतम् ।**
**प्रशस्तार्थे प्रयोक्तव्यं, मौनीन्द्रागमवेतृभिः ॥ १ ॥**

**અર્થ**—અપ્રશસ્ત (અશુભ) કે પ્રશસ્ત (શુભ) ગમે તે શાસ્ત્ર હાથમાં આવે પણ શ્રી જિનેન્દ્રદેવના આગમોને જાણનારા પંડિત પુરુષોએ તે તે શાસ્ત્રના અર્થ કરવામાં પ્રશસ્ત અર્થનો જ પ્રયોગ કરવો. અર્થાત્ અનર્થથી બચી પ્રશસ્ત અર્થ કરવો.

પ્રશસ્તશ્રુત એટલે સ્યાદ્‌વાદથી મુદ્રિત–સ્યાદ્વાદીશાસ્ત્ર અને અપ્રશસ્ત એટલે શૃંગારાદિરસપુષ્ટ શાસ્ત્ર, તે સર્વશાસ્ત્ર ને શુભ અર્થમાં–અનેકાંતવાદના પક્ષમાં કે વૈરાગ્યોત્પાદક વૈરાગ્યપોષક અર્થમાં જોડવા. આ બાબતમાં—

### ક્ષુલ્લક મુનિનું દૃષ્ટાંત.

ચંપાનગરીમાં સિંહસેન નામે રાજા રાજ્ય કરે. તેનો રાહુગુપ્ત નામે મહામાત્ય જિનધર્મનો પરમ ઉપાસક હતો. એકવાર ભરી સભામાં રાજાએ પૂછ્યું કે બધા ધર્મ ધર્મ કરે છે, પણ ખરો ધર્મ શો છે? આ સાંભળી સભ્યોએ પોતપોતાના મતનું–પોતાને જે મત ઇષ્ટ લાગતો તેનું સ્થાપન–પ્રકાશન કર્યું. કોઇએ હિંસાને, કોઇએ એકાંત અહિંસાને, કેટલાકે આતમરામને આનંદ આપવાને કોઇરીતે જરાય ન પીડવાને

તથા કેટલાકે સર્વથા નિસ્પૃહતાને એમ મતાનુસાર સર્વેએ ધર્મ કહ્યો. મહામાત્ય શાંતિથી સાંભળી રહ્યા, તે કાંઈ ન બોલ્યા. તેમને રાજાએ પૂછ્યું "મંત્રી! તમે કેમ કાંઇ ન બોલ્યા? તમારે પણ તમારો નિર્ણય જણાવવો જોઇએ."

મંત્રીએ કહ્યું 'મહારાજ! આવા પક્ષપાતભર્યાં વાક્યથી શો નિર્ણય થાય. યુક્તિ-યુક્ત વચનો સમજીને તેનું જાતે પરીક્ષણ કરી નિર્ણય લેવા યુક્ત છે.' ઈત્યાદિ કહ્યા પછી કેટલીક વારે રાજાની સંમતિપૂર્વક મંત્રીએ ચોથું પાદ સમસ્યા પૂર્તિ માટે આપ્યું કે "સકુંડલં વા વદનં ન વેતિ" (કુંડલ યુક્ત મોઢું છે કે નહી?) સભામાંજ નહી આખા નગરમાં આ ચરણ ઘોષિત કરવામાં આવ્યું. ને જણાવ્યું કે "આની ગાથા રાજ્યભંડારમાં છે. સાતમા દિવસે સભામાં પાદપૂર્તિ સમારંભ છે, જે સમસ્યાની પૂર્તિ કરશે, તેને રાજા ઈચ્છિત ધન આપશે." આ સાંભળી બધા પાદપૂર્તિમાં જોડાઈ ગયા ને પોતાના કાર્યો બંધ કર્યા. સાતમા દિવસે સભા ચિક્કાર ભરાઇ ગઈ.

સર્વપ્રથમ એક પરિવ્રાજકે સમસ્યા પૂર્તિની ગાથા કહી—

**भिक्खापविट्ठेन मएज्ज दिट्ठं, पमयामुहं कमलविसालनेत्तं ।**
**विक्खित्तचित्तेण न सुट्ठु दिट्ठं, सकुंडलं वा वदनं न वेति ॥१॥**

**અર્થ**—ભિક્ષા માટે કોઇના ઘરે પ્રવેશેલા મેં કમળ જેવા વિશાલ નેત્રવાળી પ્રમદાનું મુખ જોયું—પરંતુ ચિત્ત વ્યાક્ષિપ્ત—વ્યગ્ર હોવાથી મેં સારી રીતે ન જોયું કે તે મુખ કુંડલ યુક્ત હતું કે નહી?

આ સાંભળી રાજાએ મંત્રી સામે જોયું. મંત્રીએ કહ્યું: મહારાજ! પરિવ્રાજક પારમાર્થિક તત્ત્વ જાણ્યા વિના બોલતા જણાય છે, કારણમાં ચિત્તની વ્યાક્ષિપ્તતા જણાવતા તેઓ પોતાની વ્યાકુળતા અને વીતરાગપણાનો અભાવ બતાવે છે. ભોજન પ્રાપ્તિના અભાવે લાંઘણ થઈ તેથી કાંઇ ઉપવાસનું ફળ મળતું નથી. " આ સાંભળી રાજાએ આ ગાથા વિસંવાદી ઘોષિત કરી.

પછી બીજા તાપસે પાદપૂર્તિની ગાથા કહી—

**फलोदगोगस्स गिहे पविट्ठो, तत्थासणत्था पमया निरिक्खिया ।**
**विक्खित्तचित्तेण न सुट्ठु दिट्ठं, सकुंडलं वा वदनं न वेति ॥२॥**

**અર્થ**—ફળ—પાણિ માટે હું એક ઘરમાં પેઠો—ત્યાં એક સુંદરીને આસનપર બેઠેલી મેં જોઈ, પણ વ્યાક્ષિપ્ત ચિત્ત હોવાથી હું જોઈ શકયો નહી કે તેનું મોઢું કુંડળવાળું હતું કે વિનાનું.

આ સાંભળી રાજા—મંત્રીએ વિચાર્યું કે આમાં પણ કાંઇ પરમાર્થ જણાતો નથી. અહીં પણ અજ્ઞાનતાનું કારણ ચિત્તની વ્યગ્રતા છે. પછી બૌદ્ધસાધુ બોલ્યા:—

मालाविहारे मइ अज्जदिट्ठा, उवासिया कंचणभूसियंगी ।
विक्खित्तचित्तेण न सुट्ठु नायं, सकुंडलं वा वदनं न वेति ॥३॥

**અર્થ**—બૌદ્ધવિહારમાં (મઠમાં) સોનાના આભૂષણથી વિભૂષિત એક ઉપાસિકાને બેઠેલી મેં આજ જોઈ–વ્યાક્ષિપ્ત ચિત્ત હોવાને કારણે હું ન જોઈ શકયો કે તેનું મુખારવિંદ સકુંડલ હતું કે કુંડલ વિનાનું ?

રાજા–મંત્રી સમજી ગયા કે આમાં પણ તત્ત્વજ્ઞાનની કોઈ વાત જણાતી નથી. ચિત્તની વ્યગ્રતાજ જણાવી છે. આવી જ પ્રાયઃ વાતો બીજા ધર્મના સંતો–પંડિતોએ કરી. જૈનધર્મી પંડિત કે સાધુ ન જોઈ રાજાએ કહ્યું: કોઈ જૈન આવેલ નથી પણ તેમનું માનવું કહેવું પણ આવું જ હશે. કુંડળવાળું મુખ નારીનું જ હોય, વ્યગ્રતા જ અજ્ઞાનનું કારણ જણાય છે. આ સાંભળી મંત્રીએ વિચાર્યું કે રાજાનો સંદેહ દૂર કરવો જોઈએ. તેઓ ઉઠી જરૂખા પાસે આવ્યા, ત્યાં જ કોઈ બાળમુનિને ગોચરી જતા જોયા. મંત્રી તરત વિનયપૂર્વક સભામાં તેમને લઈ આવ્યો. રાજાએ તેમને પણ ચોથું ચરણ કહ્યું: તે સાંભળી બાળમુનિએ કહ્યું—

खंतस्स दंतस्स जिइंदिअस्स, अप्पप्पओगे गयमाणसस्स ।
किं मज्झ एएण विचिंतिएणं, सकुंडलं वा वदनं न वेति ॥४॥

**અર્થ**—ક્ષમાશીલ, દાંત, જિતેન્દ્રિય તથા અધ્યાત્મે–આત્મોપયોગમાં જેનું મન લીન થયું છે એવા મારે શા માટે ચિંતવવું જોઈએ કે તેણીનું વદન કુંડળવાળું છે કે કુંડળ વિનાનું ?

રાજાએ વિચાર્યું: આ મુનિ બીજા વિદ્વાનો અને સંતો કરતાં વયમાં નાના પણ જ્ઞાનમાં મોટા લાગે છે. તે કેટલા પ્રૌઢ અને ઠરેલ જણાય છે! કુંડળની અજ્ઞાનતાના કારણરૂપે તેમણે ચિત્તની વ્યગ્રતાદિ નહી પરંતુ ક્ષાંતિ, દમ, જિતેંદ્રિયત્વ અને અધ્યાત્મની પ્રબલતા બતાવી છે, માટે આમની પાસેથી ધર્મ જાણવો જોઈએ, એમ વિચારી રાજાએ ધર્મસંબંધી પ્રશ્ન પૂછયો તેના ઉત્તરમાં તે મુનિએ પ્રથમથીજ પોતાની પાસે રાખેલ એક સૂકો ને બીજો તાજો (પીંડ જેવો) એમ બે માટીના ગોળા ભીંત ઉપર ફેંકયા અને ચાલવા માંડયા. તેમને જતા જોઈ રાજા ઊઠીને તેમની સામે આવી ઉભો ને કહ્યું: "હે મહારાજ! મને ઉત્તર આપવાને બદલે આ ગોળા ભીંત પર અફળાવવાનો શો મર્મ છે?' મુનિએ કહ્યું: "ભલા રાજા! ગોળાથી જ તમને ઉત્તર અપાઈ ગયો છે. છતાં તમને સમજાયું નથી, સાંભળો—

उल्लो सुक्को अ दो छुट्टा, गोलया मट्टिआमया ।
दो विय आवडिय कुड्डे, जो उल्लो तत्थ लग्गइ ॥१॥

**અર્થ**—સૂકો અને ભીનો (ગીલો) એમ બે માટીના ગોળા ભીંતે અફળાતા ભીનો ત્યાં ચોંટી ગયો અને સૂકો ચોંટ્યો નહી.

તે મુનિએ કહ્યું: રાજા! આનો ઉપનય એ છે કે પરમાત્મ ધ્યાનમાં મગ્ન થયેલો જીવ બાહ્યાત્મા–બાહ્યદૃષ્ટિ દ્વારા નારીના મુખ–કુંડલાદિ જોઈ શકતો નથી. કિન્તુ પરમાત્મ ધ્યાનથી જે વિમુખ અને બાહ્યદૃષ્ટિ હોય છે તે બાહ્યપદાર્થોમાં સતત ભમ્યા કરે છે. જે કામાંધ જીવો છે તે ભીનાગોળા જેવા સાર્દ્ર છે અને તેથી તે કર્મરૂપી કાદવમાં ચોંટી–ખૂંપી જાય છે, એટલે કે કર્મકાદવથી ખરડાય છે. ત્યારે જે ક્ષમાદિગુણોના ધારક તથા સંસારના ક્ષણિક સુખની વાસ્તવિકતાના જાણ–તેથી જ તે સુખોથી પરાઙ્મુખ હોઈ સુકા ગોળા જેવા આ મુનિઓ છે તેઓ સૂકાગોળાની જેમ કશે જ ચોંટતા નથી–પ્રતિબંધ પામતા નથી–એટલે કે તેમને પણ કર્મ ચોંટતા નથી.

एवं लग्गंति दुम्मेहा, जे नरा कामलालसा।
विरताओ न लग्गंति, जहा से सुक्कगोलए ॥ २ ॥

**અર્થ**—આ પ્રમાણે કામલાલસાવાળા દુર્બુદ્ધિ જીવો પ્રતિબંધ પામે છે–ચોંટી જાય છે–પણ તેથી વિરત થયેલા જીવો સૂકા ગોલાની જેમ કશે જ ચોંટતા નથી.

जह खलु सुसिरं कट्ठं, सुचिरं सुक्कं लहु डहइ अग्गी।
तह खलु खवंति कम्मं, सम्मं चरणट्ठिया साहू ॥ ३ ॥

**અર્થ**—ખરેખર જેમ પોલાણવાળા અને લાંબાકાળથી સૂકાયેલા કાષ્ટને અગ્નિ સહેજે બાળી નાંખે છે તેમ, સમ્યક્પ્રકારે ચારિત્રધર્મમાં રહેલા સાધુઓ કર્મને પણ શિઘ્ર જ ખપાવે છે—

આ સાંભળી રાજા ઘણો પ્રભાવિત થયો અને બોધ પામ્યો. બાળમુનિ ચાલ્યા ગયા. જ્યારે ત્યારે રાજા તે સાધુ અને તેમના ધર્મની મંત્રી પાસે ખૂબ ખૂબ પ્રશંસા કરતો. મંત્રીએ રાજાને જે યુક્તિથી ધાર્મિક બનાવ્યો, તે પ્રમાણે બીજાએ પણ સંપર્કમાં આવતા જીવોને ધર્મમાં જોડવા.

જેમ પવિત્ર હૃદયવાળા બાળમુનિએ શૃંગારરસવાળા સમસ્યાના ચરણને નિર્દોષ અને હિતકારી એવી સમસ્યાની પૂર્તિમાં જોડી–શૃંગાર યોગ્ય શબ્દને પણ વૈરાગ્યમય ગાથામાં ગૂંથી–સામાન્ય ધર્મશાસ્ત્ર કરતાં જૈનશાસ્ત્રને મહત્ત્વ અપાવ્યું–તે પ્રમાણે વિવેકી અને સમજુ જીવોએ પણ ઉદ્યમ કરવો. કિંતુ મિથ્યાત્વીઓના શાસ્ત્રોની યુક્તિઓથી અથવા એકાંતવાદીના સૂત્રાર્થો પ્રરૂપી અનેકાંત આગમને હાનિ પહોંચાડવી નહી. કહ્યું છે કે—

मिथ्यात्वशास्त्रयुक्त्याद्यैः, कंथी कार्या न सूत्रवाक्।
सूत्रार्थोभयनैन्हव्य–समं पापं न भूतले ॥ १ ॥

**અર્થ**—સર્વજ્ઞપ્રણીત સૂત્રની વાણી મિથ્યાત્વશાસ્ત્રની યુક્તિદ્વારા કંથા (ઘણા-થીગડાવાળી ગોદડી) રૂપ કરવી નહી. કારણ કે સૂત્ર તથા અર્થ એ બન્નેના નિહ્નવ

લોપક થવા સમાન બીજું કોઈ મોટું પાપ આ ભૂમિતલ પર નથી. કથાનો ઉપનય સમજાવવા ભેરીનું દૃષ્ટાંત આપવામાં આવે છે.

## ભેરીનું દૃષ્ટાંત

શ્રીકૃષ્ણ મહારાજા પાસે દેવોએ દીધેલી ગોશીર્ષચંદનથી બનાવેલી ત્રણ ભેરીઓ હતી. ૧ સાંગ્રામિકી. ૨ ઔદ્‌ભૂતિકી અને ૩ કૌમુદિકી. પ્રથમ ભેરીનો ઉપયોગ યુદ્ધાદિ કારણે સામંતોને સૂચના આપવા વગાડી કરાતો. બીજી ભેરી કોઈ આકસ્મિક કારણ ઉભું થતાં સામંત–મંત્રિ આદિને જાણ કરવા વગાડાતી, ત્યારે ત્રીજી ભેરી કૌમુદી આદિ ઉત્સવ નિમિત્તે આમોદ–પ્રમોદ સૂચવવા વગાડવામાં આવતી. આથી અતિરિક્ત એક ચોથી ભેરી પણ હતી. તે દેખાવે પેલી ત્રણ ભેરી જેવી જ હતી. તે છ છ મહિનાના અંતરે વગાડવામાં આવતી. આનો ધ્વનિ જે જે સાંભળતા તેમના આગલા–પાછલા છ છ મહિનાનો ઉપદ્રવ શાંત થતો. આ ચોથી ભેરી પ્રસ્તુત પ્રસંગાનુરૂપ હોઇ તેનો ઇતિહાસ જણાવવામાં આવે છે.

એક વાર દેવોથી ભરાયેલી સુધર્મ સભામાં સૌધર્મેન્દ્રે કહ્યું, 'શ્રીકૃષ્ણ મહારાજા એવા ગુણાનુરાગી મહાનુભાવ છે કે લાખો દોષમાંથી પણ ગુણને જ ગ્રહણ કરશે. તે ઉચ્ચ કોટિના માણસ હોઈ આચાર–વ્યવહાર તો ઊંચા રાખે છે જ કિંતુ યુદ્ધ પણ નીચ કોટિનું ટાળે છે. અર્થાત્ યુદ્ધ માટેનું પણ તેમનું ઊંચું ધોરણ છે.' આ સાંભળી એક દેવને વધારે પડતું લાગ્યું. તેણે વિચાર્યું' એક માણસ આટલી સ્થિતિએ ન પહોંચી શકે. પર-દોષ ગ્રહણ કર્યા વિના માણસ રહી જ કેવી રીતે શકે?' ઇંદ્રના શબ્દોની ચકાસણી માટે દેવ દ્વારકામાં આવ્યો. શ્રીકૃષ્ણ મોટી સવારી સાથે રાજમાર્ગેથી જતા હતા તેમના માર્ગમાં કાળું–બિભત્સ–દુર્ગંધના ભંડાર જેવું મરેલું કુતરું વિકુર્વીને મૂકી દીધું. મોતીની માળા જેવી દંતપંક્તિવાળા તે કુતરાની દુર્ગંધ અસહ્ય હતી.

પરમાત્મા નેમિનાથજીને વાંદવા જતા કૃષ્ણ પરિવારથી પરવરેલા હતા. આગળ પાછળ મહાન સૈન્ય હતું. તે મરેલા કુતરાની દુર્ગંધ એટલી તીવ્ર અને અસહ્ય હતી કે મોટા સામંતો ને સૈનિકો માર્ગ છોડી આડા ઉતરી ગયા. શ્રીકૃષ્ણે કારણ પૂછતાં કૂતરાનું કલેવર બતાવવામાં આવ્યું. તે જોઇ શ્રીકૃષ્ણે કહ્યું: "પુદ્‌ગલોના વિભિન્ન સ્વભાવ હોય છે, તેમાં હર્ષ–શોક શું ? પણ અરે ! અરે ! જૂઓ તો ખરા ? આ કૂતરાના દાંત કેવા ઉજ્જવળ છે ? કાળું શરીર ને સફેદ દાંત ! જાણે મરકત મણિના પાત્રમાં ગોઠવેલી મુક્તાની માળા ! આ સાંભળી દેવે વિચાર્યું "સાચે જ મહારાજા, ગુણાનુરાગી છે, સેંકડો દોષ મૂકી ગુણના જ ગ્રાહક છે." પછી ગુણની પરીક્ષા માટે દેવે વાસુદેવ શ્રીકૃષ્ણના ઘોડાને ઉઠાવ્યો. ઉપર બેસી નાઠો. સૈન્ય સાથે વાસુદેવ પછવાડે પડયા ને દેવને પૂછ્યું "તું કોણ છે ને શા માટે મારો ઘોડો લઇ જાય છે ?" તેણે કહ્યું: શક્તિ હોય તો યુદ્ધમાં મને જીતો ને તમારો ઘોડો પાછો લઇ લો, શ્રીકૃષ્ણે કહ્યું: અવશ્ય ! એવી ઇચ્છા હોય તો તે પૂરી કરો, હું રથમાં છું માટે લો તમે પણ પેલા રથ પર

ચડો, આપણે ફેંસલો કરી લઇએ. દેવે કહ્યું મારે રથ નથી જોઇતો; શ્રીકૃષ્ણે કહ્યું તો તો હાથી કે ઘોડો જે ફાવે તે લો, હું પણ તે પ્રમાણે હાથી કે ઘોડા ઉપર બેસી યુદ્ધ કરી શકું. કેમકે યુદ્ધમાં સમાનપણું સચવાવું જોઇએ. દેવે ના પાડી. શ્રીકૃષ્ણ બાહુયુદ્ધ માટે આમંત્રણ આપતા ધરતી પર આવી ઉભા. દેવે તેની પણ ના પાડી. શ્રીકૃષ્ણે પૂછ્યું તો પછી તમે કેવા પ્રકારનું યુદ્ધ ચાહો છો ? દેવે કહ્યું હું તો ભાંડ-ભવાયાના હલકા યુદ્ધથી ટેવાયેલો છું.

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યાઃ જો કે આ અશ્વરત્ન મારે માટે ઘણી મોટી ને મોંઘી વસ્તુ છે. છતાં નીચ લોકોને ઉચિત હોય તેવું યુદ્ધ હું નહી કરું. તમે તમારે સુખેથી ઘોડો લઈ જાવ. આવા બળવાન વાસુદેવનું આવું ઊંચું ધોરણ અને અદ્ભુત સાહસ જોઇ દેવતા પણ ધન્ય ધન્ય પોકારી ઉઠયો. તેણે દેવેન્દ્રના શબ્દો કરતાં ઘણું વધારે જોયું-તેણે પ્રગટ થઈ બધી વાત જણાવી કહ્યુંઃ "દેવોનું દર્શન કદી નિષ્ફળ નથી હોતું, માટે કાંઈક કહો તે આપું" શ્રીકૃષ્ણ મહારાજાએ કહ્યુંઃ "ઉપદ્રવનું ઉપશમન કરે તેવી ભેરી આપો" દેવે ચંદનકાષ્ઠની એક ભેરી આપતાં કહ્યુંઃ "આ ભેરીનો ધ્વનિ જે કોઇ સાંભળશે તેના છ મહિના જૂના રોગાદિ આતંક નાશ પામશે અને છ માસ સુધી નવા થશે નહી. છ-છ મહિને વગડાવશો જેથી પૂર્વે જેણે નહી સાંભળી હોય તેને પણ ઉપકારી થશે." આનંદિત થયેલા શ્રીકૃષ્ણ ભેરી લઈ રાજભવનમાં આવ્યા. દર છ મહિને અચૂક રીતે તે દિવ્ય ભેરી વગાડવામાં આવતી.

એકવાર કોઈ મહાજનને દાહજ્વરની પીડા થઈ. ઘણા ઉપચાર કર્યા પણ એકે કારગત ન થયો. જ્વર આખા શરીરને બાળતો હતો. તે વણિક ભેરીરક્ષક રાજપુરુષ પાસે આવ્યો. લાખ રૂપીયાની લાલચે તેની પાસેથી તે ભેરીનો કકડો માંગતા કહ્યુંઃ પૂર્વે ભેરી વાગી ત્યારે હું અહીં ન હતો, અને પ્રાયઃ પાંચ-છ મહિના સુધી આ જ્વર મને જીવતો પણ નહી રહેવા દે. લોભાધીન થઈ રક્ષકે ભેરીનો કકડો કાપી આપ્યો. વણિકે લાકડાની ભેરીમાં મુખસ્થાને તે ગોઠવ્યો. રક્ષકે કાપેલી જગ્યામાં તેવું જ ચંદન સુતાર પાસે લગાડાવ્યું. લોભ લાગવાથી આ રક્ષકે તે ભેરીના બીજા કકડા પણ સુખ-શાંતિના ઉપાય તરીકે લોકોને આપ્યા ને પૈસા પડાવ્યા. પણ જ્યાં ત્યાં સુખડના થીગડા લાગવાથી તે ભેરી કંથા જેવી થઇ ગઈ. અવસર આવતાં તે ભેરી મંગાવી શ્રીકૃષ્ણે વગડાવી. કિંતુ તેનો ધ્વનિ રાજસભામાં પણ પ્રસર્યો નહી. તપાસ કરતા પરિસ્થિતિની જાણ થઇ. રક્ષકને તિરસ્કારી કાઢી મૂકયો. અઠ્ઠમતપથી દેવ પ્રગટ થયા ને બીજી ભેરી આપી.

જે સાધુઓ-શિષ્યો-સૂત્ર કે તેના અર્થને પરધર્મીના શાસ્ત્ર સાથે અથવા સ્વમતના બીજા ગ્રંથો સાથે ભેળ-સંભેળ કરીને કંથાસ્વરૂપ કરે-અર્થાત્ અહંકારથી પરમતાદિકની સાથે સંમિશ્ર કરી સૂત્ર કે તેના અર્થને પૂર્ણ કરે તે અનુયોગ અશ્રાવ્ય છે એટલે કે સાંભળવા યોગ્ય નથી. એ પ્રમાણે ગુરુ પણ જો સૂત્ર-અર્થને કંથારૂપ કરે તો તે અનુ-યોગ પણ અધ્યયનને યોગ્ય નથી. "હું ઘણું અને સારી રીતે ભણેલો વિદ્વાન્ છું.

મારે વળી બીજાને શા માટે પૂછવું જોઈએ ?" આવા અહંકારથી ઘમંડી થયેલા ભૂલાઈ ગયેલો પાઠ પોતાની મતિઅનુસાર પૂરો કરે તે પણ જરાય અધ્યયનને યોગ્ય નથી જ.

લોભ, અહંકાર, કદાગ્રહ, હઠ કે શઠતાથી સૂત્ર કે અર્થને કંથારૂપ કરે તો તેને સૂત્રાર્થનો નિહ્નવ જાણવો. સાધુ–મહારાજ આદિ સુજ્ઞ પુરુષોએ સાવધાનીપૂર્વક દોષથી બચવું અને તીર્થંકર પરમાત્માની વાણીની શ્રેષ્ઠતાને સાચવવી.



## ૨૬૮

## દર્શનાચારનો પ્રથમાચાર–નિઃશંક

ज्ञानाद्यनन्तसम्पूर्णैः, सर्वविद्भिर्यदाहितम् ।
तत् तथ्यं दर्शनाचारो, निःशङ्काख्योऽयमादिमः ॥

**અર્થ**—જ્ઞાનાદિ અનંત (ચતુષ્ટય) થી પરિપૂર્ણ સર્વજ્ઞ પરમાત્માએ જે ફરમાવ્યું છે તે સત્ય જ છે. એવું માનવું તે નિઃશંક નામે પ્રથમ દર્શનાચાર છે.

जिनोक्ततत्त्वसन्देहः, सा च शङ्काभिधीयते ।
शङ्कातो भिद्यते श्रद्धा, दोषो यत् स्यान्महांस्ततः ॥१॥

**અર્થ**—શ્રી જિનેન્દ્રદેવે કહેલા તત્ત્વમાં સંદેહ કરવો તેનું નામ શંકા આ શંકાથી શ્રદ્ધાનો નાશ થાય છે, માટે મહાન્ દોષ છે. શંકાથી સમ્યક્ત્વ–તત્ત્વની શ્રદ્ધા ભેદાય છે. આ બાબતમાં શ્રી ગંગાચાર્યનું ઉદાહરણ છે.

### શ્રી ગંગાચાર્યનું દષ્ટાંત.

આર્યમહાગિરિના શિષ્ય ધનગુપ્ત અને તેમના શિષ્ય ગંગ નામે આચાર્યપદારૂઢ થયા. તેઓ એકવાર ઉલ્લૂકાનદીના પૂર્વ કિનારે ચોમાસું રહ્યા હતા અને તેમના ગુરુ મહારાજ શ્રી ધનગુપ્ત આચાર્ય પશ્ચિમ કાંઠે. શરદઋતુમાં ગંગાચાર્ય ગુરુમહારાજને વાંદવા નિકળ્યા. માર્ગમાં ઉલ્લૂકાનદી ઉતરતાં સૂર્યના પ્રચંડ કિરણો તેમના કેશરહિત મસ્તક પર પડતાં માથું તપી ગયું અને નદી ઉતરતાં પગ પાણીમાં હોઈ–પગમાં શીતલતાનો અનુભવ થયો. મિથ્યાત્વમોહનીયના ઉદયથી તેમને વિચાર આવ્યો કે "સિદ્ધાંતમાં તો જણાવાયું છે કે એક કાળમાં બે ક્રિયાનો અનુભવ ન હોય ત્યારે મને પોતાને એક સમયમાં બે ક્રિયાનો અનુભવ થઈ રહ્યો છે. અનુભવથી વિરૂદ્ધ આ આગમવાક્ય યથાર્થ જણાતું નથી."

આવી શંકા લઈ ગંગાચાર્ય ગુરુ મહારાજ પાસે આવ્યા અને શંકા જણાવી. શિખામણ આપતાં ગુરુજીએ કહ્યું: મહાનુભાવ! છાયા અને તડકો સમકાળે એક જ જગ્યાએ ન હોય તેમ એક જ કાળે બે ક્રિયાઓ પણ ન જ હોય. કેમકે એ બંને ક્રિયાનો અનુભવ પણ પરસ્પરવિરુદ્ધ છે. અનુભવ ક્રમે કરીને થાય પણ બે અનુભવ સાથે ન જ થાય. પણ સમય–આવલિકા આદિ કાળ ઘણો જ સૂક્ષ્મ ને ત્વરિત હોવાથી અનુભવનો અનુક્રમ તમારા જાણવામાં આવ્યો નહી. ઇન્દ્રિયોથી ગ્રહણ ન થઈ શકે તેવા સૂક્ષ્મ પુદ્ગલોના સ્કંધોથી મન થયેલું છે, તેથી આ મન ઇન્દ્રિયોએ ગ્રહણ કરેલા સ્પર્શનાદિક દ્રવ્ય સાથે જે વખતે સંબદ્ધ થાય છે ત્યારે ઇન્દ્રિયોને તે તે દ્રવ્યનું જ માત્ર જ્ઞાન કરાવવામાં કારણભૂત થાય છે. અન્ય પદાર્થમાં ઉપયોગ હોય છે ત્યારે માણસ પાસે ઉભેલા હાથીને પણ જોઈ શકતો નથી. એટલે એક પદાર્થમાં ઉપયોગવાળું મન કદાપિ બીજા અર્થનો ઉપયોગ ન ધરાવી શકે.

જેમ કોઈ સાધુ એકાગ્રધ્યાનમાં મગ્ન થઈને કાઉસ્સગ્ગમાં રહ્યા. ત્યાં એક ચક્રવર્તી પોતાના મહાન સૈન્ય અને ચોસઠ હજાર સ્વરૂપવતી રાણીઓ આદિ મહા ઋદ્ધિસિદ્ધિ સાથે ત્યાંથી નિકળ્યો. તે વખતે સૈન્યના ઢોલ–નગારા ત્રાસા–ભેરી આદિ સંખ્યાબંધ વાજિંત્રો જોરથી વાગતા હતા. પણ મુનિને કશી જ જાણ ન હતી. ચક્રીએ વિચાર્યું: ધન્ય છે, મુનિશ્રી કેટલા એકાગ્ર છે? આવડું મોટું સૈન્ય, શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એમ પાંચે ઇન્દ્રિયોને આનંદ આપવાને સમર્થ–અતિ આકર્ષક સાધનથી સભર આ મારી ઋદ્ધિ સિદ્ધિને તો આ મુનિ જોતા ય નથી. ચક્રી હાથી પરથી ત્યાં ઉતરી ગયા ને મુનિરાજ પાસે હાથ જોડી ઉભા રહ્યા.

થોડીવારે ધ્યાન પૂરુ થયું એટલે તેમણે મુનિશ્રીને નમીને વંદન કર્યું ને પૂછ્યું: "મહારાજજી! મન અને ઇન્દ્રિયોને આહ્લાદ ઉપજાવે તેવું મારૂં સૈન્ય અહીંથી ગયું. ઘણા સેવકો પ્રણામ કરતા હતા. આ બધું આપની જાણમાં હશે?" મુનિ બોલ્યા, "ના રાજા, તમે કહ્યું તેમ હશે પણ મેં કાંઈ જોયું સાંભળ્યું નથી."

તે સાંભળી સાધુ મહારાજની એકાગ્રતા અને ઉપયોગની તેણે અંતરથી પ્રશંસા કરી, બોધ પામેલો રાજા વારંવાર ગુરુસ્તુતિ કરતો બોલ્યો "આપણી ચારે તરફ ઇન્દ્રિય ગમતા પદાર્થો–વિષયો હોય છતાં મનની પ્રવૃત્તિ વિના કોઈ પદાર્થ ગ્રાહ્ય થતો નથી, આ વાત સાવ સાચી છે." માટે હે ગંગાચાર્ય! જીવ જે ઇંદ્રિયના ઉપયોગમાં વર્તતો હોય તે જ ઇંદ્રિયના વિષયમાં લીન થાય છે. માટે જ તે બીજા પદાર્થોમાં લીન થઇ શકતો નથી. ગંગાચાર્યે પૂછ્યું "નાથ, જો બે ક્રિયાનો ઉપયોગ સમકાળે ન થઈ શકે તો મેં શીત–ઉષ્ણ એક સાથે બે ક્રિયાઓ કેવી રીતે અનુભવી?"

ગુરુજીએ કહ્યું: "સમય–આવલિકા આદિ કાળના વિભાગો ઘણા જ સૂક્ષ્મ છે. તેથી ભિન્ન ભિન્ન સમયમાં થયેલું બે ક્રિયાનું જ્ઞાન કમળનાં સેંકડો પાનના વેધની જેમ સમકાળે થયેલું તમને જણાય છે. જેમ કમળના સો પાંદડાની થપ્પીને કોઈ બળવાન

માણસ અતિ તિક્ષ્ણ સૂયાથી એક સાથે વીંધી નાંખે. છતાં તે એક સાથે–એક કાળે વિંધાતા નથી. કારણ કે કાળના ભેદે એક પછી બીજું પત્ર વિંધાતાં અસંખ્યાત સમય થાય છે ઉપરનું પત્ર (પાંદડું) વિંધાયા વિના નીચેનું વિંધાઈ શકતું નથી. છતાં વિંધનારને એમ જ લાગશે કે મેં એકજ વખતે–એકજ કાળે આ બધાં પત્રો વિંધ્યાં છે.

કાળનો ભેદ અતિસૂક્ષ્મ હોઇ એવું જણાય છે. તેવી જ રીતે અલાતચક્ર (ઉંબાડીયું જેનો છેડો સળગાવી ગોળ ગોળ ફેરવવામાં આવે છે.) ને ઘણી જ શિઘ્રતાથી ફેરવતાં તે અગનગોળા એક દિશા કે વિદિશામાં થઈને જ બીજી દિશા કે વિદિશામાં જાય છે. છતાં ઘણા ઓછા કાળમાં એકથી બીજી દિશામાં તે ગોળો જતો હોઈ–તેને ફરવાનો કાળ ઘણો સૂક્ષ્મ હોઈ તે જ્યોતિ દેખાતી નથી પણ જ્યોતિનું કુંડાળું જ જણાય છે. તે જ પ્રમાણે પ્રસ્તુત વાતમાં પણ શીત અને ઉષ્ણક્રિયાનો અનુભવકાળ ભિન્ન છતાં સમયના સૂક્ષ્મપણાને લીધે તમને જણાયો નહી–તેથી બંને ક્રિયાનો અનુભવ સાથે જ થયો તેમ તમને લાગ્યું. અને જુઓ, ચિત્ત પણ બધી ઇંદ્રિયો સાથે એક કાળે સંબંધ રાખતું નથી. ક્રમથી જ રાખે છે. ઉપલક્ષણથી માથું, હાથ, પગ આદિ સ્પર્શેન્દ્રિયના વિભિન્ન અવયવો સાથે પણ ચિત્ત સમકાળે સંબંધ રાખી શકતું નથી.

જેમ કોઈ માણસ લાંબી–સૂકી આમલી ખાય ત્યારે તેને આંખથી તેના રૂપનું–નાકથી ગંધનું, જીભથી સ્વાદનું, હાથ આદિથી સ્પર્શનું અને તેને ચાવવાથી થયેલ શબ્દનું જ્ઞાન કાનથી થયું. આ બધું ક્રમે થયું એક સાથે નહી. સાથે માનવાથી સાંકર્યદોષ ઉત્પન્ન થાય. મતિજ્ઞાન આદિના ઉપયોગ વખતે અવધિ પ્રમુખ જ્ઞાનના ઉપયોગની પણ ઉપલબ્ધિ થઈ જાય. જો એમ થાય તો એક ઘડો વિગેરે પદાર્થની કલ્પના અનંતા ઘડા આદિ પદાર્થોની કલ્પનાની પ્રવૃત્તિનો પ્રસંગ ઉભો થાય. અને વાસ્તવિકતા એ નથી જ. વળી શ્રી જિનેશ્વર પરમાત્માના ધ્યાનના પ્રસંગે તેઓશ્રીના ગુણોનું સ્મરણ કરતાં–ધ્યાનમાં લીન થતાં–મિથ્યાત્વાદિના ધ્યાન પ્રસંગનું પણ સાંકર્ય થઈ જાય. અર્થાત્ મિથ્યાત્વીતર્ક અને અસુરાદિકનું ધ્યાન પણ તે વખતે ઉપજવું જોઇએ.

આમ તમારા મત પ્રમાણે તો આ ઉપરાંત બીજા પણ અનેક દોષોનો સંભવ થશે, અને છતાં ઈષ્ટ અર્થ–ચિંતિત અર્થની પ્રાપ્તિ થશે નહી. માટે માનવું જોઇએ કે એક કાળે એક જ વસ્તુનો ઉપયોગ હોય છે. અને અનેક વસ્તુમાં ઉપયોગ જતો નથી. આવી જ રીતે કર્મબંધ તેમજ નિર્જરા વખતે પણ સાંકર્ય થશે. વગેરે વિચારવું. તેમજ આ સંબંધમાં શ્રી પ્રસન્નચંદ્રરાજર્ષિનું દૃષ્ટાંત પણ વિચારવા જેવું છે; શ્રેણિક મહારાજાએ શ્રી મહાવીર ભગવંતને શ્રી પ્રસન્નચંદ્રરાજર્ષિની ગતિનું સ્વરૂપ પૂછતાં પ્રભુજીએ રાજર્ષિના ચિત્તમાં રહેલા પ્રશસ્ત (શુભ) તેમજ અપ્રશસ્ત (અશુભ) ઉપયોગની વર્તના પ્રમાણે બંને વારે અલગ અલગ તેમની મતિનું સ્વરૂપ કહ્યું હતું. પરંતુ જો એક જ કાળમાં અનેક ઉપયોગની પ્રવૃત્તિ હોય તો એક કાળમાં અનેક ગતિ કહેવી

પડત, પણ તે શક્ય જ નથી. ઈત્યાદિ અનેક રીતે ને યુક્તિએ એજ પક્ષ સત્ય સિદ્ધ થાય છે કે એક સમયમાં એક જ ઉપયોગ હોય છે. કહ્યું છે કે—

यदा स्यात् प्राणिनां शीतो–पयोगव्यापृतं मनः।
तदा नोष्णोपयोगे तद्, व्याप्रियेत विरोधतः॥ १॥

**અર્થ**—જ્યારે પ્રાણીનું ચિત્ત શીત ઉપયોગમાં વ્યાપારવાળું હોય છે ત્યારે તે મન ઉષ્ણ ઉપયોગમાં વ્યાપારવાળું હોતું નથી, કારણ કે તે બંને અનુભવ પરસ્પર વિરોધી છે.

यौगपद्याभिमानस्तूपयोगयुगलस्य यः।
स तु मानससंसारक्रमस्यानुपलक्षणात्॥ २॥

**અર્થ**—બે ઉપયોગ એક સમય–સમકાળે વર્તવાનું આ અભિમાન થાય છે તે બીજું કશું જ નહી પણ મનના સંચારના ક્રમનું અજ્ઞાન છે. તે મનઃસંચારનો ક્રમ નથી જણાતો તેથી આમ બને છે.

શ્રી ગંગાચાર્યે પોતાના ગુરુમહારાજને પાછું પૂછ્યું કે પ્રભુ! મતિજ્ઞાનના ૩૪૦ ભેદનું વર્ણન કરતાં આપે બહુ–બહુવિધ, ક્ષિપ્ર, અનિશ્રિત, અસંદિગ્ધ, ધ્રુવ તેમજ તેથી ઈતર અબહુ, અબહુવિધ, અક્ષિપ્ર, નિશ્રિત, સંદિગ્ધ, અધ્રુવ આ પ્રમાણે બાર બાર ભેદવાળા અવગ્રહ આદિ મતિજ્ઞાનના વ્યાવર્ણન વખતે એક એક વસ્તુમાં ભિન્ન ભિન્ન અનેક ઉપયોગ હોય, તેમ કહ્યું હતું તો તેનું શું સમજવું?

ગુરુમહારાજે ઉત્તર આપતાં કહ્યું: "તે બહુ–બહુવિધ આદિ સ્વરૂપવાળી વસ્તુમાં અનેક પર્યાયો હોય છે. તે સામાન્ય રીતે (રૂપે) જ માત્ર ગ્રહણ કરવું તે જ જ્ઞાનમાં ઉપયોગત્વ છે, આ સિદ્ધાંતની વ્યવસ્થા છે. કિંતુ એક વસ્તુમાં એક કાળે અનેક ઉપયોગ કદી કયાંય હોય જ નહીં.

જેમ કે "સૈન્ય જાય છે." આ સામાન્ય વાક્યોપયોગ છે. આમાં કશો વિશેષ નિર્દેશ કરેલ નથી આ એક ઉપયોગત્વ–ઉપયોગપણું કહેવાય. અને જ્યારે સૈન્યની દરેક વસ્તુ જૂદી પાડીયે જેમકે આ (આટલા) હાથી છે, આ ઘોડાઓ, આ ઊંટ, રથ, પાળાઓ કે આ ધ્વજાઓ છે, અથવા આ તલવારો, ભાલાઓ કે ગદા–મુદ્‌ગરો છે. આમ વિભાગ કરીયે તો તે તે ભેદના અધ્યવસાયરૂપ અનેક ઉપયોગતા–ઉપયોગપણું કહેવાય.

માટે હે ભદ્ર! એક કાળે ઘણાં વિશેષનું જ્ઞાન થાય નહીં, કારણ કે તે બધાંના લક્ષણો જૂદાં જૂદાં છે. લક્ષણ એટલે ચિહ્‌ન–અર્થાત્ શીત–ઉષ્ણ આદિ વિશેષ–વસ્તુનું સ્વરૂપ કહેવું તે. તે લક્ષણ પરસ્પર ભિન્ન હોવાથી તેને ગ્રહણ કરનારા જ્ઞાનો પણ જૂદાં જૂદાં છે. તેથી જ બે જ્ઞાન એક કાળે ન થઈ શકે. જે અનેક વિષયવાળું ને

અનેકનું આધાર હોય (અનેકનો બોધ કરાવે) તે સામાન્ય કહેવાય. આ સામાન્યનું લક્ષણ છે. આમ સામાન્યનું જ્ઞાન થયા વિના વિશેષજ્ઞાનની ઉત્પત્તિનો સંભવ જ નથી. તેથી સિદ્ધ થાય છે કે એક કાળે વિશેષજ્ઞાન થતું નથી.

આનું તાત્પર્ય એ છે કે પહેલાં "વેદના થાય છે." (કાંઈક અનુભવાય છે) એમ સામાન્યનું ગ્રહણ કર્યા પછી ઈહા (ઈહા એટલે વિચારણા કયાં અને કેવી વેદના થાય છે? ઇત્યાદિ ચિંતવના) માં પ્રવેશ કરવાથી પગમાં શીત વેદના થાય છે. એમ વેદનાનો વિશેષે નિશ્ચય થાય છે. માથામાં પણ પ્રથમ તો સામાન્ય રીતે વેદના સમજાય છે. પણ પછી ઇહામાં પ્રવેશતા "માથામાં ઉષ્ણ વેદના થાય છે." એવો વિશેષ જ્ઞાનનો નિશ્ચય થાય છે. તેવી જ રીતે ઘટ (ઘડા) વિશેષનું જ્ઞાન થયા બાદ તરત જ પટ (કાપડ) ના આશ્રયભૂત સામાન્યનું ગ્રહણ કર્યા વિના પટ વિશેષનું જ્ઞાન થશે જ નહીં. અને હે ગંગાચાર્ય ! સામાન્ય રીતે એક જ જીવ એક જ કાળમાં ક્રિયાઓ તો ઘણી કરી શકે છે, જેમ કે એક નર્તકી પોતાની અભ્યાસજન્ય ચતુરાઈને લીધે મુખથી ગાતી જાય છે, પગથી નાચતી જાય છે, આંખના ચાળા-કટાક્ષ કરતી જાય છે, તેવી જ રીતે શરીરના ગરદન-હાથ-આંગળા-કમર આદિ હલાવવા, ભાવ-ભંગિમા જણાવવા આદિ હાવભાવ એક જ કાળમાં કરતી જણાય છે, પણ તેનો ઉપયોગ એક કાળમાં તો એક જ ક્રિયામાં હોય છે.

આવી જ રીતે કોઈ ભક્ત માણસ જિનેશ્વર પ્રભુજીની સામે એક હાથે ચામર વીંજે, બીજે હાથે ધૂપ ઉવેખે, મુખથી ગંભીર અર્થવાળી અદ્ભૂત સ્તુતિ બોલી દેવાધિદેવના ગુણ ગાય છે. નેત્રથી પ્રભુજીની પ્રતિમા નિરખી આનંદિત થઈ માથું ધુણાવે છે. તેમજ પૃથ્વીપર ઉપયોગ રાખી પગ મૂકે ઉપાડે છે. આમ સમકાળે અનેક ક્રિયા કરે છે. પણ તેનો ઉપયોગ સમકાળે સમગ્ર ક્રિયામાં હોતો નથી. ઉપયોગ તો એક કાળે એક જ ક્રિયામાં વર્તતો હોય છે. આમ અનેક રીતે તેમને સમજાવતા છતાં કદાગ્રહ ન છોડયો તેથી ગંગાચાર્યને તેમના ગુરુશ્રીએ ગચ્છ બહાર કર્યા.

ગંગાચાર્ય વિહાર કરતા એકવાર રાજગૃહી નગરીમાં આવ્યા. ત્યાં રહેલા અન્ય મુનિઓ સમક્ષ પોતાના અસત્યમતનું નિરૂપણ કરી તેમના ચિત્તને પણ વ્યુદ્ગ્રાહિત-શંકિત કરવા લગ્યા. કારણ કે દુરાગ્રહી હડકાયા કૂતરાની જેમ બીજાને પણ પોતાના જેવા કરવાની પ્રવૃત્તિ કરતા હોય છે.

તે રાજગૃહીમાં એક મહાતપસ્તીર નામનો દ્રહ હતો. તેની પાસે જ મણિનાગ યક્ષનું મંદિર હતું ત્યાં રહી ગંગાચાર્યે પ્રવચનસભામાં સમકાળે બે ક્રિયા વેદવારૂપ પોતાના અસત્પક્ષની પ્રરૂપણા-સ્થાપના કરી. વારે વારે પોતાના કદાગ્રહને વધુ ને વધુ કુયુક્તિઓથી સાચા ઠરાવવાનો તેમનો પ્રયત્ન જોઈ મણિનાગયક્ષ ક્રોધપૂર્વક પ્રગટ થઈ બોલ્યો, 'અરે, દુષ્ટાત્મા ! આ અસત્પ્રરૂપણા કરી શા માટે ભોળા જીવોને સંશય ઉપજાવે છે.? એકવાર આજ જગ્યાએ શ્રી મહાવીર પરમાત્માનું સમવસરણ મંડાયું હતું

ત્યારે પ્રભુજીએ તો "એક સમયમાં એક જ ક્રિયાનું વેદન હોય છે." એમ કહ્યું હતું, ને મેં પોતે તે સાંભળ્યું છે, કેવળજ્ઞાનીઓને પણ પ્રથમ સમયે જ્ઞાન એટલે કે વિશેષાત્મક ઉપયોગ હોય છે. અને બીજે સમયે દર્શન એટલે કે સામાન્યાત્મક ઉપયોગ હોય છે. એક જ સમયે જ્ઞાન અને દર્શન સાથે હોતા નથી.

તો તમે શું ભગવાન મહાવીરસ્વામી કરતાં પણ અધિક જ્ઞાની છો. ? કે જેથી ભગવાનનું વચન મિથ્યા કરવા તત્પર થયા છો. તમે આ દુષ્ટતા છોડી દો ને પ્રભુના વચનાનુસાર શુદ્ધ પ્રરૂપણા કરો. નહી તો આ મુદ્ગરથી શિક્ષા કરીશ. પ્રત્યક્ષ રીતે જ સિદ્ધ અર્થને અન્યથા કહેવો એ કેવી ધૃષ્ટતા કહેવાય ?" જેમ કોઈને અષ્ટાવધાન સાધ્ય હોય તેથી તે પ્રાજ્ઞપુરૂષ શ્લોક-કાવ્ય રચતી વખતે નૂતન શ્લોક-કાવ્ય રચે, તાલ માત્રા ગણે, કોઈ સાથે વાત કરે-સાંભળે, કાગળ પર અક્ષર લખે-લખેલા વાંચે. આ રીતે આઠ પ્રકારના અવધાન વિચક્ષણ પુરૂષો સાધે છે.

આ બધું ત્વરિત ગતિવાળા મનોવિજ્ઞાનના આશરે જ બને છે. પણ બીચારા અજ્ઞાની અને બાળજીવો આશ્ચર્ય પામી કહે છે કે 'અહો આમણે આ બધું સમકાળે જ સાધ્યું' પણ આ કહેવું યુક્ત નથી. કેમકે અતિચપળતાથી છતાં ક્રમે કરીને જ બધું ગ્રહણ કરી પછી જ તે બોલે છે. 'ઈત્યાદિ યુક્તિપૂર્વક નાગમણિયક્ષે સમજાવ્યા. પ્રભુજીના વચનો તેણે પ્રત્યક્ષ સાંભળ્યા હોઈ તે ખોટું સાંભળી ઉકળી ઉઠ્યો. ગંગાચાર્યે તેનું કથન સ્વીકારી ઉત્સૂત્ર પ્રરૂપણાનું મિથ્યાદુષ્કૃત દીધું. પોતાના ગુરુશ્રી પાસે આવી પાપની આલોચના કરી પ્રતિક્રમણ કર્યું. આ બાબત મહાભાષ્યકાર જણાવે છે કે:—

अट्ठावीसा दोवाससया, तइया सिद्धिं गयस्स वीरस्स ।
दो किरियाणं दिट्ठि, उल्लूगतीरे समुप्पन्ना ॥ १ ॥

**અર્થ**—ભગવાન મહાવીરના નિર્વાણ પછી બસોને અઠ્ઠાવીસ વર્ષે ઉલ્લૂકનદીને કાંઠે (એક સમયે) બે ક્રિયાની દૃષ્ટિ (ગંગાચાર્યને) ઉત્પન્ન થઈ.

પરમાત્માના વચનથી વિપરીત કહેતા ગંગાચાર્ય, મણિનાગયક્ષથી પાછા મૂળ માર્ગે આવ્યા. અને ગુરુમહારાજ પાસે જઈ અપરાધની આલોચના-દોષનું પ્રતિક્રમણ અને પાપની ગર્હા કરી.

આમ મણિનાગ યક્ષે જેમની શંકા દૂર કરી છે તેવા ગંગાચાર્ય દર્શનનું નિહ્નવપણું છોડી ગંગાજળની જેમ નિર્મળ થયા.



## ૨૬૯

## દર્શનાચારનો બીજો આચાર–નિઃકાંક્ષા.

निःकाङ्क्षित्वमनेकेषु, दर्शनेष्वन्यवादिषु ।
द्वितीयोऽयं दर्शनाचारः, अङ्गीकार्यः शुभात्मभिः ॥१॥

**અર્થ**—અન્ય (જૈનેતર) વાદીઓના અન્ય અન્ય (અનેક) દર્શનો (મતો) માં આકાંક્ષા રહિત થવું– તે તે મતોની ઈચ્છારૂપ કાંક્ષા ન કરવી એ દર્શનાચારનો બીજો આચાર છે. શુભાત્માઓએ તેનો સ્વીકાર કરવો.

हित्वा स्याद्वादपक्षं यः, काङ्क्षति परशासनम् ।
काङ्क्षादोषान्वितः स स्याद्, अन्यान्यदर्शनोत्सुकः ॥

**અર્થ**–જે સ્યાદ્‌વાદ (અનેકાંત) મત મૂકી અન્ય અન્ય મતમાં ઉત્સુકતાવાળો થાય અને પરમતની આકાંક્ષા રાખે તે કાંક્ષાદોષી કહેવાય. આ બાબત દૃષ્ટાંતથી સમજાવાય છે.

### ક્ષુલ્લક મુનિનું દૃષ્ટાંત

વસંતપુરમાં વસતા દેવપ્રિયનામના વણિક યુવાવસ્થામાં વિધુર થતા વૈરાગ્ય પામ્યા અને પોતાના આઠ વર્ષના પુત્ર સાથે દીક્ષા લીધી. તે બાળમુનિ પરિષહ સહવામાં નિર્બળ હોઇ તેણે પિતાને કહ્યું: "ઉઘાડા પગે હું ચાલી શકતો નથી. આપણા કરતા તો બ્રાહ્મણોનો ધર્મ સારો જણાય છે, કેમકે તેઓ પગરક્ષા માટે જોડા પહેરી શકે છે." તે સાંભળી ગુરુએ વિચાર્યું કે "આ સાધુ અત્યારે બાળ છે. તેને જોડા નહી મળે તો કદાચ તે સાવ ધર્મરહિત થઇ જશે." એમ વિચારી કોઈ શ્રાવક પાસેથી તેને ઉચિત પગરખાં અપાવ્યાં. વળી પાછું થોડા વખત પછી તે બાળમુનિએ કહ્યું: "આ તડકો તો નથી ખમાતો. માથું તપી જાય છે. આપણા કરતા તો આ તાપસોનો ધર્મ સારો કે તેઓ છત્ર ધારણ કરી શકે છે." આ સાંભળી પિતા ગુરુએ એવો ભય સેવ્યો કે "ક્યાંક આ કલ્યાણકારી ધર્મથી સર્વથા વિમુખ ન થઇ જાય" ને તેમણે છત્રી પણ અપાવી. વળી એકવાર તે બાળસાધુએ કહ્યું: "ગુરુજી! ગૌચરી માટે ઘરે ઘરે જવું–જે આપે તે અંત–પ્રાંત આહાર લાવવો ને ખાવો કેવું કઠિન કામ? મારાથી હવે બહુ ફરાતું નથી. આથી તો પંચાગ્નિ સાધનનો આચાર સારો. ત્યાં તો લોકો જ સામે આવી સારૂં સારૂં ભોજન આપી જાય છે." પિતાએ ઉપકાર બુદ્ધિથી પૂર્વની જેમ વિચારી પોતે જ ભીક્ષા લાવી આપવા માંડી. આ જ રીતે પુત્રે પૃથ્વીપર સૂવાથી થતી પીડા બતાવી ને શાકયમતની પ્રશંસા કરી પલંગ માંગ્યો. પિતાએ લાકડાની પાટની વ્યવસ્થા કરી. પુત્રે સ્નાન વિના જડતા જણાવી શૌચધર્મની

શ્લાઘા કરતાં પિતાએ અલ્પ પ્રાસુક જળથી હાથ-પગ આદિ ધોવાની અનુમતિ આપતા તે સ્નાન કરતો થયો. પછી લોચ ન થતા મુંડાવવાની પણ અનુમતિ આપી. આમ કરતા તે સાધુ તો દિવસે દિવસે ધૃષ્ટ થતા ગયા. એકવાર તાત મહારાજને કહ્યું: "મારાથી આ બ્રહ્મચર્ય પાળી શકાય તેમ નથી." એમ કહી તેણે કૃષ્ણલીલાનો મહિમા અને રાધાની રાસકથા કહી. આ સાંભળી ચકિત થયેલા ગુરુએ વિચાર્યું' 'આ પુત્ર તો સર્વથા અયોગ્ય જ છે. કોઈ રીતે પરમાર્થ તો પીછાણતો જ નથી. આજ સુધી તો મોહવશ જે માંગ્યું તે મેં લાવી આપ્યું પણ હવે આનો સાથ પણ હાનિકર્તા છે. આ ભવે અપયશ અને પરભવે દુર્ગતિ! દુરંત સંસારમાં અનંત અટન કરતાં જીવને અનંત વાર અનંત પુત્રો થયા છે. આના ઉપર શા માટે આટલો વ્યામોહ રાખવો જોઈએ?' ઈત્યાદિ વિચારી તેણે પુત્રને કાઢી મૂકયો. ક્રમે કરી મૃત્યુ પામી તે પાડો થયો અને પિતા સ્વર્ગ પામ્યા.

દેવ થયેલા પિતાએ પોતાના પુત્રને પાડો થયેલો અવધિજ્ઞાનથી નિહાળ્યો. પોતે સાર્થવાહનું રૂપ લઈ પાણી વહન કરવા માટે તે પાડાને ખરીદ્યો. પાણીની મોટી મોટી પખાલ ભરી ઊંચી-નીચી જમીન ઉપર તેને હાંકવા ને ઉપરથી કોરડાનો માર મારવા લાગ્યો. આથી ત્રાસી ગયેલો પાડો જોર જોરથી બરાડવા લાગ્યો. ત્યારે સાર્થવાહે કહ્યું: "અરે બરાડે છે શાનો? પૂર્વભવના કરેલા કર્મનું આ ફળ છે." એમ કહી દેવ "હું આ કરી શકું તેમ નથી તે કરી શકું તેમ નથી. મારાથી આ નથી થતું, તે નથી થઈ શકતું" વગેરે વગેરે પૂર્વભવના શબ્દો સંભળાવવા લાગ્યો. આ શબ્દોથી પાડાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તે બધું યાદ આવતાં આંખમાંથી આંસુ પાડતો તે વિચારવા લાગ્યો "અરેરે! પૂર્વભવમાં પિતાના કહ્યા પ્રમાણે ચારિત્ર ન પાળવાથી હું પાડો થયો." ઉપયોગથી જાણી દેવ બોલ્યા: "હું જ તારો પૂર્વભવનો પિતા છું. તને પૂર્વભવ સ્મરણમાં આવે ને હજી પણ કોઈ રીતે તારૂં કલ્યાણ થાય એવી ભાવનાથી પ્રેરાઈ અહીં આવ્યો છું. હજી સદ્ગતિની ભાવના હોય તો અણસણ લે." તે સાંભળીને પાડાએ નિષ્ઠાથી અણસણ લીધું. આયુપૂર્ણ થયે તે વૈમાનિકદેવ થયો. માટે વ્રતની વિરાધના કરવી નહી ને શુદ્ધવ્રત પાળવું. અહિં વ્રત વિરાધનાનું કારણ બીજા બીજા દર્શનો-મતોના આચારની આકાંક્ષા-અભિલાષા હતી તે કરવાથી બાળમુનિ વિરાધક થયા. માટે ભિન્ન ભિન્ન દર્શનોની આકાંક્ષા કરવી નહી અને જિનેશ્વર પરમાત્માએ પ્રરૂપેલું તત્ત્વ જ સત્ય છે એવી નિષ્ઠા રાખવી. આના સંદર્ભમાં આ એક બીજી કથા પણ છે.

## મુનિ અશ્વમિત્રજીની કથા.

મિથિલાનગરીના લક્ષ્મી ઉદ્યાનમાં શ્રી આર્યમહાગિરિ પધાર્યા. તેમના શિષ્યનું નામ આર્યકૌડિન્ય અને તેમના શિષ્યનું નામ અશ્વમિત્ર હતું. તેમણે દશમા પૂર્વની નૈપુણિક વસ્તુ ભણતાં એવો અર્થ અધ્યયનમાં આવ્યો કે 'વર્તમાન સમયના બધાં નારકી

જીવો બીજા સમયમાં નાશ પામે છે. આવી રીતે વૈમાનિક જીવો પણ બીજા સમયમાં નાશ પામે છે. આ જ પ્રમાણે બીજા સમય આદિના નારકી આદિ જીવોના માટે સમજવું.' આ વાંચી અશ્વમિત્રને સમજાયું કે 'ઉત્પત્તિ પછી બીજા સમયે સર્વ વસ્તુનો સર્વથા નાશ થાય છે.' તેમને આવું મગજમાં બેસી ગયું ને એજ પ્રમાણે તે બીજાને ભણાવતી વખતે કહેતા કે 'સર્વથા સર્વ પદાર્થો ઇન્દ્રધનુષ, વિજળી કે મેઘની જેમ પ્રતિક્ષણે ઉદ્‌ભવે ને નાશ પામે છે.' ગુરુમહારાજે આ જાણ્યું ત્યારે કહ્યું 'આ તો બૌદ્ધોના શુન્યવાદ જેવી વાત તું કરે છે. સર્વનયનો નહીં પણ માત્ર ચોથા ઋજૂસૂત્ર નામક નયનો જ આ અભિપ્રાય છે. આ સૂત્ર તો માત્ર અપર–અપર (જૂદા–જૂદા) પર્યાયની ઉત્પત્તિ તથા નાશ સમજાવે છે. એક અપેક્ષાએ કોઇ પણ પ્રકારે વસ્તુનો પ્રતિક્ષણે નાશ કહેલો છે, જે સમયે નારકી આદિ વસ્તુ પ્રથમ સમયના નારકીપણે ક્ષય પામે છે, તે જ સમયે બીજી ક્ષણના નારકીપણે ઉત્પન્ન થાય છે. પરંતુ તે જીવ જીવદ્રવ્યપણે તો કાયમ–સ્થાયી છે જ.

અર્થાત્ કાળના પર્યાયથી જ વસ્તુ નાશ પામી–એટલે કે એ કાળવાળી વસ્તુ નાશ પામી એમ સમજવાનું છે પણ સર્વથા વસ્તુનો નાશ સમજવાનો નથી. દરેક વસ્તુ અનંતપર્યાયાત્મક છે–એટલે કે દરેક વસ્તુ અનંત પર્યાયવાળી છે. તેમાંથી માત્ર એક પર્યાયનો નાશ થતાં, વસ્તુનો જ નાશ માનવો એ માત્ર વિસંવાદિતા છે. વળી હે અશ્વમિત્ર! કદાચ સૂત્રના આલાવાથી તને ભ્રાંતિ થઈ હોય તો હું તને સૂત્રનો આલાવો કહું છું જો–

–नेरइया णं भंते किं सासया असासया?। गोयमा! सिय सासया सिय असासया। से केणट्ठेणं? गोयमा! दव्वट्ठयाए सासया भावट्ठयाए असासया त्ति।

**અર્થ**—હે ભગવન્! નારકીના જીવો શાશ્વતા છે કે અશાશ્વતા? પ્રભુએ કહ્યું 'ગૌતમ! અપેક્ષાએ શાશ્વતા ને અપેક્ષાએ અશાશ્વતા છે.' ગૌતમસ્વામીએ પૂછ્યું 'તે કેવી રીતે ભગવન્!' ભગવંતે કહ્યું 'હે ગૌતમ! દ્રવ્યનયની અપેક્ષાએ શાશ્વતા અને ભાવનયની અપેક્ષાએ અશાશ્વતા છે.' ઈત્યાદિ. માટે હે શિષ્ય! શાસ્ત્ર–સૂત્રમાં પણ નારકી આદિનો સર્વથા નાશ કહ્યો નથી. પ્રથમ સમયના નારકીપણાનો નાશ કહ્યો છે. સર્વથા દ્રવ્યપણે નાશ નથી કહ્યો દ્રવ્યપણે તો શાશ્વત છે. જો સર્વથા કોઈ નાશ માને તો પ્રથમ સમયે ઉત્પન્ન થયેલા નારકીનો સર્વથા નાશ થતા, 'બીજા સમયમાં ઉત્પન્ન નારકી' એવું વિશેષણજ નિરર્થક થઈ પડશે. અથવા તું જ કહે કે 'સર્વ વસ્તુ ક્ષણિક છે' એવું તું શાથી કહે છે? શાના આધારે? જો તું કહે કે શ્રુતથી જાણ્યું.' તો શ્રુતસૂત્રના અર્થનું જ્ઞાન તો અસંખ્ય સમયદ્વારા ઉત્પન્ન થયેલા સૂત્રાર્થ ગ્રહણ કરવાના પરિણામથી જ થાય છે. જો પ્રતિક્ષણે નાશ માનીશ તો તારૂં શ્રુતજ્ઞાન ને અર્થ શી રીતે ઘટિત થશે. તારૂં જ્ઞાન પણ નષ્ટ થયું માનવું પડશે. તાત્પર્ય એ છે કે ચિત્તની સ્થિતિ અસંખ્ય સમય સુધી રહે છે. પણ સર્વથા ક્ષણિક નથી. કારણ કે સૂત્રના પદો અવયવ વાળા છે, તે પદના દરેક અક્ષરનો ઉચ્ચાર કરતાં અસંખ્ય અસંખ્ય સમય

લાગે છે. એટલે પદોના જ્ઞાનમાં પણ અસંખ્ય સમય લાગે જ. આ બધી બાબત ક્ષણિકવાદમાં કેવી રીતે ઘટી શકે? બીજા પણ ઘણા દોષનો સંભવ છે. જેમ કોઈ માણસ જમવા બેઠો. ક્ષણિકવાદીના મતે તો દરેક કોળીયાનો જમનારો જૂદો જૂદો માણસ હશે!!! ભોજન પછી જમનારનો જ અભાવ થશે, તો પછી ધરાશે કોણ? માર્ગે ચાલનાર પથિક પણ ક્ષણે ક્ષણે બદલાતો જશે તો તેને થાક લાગશે જ નહી. આવા તો અગણિત દોષ ઉત્પન્ન થશે ને પરિણામે સમસ્ત લોકવ્યવહારનો જ નાશ થશે. કહ્યું છે કે—

मुक्तिप्रारम्भकोऽन्यः स्यात्, तृप्तिरन्यस्य जायते ।
अन्यो गच्छति पन्थानं, अन्यस्य भवति श्रमम् ॥ १ ॥
पश्यत्यन्यो घटाद्यर्थान्, ज्ञानमन्यस्य जायते ।
अन्यः प्रारभते कार्यं, कर्ता चान्यो भवेज्जनः ॥ २ ॥
अन्यः करोति दुष्कर्म, नरके याति चापरः ।
चारित्रं पालयत्यन्यो, मुक्तिमन्योऽधिगच्छति ॥ ३ ॥

**અર્થ**—(ક્ષણિકવાદીના મતથી થતી હાનિ) જમવાની શરુઆત એક કરે ને ધરાય બીજો. માર્ગમાં મુસાફરી એક કરે ત્યારે પરિશ્રમ બીજાને લાગે. (૧) ઘટાદિ વસ્તુ જોનાર કોઇ જૂદો છે ત્યારે તે વસ્તુના અસ્તિત્વનાં બોધ તો કોઇ બીજાને જ થાય છે. કાર્યનો આરંભ કોઇ કરે ને તેને પૂરું કરનાર કોઈ બીજો જ બને. (૨) દુષ્કર્મ—પાપાચરણ એક માણસ કરે ને તેના ફળ સ્વરૂપ નરક (આદિ દુર્ગતિ) બીજો પામે, તેવી જ રીતે ચારિત્રધર્મ કોઈ પાળે ને તેના ફળસ્વરૂપ મુક્તિ આદિ બીજો મેળવી જાય.

જો બધા પદાર્થો ક્ષણિક હોય તો પદાર્થનું મૂળસ્વરૂપ જણાય જ નહી ને મૂળસ્વરૂપ વિના પદાર્થો પણ જણાય જ નહી. કોઇ એમ કહે કે "વાસનાની પરંપરાથી વસ્તુ દેખાય છે." તો તે વાસનાસંતાન—વાસનાની પરંપરા પણ ક્ષણિકવાદમાં ડૂબી જાય છે. જો એમ કહો કે "વિનાશ થવા છતાં પણ અનેક ક્ષણો સુધી વાસના રહે છે." તો તે પોતાના મત માટે જ મોટી હાનિ ઉપજાવશે. માટે હે વત્સ! હૃદયમાં મિથ્યાત્વને વિસ્તરવા ન દે, ને સ્યાદ્વાદના મર્મને જાણ. કારણ કે કોઈ વસ્તુ એકાંતે પર્યાયરૂપ નથી અને એકાંતે દ્રવ્યરૂપ પણ નથી. પરંતુ ઉત્પાદ, વ્યય તેમજ ધ્રૌવ્યરૂપ હોવાને લીધે અનેક પર્યાયવાળી છે. ભુવન, વિમાન, દ્વીપ, સાગર આદિ સઘળી વસ્તુ નિત્યાનિત્યત્વને લઇ વિચિત્ર પરિણામી અને અનેક સ્વરૂપી છે. એમ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવ્યું છે. તે સર્વજ્ઞ પરમાત્માએ કોઈ સ્થળે વ્યવહારનયને મુખ્ય રાખી, તેને ઉદ્દેશીને કથન કર્યું હોય છે. તો કોઇ સ્થળે નિશ્ચયનયને ઉદ્દેશીને કથન કર્યું હોય છે તેવી જ રીતે કોઈ વખતે ઉભયનયને ઉદ્દેશીને પણ ફરમાવ્યું હોય છે. તે બધું યથાર્થ રીતે સ્વીકારવું જોઈએ પણ શ્રી જિનવચનમાં પોતાના મતની કે મતિની કલ્પના કરવી નહિ જોઈએ. એટલે કે કેવળ પર્યાય નયને જ

સ્વીકારીયે તો સુખ, દુઃખ, બંધ મોક્ષ આદિ કાંઈ પણ ઘટે નહી ( આ પક્ષવાક્ય કહેવાય) ઉત્પત્તિ પછી તરત જ તેનો સર્વથા નાશ થાય છે, માટે. ( આ હેતુ કહેવાય ) મૃતકની જેમ ( આ ઉદાહરણ છે. )

આવીજ રીતે માત્ર દ્રવ્યાર્થિકનયનો જ આશ્રય કરીયે તો પણ સુખ-દુઃખાદિની વ્યવસ્થા થઈ નથી શકતી. કારણ કે આ મતમાં સર્વ પદાર્થો એકાંતે નિત્ય હોઈ બધી જ વસ્તુ આકાશની જેમ નિશ્ચળ થશે તેથી તેમાં રહેલી વિચિત્રતા ઘટિત નહી થાય. એટલે કે બન્ને પક્ષો માનવાથી જ યથાર્થ રીતે બધું ઘટી શકશે. એકાંતવાદીનો પક્ષ તો લાખો દોષથી ભરેલો હોઈ દૂરથી જ છોડવા જેવો છે.

ઈત્યાદિ ઘણી યુક્તિ-પ્રયુક્તિઓથી સમજાવવા છતાં તે ન સમજ્યો. પરિણામે નિહ્નવ જાણી સ્થવિર સાધુઓએ તેને ગચ્છ બહાર મૂકયો. તેણે કેટલાક મુનિઓના વિચાર ફેરવ્યા, તેમને પોતાની માન્યતાવાળા કરી તે વિચરવા અને પોતાના મતનો પ્રચાર કરવા લાગ્યો. એકવાર તે રાજગૃહે આવ્યો. ત્યાં કર લેવા માટે રાજા તરફથી નિયુક્ત કરેલા માણસો ઉત્તમ શ્રાવકો હતા. આ નિહ્નવોના પ્રચારથી વિમાસણમાં પડેલા શ્રાવકોએ નિર્ણય કર્યો કે કઠોર પગલાં લઈને પણ આ સાધુઓને માર્ગમાં લાવવા. અને અવસર મળતાં તેમણે બધા સાધુઓને પકડી તેમના પર કોરડા વીંઝવા માંડયાં. આ ઓચિંતા હુમલાથી ડઘાઈ ગયેલા તે સાધુઓ ભયભ્રાંત થઈ બોલવા લાગ્યા કે અમે તો તમને શ્રાવક સમજ્યા હતા. તમે શા માટે અમને મારો છો ? શ્રાવકો બોલ્યા ‘ અમે તો શ્રાવક જ છીયે, પણ તમારા મત પ્રમાણે જેઓ વ્રત ધારણ કરી સાધુ બન્યા હતા તે બધાં જ નાશ પામ્યા છે, તેથી તમે તો કોઈ જૂદા જ ઉપજ્યા છો. પ્રતિક્ષણે તમે પોતે નશ્વર હોઈ માર ખાનારા જૂદા અને વિનાશ પામતા પણ જૂદાં જ છે. ’ તમારા મત પ્રમાણે અમે શ્રાવક હતા, પણ અત્યારે કયાં રહ્યા ? તમે અમને શ્રાવક કહો કેવી રીતે ? આ સાંભળી વિસ્મય પામેલા તે સાધુઓ પરસ્પરને પ્રશ્નાર્થ નજરે નિહાળવા લાગ્યા. એટલે શ્રાવકોએ કહ્યું “ જો તમે જિનેશ્વરદેવના અતિઉત્તમ આગમને પ્રમાણભૂત માનતા હો તો અમે તમને પણ તેવા જ ઉત્તમ કોટિના સાધુઓ માનીએ, ભક્તિ શ્રદ્ધા ને આદર રાખીયે, ને મારીયે તો નહી જ. કારણ કે શ્રી જિનેશ્વર પરમાત્માએ સ્થાપેલ મતાનુસાર તો કાલાદિકની સામગ્રીએ કરી એક જ વસ્તુ એક સમયે પ્રથમ સમયપણે નષ્ટ થાય છે ને બીજા સમયપણે ઉપજે છે, પાછી ત્રીજે સમયે બીજા સમયપણાને છોડી ત્રીજા સમયપણાને પામે છે. આમ ચોથા પાંચમા આદિ સમય માટે સમજવું જોઈએ. ”

આ આશય અને અભિપ્રાયથી જ નારકી આદિ જીવોને ક્ષણિક કહેલા છે. આ પ્રમાણે સાંભળી તે સાધુઓ તત્ત્વને પામ્યા અને પોતાના ક્ષણિકવાદના કદાગ્રહને છોડી પ્રભુવાણીની યથાર્થતા સમજ્યા. આત્મસાક્ષીએ પરમાત્માના મતનો સ્વીકાર

કર્યો એટલે તે શ્રાવકો અત્યંત હર્ષિત થઈ તેમના ચરણોમાં નમી પડ્યા અને ખમાવ્યા આમ તેમણે સ્વપરના સમ્યક્ત્વને નિર્મળ કર્યું.

આ ચોથો નિહ્નવ પરમાત્મા મહાવીરદેવના નિર્વાણ પછી બસો ત્રીશ વર્ષે ઉત્પન્ન થયો.

બૌદ્ધોએ સર્વપદાર્થને ક્ષણભંગુર માની ક્ષણિકવાદની સ્થાપના કરી છે. અશ્વમિત્રમુનિ તે મતનો સ્વીકાર કરી મહાન અનર્થને પામ્યા. માટે ઉત્તમ આત્માઓએ અન્યમતની આકાંક્ષા કરવી નહી.



## ૨૭૦

## દર્શનાચારનો ત્રીજો આચાર–નિર્વિચિકિત્સા.

**विचिकित्सा ससन्देहा, धर्मक्रियाफलं प्रति ।**
**तद्दोषः सर्वथा त्याज्यो, दर्शनाचारचारिभिः ॥ १ ॥**

**અર્થ**—ધર્મક્રિયાના ફળમાં સંદેહ રાખવો એ વિચિકિત્સા, માટે દર્શનાચારના આચારવાને આ દોષ સર્વ રીતે દૂર ટાળવો. આ બાબત સમજાવવા દૃષ્ટાંત આપવામાં આવે છે.

કાંપિલ્યપુરના નિવાસી ભોગસાર બારવ્રતધારી શ્રાવક હતા. તેમણે શ્રી શાંતિનાથ ભગવાનનું દહેરાસર કરાવ્યું. કોઈ પણ જાતની આશા કે ઈચ્છા વિના તે ત્રણ કાળ ભગવાનની ઉત્તમ દ્રવ્યોથી પૂજા કરતો હતો. આમ કરતાં કેટલોક સમય જતાં તેની પત્ની મૃત્યુ પામી. ઉગતી વયમાં પત્ની વિના ઘરનો નિર્વાહ નહી ચાલે એમ સમજી તેણે બીજા લગ્ન કર્યાં. આ નવી વહૂ શોખીન અને ચપળ હતી. "સારું ખાવું–પીવું ને માણવું" એવાં એના વિચાર હતા. તેથી તે ભોગસારથી છાનું ધન એકઠું કરવા ને સંતાડવા લાગી. અવસરે પોતાની ઈચ્છા પ્રમાણે તે ખાવા ને ખર્ચવા લાગી. આમ કરતાં ભાગ્યયોગે શેઠનું ધન થોડાં જ વખતમાં નાશ પામ્યું. તેને ગામ છોડી પરગામ રહેવા જવું પડ્યું. ઘણી કઠિનાઈ આવી છતાં તેણે પ્રભુજીની પૂજામાં જરાય શિથિલતા આવવા ન દીધી. ભાવપૂજામાં તો ભાવવૃદ્ધિ થતી જ રહેતી.

એકવાર તેની પત્નીએ ને પછી તો બીજા ઘણાં માણસોએ તેમને કહ્યું કે "શેઠ! આ વીતરાગદેવ તો કદી રાજી થાય નહી ને કૃપા પણ કરે નહી. તેમની સેવા–ભક્તિથી

લાભને બદલે તમને ચોકખી હાનિ ને દારિદ્રની પ્રાપ્તિ થઇ છે. છોડો આ પૂજા ને પાઠ. હનુમાન, ગણપતિ, દુર્ગા આદિ પ્રત્યક્ષ દેવોની સેવા કરવા લાગો, તેઓ પ્રસન્ન થતા બેડો પાર. બધીજ ઈચ્છા અને આશા સફળ.

આ સાંભળી શેઠે વિચાર્યું કે આ બધાં બિચારા ધર્મના મર્મથી અજાણ છે. મોહમદિરાના ઘેનથી છકેલા હોઇ ઉન્મત્તની જેમ, જેમ ફાવે તેમ બોલે છે. પૂર્વભવમાં ઓછું પુણ્ય કરીને સંપૂર્ણ પુણ્યનું ફળ મેળવવા-ભોગવવાની ઈચ્છા રાખે છે. આ બધો મિથ્યાત્વથી ઉપજેલી મૂઢતાનો વિલાસ છે. આ ગણેશ, હનુમાન આદિ કોનું દાળદાર ફેડવા સમર્થ છે? જેવું બીજ તેવું ફળ. જેવું વાવીયે, તેવું લણીયે. આમાં કોઈનો દોષ ક્યાં છે? આ સંસારજ દુઃખમય છે. તેનું કારણ મોહ છે. વીતરાગ-દેવનું સતત સ્મરણ કરવું જોઇએ. કેમકે વીતરાગદેવના ગુણોનું સ્મરણ કરવાથી જ મોહ નાશ પામે છે. સ્વાર્થપરાયણ મિથ્યાત્વી જીવો સાંસારિક ઇચ્છાઓની પૂર્તિ માટે સ્તુતિ કરે છે યા સ્વાર્થપૂર્તિ પછી સ્તુતિ કરે છે, કે "હે ભગવન્! મારૂં આ કાર્ય પાર પાડી દે" અથવા "હે ભગવન! તું જ સાચો છે. તેં જ મારૂં આ કામ કરી આપ્યું. પુત્ર-પુત્રી આદિના વ્યવહાર કે વ્યવસાય તેં તરત કરી આપ્યાં." અથવા કોઇ દેવ-કે દેવીને કહે છે કે "આ દુર્ગમ યુદ્ધમાં આ પરમેશ્વરી કે પરમેશ્વરે વિજય અપાવ્યો, કે યશ અપાવ્યો. આમ જીવો સાંસારિક કાર્યોમાં નિરર્થક પ્રભુને ઘસડે છે.

ઈત્યાદિ વિચારણામાં ઉંડાણથી અવલોકન કરતાં શેઠે જનસાધારણની જેમ વિચિ-કિત્સા [ અન્ય અન્ય દેવો-મતોની અભિલાષા ] ન કરી. સમય જતાં શેઠ સાવ ગરીબ થઈ ગયા. છતાં તેમની પત્ની તો મોજ માણવામાં ને શોખ કરવામાં પાછી પડતી નથી. પોતે સારૂં ખાય ને શેઠને ચોળા આદિ સાવ સામાન્ય ખાણું આપે. શેઠ ઘણો પરિશ્રમ કરે છે ને કઠિનાઈથી રોટલો રળે છે, ત્યારે મોજીલી ભોગવતી પરપુરુષ સાથે હળી છે, ને પોતાના સ્વાદ શોખને પોષવા અનાચારિણી બની છે. યથેચ્છ જીવન જીવે છે ને બચાવેલું નાણું ધરતીમાં દાટી દીધું છે.

શેઠે બંધાવેલા શ્રી શાંતિનાથજીના દહેરાસરના અધિષ્ઠાયકે દહેરાસરની ખરાબ હાલત અને શુદ્ધ ને સુગંધી દ્રવ્યોનો અભાવ જોયો. પ્રભુની પૂજામાં આવેલી ખામી જોઈ. ઉપયોગથી શેઠ-શેઠાણીની હાલત જાણી. શેઠ ચોળાનું ખેતર લણતા ધોમ તડકામાં મજૂરી કરી રહ્યા હતા. ત્યારે શેઠાણી માલ-મિષ્ટાન્ન બનાવી પોતાના જારને લાડ લડાવી ખવરાવી રહી હતી. આ જોઈ દેવે વિચાર્યું : આ બાઈ પોતાના પતિ ઉપર જરાય ભક્તિભાવ કે પ્રેમ રાખતી નથી ને આ દુરાચારીને પોતાનું સર્વસ્વ આપી બેઠી છે. આ ધર્મિષ્ઠ શેઠને સહાય કરવી જોઇએ. એમ વિચારી દેવે શેઠના ભાણેજનું રૂપ લીધું ને ઘેર આવી મામીને પ્રણામ કરતાં પૂછ્યું : "મારા મામા ક્યાં ગયા છે?" તેણે કહ્યું "એ તો ખેતરે ગયા છે." હું ત્યાં જાઉં છું કહી તે ખેતરે ગયો ને જુહાર કરી બેઠો. મામાએ પૂછ્યું "તું શા માટે આવ્યો છે?" તેણે કહ્યું "તમને કાંઇ ઉપયોગી

થાઉં તે માટે આવ્યો છું." મામાએ કહ્યું "તું ઘરે જઈ જમી લે, લણવાનું કામ ચાલતું હોઈ મારે ઘણું મોડું થશે ને ત્યાં સુધી તું બાળક છે માટે ભૂખ્યો નહી રહી શકે." ભાણાએ કહ્યું "આપણે સાથે જ જમશું. લાવો દાતરડું, હું પણ લણવા લાગું."

એમ કહી દૈવી શક્તિથી તેણે થોડીવાર આખું ખેતર લણી લીધું. દેવમાયાથી પારકા ગાડાં સહાયક થયા ને ચોળા લઈ તેઓ ઘરે આવ્યા. પેલી બાઈ ને જાર તો ગભરાઈ ગયા કે આ અચાનક ક્યાંથી આવ્યા? તેણે તરત ગાયની ગમાણમાં પોતાના જારને સંતાડી દીધો. મીઠાઈ-ફરસાણ આદિ પણ કોઠીમાં મૂકી દીધાં. ભાણેજે અંદર આવી મામીને પ્રણામ કરતાં કહ્યું "મામા ઘણું કામ કરીને આવ્યા છે, તેમનું સ્વાગત કરો."

એમ કહી ચોળાનો ભારો ગમાણમાં સંતાયેલા જાર ઉપર નાંખ્યો ને ચોળાના દાણા કાઢવા મોટું લાકડું તેના ઉપર ઝીંકવા લાગ્યો. લાકડાથી કુટાતો જાર ભૂંડી રીતે માર ખાઈ જાણે મરવા લાગ્યો. ભોગવતી આ જોઇ અકળાઈ ગઈ. તરત તે ભાણાભાઇને પ્રેમથી પકડી કહેવા લાગી "પહેલા તમે બંને જમી લ્યો. થાકી ગયા હશો?" એટલે મામા-ભાણેજ જમવા બેઠા-ચોળા આદિ પીરસેલું જોઈ ભાણાએ કહ્યું "આવું ખાણું હું નહી ખાઉ" મામી બોલી "જે છે તે પીરસ્યું. સારૂં ખાવાનું ક્યાંથી લાવું." તેણે કહ્યું "આ કોઠીમાં લાપસી જણાય છે તે કાઢો ને પતિથી અધિક શું છે ને પાછો ભાણો ક્યાં વારે વારે આવવાનો છે?"

આ સાંભળી બાઇ તો હેબતાઈ જ ગઈ. જંખવાણી થઈ, તેણે લાપસી કાઢી પીરસી ને વિચારવા લાગી કે "મારી ગુપ્ત વાત આણે શાથી જાણી?" અવશ્ય આના શરીરમાં કોઈ ભૂત-પ્રેત આદિનો પ્રવેશ હોવો જોઇએ. જમી પરિવારી મામા-ભાણેજ સૂતા તે લાગ જોઈ પેલો જાર નાઠો. જો કે આ બધું દેવતા જાણતો હતો છતાં તેણે ગંભીરતા રાખી. બીજા દિવસે મામીની સામે જ ભાણાએ મામાને પૂછ્યું-"હે મામા, આ તમારા (દિકરા) શામળાના તમે લગ્ન કેમ કરતા નથી?"

મામાએ કહ્યું 'ભાઈ! એ બધું જ કરવાનું છે પણ ધન વિના શું થાય?' ભાણા બનેલા દેવે કહ્યું 'મામા! તમે ય જબરા લોભી છો, આ તમારા ફળીયામાં જ દાટેલું ધન દેખાય છે ને તમે પૂછો છો કે 'ધન વિના શું થાય?' ચાલો ઊઠો હું ખોદી આપું. એમ કહી તેણે મામીના દેખતાં જ મામીએ ખાનગીમાં દાટેલું ધન કાઢી આપ્યું. મામી તો ધ્રૂજતી ને આંખો ફાડી જોતી જ રહી ગઇ.

તેણે વિચાર્યું 'મેં ચોરી-સંતાડીને આજસુધી જેટલું દ્રવ્ય ભેગું કર્યું હતું તે આણે એક ક્ષણમાં પ્રગટ કરી દીધું. નક્કી આ નણંદના દિકરામાં કોઈ ભૂત પ્રવેશ્યું છે. જે હોય તે હવે મારે આને સારી રીતે સાચવવો પડશે, નહિ તો મારી સઘળી જ વાત આ પ્રગટ કરી દેશે.' મનમાં તો ઘણો ગુસ્સો ને બળતરા હતી છતાં મીઠાશથી બોલી 'અહો ભાણાભાઈ! તમારી બુદ્ધિ કમાલ છે, અમારૂં દારિદ્રય તો તમે જ નષ્ટ કર્યું', પછી શુભ દિવસે શેઠે પોતાના પુત્રનો લગ્નોત્સવ માંડ્યો.

સ્ત્રીના કહેવાથી પેલો જાર પણ સ્ત્રીવેશે ત્યાં આવ્યો ને અવસરે સ્ત્રીઓની પંગતમાં જમવા બેઠો. તે જોઈ ભાણાએ સ્ત્રીઓમાં પીરસવા માંડ્યું ને પેલા જાર પાસે આવી ધીરેથી પૂછ્યું: 'કેમ, ગમાણમાં લાકડાનો માર ખાધો હતો તે તું જ છે ને?' તેણે માથું ધુણાવી 'ના' પાડી. ફરી બીજી ને ત્રીજી વસ્તુઓ પીરસતા પણ તેણે એમ પૂછ્યું ને જારે ના પાડી એટલે ભાણો તેને કાંઇપણ પીરસ્યા વિના આગળ વધી જતો. કોઇએ પૂછ્યું કે 'શું પૂછે છે?' ભાણાએ કહ્યું: 'હું જે કાંઈ પીરસવા જાઉં છું તેની તે માથું ધુણાવી ના પાડે છે. કહે છે મારે જમવું નથી. જો જમવું જ ન હોય તો અહીં શા માટે બેસી રહેવું?'

આ સાંભળી ભોગવતી ઘણી વિમાસણમાં પડી. ભાણો જરા દૂર ગયો એટલે ભોગવતીએ થોડા લાડવા જારના ભાણામાં મૂકચા, પણ તે બિચારો ખાઈ શકે એવી સ્થિતિ જ ન રહી. એટલે ચાર લાડવા સાડલાના છેડામાં સંતાડી તે રવાના થયો. દરવાજા પાસે ઉભેલી સ્ત્રીઓ સાથે તેને જતો જોઈ ભાણો દોડતો આવ્યો ને બધાને ચપટી ચોખા આપી કહ્યું: 'બધી બાઈઓ બે હાથે આ માંડવાને વધાવો.' મંગળ માટે બધાએ માંડવો વધાવ્યો ને પેલો જાર એમ જ ઉભો રહ્યો એટલે ભાણો બોલ્યો 'કેમ માડી! તમને વધાવતાં શું જોર પડે છે? જમવા તો બધાની સાથે બેઠાં ને વધાવતા શાને જૂદા પડ્યા?'

'આ સાંભળી શરમાઇ તેણે બંને હાથ માંડવો વધાવવા ઉંચા કર્યા ને ચારે લાડવા પૃથ્વી પર દડી પડ્યા. લોકો ભેગા થઈ ગયા. મામાએ પૂછ્યું: "ભાઇ! આ લાડવા ક્યાંથી આવ્યા?" તેણે કહ્યું: 'તમારા પુત્રના વિવાહોત્સવમાં માંડવે લાડવા વર્ષાવ્યા.' મામાએ આશ્ચર્યથી પૂછ્યું 'ભાણાભાઈ! આવું જ્ઞાન ક્યાંથી આવ્યું?' તેણે કહ્યું: 'અવસરે બધું એકાંતે કહીશ.' અંતે બધું કામ પૂરું થયે શેઠની સર્વ રીતે વાહ વાહ અને યશ વિસ્તર્યે ભાણાએ સર્વ યથાર્થ વાત કહી અને પોતે દેવરૂપે પ્રગટ થયો અને એકાંતમાં ભોગવતીને કહ્યું: 'તમારી કુટિલતા અને કુકર્મ હું જાણું છું, પરંતુ ત્રિભુવનમાં એક માત્ર શરણ શ્રી વીતરાગદેવના ભક્તના તમે પત્ની છો, તેથી જ મેં ઉપેક્ષા કરી છે, માટે હવે બધો દુરાચાર ને દંભ છોડી ધર્મકાર્યમાં તત્પર બનો, અનંતવાર આવા ભોગો ભોગવ્યા છતાં માણસ ધરાતો નથી અને સમજે કે આવા ભોગ તો મને કદી જ મળ્યા નથી. આમ મૂર્ખ માણસની કામેચ્છા અને તૃષ્ણા કોઈ રીતે પૂર્ણ થતી નથી. આવા જીવોને વૈરાગ્ય ક્યાંથી થાય?

અધ્યાત્મસારમાં પણ લખ્યું છે કે:—

> सौम्यत्वमिव सिंहानां, पन्नगानामिव क्षमा ।
> विषयेषु प्रवृत्तानां, वैराग्यं खलु दुर्लभम् ॥ १ ॥

**અર્થ**—સિંહોમાં સૌમ્યતા અને સર્પોમાં ક્ષમાની જેમ વિષયોમાં પ્રવર્તેલા જીવોમાં વૈરાગ્ય અતિ દુર્લભ છે.

માટે હે સ્ત્રી ! આત્મામાં વૈરાગ્ય ધારી અનેક ભવોના પાપોનો ક્ષય કરવા અનાદિકાળની ભ્રાંતિનો નાશ કરવા દ્રવ્ય અને ભાવ એમ બંને પ્રકારે દંભનો ત્યાગ કર. તેમજ અનેક પ્રકારના ઉત્તમ અને શુભ કાર્યોમાં ઉદ્યમ કર. દંભ અનેક પાપો કરાવે છે અને અનેક સદ્‌ગુણોનો નાશ કરે છે. કહ્યું છે કે:—

सुत्यजं रसलाम्पट्यं, सुत्यजं देहभूषणम् ।
सुत्यजाः कामभोगाश्च, दुस्त्यजं दम्भसेवनम् ॥१॥

**અર્થ**:—સ્વાદની લંપટતા છોડી શકાય, શરીરના આભૂષણ પણ સ્હેજે છોડી શકાય છે, અરે! કામભોગો પણ છોડી શકાય છે પણ દંભસેવન દુસ્ત્યજ છે-સ્હેજે છોડી શકાય તેવું નથી.

किं व्रतेन तपोभिर्वा, दम्भश्चेन्न निराकृतः ।
किमादर्शेन किं दीपैर्यद्यान्ध्यं न दृशोर्गतम् ॥२॥

**અર્થ**—જો દંભનો જ ત્યાગ ન થઈ શક્યો તો વ્રત કે તપથી શું વળશે? કેમકે જો આંખની અંધતા દૂર ન થઈ હોય તો અરીસો કે દીવો શા કામનો?

अहो मोहस्य माहात्म्यं, दीक्षां भागवतीमपि ।
दम्भेन यद् विलुम्पन्ति, कज्जलेनैव रूपकम् ॥३॥

**અર્થ**—અહો! મોહનું માહાત્મ્ય તો જુઓ કેવું છે? મશથી શરીરના રૂપની જેમ દમ્ભથી વીતરાગ પ્રભુએ પ્રરૂપેલી દીક્ષાનો પણ લોપ કરે છે—

अध्यात्मरतचित्तानां दम्भः, स्वल्पोऽपि नोचितः ।
छिद्रलेशोऽपि पोतस्य, सिन्धूल्लङ्घयतामिव ॥४॥

**અર્થ**—જેમ સમુદ્રને પાર કરનારની નાવમાં નાનકડું કાણું પણ ઉચિત નથી તેમ અધ્યાત્મમાં રક્તચિત્તવાળાઓએ થોડો પણ દંભ રાખવો ઉચિત નથી. અર્થાત્ કાણું નાવને તેમ દંભ આત્માને ડૂબાડનાર છે.

दम्भलेशोऽपि मल्ल्यादेः, स्त्रीत्वानर्थनिबन्धनम् ।
अतस्तत् परिहाराय, यतितव्यं महात्मना ॥५॥

**અર્થ**—શ્રી મલ્લીનાથ ભગવાન આદિને લેશમાત્ર કરેલા દંભે નારીપણે ઉપજવું આદિ અનર્થ ઉપજાવ્યો હતો. માટે મહાત્માઓએ તે દંભના ત્યાગ માટે પ્રયત્ન કરવો.

ઈત્યાદિ ઉપદેશ આપી તે દેવે ભોગવતીને સમજણી કરી. અનુક્રમે તેણીએ બારવ્રત સ્વીકાર્યાં. આનંદિત થયેલો દેવ શેઠને લાખ સોનૈયા આપી અદૃશ્ય થયો. પુણ્યોદયે ભોગસાર ઘણો ધનાઢ્ય થયો. તેણે ધર્મમાં પ્રમાદ ન કર્યો. પત્ની સહિત શ્રાવકધર્મ પાળી તે પ્રાંતે સ્વર્ગ ગયો. થોડાં જ ભવો પછી તે મુક્તિ પણ પામશે.

જેમ ભોગસારે વિકટ પરિસ્થિતિમાં પણ ધર્મક્રિયામાં વિચિકિત્સા દૂરથી વર્જી. અન્ય અન્યમતી કે અધર્મીના વચને ધર્મના ફળમાં સંદેહ કર્યો નહી. આવેલી આપદા પાપકર્મથી આવી છે, શુભાનુષ્ઠાનનું શુભ ફળ અવશ્ય મળે જ છે, તેવો વિશ્વાસ રાખ્યો, તેમ ધર્માર્થીએ પણ દઢતા રાખવી, આવા જીવોનું સાંનિધ્ય દેવો પણ કરે છે.



## ૨૭૧

### દર્શનાચારનો ચોથો આચાર અમૂઢદૃષ્ટિત્વ

मिथ्यादृशां तपः पूजा–विद्यामन्त्रप्रभावनाम् ।
दृष्ट्वा मुह्यति यो नैव, सोऽमूढदृष्टिः सम्मतः ॥ १ ॥

**અર્થ**—મિથ્યાદર્શનીઓના તપ, પૂજા, વિદ્યા તેમજ મંત્રાદિકના પ્રભાવ જોઈ જે મોહ નથી પામતો તે અમૂઢદૃષ્ટિ કહેવાય. લેપશેઠના દૃષ્ટાંતથી આ બાબત વધારે સ્પષ્ટ કરવામાં આવે છે.

### લેપ શ્રેષ્ઠીનું દૃષ્ટાંત

રાજગૃહી નગરીમાં એક શેઠ રહે. નામ તેનું લેપ શેઠ. તે મિથ્યાત્વધર્મમાં રચ્યો પચ્યો રહે. તેના ગુરુ શિવભૂતિ. તેના ઉપદેશે શેઠે વાવડી, કૂવાઓ, તળાવ તથા કૂંડો કરાવ્યા. તે જળાશયોમાં સ્નાન કરતો, યજ્ઞ–યાગ–હોમાદિ કરાવતો, વેદવાક્યનું શ્રવણ કરતો ને તેના મર્મને જાણવા જિજ્ઞાસુ રહેતો. તે ધર્મમાં બતાવેલા ૮૩ આચરણો ધર્મબુદ્ધિથી કરતો. તેના ગુરુ બીજા દેશમાંથી પાછા આવતા ત્યારે તે મોટી ઋદ્ધિ–સિદ્ધિ સાથે ચાર–પાંચ યોજન સામે જતો ને ઠાઠથી નગરપ્રવેશ કરાવતો.

એકવાર રાજગૃહનગરના ગુણશીલ ચૈત્યમાં શ્રમણ ભગવાન્ મહાવીરદેવ પધાર્યા. તેમને વંદના કરવા ને વાણી સાંભળવા જિનદત્ત નામનો મિત્ર લેપશેઠને આગ્રહ કરી પ્રભુ પાસે લઈ આવ્યો. પરમાત્માની પ્રતિભા અને સર્વવ્યાપી જ્ઞાન જોઈ–જાણી શેઠે પ્રભાવિત થઈ પૂછ્યું કે "હે પ્રભો! મારા ગુરુ અધ્યાત્મનું વર્ણન કરે છે તે આપ કરો છો તેથી જૂદું છે. તો તેમનું કથન સત્ય છે કે અસત્ય?" પ્રભુએ કહ્યું "શ્રેષ્ઠિ! અધ્યાત્મના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એમ ચાર પ્રકાર છે. તેમાં પ્રથમના ત્રણ ભેદો ભાવ અધ્યાત્મના કારણરૂપ છે. જે પુરુષમાં ભાવ અધ્યાત્મ રહેલું છે તેની સિદ્ધિ નિશ્ચિત છે. પ્રથમના ત્રણ ભેદના અધ્યાત્મથી સિદ્ધિ સાંપડતી નથી. કોઈ કહે

કે "હું અધ્યાત્મવિદ્ છું ને આત્મિક સુખ અનુભવું છું" તો તે ઉચિત નથી. કારણ કે શબ્દઅધ્યાત્મમાં અધ્યાત્મની ભજના હોય છે. અધ્યાત્મ એ ઘડા કપડા જેવો દેખાતો પદાર્થ નથી. તેનો દેવા-લેવામાં વ્યવહાર ન થઈ શકે. માટે એવા શબ્દ અધ્યાત્મમાં અધ્યાત્મની ભજના (એટલે હોય કે ન પણ હોય) જાણવી. પરંતુ અર્થ અધ્યાત્મમાં નિર્વિકલ્પ સ્વરૂપ ( સત્ય અધ્યાત્મ ) રહેલું છે. આવાં સત્ય અધ્યાત્મ સિવાય બીજું કોઈ આત્માને તેવું હિતકારી નથી, ઉપકારી નથી. અધ્યાત્મજ્ઞાનના સ્વાદરૂપી સુખસાગરની પાસે ઈન્દ્રનું કે દોગુંદુકાદિ દેવો વગેરેનું સુખ એક બિંદુ માત્ર પણ નથી. તર્ક અને વૈરાગ્યશાસ્ત્ર આદિની યુક્તિઓને જાણનારા માણસો સત્ય અધ્યાત્મ વિના અનેક પ્રકારની કુયુક્તિઓ કરે છે, તેથી તો સંસારની વૃદ્ધિ જ થાય છે" ઇત્યાદિ સાંભળી લેપશેઠે કહ્યું "ભગવન્ ! આપ જે વર્ણવી રહ્યા છો તે અધ્યાત્મ કેવું હોય છે?" ભગવંતે કહ્યું "શ્રેષ્ઠિન્ ! મિથ્યાત્વ અને તેના હેતુઓનો ત્યાગ કરી આત્માને અવલંબી શુદ્ધ ક્રિયાધર્મમાં પ્રવર્તવું તે અધ્યાત્મ કહેવાય. કહ્યું છે કેઃ—

अपुनर्बन्धकाद्यावद्–गुणस्थानं चतुर्दशम् ।
क्रमशुद्धिमती तावत्–क्रियाध्यात्ममयी मता ॥१॥

**અર્થ**—અપુનર્બંધક નામક ચોથા ગુણસ્થાનકથી માંડી ચૌદમા ગુણસ્થાનક સુધી ક્રમે ક્રમે જે શુદ્ધ ક્રિયા થાય છે તે અધ્યાત્મમય ક્રિયા માનેલી છે.

અપુનર્બંધક નામનું ચોથું ગુણસ્થાનક પ્રાપ્ત થતાં સંપૂર્ણ સત્ યોગ ઉપજે છે. અને નવમાંથી ચઉદમા ગુણસ્થાનક સુધી અનુક્રમે જે વિશેષ શુદ્ધિવાળી ક્રિયાઓ નિપજે છે તે અધ્યાત્મક્રિયા સમજવી. પણ ભવાભિનંદી જીવો આહાર, ઉપધિ, પૂજા-સત્કાર આદિના ગૌરવ માટે જે ક્રિયા કરે છે તે ક્રિયા તો અધ્યાત્મની વૈરિણી એટલે અધ્યાત્મ ગુણનો નાશ કરવાવાળી જાણવી. માટે સમજુ-શાંત-દાંત અને મોક્ષના અર્થી જીવો તો યથાર્થ પ્રરૂપણા કરનાર સદ્ગુરુને જ ભજે છે.

પૂર્વાચાર્યો ચોથા ગુણસ્થાનકથી માંડી અગીયાર ગુણશ્રેણિઓ આ પ્રમાણે કહે છે—

सम्म–दर–सव्वविरई, अणविसंजोअ दंसखवगे अ ।
मोहसम संत खवगे, खीण सजोगीअर गुणसेढी ॥२॥
[ पंचम कर्मग्रंथः ]

**અર્થ**—૧ સમ્યક્ત્વ પ્રત્યયિકી, ૨ દેશવિરતિ પ્રત્યયિકી, ૩ સર્વવિરતિ પ્રત્યયિકી, ૪ અનંતાનુબંધીની વિસંયોજના સંબંધી, ૫ દર્શનમોહની ક્ષપક, ૬ ચારિત્રમોહની ક્ષપક, ૭. ઉપશાંત મોહનીય, ૮ ક્ષપકશ્રેણી, ૯ ક્ષીણમોહ ગુણશ્રેણિ, ૧૦ સયોગી કેવલી ગુણશ્રેણિ અને ૧૧ અયોગી કેવળી ગુણશ્રેણિ—આ પ્રમાણે અગીયાર ગુણશ્રેણિ છે.

यथाक्रममभी प्रोक्ता, असङ्ख्यगुणनिर्जराः ।
यतितव्यमतोऽध्यात्मवृद्धये कलयापि हि ॥१॥

**અર્થ**—ક્રમ પ્રમાણે આ ગુણશ્રેણિઓ અસંખ્યગણી નિર્જરા કરનારી કહેવાઈ છે, માટે અધ્યાત્મની વૃદ્ધિ માટે થોડોક પણ પ્રયત્ન અવશ્ય કરવો.

સમ્યગ્જ્ઞાન યુક્ત ક્રિયાનો પાંચમા ગુણસ્થાનકથી જ પ્રારંભ થાય છે. ચોથે ગુણસ્થાનકે તો શુશ્રૂષા (ધર્મશ્રવણની ઈચ્છા) આદિ ઉચિત ક્રિયાઓ પ્રવર્તતી હોય છે. તે શુશ્રૂષાદિક ક્રિયા પણ સોનાના ઘરેણાના અભાવે ચાંદીના ઘરેણાની જેમ શુભ જ છે ઈત્યાદિ પરમાત્માની વાણી સાંભળી લેપશ્રેષ્ઠિએ વૈરાગ્યનો અર્થ અને તેનું સ્વરૂપ પૂછ્યું. ભગવંતે કહ્યું કે સંસારભ્રમણના કારણભૂત વિષયોમાં લુબ્ધ નહી થવાથી યથાસ્થિત નિર્ગુણતા જણાવનાર નિરાબાધ વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થાય છે.

अकृत्वा विषयत्यागं, यो वैराग्यं दिधीर्षति ।
अपथ्यमपरित्यज्य, स रोगोच्छेदमिच्छति ॥१॥

**અર્થ**—વિષયોના ત્યાગ વિના જ જે માણસ વૈરાગ્ય ધારવા ઈચ્છે છે, તે કુપથ્યના ત્યાગ વિના જ નિરોગી થવા ઈચ્છે છે. (અર્થાત્ વિષયોના ત્યાગ વિના વૈરાગ્ય નહી પણ વૈરાગ્યનો ઢોંગ થઈ શકે છે.)

જે લોકો લાજ કે બગવૃત્તિ (ખોટા ડોળ) થી આંખના પોપચા ઢાળી બેઠા હોય છે પણ દુર્ધ્યાન છોડતા નથી તે ધાર્મિકાભાસો (વાસ્તવિક ધર્મી નહી પણ ધાર્મિક જેવા દેખાતા દંભી) છે. તેઓ પોતાના આત્માને નરકરૂપી કૂવામાં નાખે છે. ત્યારે જેઓ સમ્યગ્જ્ઞાનવાળા છે તેઓ વિષયોને જોતા છતાં પણ પોતાના વૈરાગ્યને મંદ થવા દેતા નથી. કહ્યું પણ છે કે—

दारुयन्त्रस्थपाञ्चाली–नृत्यतुल्याः प्रवृत्तयः ।
योगिनो नैव बाधायै, ज्ञानिनो लोकवर्तिनः ॥१॥

**અર્થ**—યોગિઓની વિષય સંબંધી પ્રવૃત્તિઓ કાષ્ઠયંત્રમાં નાચતી પુતળીના નૃત્ય જેવી છે. તેથી લોક (વ્યવહાર) માં પ્રવર્તતા છતાં તે પ્રવૃત્તિઓ બાધા ઉપજાવી શકતી નથી.

औदासीन्यफले ज्ञाने, परिपाकमुपेयुषि ।
चतुर्थेऽपि गुणस्थाने, तद् वैराग्यं व्यवस्थितम् ॥

**અર્થ**—ઉદાસીનતારૂપી ફળવાળું જ્ઞાન જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે ચોથા ગુણસ્થાનકમાં પણ તે વૈરાગ્ય વ્યવસ્થિત રહે છે.

વૈરાગ્યના ત્રણ પ્રકાર છે. ૧ દુઃખગર્ભિત. ૨ મોહગર્ભિત અને ૩ જ્ઞાનગર્ભિત. પુત્ર–મિત્ર–પતિ–પત્ની, ધન– ધાન્યાદિ ઇચ્છિત વસ્તુ ન મળે અથવા મળીને નાશ પામે ત્યારે મનમાં જે ઘોર દુઃખ અને નિરાશાની લાગણી ઉપજે છે તેથી સંસાર પર ઉદ્વેગ

થવા રૂપ વૈરાગ્ય ઉત્પન્ન થાય તે દુઃખગર્ભિત વૈરાગ્ય કહેવાય. આવા વૈરાગી ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતા પાછા વૈરાગ્યથી ભ્રષ્ટ પણ થઈ જાય. આવા જીવો નિરસ તર્ક, સાહિત્ય, દોધક, ગીત, રૂપક આદિ જે કાંઈ બોલે, સાંભળે કે ચિંતવે તે બધું તેમની નાસી-પાસીનું જ દ્યોતક હોય છે. અર્થાત્ ઈષ્ટ પદાર્થની અપ્રાપ્તિનો તે ધ્વનિ હોય છે. કોઈ વાર એ ભાવના લોકો સમક્ષ પ્રકટ પણ થઈ જાય છે કે અહો આ સંસાર અસાર છે. દુર્દૈવે મારો તો સર્વ નાશ કર્યો. મૃત્યુએ આખા કુટુંબનો ગ્રાસ કર્યો. ઘણાં યત્નો કર્યાં પણ સફળતા ન મળી તે ન જ મળી. આ સંસારને ધિક્કાર છે. આમ અનેકવાર બોલે પણ બોલવાનું કારણ તો ઈષ્ટ પદાર્થની અપ્રાપ્તિ જ હોય છે. માટે તે કોઈ રીતે સાર્થક થતું નથી. માટે આ વૈરાગ્ય પારમાર્થિક નથી. આવાં વૈરાગ્ય તો જીવને અનેકવાર થતાં હોય છે પણ તેનું કશું સારું ફળ આવતું નથી.

કોઈને અહી શંકા થાય કે આ દુઃખગર્ભિત વૈરાગ્ય વ્યર્થ છે તો તેની વૈરાગ્યમાં ગણત્રી જ શા માટે કરવી? તે બાબત ઉત્તર આપતાં ભગવાને ફરમાવ્યું છે કે આ વૈરાગ્ય પણ કયારેક બીજનું કામ કરી જાય છે. આમાંથી પારમાર્થિક વૈરાગ્ય પણ ઉપજી શકે છે ને જીવનું કલ્યાણ થઈ શકે છે માટે આની ગણત્રી વૈરાગ્યમાં કરાઈ છે. આ વૈરાગ્યવાનને સારા સંયોગો શિઘ્ર અસર કરી જતાં હોય છે.

બીજો મોહગર્ભિત વૈરાગ્ય કુશાસ્ત્રના અભ્યાસ ને સંસ્કારથી ઉપજેલા સંસારની અસારતાના દર્શનથી બાળતપસ્વીઓને થાય છે. તામલી તાપસ, પૂરણ, વલ્કલચીરી ને પ્રસન્નચંદ્રરાજર્ષિના પિતા સોમચંદ્ર તાપસ આદિને આ બીજો વૈરાગ્ય હતો. પૃથ્વી આદિ જીવોના સ્વરૂપનું વસ્તુતત્ત્વથી વિપર્યયપણે (ઉંધું) ગ્રહણ કરવાને કારણે તેમનો વૈરાગ્ય અજ્ઞાન (મોહ) ગર્ભિત કહેવાય છે. જૈનોમાં પણ જેઓ વિરુદ્ધ અર્થ કહેનારા છે, સિદ્ધાંતનો અભ્યાસ કરી તેના ઉપર જેઓ જીવન નિર્ભર કરે છે, જીવિકા ચલાવે છે, તેમજ જેઓ અલ્પશક્તિવાળા છતાં પણ પોતાનો અનાચાર ગુપ્ત રાખવા મોટા ડોળ અને દેખાવપૂર્વક ક્રિયા કરતા હોય છે, તેમનો વૈરાગ્ય પણ પારમાર્થિક વૈરાગ્ય નથી. કેમકે—

अमीषां प्रशमोऽप्युच्चैः दोषपोषाय केवलम् ।
अन्तर्निलीनविषम–ज्वरानुभवसन्निभः ॥ १ ॥

**અર્થ**—અંદર રહેલા વિષમ (જીર્ણ) જ્વર–તાવના અનુભવની જેમ આ જીવોનો વૈરાગ્ય માત્ર અનેક દોષને પોષનાર જ હોય છે.

ત્રીજો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહ્યો છે. આ વૈરાગ્ય જે સ્યાદ્વાદ સિદ્ધાંત સમજનારની બુદ્ધિ સ્વ અને પર આગમમાં યથાસ્થિત પ્રવર્તતી હોય તેને થાય છે. કોઈ જીવને વિરક્ત છતાં પણ શાસ્ત્રના અલ્પબોધથી કોઈ એક પક્ષમાં તણાઈ જવાથી એકાંત નય માનવાનો કદાગ્રહ થઇ આવે છે તેનો વૈરાગ્ય પણ જ્ઞાનગર્ભિત નથી કહેવાતો. કહ્યું છે કે—

उत्सर्गे चापवादेऽपि, व्यवहारेषु निश्चये ।
ज्ञाने कर्मणि वादे चेत्, न तदा ज्ञानगर्भता ॥१॥

**અર્થ**—ઉત્સર્ગમાં, અપવાદમાં, વ્યવહાર કે નિશ્ચયમાં, જ્ઞાનમાં કે ક્રિયામાં જો વિવાદ હોય તો તેનો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ન સમજવો.

જેઓ પારકા અવર્ણવાદ બોલવામાં મૂંગા છે, અપવાદની ચેષ્ટામાં આંધળા કે બહેરા જેવા છે, જેઓ માધ્યસ્થ બુદ્ધિવાળા હોઈ સર્વત્ર હિતચિંતક છે અને જેઓ આજ્ઞારુચિવાળા છે, તેમને જ જ્ઞાનગર્ભિત વૈરાગ્યનો અનુભવ થાય છે. કહ્યું છે કે—

स्वभावान्नैव चलनं चिदानन्दमयात् सदा ।
वैराग्यस्य तृतीयस्य, स्मृतेयं लक्षणावलिः ॥

**અર્થ**—ચિદાનંદમય સ્વભાવથી જરાય ખસવું નહી એ ત્રીજા વૈરાગ્યનું લક્ષણ છે.

આમ વૈરાગ્યનું સ્વરૂપ સાંભળીને લેપશ્રેષ્ઠીએ ફરી પૂછયું કે " ભગવંત ! આપશ્રીએ પ્રથમ અધ્યાત્મનું જે વર્ણન કર્યું હતું તે ભાવ અધ્યાત્મ કયા વૈરાગ્યવાનને હોય ?" પ્રભુએ ઉત્તર આપતાં કહ્યું—

विषयेषु गुणेषु च द्विधा, भुवि वैराग्यमिदं प्रवर्तते ।
अपरं प्रथमं प्रकीर्तितं, परमध्यात्मबुधैर्द्वितीयकम् ॥ १ ॥

**અર્થ**—આ સંસારમાં વિષયોમાં અને ગુણમાં એમ બે પ્રકારે વૈરાગ્ય વર્તે છે. તેમાં પ્રથમ વૈરાગ્યને ઉતરતું ને બીજાને ઉત્કૃષ્ટ અધ્યાત્મ કહેવામાં આવ્યું છે.

પ્રથમના વૈરાગ્યમાં ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિનો અભાવ કારણ છે. ત્યારે બીજામાં ગુણની ઉત્પત્તિ કારણ છે. પ્રથમનો વૈરાગ્ય મિથ્યાત્વાદિક પાપના હેતુયુક્ત હોવાથી હલકો કહેવામાં આવ્યો છે. આ અધ્યાત્મમાં પૂર્વે કહેલા બે વૈરાગ્ય (દુઃખગર્ભિત અને મોહગર્ભિત) નો સમાવેશ થાય છે. બીજું અધ્યાત્મ ત્રીજા જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી ઉત્પન્ન થાય છે. તેને ઉત્કૃષ્ટ કહેલ છે. ઉત્કૃષ્ટ વૈરાગ્યવાન મહાત્માઓ સદા વિષયોથી પરાઙ્મુખ હોય છે. કહ્યું છે કે—

न मुदे मृगनाभिमल्लिका, लवलीचन्दनचन्द्रसौरभम् ।
विदुषां निरुपाधिबाधित–स्मरशीलेन सुगन्धिवर्ष्मणाम् ॥ १ ॥

**અર્થ**—નિરુપાધિક ગુણથી કામદેવ (વાસના) ને બાધિત કરેલ છે જેમણે અને તેથી જ સુગંધી થઇ ગયું છે શરીર જેનું એવા વિદ્વાન્‌ને કસ્તુરી, માલતી, લવલી કે ચંદનની આહ્‌લાદક સૌરભ આનંદ આપી શકતી નથી.

જ્ઞાની પુરુષો સમ્યક્ ઉપયોગને પણ તજતા નથી. તે બાબત જણાવ્યું છે કે—

उपयोगमुपैति यच्चिरं, हरते यन्न विभावमारुतः ।
न ततः खलु शीलसौरभा–दपरस्मिन्निह युज्यते रतिः ॥१॥

**અર્થ**—જે શીલરૂપ સુગંધ લાંબાકાળ સુધી ઉપયોગમાં આવે છે ને વિભાવરૂપી વાયુ જે સુગંધને ઉડાડી શકતો નથી તે શીલસુગંધી છોડી બીજે રતિ રાખવી યુક્ત નથી.

मधुरैर्न रसैरधीरता, क्वचनाध्यात्मसुधालिहां सताम् ।
अरसैः कुसुमैरिवालीनां, प्रसरपद्मपरागभोजिनाम् ॥ २ ॥

**અર્થ**—પ્રસાર પામતા પદ્મપરાગનો સ્વાદ લેનારા ભ્રમરો જેમ રસ વગરના પુષ્પોથી અધીર થતા નથી તેવી જ રીતે અધ્યાત્મરૂપ અમૃતનું પાન કરનારા સત્પુરુષો પણ બીજા મધુર રસોથી અધીર બનતા નથી. એટલે તેઓ પોતાની સ્વસ્થતા ખોતા નથી.

हृदि निर्वृत्तिमेव बिभ्रतां, न मुदे चन्दनलेपनाविधिः ।
विमलत्वमुपेयुषां सदा, सलिलस्नानकलापि निष्फला ॥३॥

**અર્થ**—(કર્મબંધના હેતુરૂપ મિથ્યાત્વાદિનો ત્યાગ કરવાથી) હૃદયમાં નિર્વૃત્તિને જ ધારણ કરનારા પુરુષોને ચંદનલેપ આનંદ પમાડી શકતો નથી. (વૈરાગ્યવૃદ્ધિથી) નિર્મળતાને પામેલા તેમને માટે જળસ્નાનની કળા પણ નિષ્ફળ નિવડે છે.

तदिमे विषयाः किलैहिका, न मुदे के पि विरक्तचेतसाम् ।
परलोकसुखेऽपि निःस्पृहाः, परमानन्दरससालसा अमी ॥ ४ ॥

**અર્થ**—માત્ર આ લોકની મર્યાદાવાળા કોઈપણ વિષયો વિરક્ત ચિત્તવાળા વૈરાગીને આકર્ષી શકતા નથી. કારણ કે આ વૈરાગીઓ પરમાનંદમયના રસમાં એવા સાલસ થયા છે કે તેમને પરલોકના સુખની પણ સ્પૃહા રહી નથી.

विपुलर्द्धिपुलाकचारणप्रबलाशीविषमुख्यलब्धयः ।
न मदाय विरक्तचेतसा—मानुषङ्गिकोपलब्धपलालवत् ॥

**અર્થ**—વિરક્ત ચિત્તવાળા મહાત્માઓને વિપુલમતિઋદ્ધિ, પુલાકલબ્ધિ, ચારણલબ્ધિ તેમજ પ્રબલઆશીવિષ આદિ મહાન લબ્ધિયો પણ ધાન્યની સાથે ઉગતા ને પ્રાપ્ત થતા પલાલના ઘાસની જેમ આનુષંગિક (તે માટેના પરિશ્રમ વિના) જ પ્રાપ્ત થવાથી મદ–અભિમાન ઉપજાવતી નથી.

हृदये न शिवेऽपि लुब्धता, सदनुष्ठानमसङ्गमङ्गति ।
पुरुषस्य दशेयमिष्यते, सहजानन्दतरङ्गरङ्गिता ॥ ६ ॥

**અર્થ**—વિરક્ત માણસના હૃદયમાં મુક્તિનો લોભ પણ નથી હોતો. તેનું શુભાનુષ્ઠાન અસંગતાને પામે છે. એટલે કે તે અસંગાનુષ્ઠાનના બળથી ક્રિયા કરે છે. તેવા આત્માઓની અવસ્થાજ સહજાનંદના તરંગોથી રંજિત હોય છે, ઈત્યાદિ તત્ત્વસ્વરૂપમય ઉપદેશ પ્રભુ પાસે સાંભળી લેપશ્રેષ્ઠી બોધ પામ્યા ને કહ્યું "ભગવાન! આપ પરમાત્માએ સાક્ષાત્ કહેલ આત્મતત્ત્વને અનેક પંડિતો તાપસાદિક જાણતા પણ નથી,

છતાં પ્રભુ ! આ પંડિતાદિ તત્ત્વ જાણ્યા વિના જે કાંઈ કરે છે તેમાં તંત જણાતું નથી, છતાં તેઓ તો એમજ માને છે કે અમે ધર્મક્રિયા કરીયે છીયે પણ વાસ્તવમાં ધર્મક્રિયા જેવું કશું જણાતું નથી. તેઓ આકાશમાં બાચકા ભરતા હોય તેમ લાગે છે." પ્રભુએ કહ્યું "હે શ્રેષ્ઠી ! કેટલાક ઉત્તમ જીવો પૂર્વભવથી પુણ્ય લઇને આવે છે અને આ ભવમાં પણ પુણ્યાઈ કરે છે. તેઓ ચક્રવર્તી ભરત, બાહુબલી અભયકુમાર આદિની જેમ પરલોકમાં અવિનાશી સુખ પામે છે.

કેટલાક જીવો પૂર્વનું પુણ્ય તો લઇને અવતર્યા હોય છે પણ આ ભવમાં નવું કશું જ પુણ્ય ઉપાર્જન કર્યા વિના કૌણિક આદિની જેમ ખાલી હાથે બધું ખોઇને ચાલતા થાય છે. કેટલાક જીવો પરલોકથી ખાસ પુણ્યાઈ લીધા વિના આવે છે, પણ કાલસૌકરિક કસાઇના પુત્ર સુલસની જેમ અહીં મોટી પુણ્યાઈની કમાઈ કરે છે અને કેટલાક જીવો તો બિચારા પુણ્યાઈ લીધા વિના આવે છે ને દુર્ભાગીની જેમ પુણ્યાઈ કીધા વિના જ પાછા જાય છે. તેઓ આ લોક ને પરલોક બંનેમાં દુઃખી જ દુઃખી થાય છે"

ઈત્યાદિ ધર્મઉપદેશ સાંભળી શેઠે શ્રાવકધર્મ સ્વીકાર્યો ને મિથ્યાત્વની બધી જ ક્રિયાઓનો ત્યાગ કર્યો. આ જોઇ તેના પ્રથમના ધર્મસાથીઓ કહેવા લાગ્યા "આ શેઠ તો મહામૂર્ખ છે. કુળપરંપરાથી ચાલ્યો આવતો પોતાનો ધર્મ છોડી જૈનોનો ધર્મ ને તેની ક્રિયા કરવા માંડી છે." ઈત્યાદિ ઘણી વાતો સાંભળી અને દબાણ અને દાક્ષિણ્યના વર્તુળમાં રહીને પણ શેઠે તે એકાંતિઓનો ધર્મ સ્વપ્નમાં પણ ઈચ્છ્યો નહી. ઉલ્ટાનો તે જિનધર્મની આરાધનામાં વધારે લીન થયો કહ્યું છે કે—

सर्वथा स्वहितमाचरणीयं, किं करिष्यति जनो बहुजल्पः ।
विद्यते स न हि कश्चिदुपायः, सर्वलोकपरितोषकरो यः ॥१॥

**અર્થ**—સર્વ પ્રકારે જે આત્માને માટે હિતકારી હોય તે સદા કરતા રહેવું. બહુ બોલનારા શું કરશે ? કારણ કે એવો કોઈ ઉપાય જ નથી જે બધાંને સંતોષી શકે.

લેપશેઠના પૂર્વગુરુ શિવભૂતિ તાપસ તે શેઠના ગામે આવ્યો. શેઠ સામે તો ન ગયા પણ સ્થાને મળવા પણ ન ગયા. તાપસે વિચાર્યું "મારું આગમન સાંભળતાં જ તે પાંચ-પાંચ યોજન સામે આવતો. માર્ગમાં ઘણી સેવા કરતો અને આ વખતે તો અહીં પહોંચ્યા દિવસ પૂરો થવા આવ્યો છતાં કુશળ પૂછવા પણ આવ્યો નથી. તેણે ભક્તોથી જાણ્યું કે તે તો શ્રમણ મહાવીરનો ધર્મોપાસક બન્યો છે. તેને બોલાવી લાવવા એક શિષ્યને મોકલ્યો. તેણે શેઠના ઘરે આવી ગુરુ મહારાજે કહેલ આશીર્વાદો આપ્યા ને કહ્યું "ગુરુદેવ તમને વારંવાર યાદ કરી રહ્યા છે."

પરમાત્મા મહાવીરદેવના વાસ્તવિક ઉપદેશથી સમજુ અને જ્ઞાનવાન થયેલા લેપ શેઠે કહ્યું 'તાપસ ! ગુરુ બનવું ને ગુરુપણાને નિભાવવું ઘણું કઠિન કામ છે. શ્રી

મહાવીરદેવના તત્ત્વજ્ઞાનમય ઉપદેશથી મેં જાણ્યું છે કે જે પૃથ્વી આદિ છ કાય તથા ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યથી વ્યાપ્ત એવા આ લોકના સ્વરૂપને કહે, શુદ્ધ આધ્યાત્મિક આદિ તત્ત્વનો ઉપદેશ આપે અને તદનુસાર પોતાની આંતરિક ચેતનાને જાગૃત કરી તે ધર્મનું પાલન કરે તે જ ગુરુપદને યોગ્ય છે. તેવા જ મહાત્માઓને હું ગુરુ તરીકે માનું છું. તો તમારા ગુરુજી મને શા માટે યાદ કરે છે? હા, તમારે આહારાદિ જે કાંઇ જોઇએ, જેટલું જોઇએ તેટલું લઈ જાવ. પૂર્વે તો તમને સાવ હલકી ને તુચ્છ વસ્તુઓ આપતો હતો. કંદ, મૂળ, શાક-પાન, આદિ દોષવાળી ને સાવ સસ્તી વસ્તુઓ આપતો હતો પણ હવે તો ઘણાં મોંઘાં અને નિર્દોષ, કાલ-અતિપાતિક આદિ દોષથી રહિત, ઉત્તમ ઘીથી બનાવેલા તાજા પક્વાન્ન લઈ જાવ. કારણ કે તે પરમગુરુએ અનુકંપાદાન દેવાનો નિષેધ કર્યો નથી.

મારા ગુરુના પ્રતાપે હું આમ તો મહાદાની થઇ શક્યો છું. પણ તમારે સમજવું જોઇએ અને વીતરાગના ધર્મની અવહેલના કરવી જોઇએ નહી. કારણ કે યથાર્થતા તો તેમની પાસે જ છે. ઈત્યાદિ સાંભળી તે તાપસ પાછો આવ્યો ને બધી વાત પોતાના ગુરુને જણાવતાં કહ્યું "શ્રેષ્ઠિની વાણી ને વિવેક પહેલા કરતાં તો ઘણી ઉચ્ચકોટિનો છે. તેનું ચાતુર્ય ને ઉદારતા પણ વિસ્મયકારી છે." આ સાંભળી શિવભૂતિ પોતે તેના ઘરે ગયો ને કહ્યું "અરે શેઠ! આજે તો તેં હદ કરી નાંખી, હું સામો ચાલીને તારા ઘરે આવ્યો ને મને જોવા છતાં તું ઊભો પણ ન થયો. તારું વર્તન કોઈ રીતે ઉચિત નથી. તને કોણે છેતર્યો છે? હજી તને મારા સામર્થ્યની સમજ નથી. અરે! મારા ભક્ત પ્રત્યક્ષ રીતે જ સ્વર્ગનાં સુખ પામ્યા છે. ત્યારે બીજાઓ નરકની ઘોર યાતનાઓ વેઠી રહ્યા છે. તારે જોવું હોય તો હું તને નજરે બતાવું જો." એમ કહી તેણે વિદ્યા બળથી સ્વર્ગ અને પછી ઘોર નરક બતાવ્યું.

તે જોઈ શેઠે વિચાર્યું "આ તો ઈન્દ્રજાળ છે. સ્વર્ગમાં કે નરકમાં જવાનું તો પોતપોતાના કરેલા કર્માનુસાર જ થઈ શકે છે. અહો! આશ્ચર્યની વાત છે કે મહાવીર કેવા વીતરાગ છે. કોઈ જાતની ઈર્ષ્યા કે બળતરાનો અંશ તો તેમના શિષ્યોમાંય નથી. ભગવાન આટલા બધા અતિશયો અને લબ્ધિવાન હોવા છતાં જરાપણ અભિમાન કે ઘમંડ કરતા નથી" ઈત્યાદિ વિચારી શેઠે તાપસને કહ્યું વિપુલર્દ્ધિ, પુલાકલબ્ધિ તેમજ ચારણાદિ લબ્ધિ આ જીવે મેળવી હોય પણ જો મમતા ન છોડી તો બધું જ નકામું છે. વિશ્વવત્સલ અને અકારણ ઉપકારી જિનેશ્વરદેવે કહ્યું છે કે—

विषयैः किं परित्यक्तैः जागर्ति ममता यदि।
त्यागात् कञ्चुकमात्रस्य, भुजगो न हि निर्विषः ॥१॥

**અર્થ**—જો મમતા જ ન મૂકાણી તો વિષયોના ત્યાગથી શું વળવાનું છે? કારણ કે કાંચળીના ત્યાગથી સર્પ નિર્વિષ થઇ શકતો નથી. વળી—

कष्टेन हि गुणग्रामं, प्रकटीकुरुते मुनिः ।
ममता राक्षसी सर्वं, भक्षयत्येकक्रीडया ॥

**અર્થ**—ઘણી કઠિનાઈથી મુનિ, ગુણસમૂહને ઉત્પન્ન કરે છે, પણ આ મમતારૂપી રાક્ષસી તે ગુણોને રમતમાત્રમાં ખાઈ જાય છે.

હે તાપસ ! સાંભળો કામરૂદેશની નારીની જેમ આ મમતારૂપી નારી પણ જીવસ્વરૂપ પતિને પશુરૂપ બનાવી રાગરૂપી વિદ્યા અને ઔષધિના પ્રયોગથી ક્રીડા કરે છે. માટે હે સંત ! તમે પણ મમતાથી મૂકાયા ન હોઈ અધ્યાત્મનો અંશ પણ જાણતા નથી. ધર્મના સ્વરૂપને જાણવું જોઈશે. કારણ કે સ્નાન–શૌચાદિક કાંઈ વાસ્તવિક ધર્મ નથી. તે કરવા, કરાવવા કે અનુમોદનથી તો દુઃખફળવાળું પાપ જ બંધાય. ખરો ધર્મ તો અઢાર પાપસ્થાનકના ત્યાગરૂપ વિરતિધર્મ છે–તમે એમાં પ્રવૃત્તિ કરો તો ખરેખર ! કલ્યાણ થશે. આ મોંઘો માનવભવ આમ વેડફી નાંખવો ઉચિત નથી. ઈત્યાદિ ઘણી જ્ઞાનમય આધ્યાત્મિક વાતો શેઠે તે તાપસને કહી પણ તાપસને કાંઈ બોધ થયો નહીં.

તેણે વિચાર્યું કે "આને જિનધર્મનો દૃઢ રંગ લાગ્યો છે. હવે આને મારી વાત કોઈ રીતે રુચશે નહી" એમ માની તેણે પોતાનો રસ્તો લીધો. લેપશેઠ પોતાના બધાં કાર્યો કરે છે પણ ધર્મને કદી વેગળો રાખતો નથી. દરેક કાર્યમાં ધર્મની વિચારણા પહેલાં કરે છે. પરિણામે તેણે પોતાના સમસ્ત પરિવારને ધર્મનો રંગ લગાડયો. પોતાને સમર્થ સમજી તેણે ચારિત્રધર્મ પણ સ્વીકાર્યો અને સર્વકર્મનો નાશ કરી કેવળી થઈ મુક્તિ મેળવી.

આ લેપશ્રેષ્ઠિએ એકાંતપક્ષને ભગવાન પાસેથી દૂષણમય જાણી છોડી દીધો. શુદ્ધ અધ્યાત્મ અને વૈરાગ્યમય થઈ આત્મસાધનામાં લાગ્યો. તે અમૂઢદૃષ્ટિવાળો હોઈ મિથ્યાત્વીના સંગમાં રહીને તે કુદૃષ્ટિ તો થયો નહી પણ વધારે સમકિતમાં રુચિ ને નિષ્ઠાવાળો થયો. તેમ સહુએ પોતાના આત્માને મૂઢદૃષ્ટિપણાથી બચાવવો.



## ૨૭૨

### દર્શનાચારનો પાંચમો આચાર–ધર્મીજનની પ્રશંસા.

धर्मोद्योतो महान् येन विहितो जैनशासने ।
तस्योपबृंहणा कार्या, गुरुभिर्भावबृद्धये ॥ १ ॥

**અર્થ**—જેણે શ્રી જિનશાસનમાં ધર્મનો મહાન્ ઉદ્યોત્ કરવા રૂપ શાસનપ્રભાવનાનું કાર્ય કર્યું હોય તેની પ્રશંસા ગુરુઓએ પણ કરવી. કારણ કે તેથી સામાના ભાવની વૃદ્ધિ થાય છે. કહ્યું છે કેઃ—

श्लाघिता एव तुष्यन्ति, सुरादयो नरादयः ।
स्वेष्टकार्यं च कुर्वन्ति, लोकलोकोत्तरेऽपि च ॥२॥

**અર્થ**—દેવતા આદિ અને મનુષ્યાદિ પણ વખાણવાથી રાજી થાય છે. પ્રસન્ન થાય છે ને લૌકિક કે લોકોત્તર ઇચ્છિત કાર્ય સાધી આપે છે કે તેમાં સહાયક થાય છે.

લોકમાં પણ કોઈએ સારૂં કાર્ય કર્યું હોય તો તેને વખાણવામાં આવે છે ને તેથી સારૂં ફળ આવે છે. પ્રાયઃ મોટા ભાગના કાર્યો તો પ્રશંસાથી જ પાર પડતા હોય છે. નોકર–ચાકરની પ્રશંસા કરવા માત્રથી તેઓ ધાર્યા કરતા વધારે સારૂં કામ કરી આપે છે. મહારાજા ભોજ અને વિક્રમ રાજા આદિ કવિઓની પ્રશંસામય કાવ્યરચનાથી સંતુષ્ટ થતા ને હજારો–લાખો રૂપીયા કે મોટી મોટી જમીન પણ દાનમાં આપી દેતા. દેવ–દેવીઓ પણ પ્રશંસાભર્યા સ્તોત્ર–સ્તુતિ સાંભળીને જ પ્રસન્ન થાય છે. આમ લૌકિક કાર્યમાં જ નહીં કિંતુ તપ, સ્વાધ્યાય, કવિતા કે ઉગ્ર વિહારાદિ, વાદી જીતવા કે પરિષહ સહવા કે ધર્મપ્રચાર માટે પોતાની શક્તિનો ઉપયોગ કરવો આદિ કાર્યો પ્રશંસાને યોગ્ય છે, માટે આવાં કાર્યો કરનારની પ્રશંસા ગુરુમહારાજે પણ અવશ્ય કરવી. જે ગુરુઓ અદ્‌ભુત ધર્મકાર્ય કરનારાઓની પ્રશંસા કરતા નથી, તેમનો ગચ્છ રુદ્રસૂરિજીની જેમ સીદાય છે. કહ્યું છે કેઃ—

जो पुण पमायओ दप्पओ अ, उववूहणे न वट्टिज्जा ।
नासिज्जइ अप्पाणं, मुणिजणं च सो रुद्दसूरिव्व ॥

**અર્થ**—પ્રમાદ કે અહંકારવશ જેઓ બીજાએ કરેલા ઉત્કૃષ્ટ ધર્મકાર્યની પ્રશંસા કરતા નથી. તેઓ પોતાનો તેમજ પોતાના ગચ્છનો રુદ્રસૂરિજીની જેમ નાશ કરે છે.

શ્રી મહાવીર ભગવંતે પણ ભરી પર્ષદામાં કામદેવ શ્રાવકની પ્રશંસા કરી હતી. આ બાબત શ્રી ઉપાસકદશાંગ નામના સાતમા અંગસૂત્રમાં જણાવ્યું છે.

## શ્રી કામદેવ શ્રાવકની કથા.

ચંપા નામની નગરીમાં કામદેવ નામના ધનાઢ્ય ગૃહસ્થ રહેતા. તેમના પત્નીનું નામ હતું ભદ્રા શેઠાણી. તેમણે છ કરોડ દ્રવ્ય નિધાનરૂપે ભંડાર્યું હતું. છ કરોડ વ્યાપારમાં રોકી વ્યવસાય કરતા અને છ કરોડ દ્રવ્ય ઘર, ઘરવકરી, બાસણ, વસ્ત્ર, આભૂષણમાં રોકયું હતું. દશ દશ હજાર ગાયોવાળા છ ગોકુળ હતા.

એકવાર વિશ્વવત્સલ ભગવાન મહાવીરદેવ ચંપાનગરીના પૂર્ણભદ્રચૈત્યમાં પધાર્યા. દેવોએ અદ્‌ભુત સમવસરણની રચના કરી. તે તરફ લોકો ઉલટભેર જતાં હતાં. તે જોઈ કોઇને કામદેવે પૂછ્યું, "આ બધાં આટલા ઉલ્લાસથી આમ કયાં જઇ રહ્યા છે ?" જાણવા મળ્યું કે શ્રમણ ભગવાન્ મહાવીરદેવ સમવસર્યા છે. તેમની અધ્યાત્મદર્શન કરાવતી સ્યાદ્‌વાદ સિદ્ધાંતવાળી વાણી અનેક પાપ–સંતાપનો નાશ કરે છે. તેમના દર્શનમાત્રથી અદ્‌ભૂત શાંતિ મળે છે."

આ સાંભળી કામદેવને પણ દર્શન અને દેશનાશ્રવણના ભાવ જાગ્યા. તે પણ ભગવંતના ચરણમાં ઉપસ્થિત થયા. પરમાત્માની વાસ્તવિક પરિસ્થિતિ સમજાવતી વાણી સાંભળી કામદેવ બોધ પામ્યા. તેમને વાણીની પ્રતીતિ થઈ, ને તેઓ પ્રભુના શ્રાવક થયા. ઘેર આવ્યા પછી આનંદોલ્લાસનું કારણ બતાવતા પત્ની ભદ્રાને જેમ આણંદ શ્રાવકે શિવાદેવી ભાર્યાને કહ્યું હતું તેમ ધર્મપ્રાપ્તિનું સૌભાગ્ય કહી સમજાવ્યું. તેથી ભદ્રાશેઠાણી પણ ઉછરંગપૂર્વક સમૃદ્ધિસાથે ભગવાન પાસે ધર્મ સાંભળવા ગઇ અને ધર્મ સ્વીકારી શ્રાવિક થઈ ઘેરે આવી. ધર્મપ્રાપ્તિથી તેઓને ઘણો જ પ્રમોદ થયો. તેઓ નિરંતર ધર્મકરણી કરતાં–જિનપૂજા–ગુરુ ઉપાસના–આદિમાં રત રહેતા. આમ કરતાં ચાર વર્ષ વીતી ગયાં.

એકવાર મધ્યરાત્રિએ કામદેવ જાગી ગયા ને આત્મતત્ત્વના વિચારે ચડયા. તેમના માટે ધર્મજાગરિકાની રાત્રિ થઇ. તેમણે વિચાર્યું " જીવન એમજ વીતી જવા આવ્યું શ્રમણધર્મ વિના ઉચ્ચકોટિનો ધર્મ આચરાતો નથી. કયારે સર્વવિરતિ પામીશ ? હવે હું વ્યવહાર–સંસારકાર્યથી ખસી શ્રાવકની ૧૧ પ્રતિમાની આરાધના કરું." ને સવારે પુત્રાદિને કાર્યભાર ભળાવી પોતે પૌષધશાળામાં દર્ભનો સંથારો કરી શ્રી જિનેશ્વરદેવના ધ્યાનમાં નિશ્ચલ થઇ બેઠા. આણંદ શ્રાવકની જેમ તેમણે પણ શ્રાવકની પ્રતિમા આદરી. એક રાત્રિએ કામદેવ પોતાના શુભ અધ્યવસાયમાં વર્તતા બેઠા હતા તે વખતે સૌધર્મેન્દ્રે દેવોથી ભરેલી સભામાં કામદેવની અડગતા, ધર્મરુચિ, શ્રદ્ધાની તેમજ ધૈર્યાદિની પ્રશંસા કરી. આ વાતની શ્રદ્ધા ન થતાં એક દેવ કામદેવની પરીક્ષા લેવા આવ્યો. દૈવી શક્તિથી ઘણાં ભયંકર રૂપો વિકુર્વી ડરાવવા લાગ્યો પણ કામદેવ પોતાના ધ્યાનમાં નિશ્ચલ રહ્યા. રાક્ષસનું રૂપ લઈ હાથમાં પકડેલી વિકરાળ તલવાર ઉગામી ભીષણ આંખો ચડાવી બોલ્યો "ધૂર્ત આ ધર્મનો ડોળ મૂકી ઊભો થા. નહી તો એક જ ઝાટકે મરી દુર્ધ્યાનથી દુર્ગતિમાં જઈશ.

આમ વારંવાર કહેવાથી કામદેવને કશી જ અસર ન થઈ એટલે ખીજાયેલા દૈત્યે ક્રોધિત થઈ ખડ્ગના પ્રહાર કર્યા. અંગ કપાઈ ગયા ને લોહી વહેવા લાગ્યું પણ કામદેવ સ્વસ્થ રહ્યા. દેવે ભીષણ હાથીનું રૂપ વિકુર્વ્યું ને સૂંઢ તેમજ દંતૂશળથી ઉપસર્ગ કર્યાં. તેથી પણ ધાર્યું પરિણામ ન આવતાં ભયંકર વિષધારી સર્પ બની આવ્યો. શેઠને ભરડો દઈ કંઠ પર ડંખ દીધા. ગૈબી અવાજ આવ્યો કે "ઉઠીને ચાલ્યા જાવ, તમારા માટે અહીં રહેવું કોઈ રીતે સારૂં નથી."

શેઠે બધું સહન કર્યું ને શાંતિથી સાંભળી લીધું. જેમ જેમ દુઃખ વધતું ગયું તેમ તેમ કામદેવ વધુ ને વધુ ભગવાનનું સ્મરણ કરતો શુભ ધ્યાનમાં લીન થતો ગયો. દેવે ઘણી નિર્દયતાથી કામ લીધું ને બધી જ શક્તિ વાપરી નાખી છતાં તે કામદેવને અસ્થિર કરી ન શક્યો. થાકીને તે પ્રગટ થયો ને હાથ જોડી બોલ્યો "ઓ શ્રાવક! તમે ખરેખર માયારૂપી પૃથ્વીને ચીરવામાં હળસમાન પરમ ધીર શ્રી મહાવીર સ્વામીએ કથન કરેલા ધર્મમાં આસક્ત છો. તમે ખરેખર ધર્મી છો. તમારું આવું સુદઢ સમ્યક્ત્વ જોઈ મારૂં અનાદિકાલીન મિથ્યાત્વ નાશ પામ્યું અને મને પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ છે. તમારા ધર્માચાર્ય તો મહાવીર મહારાજા છે પણ મારા ધર્માચાર્ય તો તમો જ છો. ચંદનવૃક્ષની જેમ બધું સહન કરીને તમે મને સમ્યક્ત્વરૂપી સુગંધ આપી છે. તમને ધન્ય છે, તમે કૃતપુણ્ય છો મેં ઘણાં અપરાધ કર્યા, મને ક્ષમા આપજો.

ઈત્યાદિ સ્તુતિ-શ્લાઘા કરી દેવે પોતાની હકીકત બતાવીને જણાવ્યું 'હું કશું જ સ્વર્ગમાંથી લાવ્યો ન હતો પણ હવે અહીંથી સમ્યક્ત્વ લઇને જઉં છું. તમે ઘણું જ દુષ્કર કાર્ય કર્યું કે મને મિથ્યાત્વથી ખાલી કરી સમ્યક્ત્વથી ભર્યો. તમારી ધર્મકળા ને ચતુરાઇ અદ્‌ભુત છે, ઈત્યાદિ કહી, ખૂબ ખૂબ પ્રણામાદિ કરી-તેમને ત્રણ પ્રદક્ષિણા દઈ તે ઉપકારીનું સ્મરણ કરતો સ્વર્ગે ગયો.

શેઠ આનંદ ને વિસ્મય પામી ધર્મનો મહિમા ભાવતા હતા, ત્યાં પ્રભુ પધાર્યાના સમાચારે ઉઠયા ને સમવસરણમાં પહોંચ્યા. ભગવાનને વાંદી ઉભા જ હતા ત્યાં મહાવીરદેવે લાખો મનુષ્ય ને ક્રોડો દેવોથી ભરી પર્ષદામાં કહ્યું "હે કામદેવ! ગઈ રાત્રે તેં ત્રણ ભીષણ પરિષહો અતિસમતાપૂર્વક સહ્યા, ને ધર્મધ્યાનમાં અચલ રહી ધૈર્ય દાખવ્યું. દેવે તો ક્રુદ્ધ થઈ પોતાની બધી શક્તિ તને અસ્થિર-ઉદ્વિગ્ન કરવામાં વાપરી પણ તેં તો આત્મવીર્ય ફોરવી દીનતા વિના સ્થિરતા રાખી.

તારૂં વ્રતપાલન મેરુપર્વતની જેમ અડગ છે, "તને તે દેવ ખમાવીને ગયો. આ બીના વિસ્મય ઉપજાવનારી છે." કામદેવે કહ્યું "હા, પ્રભુ! ગઈ રાતે એમ જ બન્યું હતું આપના પસાયે હું પાર ઉતર્યો." પ્રભુએ તેની દઢતા વખાણી બધાં સાધુ-સાધ્વીને ઉદ્દેશીને કહ્યું "હે ગૌતમ આદિ સાધુઓ! જો એક શ્રાવક આવાં ઉપસર્ગ સહી શકે છે તો તમારે તો અનેકગણાં ઉપસર્ગો સહેવા તૈયાર રહેવું જોઇએ. કારણ કે તમે તો ઉપસર્ગની ફોજને જીતવા માટે જ આ ઓઘારૂપી વીરવલય લઈ વિચરો છો આ

સાંભળી તહત્તિ કહી સહુએ પ્રભુની વાણીને વધાવી લીધી. તે સહુએ પણ કામદેવના વખાણ કર્યાં.

કામદેવ પાછા પૌષધશાળે આવ્યા. ક્રમે આણંદ શ્રાવકની જેમ અગીયાર પ્રતિમા પૂર્ણ કરી. વીસ વર્ષ જિનધર્મ પાળી અંતે એક માસની સંલેખના કરી પહેલા દેવલોકના અરૂણાભવિમાનમાં ચાર પલ્યોપમવાળા વૈમાનિદેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં મુક્તિ પામશે.

આવા ઘોર ઉપસર્ગમાં પણ ધર્મમાં દૃઢતા રાખનાર, ને જેમની પ્રશંસા તીર્થંકર ભગવંતે કરી તે કામદેવ શ્રાવકને ધન્ય છે.



## ૨૭૩

## ધર્મીજનની પ્રશંસા. (૨)

सम्भूतिविजयेशेन स्थूलभद्रो हि संस्तुतः ।
भूपामात्यादयो नूनं श्लाघिता हेमसूरिभिः ॥ १ ॥

**અર્થ**—સંભૂતિવિજય ગુરુમહારાજે સ્થૂલભદ્ર મુનિની તેમજ શ્રી હેમચંદ્રસૂરિજીએ રાજા–અમાત્ય આદિની પ્રશંસા કરી હતી.

આર્યસ્થૂલભદ્ર મહારાજ કોશા ગણિકાને ત્યાં ચાતુર્માસ કરી ગુરુમહારાજ પાસે આવ્યા ત્યારે સંભૂતિવિજયજી ગુરુએ સામેથી–થોડે દૂરથી આવી રહેલા સ્થૂલભદ્રજીને "અહો દુષ્કર, દુષ્કરકારક ! (હે અતિ દુષ્કર કાર્યને કરનારા ! આવો) આવા સંબોધનથી બોલાવી તેમની પ્રશંસા કરી હતી." માટે દર્શનાચારનું પાલન કરનારે ગુણીજનોની પ્રશંસા કરવી જેથી તેઓ ગુણવૃદ્ધિ માટે સાવધાન થાય આ બાબત શ્રી હેમચંદ્રસૂરિજીનો પ્રબંધ ઘણો પ્રેરક છે.

### શ્રી હેમચંદ્રસૂરિજી

એકવાર મહારાજા કુમારપાળે પોતાના ઉદયન નામના પ્રધાનને સોરઠના રાજા સમરસેનને જીતવા સોરઠ મોકલ્યા. ક્રમે કરી તેઓ પાલીતાણા આવી પહોંચ્યા. સામંતાદિ સાથે તળેટીમાં શ્રી મહાવીર પ્રભુના દર્શન કર્યા પછી ગિરિરાજ ઉપર ચડવાની ભાવના થઈ. તેમણે સામંતાદિને આગળના ગામે જવા કહ્યું ને પોતે ગિરિરાજશ્રી સિદ્ધાચલ ઉપર ચડી શ્રી આદીશ્વરદાદાના દરબારમાં આવી ઉભા. ખૂબ ભાવપૂર્વક પૂજાદિ

કરી ગભારામાંથી બહાર આવી ત્રીજી નિસિહી બોલી તે ચૈત્યવંદનની શરુઆત કરતા હતા, ત્યાં એક ઉંદર આવી ઘીના દીવાની સળગતી વાટ ખેંચી પોતાના દર તરફ લઇ જવા લાગ્યો આ જોઈ ગયેલો પૂજારી દોડતો આવ્યો ને ઉંદર વાટ મૂકી નાસી ગયો. આ જોઈ મંત્રી વિચારમાં પડયા કે આ લાકડાનું દહેરું હોઈ કયારેક સળગી જશે તો મહા અનર્થ થશે, રાજ્યકાર્યમાં વ્યગ્ર રહેતા મને ધિક્કાર છે કે બધી સગવડ છતાં મેં આ મહાતીર્થનો જીર્ણોદ્ધાર ન કરાવ્યો. પાપવ્યાપારથી ઉપાર્જન કરેલી એ રાજાઓની આ લક્ષ્મી પણ શા કામની જે રાજ્યાધિકારીયોથી પણ તીર્થાદિકમાં ખર્ચાતી નથી ને કૃતાર્થતા પામતી નથી. ઈત્યાદિ વિચારી તેમણે પ્રભુ સમક્ષ પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી આ તીર્થનો ઉદ્ધાર ન કરાવું ત્યાં સુધી મારે બ્રહ્મચર્ય, એકાસણ, ભૂમિ-સંથારે સૂવું ને તાંબુલ (પાન) આદિનો સર્વથા ત્યાગ કરું છું. પછી ગિરિરાજથી હેઠે ઊતરી પ્રયાણ કર્યું ને આગળ ગયેલા સામંતાદિકને મળી ગયા. .

રાજા સમરસેન ઘણો બળીયો હતો. તેની સાથેના યુદ્ધમાં ઉદયન મંત્રીનું સૈન્ય ભાંગી પડયું. આ જોઈ ઉદયન મંત્રી મોખરે આવ્યા ને લડવા લાગ્યા. થોડીવારમાં તેમણે કેર વર્તાવી મૂકયો. જો કે ચારે તરફથી શત્રુના બાણો તેમને વાગતા હતા ને શરીર શીર્ણ–વિશીર્ણ થઈ ચૂકયું હતું છતાં સાહસ અને પરાક્રમથી તેમણે રાજા સમરસેનને મારી નાખ્યો. તેના દેશમાં કુમારપાળ રાજાની આણા ફેરવી ઉદયન પાછા ફર્યા. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ તેમનું શરીર જાણે ચૈતન્ય ખોવા લાગ્યું. આંખે અંધારા આવ્યાં ને તેઓ ધરણી પર ઢળી પડયા. શીતોપચારથી તે સ્વસ્થ થયા ને બાળકની જેમ રોવા લાગ્યા. આ જોઈ સામંત આદિએ પૂછયું: તમે શૂરવીર છો. તમારી સહનશક્તિને અમે જાણીએ છીએ. તમે કોઇ દિવસ નહી ને આજે શા માટે રડો છો ? જો કે શરીર પર ઘા તો ઘણા મોટા ને ઊંડા પડયા છે.' મંત્રી બોલ્યાઃ ' આ રડવું ઘાનું કે મૃત્યુનું નથી. પણ કરવાના અધૂરા રહ્યા કામનું છે. ' તેમણે કહ્યુંઃ ' તમે સંકોચ વિના કહો. તમારા કહ્યા પ્રમાણે બધું જ અમે કરીશું. ' મંત્રીએ કહ્યું, ' મારી આ ચાર ભાવના હતી; મારા નાના દિકરા અંબડને સેનાપતિ બનાવવો, સિદ્ધગિરિનો ઋષભદેવ દાદાનો પ્રસાદ જે લાકડાનો છે તેનો ઉદ્ધાર કરાવી પાષાણનો કરાવવો. ગિરનાર પર્વત પર જવા નવા પગથીયા કરાવવા અને મૃત્યુ સમયે નિઝામણા કરાવનાર કોઈ ગુરુનો યોગ મેળવવો. પણ એક વાત પૂરી થતી નથી દેખાતી. તેથી તે શલ્યની જેમ ખૂંચે છે.' સામંતોએ કહ્યુંઃ ' મંત્રીશ્વર ! ચિંતા ન કરો. પહેલી ત્રણ વાત તો તમારા મોટા દિકરા બાહડદેવ પૂરી કરશે. તેમાં અમે સાક્ષી છીએ. હવે રહી નિઝામણા–આરાધનાની વાત તો અમે હમણાં જ કોઈ ગુરુ-મહારાજને શોધી લાવીયે છીયે.

એમ કહી તેઓ એક તરફ ચાલ્યા ને વિચાર્યું "આ યુદ્ધની ભૂમિમાં ગુરુમહારાજ મળવા અશકય છે. ને મંત્રીશ્વરની સ્થિતિ પણ ઝોલા ખાય છે" ઇત્યાદિ વિચારી

તેમણે એક ભાંડ (ભવાયા) ને સાધુવેષ પહેરાવી મંત્રીને કેવી રીતે શું કહેવું વગેરે શિખવાડી ત્યાં લઈ આવ્યા તેણે પણ સાધુની જેમ જ બધો અભિનય કર્યો ને ધર્મ-લાભ કહી ઉભો રહ્યો. મંત્રીએ તેને ગૌતમસ્વામીની જેમ વંદના કરી, સર્વ–જીવોને ખમાવ્યા. દુષ્કૃતની ગર્હા અને સુકૃતની અનુમોદના કરતાં તે સ્વર્ગગામી બન્યા.

આ ભાંડ વિચારે છે કે "અહો કેવો આશ્ચર્યકારી મહિમા છે આ મુનિવેષનો. ક્યાં હું સાધનહીન ગરીબડો ને ક્યાં સર્વને ઝાંખા પાડનાર સમૃદ્ધ મંત્રીશ્વર! આમણે મને વંદના કરી મને પૂજ્ય કહી માથું નમાવ્યું. હવે આ વેષ ઉતારવો ન જોઇએ. વિશ્વવંદ્ય વેશને હું હવે ભાવથી સ્વીકારૂં છું." ઈત્યાદિ વિચારી તેણે સાધુત્વ સ્વીકાર્યું. તેણે પણ ગિરનારજી જઈ બે માસના અણસણપૂર્વક સ્વર્ગ સાધ્યું.

ઉદયનમંત્રીના આદર–માન, અને પ્રશંસા તેમજ સામંતાદિકની પણ પ્રશંસાથી તે સામાન્ય માણસને શ્રદ્ધા થઇ ને તે ગિરનાર જઇ દેવપણું પામ્યો.

ક્રમે કરી સામંતાદિ પાટણ આવ્યા અને શ્રી કુમારપાળ મહારાજાના ચરણમાં શત્રુની લક્ષ્મી આદિ અર્પણ કરતા મંત્રીશ્વરના શૌર્યની પ્રશંસાપૂર્વક તેમની ભાવનાની વાત કરી. તે સાંભળી રાજા સામંતો સાથે મંત્રીશ્વરના ઘરે આવ્યા ને તેમના પુત્રો બાહડ–અંબડ આદિનો શોક ઉતરાવી કહ્યું—

युवां यदि पितुर्भक्तौ, धर्ममर्मविदावपि ।
उद्ध्रियेथां तदा तीर्थे, गृहीत्वा तदभिग्रहान् ॥१॥

**અર્થ**—હે બાહડ–અંબડ! તમે બંને ખરેખર જ પિતાના ભક્ત અને ધર્મના મર્મને જાણનારા હો તો તે તે અભિગ્રહોને ગ્રહણ કરી બંને તીર્થોનો ઉદ્ધાર કરો.

ऋणमन्यदपि प्रायो, नृणां दुःखाय जायते ।
यद्देवस्य ऋणं तत्तु, महादुःखनिबन्धनम् ॥ २ ॥

**અર્થ**—લોકોનું સામાન્ય ઋણ પણ માણસ માટે દુઃખનું કારણ બને છે, ત્યારે દેવનું દેવું તો મહાદુઃખનું નિમિત્ત જ છે.

स्तुत्याः सुतास्त एव स्युः पितरं मोचयन्ति ये ।
ऋणाद् देवऋणात् तातं, मोचयेथां युवां ततः ॥ ३ ॥

**અર્થ**—જે પુત્રો પોતાના પિતાને ઋણમુક્ત કરે છે તેજ પુત્રો પ્રશંસનીય છે. માટે તમે તમારા પિતાને ઋણથી મૂકાવો.

सवितर्यस्तमापन्ने, मनागपि हि तत्पदम् ।
अनुद्धरन्तस्तनया, निन्द्यन्ते शनिवज्जनैः ॥ ४ ॥

**અર્થ**—સૂર્ય અસ્ત પામતાં તેના પુત્રો (અન્ય ગ્રહો) તેના સ્થાનને ન શોભાવે તો શનિની જેમ લોકોથી તે નિન્દાય છે; (શનિને સૂર્યપુત્ર માન્યો છે) રાજા આદિની

આવી ઉદાત્ત ને મીઠી વાણી સાંભળી ઉત્સાહિત થયેલા બાહડ અને અંબડે એક એક પ્રતિજ્ઞા કરી. પછી બાહડે પોતાનો ઓરમાન ભાઈ થતો હતો છતાં અંબડને રાજા પાસેથી સેનાધિપતિનું સ્થાન અપાવ્યું. પોતે રાજાજ્ઞા લઈ શ્રી ગિરનારતીર્થે ગયો ને અંબાદેવીએ માર્ગ બતાવવા જ્યાં ચોખા છાંટયા હતા તે માર્ગે ત્રેંસઠ લાખનો વ્યય કરી ચડવામાં સુગમતા રહે તેવા નવા પગથીયા કરાવ્યાં. ત્યાંનું કામ પૂરું થતાં તરત શ્રી શત્રુંજયની તળાટીમાં સૈન્ય સાથે પડાવ નાંખ્યો–યોજના વિચારીને દેશ–વિદેશના શિલ્પી કારીગરો તેમ જ સલાટો તેડાવ્યા. પત્થર આદિ સામગ્રી ભેગી કરવા માંડી. આખા દેશમાં વાયુવેગે વાવડ ફરી વળ્યા કે ગુજરાતના મહામાત્ય શ્રી શત્રુંજયનો ઉદ્ધાર કરાવે છે. પોતે આ લાભ લીધા વિના ન રહી જાય એવી ભાવનાથી ઘણા શ્રાવક ગૃહસ્થો મંત્રી પાસે આવ્યા છે ને પોતાને પણ આ પુણ્યકાર્યમાં લાભ મળે એવી સદ્‌ભાવના પ્રગટ કરી રહ્યા છે. એવે અવસરે ટીમાણકગામનો રહેવાસી કોઈ "ભીમો કુંડલીયો" નામનો વાણીયો કેવલ છ રૂપીયાનું ઘી લઇ વેપાર કરવા ત્યાં આવ્યો બાહડના સૈન્યમાં ઘી વેચી શુદ્ધ વ્યાપારથી તેણે એક રૂપીયા જેવી કમાણી કરી. નાહી–ધોઇ પુષ્પ ખરીદી પ્રભુજીની પૂજા કરી અને બાહડ મંત્રીના પડાવમાં આવ્યો. અનેક શેઠીયાની વચ્ચે તેજસ્વી બાહડ મંત્રીને જોઇ ભીમો જંખવાણો પડયો. મોટા દરવાજે ઉભેલા દરવાને પણ તેને આગળ જવા ઇશારો કર્યો. તેણે વિચાર્યું—

अहो ! मर्त्यतया तौल्य–मस्य मेऽपि गुणैः पुनः ।
द्वयोरप्यन्तरं रत्नो–पलयोरिव हा कियत् ॥ १ ॥

**અર્થ**—અહો આશ્ચર્યની વાત છે કે મનુષ્યપણાથી તો હું અને આ મંત્રી સરખા જ છીયે. પણ ગુણની દૃષ્ટિથી તો અમારા બંનેમાં રત્ન અને પાષાણ જેટલું અંતર છે.

ભીમા શેઠને દ્વારપાળ જતા રહેવા જણાવતો હતો, ત્યાં મંત્રીની દૃષ્ટિ ભીમાપર પડી. તેઓ તેની પાસે આવ્યા. ખભે હાથ મૂકી પૂછ્યું "ભાઈ! કોણ છો ? પૂજા કરી આવ્યા ?" ભીમાએ કહ્યું "હું એક ગરીબ શ્રાવક છું. ઘણાં વખતે આજે પુષ્પો ખરીદી ભાવથી પૂજા કરી." આ સાંભળી મંત્રીએ કહ્યું—

धन्यस्त्वं निर्धनोप्येवं, यज्जिनेन्द्रमपूजयः ।
धर्मबन्धुरसि त्वं मे, ततः साधर्मिकत्त्वतः ॥ १ ॥

**અર્થ**—નિર્ધન છતાં તમે દ્રવ્ય વ્યય કરી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરી માટે તમે ધન્ય છો—કૃતપુણ્ય છો, સાધામક હોઈ તમે મારા ધર્મબંધુ છો. પછી પોતે ભીમાશાને પોતાની ગાદી પાસે લઈ આવ્યા. ભીમો ખચકાતો ખચકાતો ચાલ્યો ને મંત્રીએ તેને ખેંચીને પોતાની પાસે બેસાડયો અને બધા વચ્ચે ભીમાની પ્રશંસા કરી પોતાની પાસે બેસાડયો. ભીમાએ વિચાર્યું "અહો પ્રભુનો ધર્મ કેટલો મહાન છે.

પૂજાનો મહિમા પણ અપાર છે. તેથી મારા જેવા સામાન્ય માણસને પણ કેટલું માન-સન્માન મળે છે.” તે વખતે શેઠીયાઓ મંત્રી સાથે મીઠી રકઝક કરતા કહી રહ્યા હતા કેઃ—

प्रभविष्णुस्त्वमेकोऽपि, तीर्थोद्धारेऽसि धीसख ।
वन्धूनिव तथाप्यस्मान्, पुण्येऽस्मिन् योक्तुमर्हसि ॥१॥

**અર્થ**—હે મંત્રીશ્વર ! જો કે તમે એકલા જ આ તીર્થનો ઉદ્ધાર કરવામાં સમર્થ છો, છતાં અમારી વિનંતિ છે કે આ પુણ્યકાર્યમાં બંધુની જેમ તમે અમને પણ સાથે રાખો. અર્થાત્ અમને પણ આ જીર્ણોદ્ધારના કાર્યમાં લાભ આપો.

पित्रादयोपि वञ्च्यन्ते, कदापि क्वापि धार्मिकैः ।
न तु सार्धर्मिका धर्म-स्नेहपाश-नियन्त्रणात् ॥२॥

**અર્થ**—કોઇકવાર ધર્મી પુરુષો માતા-પિતા આદિને છેતરી લે છે પણ ધર્મ-કાર્યમાં સ્નેહપાશથી બંધાયેલા હોવાને લીધે તેઓ સાધર્મીબંધુને છેતરી શકતા નથી. માટે અમારૂં ધન પણ આ ગિરિરાજના ઉદ્ધારમાં અવશ્ય લાગવું જોઈએ.’ આમ બોલતા તે શ્રાવકો પોતાની રકમ નોંધાવવા લાગ્યા. પણ ‘સહુ પ્રથમ કોનું નામ લખવું’ એની વિમાસણ થઈ. ભીમાશાએ પણ વિચાર્યું ‘આ બધા તો મહાસૌભાગ્ય-શાલી છે ને મોટા મોટા લાભ લેશે. મારે પણ આ અવસર ખોવો જોઈએ નહીં’ તેની ચેષ્ટાથી મંત્રીએ પૂછ્યું: ‘મહાનુભાવ શું વિચારો છો ?’ તેણે કહ્યું ‘મને પણ લાભ લેવાની ઘણી ભાવના થાય છે. પણ મારી પાસે તો માત્ર સાત જ રૂપીયા છે ને જીવનભરની આ જ કમાણી છે.’

આ સાંભળી મંત્રી ભીમાને ભેટી પડ્યા ને બોલ્યા: “શેઠીયા ! ધન્ય છે તને, પ્રથમ નામ કોનું લખવું ? હું તેની વિમાસણમાં હતો. અમે શું ખરચવાના હતા ? તેં તો તારી બધી જ મૂડી આપી દીધી. પહેલું નામ તમારૂં. શેઠ ભીમા કુંડલીયા રૂપીયા સાત. અમે બધાં અહીં ભેગા થઈ વાત તો ઘણી કરી પણ કોઇએ પોતાની મૂડીનો મોટો ભાગ કાઢ્યો નથી ત્યારે તમે તમારી બધી જ કમાણી આપી દીધી.” સાંભળી બધા શેઠીયાઓ હર્ષ અને લજ્જા પણ પામ્યા.

મંત્રીએ બહુમાન કરતાં ભીમાને ૫૦૦ રૂપીયા અને ત્રણ ઉત્તમ વસ્ત્રના તાકા આપવા માંડ્યા. પણ ભીમાએ તે ઘણો આગ્રહ છતાં ન લીધા ને ઘરે આવ્યો. તેની પત્ની સ્વભાવની જરા આકરી હતી છતાં ભીમાએ ધીરે ધીરે તેને બધી વાત કરી. પુણ્યોદયે સ્ત્રીને પણ સારા ભાવ પ્રગટ્યા. તે બોલી “સિદ્ધગિરિના જીર્ણોદ્ધારમાં ભાગી થવાનું સૌભાગ્ય મેળવ્યું તે તો ઉત્તમ કામ કર્યું પણ મંત્રીશ્વરનું દ્રવ્ય ન લઈને તો તમે ઘણું જ સારૂં કર્યું.”

આ સાંભળી ભીમાને સંતોષ થયો. એકવાર ગાય બાંધવા ખીલો ખોદવા જતાં

ધરતીમાંથી ચરૂ નિકળ્યો તેમાંથી ચાર હજાર સુવર્ણમુદ્રા નિકળી. તેણે પત્નીને કહ્યું "આ જો પુણ્યોદય! આ ધન પણ આપણે ધર્મ–પુણ્યમાં જ ખરચીએ તો કેમ?" પત્ની સંમત થઈ ને ભીમાશા ચરૂ લઇ પહોંચ્યા મંત્રીશ્વર પાસે બધી વાત જણાવી તીર્થોદ્ધાર માટે આપવા લાગ્યા મંત્રીએ ના કહી. ભીમાશાએ આગ્રહ કર્યો મંત્રીએ કહ્યું કે "પર્યાપ્ત ધન થઈ ગયું છે થાટે હવે તમે ઘેર જાવ." આ રકજકમાં રાત પડી ગઇ. બે માંથી એકે માનતા નથી. ત્યાં કપર્દીયક્ષ પ્રગટ થઇ બોલ્યા ભીમાશા! તમારી પ્રભુભક્તિ ને પૂષ્પોથી ઉત્તમ પૂજા જોઈ હું ઘણો આનંદિત થયો છું. આ સોનામુદ્રાનો ચરૂ તમને જ આપ્યો છે. તમે ઘરે જાવ ને સુખે રહો" યક્ષ પછી અદશ્ય થયો. બંને વિસ્મય–આનંદ પામતા સૂઈ ગયા. સવારે ભીમાશાએ શ્રી આદીશ્વર ભગવાનની પુષ્પો ને રત્નોથી પૂજા કરી પછી ચરૂ લઈ ઘરે આવ્યો. સદ્‌ગૃહસ્થની જેમ તે રહેવા ને દાન–પુણ્યમાં સંપત્તિ વાપરવા લાગ્યો.

આ તરફ મંત્રીશ્વરે શુભ મુહૂર્તમાં પ્રાચીન કાષ્ઠના જિનાલયનું વિસર્જન કરાવી ખાત મુહૂર્ત કરી સોનાની વાસ્તુમૂર્તિ વિધિવત્ પધરાવી અને મોટી શિલા સ્થાપન કરી. જિનમંદિરનું કામ જોરશોરથી આરંભ્યું તે પાષાણમય દહેરાસર બે વર્ષે તૈયાર થયું. ચૈત્ય પૂર્ણ થયાના સમાચાર–વધામણી આપનારને મંત્રીએ સોનાની ૩૨ જીભ આપી ને આનંદ વ્યક્ત કર્યો. તે આનંદોત્સવ ચાલતો હતો ત્યાં એક બીજા માણસે આવીને ખબર આપ્યા કે "દુઃખની વાત છે કે ગમે તે કારણે તે દહેરાસરની ભીંતમાં મોટી તીરાડ પડી ગઇ છે." આ સાંભળી વિચારમાં પડેલ મંત્રીએ તે માણસને ૬૪ જીભ સોનાની આપી. આથી આશ્ચર્ય પામેલા લોકોએ કારણ પૂછ્યું. મંત્રીએ ઉત્તર આપતાં કહ્યું "મારી હૈયાતીમાં આ પ્રાસાદમાં તીરાડ પડી તે હું તરત સમરાવી લઈશ, પણ પાછળથી થતે તો કોણ જાણે કયારે ને કેમ સુધરતે? હું તે ફરીવાર અને ઘણી સુદઢ કરાવીશ. મંત્રીએ શિલ્પી–સલાટોને પ્રાસાદ ફાટવાનું કારણ પૂછતાં તેમણે કહ્યું "આવા મોટા પર્વતપર પવનનું તો જોર હોય જ. તે પવન દહેરાસરની ભમતીમાં પેઠો પણ નિકળવાનો રસ્તો ન હોઇ તેણે દિવાલ તોડી. ભમતી વિનાનું દહેરાસર કરીયે તો શિલ્પશાસ્ત્ર એમ કહે છે કે તેથી કરાવનારને સંતાન ન થાય. આ સાંભળી મંત્રી વિચારે છે કે—

सन्तानः सुस्थिरः कस्य ? स च भावी भवे भवे ।
साम्प्रतं धर्मसन्तान, एवास्तु मम वास्तवः ॥ १ ॥

**અર્થ**—સ્થિર સંતતિ કોની રહી (કે મારી રહેશે?) તે તો ભવેભવ સુલભ છે. માટે વર્તમાનમાં તો ધર્મસંતાન જ વાસ્તવમાં સ્થિર સંતતિ છે.

મંત્રીએ ભમતીમાં બંને બાજુની ભીંતમાં મોટી શિલાઓ જડાવી. ત્રણ વર્ષે દહેરાસર પૂર્ણ થયું. જીર્ણોદ્ધારમાં બે કરોડ સત્તાણું લાખ રૂપીયાનું ખર્ચ થયું. તે મહાપ્રાસાદની પ્રતિષ્ઠા સંવત ૧૨૧૧ ની સાલે શનિવારના દિવસે મહામહોત્સવપૂર્વક

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીના વરદ્હસ્તે કરાવી. સોનાના ધ્વજદંડ-કલશ પ્રતિષ્ઠાપન કર્યા. લાખો શ્રાવક-શ્રાવિકાએ મહામહોત્સવમાં ઉમંગપૂર્વક ભાગ લીધો ને ધર્મનો જયજયકાર થયો પ્રભુજીની પૂજા માટે ચોવીશ બગીચા તેમજ ચોવીશ ગામ અર્પણ કર્યા ને તળેટીમાં બાહડપુર નામનું ગામ વસાવ્યું. ત્યાં શ્રી પાર્શ્વપ્રભુનું સુંદર દહેરાસર બંધાવી ત્રિભુવનપાળવિહાર નામ આપ્યું. મંત્રીશ્વરના આવા અદ્ભુત ઉત્તમ ચરિત્રથી પ્રસન્ન થયેલા શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી બોલ્યા કે—

जगद्धर्माधारः स गुरुतरतीर्थाधिकरण-
स्तदप्यर्हन्मूलं स पुनरधुना तत्प्रतिनिधिः।
तदावासश्चैत्यं सचिव ! भवनोद्धृत्य तदिदं,
समं स्वेनोद्दध्रे भुवनमपि मन्येऽहमखिलम् ॥ १ ॥

**અર્થ**—જગતના ધર્મનો આધાર તે મોટા મોટા તીર્થનું અધિકરણ છે, ને તેનું મૂળ અર્હત્ પરમાત્મા છે. પરંતુ વર્તમાનમાં તેમનું પ્રતિનિધિત્વ તેમના પ્રતિમાજી કરે છે. તેમનો આવાસ એ આ ચૈત્ય છે, તો જિનભવનનો ઉદ્ધાર કરીને હે મંત્રી ! હું માનું છું કે તમે તમારા આત્મા સાથે અખિલ ભુવનના આખા સંસારનો ઉદ્ધાર કર્યો છે.

આમ આખા સંઘથી પણ સ્તવાયેલા વાગ્ભટ્ટ ( બાહડ ) મંત્રીએ પાટણમાં આવી રાજાને પ્રસન્ન કર્યા.

આ તરફ આમ્રભટ્ટે (આંબડે) પિતાના શ્રેય કાજે ભૃગુપુર એટલે ભરૂચમાં શકુનિકા વિહાર નામે શ્રી મુનિસુવ્રત ભગવાનના મહાપ્રાસાદનો સંવત ૧૨૨૦ માં ઉદ્ધાર કરાવ્યો. વડના ઝાડ નીચે પડેલી સમળીને નવકાર સંભળાવતા મુનિરાજના દૃશ્યવાળી લેપ્યમયમૂર્તિ કરાવી. મહારાજા કુમારપાળ સહિત સમસ્ત સંઘને આમંત્રી કલિકાળ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીના વરદહસ્તે શ્રી મુનિસુવ્રતસ્વામીની મોટા મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. પહેલા કુમારપાળે દક્ષિણના દંડનાયકપદે આમ્રભટ્ટ (આંબડ)ને નીમ્યા હતા ને આમ્રભટ્ટે ત્યાંના યુદ્ધમાં વિજય મેળવી મલ્લિકાર્જુનને જીત્યો હતો ને તેનો દ્રવ્યકોશ લઇને આવ્યા હતા. તે કોષ રાજા કુમારપાળે દંડનાયકને જ અર્પણ કર્યો હતો ને પિતામહની પદવી પણ આપી હતી. બત્રીશ ઘડી સોનાના કળશ ને ધ્વજાદંડ કરાવી પ્રાસાદના શિખરો પર પ્રતિષ્ઠિત કર્યા હતા ને પટ્ટકુળની ધ્વજાઓ લહેરાવી હતી. બધું કાર્ય સારી રીતે પાર પડ્યા પછી હર્ષાવેશથી ઉલ્લસિત હૃદયવાળા આમ્રભટ્ટ મલ્લિકાર્જુનનો ખજાનો લઈ દહેરાસરના શિખર પર ચડ્યા અને સુવર્ણ-રત્નમણિ-મુક્તાની ખોબે ખોબે વૃષ્ટિ કરી. આથી તેમની ઘણી પ્રશંસા થઇ. એક કવિએ કહ્યું :—

निरीक्षिता पुराप्यासीत्, वृष्टिर्जलमयी जनैः ।
तदा तु ददृशे क्षौम–स्वर्णरत्नमयी पुनः ॥१॥

**અર્થ**—લોકોએ પહેલાં પણ જળની વૃષ્ટિ તો જોઈ જ હતી, પણ ક્ષૌમ (મૂલ્યવાન વસ્ત્રો) સોના ને રત્નનો વરસાદ તો ત્યારે (પ્રતિષ્ઠા વખતે) જ જોવામાં આવ્યો.

પછી મોટા ઉછરંગપૂર્વક ચૌલુક્યવંશ વિભૂષણ મહારાજા કુમારપાળ તેમજ આમ્રભટ્ટ આદિએ શ્રી મુનિસુવ્રત ભગવાનની આરતી ઉતારી. તે વખતે બોંતેર સામંતો સોનાની દાંડીવાળા ચામર વીંજવા ઉભા રહ્યા. વાગ્ભટ્ટ આદિ મંત્રીઓ પૂજાવિધિની સામગ્રીની તૈયારી કરવામાં સાવધાન થયા. આરતી પછી મંગળદીવો પ્રગટ થયો. ત્યાર બાદ પ્રભુજીના ગુણગાન ગાનાર સંગીતકાર આદિને બત્રીશ લાખ દ્રવ્યનું દાન આપ્યું. આવું વિસ્મયકારી ચરિત્ર આમ્રભટ્ટનું જાણી–માણસની સ્તુતિ કદી ન કરનારા આચાર્યશ્રી હેમચંદ્રસૂરિજી એકાએક બોલી ઊઠયા કે—

किं कृतेन यत्र हि त्वं, यत्र त्वं किमसौ कलिः ।
कलौ चेद् भवतो जन्म, कलिरस्तु कृतेन किम् ॥१॥

**અર્થ**—ઓ આંબડ! જ્યાં તું છે ત્યાં કૃતયુગ–સતયુગથી શું પ્રયોજન છે? અર્થાત્ તું છે ત્યાં સતયુગ જ છે. જ્યાં તું છે ત્યાં શું કળિયુગ છે? અર્થાત્ કળિયુગનો તારી સામે કોઈ પ્રભાવ જ નથી. તારા જેવાનો જન્મ જો કળિયુગમાં જ થતો હોય તો કળિયુગ ભલે રહ્યો અમારે કૃતયુગની કાંઈ આવશ્યકતા નથી. કેમકે—

कृते वर्षसहस्रेण, त्रेतायां हायनेन च ।
द्वापरे यच्च मासेन, अहोरात्रेण तत् कलौ ॥२॥

**અર્થ**—સતયુગમાં જે કાર્ય હજાર વર્ષે થાય છે તે ત્રેતા યુગમાં એક વર્ષે થાય છે, તે કાર્ય દ્વાપરમાં એક મહિને થાય છે ત્યારે કળિયુગમાં તે માત્ર એક દિવસ-રાતમાં જ સિદ્ધ થાય છે.

આમ આમ્રભટ્ટની ગુરુમહારાજે ને રાજાએ પણ પ્રશંસા કરી. સહુ પોતાને સ્થાને આવ્યા. થોડીવારે આંબડને ઘોર મૂર્છા આવી ગઈ. તે જાણે મરણ પામ્યા હોય તેમ અચાનક લાકડું થઈ પડયાં. હાહાકાર થઈ ગયો. શ્રી હેમચંદ્રાચાર્યે જાણી લીધું કે જ્યારે પ્રાસાદના શિખર પર ચડી આંબડ આનંદોલ્લાસના અતિરેકથી નાચતો હતો ત્યારે મિથ્યાત્વીદેવીની દૃષ્ટિ લાગી ગઇ છે. ઉપાધ્યાય યશશ્ચંદ્ર નામના શિષ્યને લઈ સંધ્યા સમયે આચાર્યશ્રી ભરુચની સીમા ભૂમિમાં આવ્યા. ઉત્પાત કરનાર સિંધુદેવીનું આહ્‌વાહન કરી આચાર્યદેવે કાઉસ્સગ્ગ કર્યો. દેવી આવી પણ કાંઈ પણ બોલ્યા વિના જાણે ગુરુની અવગણના કરી ચાલતી થઇ. ત્યારે શિષ્ય યશશ્ચંદ્રગણીએ પોતાની કામળી ખારણીમાં નાંખી કૂટવા માંડી. પ્રથમ પ્રહારે દેવીનું સ્થાન ધમધમી ઉઠયું. બીજા

પ્રહારે તો તે દેવીના બરડામાં એવો ઘા વાગ્યો કે "મને બચાવો બચાવો. આ વજનો માર નથી ખમાતો....ઓ મા....રે મરી ગઈ" કહેતી તે શ્રી મુનિસુવ્રત ભગવાનના મંદિરના ઉમરામાં ઢગલો થઈ પડીને પ્રભુનું શરણું લીધું. તે દુષ્ટ વ્યંતરીને સાત્ત્વિક વિદ્યાથી શિક્ષા આપી ફરી આવું ન કરવા સમજાવી વિદાય કરી અને આમ્રભટ્ટ મંત્રીને સ્વસ્થ કર્યા. ગુરુમહારાજ સ્વસ્થાને આવ્યા. ભવ્યજીવો પર ઉપકાર કરતા વિચરતા રહ્યા ને શાસનની ભવ્ય પ્રભાવનામાં અગ્રસર રહ્યા.

ધર્મ-શાસનના મહાન કાર્યોમાં આમ્રભટ્ટ સદા આગળ રહેવા લાગ્યા. શ્રી હેમચંદ્રસૂરિજીએ પણ તેમની પ્રશંસા કરી. જેમ હેમચંદ્રસૂરિજીએ આમ્રભટ્ટ-આદિ સચીવો ને કુમારપાળ જેવા રાજાની ધર્મભાવનાની વૃદ્ધિ અર્થે પ્રશંસા કરી તેમ ધર્મપ્રભાવક શ્રાવક શ્રાવિકા આદિની શ્લાઘા-પ્રશંસા અવશ્ય કરવી.



## ૨૭૪

## દર્શનાચારનો છટ્ઠો આચાર-સ્થિરીકરણ.

मनोविपरिणामेन, गुर्वादिष्टक्रियादिषु ।
स्थिरतापादनं तेषां, सीदतां स्मरणादिभिः ॥

**અર્થ**—મનના પરિણામ વિપરીત થવાને કારણે ગુરુ આદિકે બતાવેલ ક્રિયા આદિમાં સીદાતા-અસ્થિર થતા શિષ્યાદિકને સ્મારણાદિ દ્વારા સ્થિરતા ઉપજાવવી તેનું નામ સ્થિરીકરણ છે. નીચેના વિવેચન અને દૃષ્ટાંતથી આનો આખો ભાવાર્થ સમજી શકાશે.

ગુરુમહારાજે બતાવેલ વિનય-વૈયાવચ્ચ, કઠિન વિહાર તેમજ દુષ્કરવ્રતોનું પાલન આદિ ક્રિયામાં પ્રમાદાદિ કારણે સીદાતાં શિષ્યાદિકને યોગ્યતા પ્રમાણે સંસારના ભય (કષ્ટ) આદિ બતાવવા દ્વારા હિતોપદેશ દેવા પૂર્વક સ્મારણા, વારણા, નોદના, પ્રતિનોદના આદિ કરી તેમને મોક્ષમાર્ગમાં સ્થિર કરવા. જેમકે—

દીક્ષાના દિવસે જ-સંથારો છેલ્લે અને દ્વાર પાસે કરવાનો વારો આવ્યો. જતાં આવતાં સાધુઓના પગસંઘટ્ટનથી તેમજ ચરણરજથી મગધના રાજકુમાર મેઘકુમાર મુનિને ખેદ ઉપજ્યો કે આવું કઠોર જીવન, જીવનભર કઈ રીતે જીવી શકાશે? તેમને વિપરીત પરિણામ થતા સ્થિર કરવા માટે ભગવાને કહ્યું "મેઘ તેં પરભવે હાથીના

જીવનમાં ઘણાં દુઃખો વેઠયાં છે.” ઇત્યાદિ કહી તેને ધર્મમાં સ્થિર કર્યા. તેમ બીજાએ પણ કરવું.

સ્મારણાદિનું સ્વરૂપ સમજાવતાં કહ્યું છે કે—

पम्हुट्ठे सारणा वुत्ता, अणायारस्स वारणा ।
चुक्काणं चोअणा भुज्जो, निट्ठुरं पडिचोअणा ॥१॥

**અર્થ**—વ્રતના પાલન માટે પ્રમાદીને માટે સારણા (સ્મારણા) કહી છે. (જેમકે તમે કોણ છો ? બધું છોડીને સંયમ લીધું છે. મહાભાગ! એ ભવ્ય ભાવનાનું સ્મરણ કરો.) અનાચારીને માટે વારણા, સ્ખલન પામનાર માટે ચોયણા (પ્રેરણા) અને નિષ્ઠુર જીવ માટે ફરી ફરી પ્રેરણારૂપ પડિચોયણા કહી છે.

थिरकरणं पुण थेरो, पवत्ति वावारिएसु अत्थेसु ।
जो जत्थ सीअइज्जइ, संतबलो तं थिरं कुणइ ॥१॥

**અર્થ**—સદા કરવાના ધર્મકરણીરૂપ વ્યાપારમાં જે સીદાતો હોય, ઉત્સાહ ન રાખતો હોય, ત્યાં તેને સ્થિર કરવાની પ્રવૃત્તિ સ્થવિરો કરે છે.

શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીએ જેમ કુમારપાળ રાજાને ધર્મમાં સ્થિર કરેલ, તેમ. તે સંબંધ નીચે પ્રમાણે છે—

## મહારાજા કુમારપાળનો પ્રબંધ

શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીની પ્રેરણાથી કુમારપાળે એવી પ્રતિજ્ઞા કરી હતી કે શ્રી હેમચંદ્રસૂરિજી વિરચિત વીતરાગસ્તોત્રના ૨૦ અને યોગશાસ્ત્રના ૧૨ એક કુલ ૩૨ પ્રકાશનો સ્વાધ્યાય કરીને જ મુખશુદ્ધિ ( દાતણ ) કરવી. યોગશાસ્ત્રની વ્યાખ્યા ગુરુમહારાજ પાસે રાજા સાંભળી રહ્યા હતા. તેમાં ચોથાવ્રતના અધિકારમાં શ્લોક આ પ્રમાણે આવ્યો.—

प्राप्तुं पारमपारस्य, पारावारस्य पार्यते ।
स्त्रीणां प्रकृतिवक्राणां स्त्रीचरित्रस्य नो पुनः ॥१॥

**અર્થ**—જેનો પાર નથી એવા પારાવાર (સમુદ્ર)નો પાર પામી શકાય છે-કિંતુ સ્વભાવથી જ વક્ર એવી નારીના સ્ત્રીચરિત્રનો પાર પામી શકાતો નથી.

આ સાંભળી હસતા રાજાએ કહ્યું “ભગવન્ ! કવિઓનો વિહાર અગમ્ય છે. તેઓ મેરુને કાંકરા તુલ્ય અને કાંકરાને મેરુ તુલ્ય કરી શકે તે વાત સત્ય લાગે છે. કહ્યું છે કે—

कविजन कबहु न छोडिये, जो होय हियडे सान ।
मेरु टाली कर्कर करे, कर्कर मेरु समान ॥

**અર્થ**—આ ઉક્તિ પ્રમાણે આપે પણ આપના કવિહૃદયનો જ પરિચય આપ્યો છે. કેમકે સ્વભાવથી જ ડરપોક આ અબળાનું ચરિત્ર અતિગહન બતાવી આપે કવિજનોની કાવ્યકુશળતાનો સુંદર ચિતાર કર્યો છે.

આ બાબત રાજાની જીદ જાણી ગુરુશ્રીએ કહ્યુંઃ રાજા! આ કવિત્વનું કૌશલ્ય નથી પણ નિર્ભેળ સત્ય છે. પૂર્વના અનેક આચાર્યોએ આ બાબત ઘણું નિરૂપણ કર્યું છે. ઇતિહાસમાં પણ ઘણા કિસ્સાઓ બનેલા છે. તમારી ઇચ્છા હોય તો એકાદ સાંભળો—

પરકાયપ્રવેશ આદિ અનેક વિદ્યાવાળા મહારાજા વિક્રમ અવંતીનગરીમાં રાજ્ય કરતા હતા. તેમની સભામાં એકવાર એક પંડિતે કહ્યું કે—

अश्वप्लुतं माधवगर्जितं च, स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यम् ।
अवर्षणं चापि च वर्षणं च, देवो न जानाति कुतो मनुष्यः ॥१॥

**અર્થ**—ઘોડાનો અવાજ, વૈશાખની ગર્જના, સ્ત્રીનું ચરિત્ર, પુરુષનું ભાગ્ય, સુકાળ અને દુષ્કાળ આવી બાબતમાં દેવ પણ કાંઈ જાણી શકતા નથી તો માણસનું શું ગજું?

આ સાંભળી વિદ્વાન રાજાએ કહ્યુંઃ 'પંડિત! બીજું બધું તો ઠીક પણ સ્ત્રી-ચરિત્રની તમે ગહનતા કહી તેમાં ન જાણવા જેવું શું છે? આ વાત મારા ગળે ઉતરતી નથી.' પંડિતે કહ્યુંઃ 'આ શ્લોકમાં શંકા રાખવા જેવું નથી.' રાજાએ કહ્યુંઃ 'હું આ બાબતની પરીક્ષા કરી તમને પારિતોષિક આપીશ.' પંડિતે 'સારૂં' કહી વિદાય લીધી. રાજા એકવાર રાતે નગરચર્યા જોવા નીકળ્યા. અંધારામાં ફરતા રાજાએ એક હવેલીની છત પર તિલકશ્રી અને કનકશ્રી નામની બે સખીનો આ પ્રમાણે વાર્તાલાપ સાંભળ્યો. તિલકશ્રીએ પૂછ્યુંઃ 'કનકશ્રી તું પરણી પતિના ઘરે જઈશ. પછી ત્યાં શું કરીશ? તેણે ઉત્તરમાં કહ્યુંઃ—

शय्योत्पाटनगेहमार्जनपयःपावित्र्यचुल्लीक्रिया—
स्थालक्षालनधान्यपेषणभिदागोदोहतन्मन्थनैः ।
पाकैस्तत्परिवेषणैः समुदितैर्भाण्डादिशौचक्रिया—
कार्यैर्भर्तृननान्दृदेवृविनयैः कष्टं वधूर्जीवति ॥१॥

**અર્થ**—પથારી પાથરવી-ઉપાડવી, વાસીદું વાળવું, પાણી ગળવું, સગડી-ચૂલો સળગાવવો, વાસણ ધોવા, અનાજ સાફ કરવા, ખાંડવા, દળવા, ભરડવા આદિ કરવું. ગાય દોહવી, દુધ-દહીં, છાશ આદિની પલોજણ કરવી. રાંધવું, પીરસવું, બધાં વાસણો માંજવાં આદિ શૌચક્રિયા કરવી. ધણી, નણંદ, દેવર આદિનો વિનય કરવો. આ બધું જોતાં એમ લાગે છે કે ઘરની વહુ દુઃખે કરી જીવે છે. અર્થાત્ વહુનું જીવન દુઃખમય હોય છે. પણ કુળવધૂએ પોતાના અને કુળના ગૌરવ માટે બધું કરવું જ રહ્યું. હું તો બધી રીતે મારા પતિના ચિત્તને અનુકૂળ વર્તન કરીશ. તેમને ને ઘરને સારી રીતે સાચવીશ.'

આ સાંભળી તિલકશ્રી બોલી: 'તું તો સાવ ભોળી છે. તું જોજે તો ખરી? કે હું કેવા કલ્લોલ કરૂં છું. હું તો તારા કહ્યાથી સાવ વિપરીત જ કરીશ.' આ બધી વાત સાંભળી રાજા મહેલમાં આવ્યો ને સવારે તિલકશ્રીનું માગું કરી પરણ્યો. તેના વાણી વર્તનથી તે સ્વચ્છંદ જણાતી હતી ને તેના ચરિત્રની રાજાએ પરીક્ષા કરવી હતી તેને એક થાંભલા પર બનેલા મહેલમાં રાખી અને તે મહેલમાં પુરુષ માત્રનો પ્રવેશ નિષેધ્યો. ત્યાં દરેક કાર્ય સ્ત્રીઓ જ કરતી. પુરુષનો પડછાયો પણ મહેલ પર ન પડી શકતો. એકવાર તે મહેલના નીચે કોઈ કામાનંદ નામના સાર્થવાહે વિસામો કર્યો. તિલકશ્રી અને યુવાન સાર્થવાહની નજર મળી ને અનુરાગ થયો. તેણે સંકેત કર્યો, તે મુજબ કામાનંદે ધરતીમાં સુરંગ કરાવીને તે માર્ગે રાજાની અનુપસ્થિતિમાં તે મહેલમાં જવા લાગ્યો અને રાણી તિલકશ્રી જોડે રમવા લાગ્યો. આમ એ બંનેનો સમય સુખમાં વીતવા લાગ્યો.

એકવાર રાજા સભામાં બેઠો હતો. તે વખતે ધનનાથ નામનો યોગી ભિક્ષા માટે ચૌટામાં ભ્રમણ કરતા બોલવા લાગ્યો કે "સબ જગ ભીના એક જ કોરી." આ વારે વારે એક જ વાત સાંભળી રાજાએ એના મર્મનો અર્થ તારવ્યો કે ખરે જ આ યોગી પોતાની એકમાત્ર સ્ત્રીને જ સતી માનતો આમ બોલી રહ્યો છે. માટે આની ચર્યા જોવી જોઇએ. સાંજે જ્યારે ભિક્ષા લઇ એ યોગી પોતાના રહેઠાણ તરફ પાછો ફર્યો ત્યારે રાજા પણ માખીનું રૂપ લઈ તેની પાછળ પડી ગયો. યોગીના હાથમાં પુષ્પ, અત્તર, તાંબુલ, પક્વાન્ન આદિ હતા. આગળ યોગીને પાછળ ઉડતી માખી બંને ચાલ્યા જાય છે. ગામની સીમાથી થોડે દૂર સિદ્ધવડની નીચેની મોટી શિલા ઊંચી કરી તેની નીચેના ભોંયરામાં યોગી ને તેની પાછળ માંખી બનેલો રાજા પેઠો. હાથની વસ્તુ ઉચિત સ્થાનમાં મૂકી યોગીએ જટામાંથી એક માંદળીયુ કાઢ્યું. તેમાંની ભસ્મમાંથી એક યુવતી પ્રગટ કરી, તેની સાથે ઈચ્છાપૂર્વક આનંદ-ક્રીડા કરી થાકેલો યોગી સૂઈ ગયો. યોગીને ઊંઘ આવતાં જ એ યુવતી ઉભી થઈ. તેણે પોતાના ગળામાં રહેલા માંદળીયામાંથી એક યુવાન ઉત્પન્ન કર્યો ને તેની સાથે આખી રાત ક્રીડા કરી. યોગી જાગે તે પૂર્વે તે પુરુષને પાછો ભસ્મરૂપે બનાવી માંદળીયામાં નાંખ્યો ને તેને ગળામાં પહેરી લીધું. ને યોગીની પાસે સૂઈ ગઈ. યોગીએ પણ સ્ત્રીને ભસ્મ કરી માંદળીયું જટામાં ગોપવી દીધું. આ બધું જોઇ રાજાના આશ્ચર્યનો પાર જ ન રહ્યો, રાજા પાછો ફર્યો ને પોપટનું રૂપ લઈ તિલકશ્રીના મહેલમાં આવી બેઠો. થોડીવારે રાણીએ સાંકળ ખખડાવી તેથી કામાનંદ અંદર આવ્યો ને રાણી તેની સાથે વિલાસ કરવા લાગી. પંડિતના વચનને સત્ય માનતો રાજા ઉડીને સ્વસ્થાને આવ્યો. રાજા સભામાં આવીને બેઠો જ હતો ત્યાં પાછો પેલા યોગીનો અવાજ સંભળાયો. રાજાએ બોલાવી તેને જમવાનું આમંત્રણ આપ્યું ને તેને સાથે લઈ તિલકશ્રીના મહેલે જમવા આવ્યો. જમવાની તૈયારી થવા લાગી, છ પાટલા બાજોઠ અને થાળ મંડાયા. પછી સાહસી

રાજાએ તલવાર ઉગામી યોગીની જટા પકડી કહ્યું "પેલી સ્ત્રીને પ્રગટ કર." એટલે ગભરાઈ ગયેલા યોગીએ સ્ત્રીને પ્રગટ કરી. પછી રાજાએ તેવી જ રીતે તે બાઈને પુરુષ પ્રગટ કરવા કહ્યું એટલે તેણે પુરુષ પ્રગટ કર્યો. પછી રાજાએ રાણીને કહ્યું "સાંકળ ખખડાવ," તેણે એમ કર્યું. એટલે કામાનંદ બારણું ખોલી અંદર આવ્યો. રાજા સિવાય બધા ભય અને વિસ્મયથી જોઈ રહ્યા. રાજાએ બધાંને જમવા કહ્યું. જેમ તેમ તેમણે ખાધું. પછી પેલા યોગીએ તે સ્ત્રી તેના પ્રિયતમને આપી ને પોતે વૈરાગ્ય પામી સદાચારી યોગી બન્યો. રાજાએ પણ તિલકમંજરીને કામાનંદ સાથે રવાના કરી. પછી ભરી સભામાં અશ્વપ્લુતં આદિ શ્લોક કહેનાર પંડિતને સોનું, ઝવેરાત આપી સત્કાર્યો.

विक्रमप्रियतमापि यदेकस्तम्भसौधमुषिता कुलटाभूत् ।
स्त्रीजनस्तदुचितोप्यतियत्नात् स्वरतिं न विजहात्यतिलोलः ॥

**અર્થ**—એકસ્તંભવાળા મહેલમાં રહેલી વિક્રમ જેવા રાજાની રાણી પણ કુલટા થઈ, કારણ કે અતિ પ્રયત્નપૂર્વક રાખી હોય છતાં સ્ત્રીઓ અતિલોલુપ હોવાને કારણે પરપુરુષની રતિ છોડી શકતી નથી.

આ પરદર્શની (પરધર્મી) નું દૃષ્ટાંત કુમારપાળ રાજાને શ્રી હેમચંદ્રસૂરિજીએ સંભળાવી કહ્યું કે "રાજા, સ્ત્રીચરિત્રની બાબતમાં તમે આગ્રહ છોડી દો." છતાં જ્યારે રાજાએ જીદ કરી તો આચાર્યશ્રીએ કહ્યું "ઠીક રાજા, આજે સાંજે આ નગરમાં વસુદત્ત નામનો બ્રાહ્મણ મૃત્યુ પામશે, તેની પાછળ બળીમરીને સતી થનાર તેની પત્નીનું ચરિત્ર મહાદેવના મંદિરમાં જઈ જે જોશે તેને સ્ત્રીચરિત્ર સમજાશે." આ સાંભળી રાજાએ તે જોવાની ઈચ્છા જણાવી. ગુરુમહારાજે ઘણો સમજાવ્યો પણ રાજા ન માન્યો. ને મહાદેવના મંદિરમાં જવા તૈયાર થયો. આ તરફ ખરેખર જ તે બ્રાહ્મણ મૃત્યુ પામ્યો ને તેની પછવાડે તેની સ્ત્રી બળીમરી સતી થવા તૈયાર થઈ. તેને સમજાવવાની રકઝકમાં રાત્રિ થઈ જતાં મૃતકની ક્રિયા સવારે કરવાનું રાખી સહુ વિખરાયા. પેલી સતી તો શંકરના મંદિરમાં પતિના શબને ખોળામાં લઈ બેઠી રહી. રાજા પણ પૂર્વથી જ મંદિરમાં ગુપ્ત સ્થાને આવી સંતાઈ ગયો. રાત જામી ગઈ.

ત્યાં કોઈ સુંદર–સૂરીલા કંઠથી ગાતો જવાન ત્યાં રાતવાસા માટે આવ્યો. તેના કંઠની મોહક હલકથી તે સ્ત્રી મુગ્ધ થઈ ને પતિનું માથું જમીન પર મૂકી તેની પાસે આવી બેઠી. થોડી જ વારમાં તેઓ એક બીજા પર મુગ્ધ થઈ ગયા. ને તે સ્ત્રી પતિના શબની સામે જ તે ગાયક સાથે વિકારથી ઉત્તેજિત થઈ વિલાસ કરવા લાગી. સાવ બેહૂદ ને બિભત્સ દ્રશ્ય નજરે જોઈ રાજા ગુરુના ગુણ ગાતો ત્યાંથી નિકળ્યો અને મહેલમાં આવી શાંતિથી સૂઈ ગયો. સવારે તો તે સ્ત્રી ચિતા રચાવી પતિ સાથે બળી મરવા તૈયાર થઈ, ત્યારે રાજાએ આવી તેને સમજાવતાં કહ્યું "બાઈ! માત્ર લોકોને છેતરવા માટે તું આવું અજ્ઞાની જીવને યોગ્ય આચરણ કેમ કરે છે ?"

આનંદઘનજી મહારાજે પણ કવિત ગાયું છે કે—

કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મીલશું કંતને ધાય;
એ મેળો કદીય ન સંભવે રે, મેળો ઠામ ન થાય. ઋષભ૦ !

હે ભોળી ! આમ બળી મરવાથી ઇચ્છિતની પ્રાપ્તિ થતી હોય તો દીપકની જ્યોતમાં પડી બળી મરનાર પતંગીયાનો તો ઉદ્ધાર જ થઈ જાય. પૂર્વોપાર્જિત કર્માનુસાર જીવો મરીને અન્ય ગતિ–જાતિમાં ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે પતિ–પત્ની પણ મરીને ઉચ્ચ–નીચ ગતિને પામે છે ને તેમને સંખ્યાતા કે અસંખ્યાતા યોજનનું પરસ્પર અંતર પણ પડી જાય છે. પરિણામે તેઓ ભેગા થવાની સંભાવના પણ રાખી શકતા નથી તો શા માટે સળગીને જીવતા રાખ થાય છે ? તારા અજર–અમર આત્માનો અવિનાશી ભગવાન સાથે સંબંધ બાંધ ઈત્યાદિ ઘણી રીતે સમજાવવા છતાં તે સ્ત્રીએ હઠ ના છોડી ત્યારે રાજાએ ધીરે રહી કાનમાં ઠપકો આપતાં કહ્યું "રાતે તો પેલા આચારહીન ગવૈયા સાથે ગેલ કરતી'તી ને અત્યારે સતી થવા તૈયાર થઈ છે ?"

આ સાંભળતાં જ વિફરીને વિકરાળ થયેલી તે બાઇએ ઊભા થઈ લોકો સમક્ષ જોરથી કહ્યું "અરે નગરજનો ! હું તો સમજતી હતી કે રાજા કુમારપાળ જેવો ધર્મી કોઈ થયો નથી. પણ આણે તો ગજબ કર્યો. મને કાનમાં કહે છે કે તું આવી સુંદર ને યુવાન થઈ શા માટે બળી મરે છે. તું મારે ત્યાં રહે હું તને પટરાણી કરીશ. પણ ઓ રાજા ! કાન ખોલીને સાંભળી લો. હું બાળપણથી જ પતિવ્રતા ને સીતા આદિ સતીની હરોળને યોગ્ય છું. મને તો કદી ભોગની ઈચ્છા જ થઈ નથી. તમે રાજા થઇ, આટઆટલું સુખ પામી ને હજી સંતોષ નથી, શરમ આવવી જાઇએ." આટલું કહી તે ચિતા ઉપર ચડી ને લોકોમાં રાજાની નિંદા થવા લાગી. રાજાએ વજ્રાઘાતનો આંચકો અનુભવ્યો ને વ્યથા પામી મહેલમાં આવ્યો. વાયુની જેમ નગરમાં વાત પ્રસરી ગઇ કે સતી માતાને પણ રાજાએ હલકાં વચનો કહ્યાં. લોકો ટોળે મળી વાતો કરતા કે અમે રાજાને આવા ધાર્યા નહોતા. રાજાના દુઃખનો પાર ન હોતો. ગુરુમહારાજે મહેલમાં આવી રાજાને પૂછયું "કેમ રાજા ! જોયું ને સ્ત્રીચરિત્ર ? રાજાએ કહ્યું ગુરુભગવંત ! આપની આજ્ઞાભંગ કરવાનું ફળ મળી ગયું, આ કલંકિત જીવનથી તો મૃત્યુ જ સારૂં છે, માટે અનશન કરવું જ ઉચિત છે, ગુરુમહારાજે કહ્યું રાજા ! તમે શા માટે ખેદ કરો છો ? તમે તો જન્મથી જ પરનારી સહોદર છો. પરમાર્થ એટલો જ છે કે તમે હવે પરમાત્માના વચનમાં દૃઢ પ્રતીતિ રાખો અને સ્વમતિની સ્વચ્છંદતાનો ત્યાગ કરી શાસ્ત્રનાં વચનો ઉપર શ્રદ્ધાવાન બનો. એક સામાન્ય વાતને લઈ, એક નાના વાક્યને લઈ, આવી અસ્થિરતા તમે બતાવી. તમે આટલા ચંચળ થઈ ગયા તો પછી શાસ્ત્રના સૂક્ષ્મ પદાર્થોના સ્વરૂપમાં–જ્યાં અતિનિપુણ બુદ્ધિ પણ પોતાનું નૈપુણ્ય નથી બતાવી શકતી ત્યાં તમારા મનની સ્થિરતા રહેશે કેવી રીતે ? રાજાએ કહ્યુંઃ 'ભગવંત મારો અપરાધ ક્ષમા કરો. વારે વારે હું ક્ષમા માંગું છું ને પશ્ચાત્તાપ

કરું છું. હવે મને જીવવામાં જરાય રુચિ નથી. આ કલંક મારાથી જીરવાતું નથી. તમે દયાળુ છો ને મને જીવાડવો હોય તો આ કલંકમાંથી મને ઉગારો." ગુરુમહારાજે કહ્યું "મહાદેવના મંદિર પંગુ ચોકીદાર બધું જાણે છે. તેને બોલાવી હું બધા સમક્ષ પૂછીશ." ભરી સભામાં આચાર્ય મહારાજશ્રીએ તે પંગુને બોલાવી પૂછતાં તેણે તે રાત્રે બનેલું તે સતી બનેલી સ્ત્રીનું ચરિત્ર યથાસ્થિત કહી બતાવ્યું. રાજામાં રહેલા અલૌકિક ગુણો તેમજ સ્ત્રીચરિત્રના અવિશ્વાસે રાજા આ કાર્યમાં ઉપસ્થિત રહ્યા આદિ બાબત પણ ગુરુમહારાજે જણાવી. તેથી લોકો સ્ત્રીચરિત્રની ગહનતાથી વિસ્મય પામ્યા અને તે સ્ત્રીની ઘણી નિંદા કરી અને રાજાની ઘણી પ્રશંસા થઈ. તેના મહાન ગુણોનું કીર્તન થયું.

યોગશાસ્ત્રની વ્યાખ્યા વખતે સ્ત્રીચરિત્રની વાતને કુમારપાળ રાજાએ "આ તો કવિની ચતુરાઈ છે, કાવ્યકૌશલ્યનો સુંદર ચિતાર છે." એમ કહી અશ્રદ્ધા કરી, તેને શ્રી હેમચંદ્રસૂરિજીએ સ્ત્રીચરિત્ર બતાવી ધર્મમાર્ગ–આગમમાર્ગમાં સ્થિર કર્યા, આનું તાત્પર્ય એ છે.



# ૨૭૫

## સ્થિરીકરણ

सदनुष्ठानसम्यक्त्वमनोशुद्धादयो गुणाः ।
तेषां तत्त्वार्थमाख्याय धर्मे क्ष्मापः स्थिरीकृतः ॥१॥

**અર્થ**—સત્ અનુષ્ઠાન–શુભક્રિયા, સમ્યક્ત્વ અને મનની શુદ્ધિ આદિ ગુણો તેમજ તેના તત્ત્વ અને પરમાર્થ સમજાવી ગુરુમહારાજે કુમારપાળ રાજાને ધર્મમાં સ્થિર કર્યા હતા. તેનું ઉદાહરણ નીચે પ્રમાણે સમજવું.

### કુમારપાળ રાજાનું દૃષ્ટાંત

પાટણના મહારાજા કુમારપાળે એકવાર કલિકાલસર્વજ્ઞ બાલ બ્રહ્મચારી ગુરુમહારાજ શ્રી હેમચંદ્રસૂરિજી ને એકવાર પૂછ્યું કે "ભગવંત! સાંખ્ય, બૌદ્ધ કપિલાદિ બધાં જ દર્શનકારો પોત પોતાના પક્ષને સત્ય પ્રમાણિત કરે છે ને પ્રશંસા કરે છે, પોતપોતાની ક્રિયાઓ કરે છે ને તેનું રહસ્ય સમજાવે છે. આવી સ્થિતિમાં કયો

ધર્મ-વાદ પ્રમાણભૂત માનવો ?" ગુરુમહારાજે કહ્યું "રાજા ! સર્વજ્ઞ વીતરાગદેવે કહેલા તત્ત્વથી સમસ્ત એકાંતવાદીઓને પરાઙ્મુખ જાણવા. અનુષ્ઠાન પાંચ પ્રકારના છે. (૧) આહાર, ઉપધિ (વસ્ત્રાદિ ઉપકરણ) પૂજા, અને ઋદ્ધિ વગેરે ઐહિક સુખ-ભોગની ઈચ્છાથી કરેલું અનુષ્ઠાન તે સ્વસ્થ ચિત્તની સમાધિને શીઘ્ર હણનાર હોઈ વિષાનુષ્ઠાન કહેવાય છે. જેમ અફીણ. વચ્છનાગ આદિ સ્થાવર વિષ અને સર્પ આદિ જંગમ વિષ ખાતાંની સાથે તુરત પ્રાણનો નાશ કરે છે તેમ, આ અનુષ્ઠાન પણ સત્ ચિત્તનો તુરત નાશ કરે છે. (૨) ભવાંતરમાં દેવસંબંધી ભોગની પ્રાપ્તિની ઈચ્છાથી આચરેલું અનુષ્ઠાન તે ગરલ અનુષ્ઠાન કહેવાય. જેમ હડકાયા કૂતરાનું વિષ અથવા ખરાબ દ્રવ્યના સંસર્ગથી ઉત્પન્ન થયેલું ગરલ જાતિનું વિષ કાળાંતરે હણે છે તેમ આ અનુષ્ઠાન પણ અદૃષ્ટ પુણ્ય-ફળની પ્રાપ્તિ થયા છતાં પણ કાળાંતરે અશુભ ફળ આપનાર બને છે. (૩) પ્રણિધા-નાદિના અભાવે-ઉપયોગાદિને અભાવે સંમુર્ચ્છિમ જીવની વૃત્તિ જેવાં અનુષ્ઠાનને અન્યો-ન્યાનુષ્ઠાન કહે છે. આ પણ ઓઘસંજ્ઞા અને લોકસંજ્ઞાના ભેદવાળું છે. (અ.) સૂત્ર તથા ગુરુમહારાજના વાકયની અપેક્ષા વિના અધ્યવસાય રહિત શૂન્ય ચિત્તે જ્ઞાન વિના જે અનુષ્ઠાન કરવું તે ઓઘસંજ્ઞા અને (ક) "વર્તમાન કાળમાં શુદ્ધ ક્રિયા શોધવા જઈએ તો તીર્થના ઉચ્છેદનો ભય ઉભો થાય માટે જેમ કરતા હોઈએ તેમ કરીયે" એમ સમજીને બધાં લોકો કરે તેમ અનુષ્ઠાન કરે તે લોક સંજ્ઞા અનુષ્ઠાન કહેવાય. તીર્થોચ્છેદના ભયથી બધાં સાથે અશુદ્ધ કરવી તે તો ગતાનુગતિક થયું, તેથી તો સૂત્રમાં જણાવેલી ક્રિયાનો જ લોપ થયો તથા આ ધર્મક્રિયાને ઘણાં લોકો કરે છે, માટે અમે પણ કરીયે છીયે એવું કહિયે માનીયે તો મિથ્યાત્વીઓની ક્રિયા ને ધર્મ કોઈ વખત પણ છૂટશે નહી માટે ગતાનુગતિથી સુત્ર વર્જિત ઓઘસંજ્ઞાથી અથવા લોકસંજ્ઞાથી કરવામાં આવતી ક્રિયા તે અન્યોન્યાનુષ્ઠાન પણ અસત્ અનુષ્ઠાન જાણવું. આ અનુષ્ઠાન અકામનિર્જરાને કરનારુ ને કાયક્લેશનું કારણ જાણવું. (૪) માર્ગાનુ-સારીપણું પામી ઉપયોગપૂર્વક, શુભક્રિયામાં રાગયુક્ત અનુષ્ઠાન કરે તે તદ્ધેતુ અનુષ્ઠાન કહેવાય. આ ચોથું અનુષ્ઠાન પણ એક પુદ્ગલ પરાવર્તન કાળ સંસાર શેષ રહે ત્યારે જ પ્રાપ્ત થાય છે. આને ચરમાવર્તની યુવાવસ્થા કહી છે, તેથી અન્યને બાલ્યાવસ્થા કહી છે. જેમ યુવાવસ્થાને પામેલ માણસને બાલ્યકાળની ક્રિયાઓ લજ્જાસ્પદ લાગે છે તેમ ધર્મ રાગથી યુવાન બનેલ જીવને અસત્ ક્રિયાઓ લજ્જાને માટે જ થાય છે. (૫) સ્યાદ્વાદ પક્ષની આજ્ઞા માન્ય કરવાપૂર્વક અંતઃકરણમાં સંવેગ ધારણ કરીને ચિત્તની શુદ્ધિથી જે ક્રિયામાં આદર થાય તે અમૃતાનુષ્ઠાન કહેવાય. આ પાંચમા અનુષ્ઠાનવાળા જીવને સમ્યક્ પ્રણિધાન અને કાલાદિક પાંચે હેતુનું યથાર્થ ગ્રાહ્યપણું હોય છે. સર્વ શુભ ક્રિયાઓ અનુષ્ઠાનો સમ્યક્ત્વ સહિત હોય તો જ ફળ આપનાર બને છે, કહ્યું છે કે—

सम्यक्त्वसहिता एव शुद्धा दानादिकाः क्रियाः ।
तासां मोक्षफलं प्रोक्ता, यदस्य सहचारिता ॥१॥

**અર્થ**—જો સમ્યક્ત્વ યુક્ત હોય તો જ દાનાદિ સર્વ ક્રિયા શુદ્ધ છે ને તો જ તેનું મોક્ષ ફળ છે કારણ કે તે ક્રિયામાં સમ્યક્ત્વનું સહચારીપણું છે.

સમ્યક્ક્રિયાની અભિલાષાવાળા ચિત્ત શુદ્ધિ પર અવશ્ય ધ્યાન આપવું જોઈએ કહ્યું છે કે—

उचितमाचरणं शुभमिच्छतां, प्रथमतो मनसः खलु शोधनम् ।
गदवतां ह्यकृते मलशोधने किमुपयोगमुपैति रसायनम् ॥१॥

**અર્થ**—ઉચિત એવી શુભ ક્રિયાને ઈચ્છતા માણસે સહુથી પહેલા મનની શુદ્ધિ કરવી જોઈએ. કારણ કે રોગી માણસની મળશુદ્ધિ કર્યા વિના આપેલું રસાયણ પણ કાંઈ ગુણ કરી શકતું નથી.

મનરૂપી પવન એવો બળવાન છે કે તે જિનેશ્વરદેવના વચનરૂપી ઘનસારને ચોરી જાય છે. કામદેવરૂપી આગને પ્રજ્વાળે છે અને શુભમતિરૂપ વૃક્ષોને ઉખેડી ફેંકે છે. મન જ્યારે અતિ ચપળ હોય છે ત્યારે આંખ, મોઢું વચન અને હાથ આદિની ચેષ્ટા ઊંધી જ થતી હોય છે. અહો ઘોર દંભને આચરનારા માણસોએ આવી ધૂર્તતાથી જ આખા સંસારની આંખમાં ધૂળ નાંખી છે. માટે પ્રથમ તો વ્યવહારનયમાં રહીને અશુભવિકલ્પની નિવૃતિ કરવી કેમકે શુભ વિકલ્પમય વ્રતની સેવનાથી અશુભ વિકલ્પ દૂર થાય છે, જેમ એક કાંટો બીજા કાંટાને કાઢે છે તેમ. ત્યાર બાદ સુવર્ણની જેવા નિશ્ચયનયની દઢતા થવાથી વ્યવહારનયની મર્યાદા દૂર થાય છે, ને કોઈપણ પ્રકારના સંકલ્પ-વિકલ્પ વિના સર્વ નિવૃત્તિઓ સમાધિને માટે જ થાય છે. પરંતુ કદાગ્રહના વશ પડવાથી ચિત્તશુદ્ધિ થતી નથી, મિથ્યાત્વની હાનિ થતી નથી ને તત્ત્વની પ્રાપ્તિ પણ થતી નથી. જેના અંતઃકરણમાં કદાગ્રહનો અગ્નિ બળતો હોય ત્યાં, તત્ત્વવિચારણા સ્વરુપ વેલડી કયાંથી ટકી શકે ? ત્યાં શાંતિરુપ ફૂલ અને હિતોપદેશરૂપ ફળ તો હોય જ કયાંથી ? નિહ્નવોએ અનેક વ્રતો આચર્યા, વિભિન્ન તપસ્યાઓ કરી, પ્રયત્નપૂર્વક શુદ્ધ આહારાદિની ગવેષણા (ગ્રહણ) કરી, છતાં તેમને કશી જ ફળપ્રાપ્તિ થઈ નહી.

અહીં માત્ર કદાગ્રહનો જ દોષ છે. માટે કદાગ્રહના ત્યાગથી જ ક્રિયાયોગ અને જ્ઞાનયોગની શુદ્ધિ થાય છે. ક્રિયાયોગ શરીરાદિની અસ્થિરતાનો નાશ કરવામાં સમર્થ છે તો જ્ઞાનયોગ મનોનિયંત્રણ અને ઇંદ્રિયોનું દમન કરી આત્મસ્વરૂપમાં રમણતા લાવનાર છે. અપ્રમત્ત ગુણઠાણે વર્તતા મુનિરાજો ધ્યાનથી જ શુદ્ધ છે તેથી તેમને આવશ્યકાદિ ક્રિયા કરવાનું નિયતપણું નથી. અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે—

यश्चात्मरतिरेव, स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥१॥

**અર્થ**—જે આત્માનંદી છે, જેનો આત્મા જ તૃપ્ત થયેલો છે, ને જે પોતાના

આત્મામાંજ સંતુષ્ટ છે તેને કાંઈપણ કરવાનું શેષ રહેતું નથી. જ્ઞાનયોગમાં ગમા-અણગમારૂપ રતિ-અરતિનો પ્રવેશ જ નથી. જ્ઞાનયોગમાં આનંદ-ગ્લાનિનો અવકાશ શાસ્ત્રમાં નિષિદ્ધ જણાવ્યો છે. કારણ કે તેને ધ્યાનનું જ આલંબન હોઈ રતિ-અરતિ રુપ ક્રિયાનો વિકલ્પ જ નથી. તથા માત્ર શરીર નિર્વાહ અર્થે ગોચરી આદિ જે કાંઈ ક્રિયાઓ જ્ઞાની પુરુષો કરે છે, તે પોતે નિઃસંગ હોવાને લીધે ધ્યાન વિઘાત કરનારી નથી થતી. માટે જ સુબુદ્ધિશાલી જ્ઞાનીઓએ મનની નિશ્ચલતાપૂર્વક સમગ્ર વિષયોનું દમન કરવા માટે શાસ્ત્રવિધિ અનુસાર ક્રિયાઓ કરી છે. કેમકે નિશ્ચયમાં લીન થયેલા જ્ઞાનિને ક્રિયાનું અત્યંત પ્રયોજન નથી, પણ વ્યવહાર દશામાં રહેલા જીવોને માટે તો તે તે ક્રિયાઓ અતિશય ગુણકારી છે. જ્ઞાનયોગ સાધનાર શુદ્ધ એવી ધ્યાનની મગ્નતાને પામે છે. આમ જ્ઞાનયોગના પ્રતાપે નિર્ભય બનેલા ને વ્રતોમાં સ્થિત એવા મુનિઓ સુખાસને બેસી, નાસાગ્રમાં દૃષ્ટિ રાખી એવા સ્થિર થાય છે કે અન્ય જગ્યાએ દૃષ્ટિ પણ જતી નથી. શરીરના મધ્યને, ગ્રીવાને તેમજ મસ્તકને સીધા-ઉન્નત રાખે છે. તેમજ દાંત ન અડે એ રીતે ઓષ્ઠ સંપુટ બંધ રાખે છે. આર્ત ને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી પ્રમાદ રહિત થઈ ધર્મધ્યાન તેમ જ શુક્લ ધ્યાનમાં બુદ્ધિને સ્થિર કરે છે.

આર્તધ્યાનમાં કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યા સંભવે છે. તે અનતિક્લિષ્ટ ભાવવાળા કર્મના પરિણામથી ઉપજે છે. આ ધ્યાન છઠ્ઠા પ્રમત્તગુણસ્થાનક સુધી હોય છે. ને તિર્યંચ ગતિ આપે છે. માટે પ્રમાદના કારણભૂત આર્તધ્યાનનો પ્રયત્નપૂર્વક મહાત્માઓએ ત્યાગ કરવો.

રૌદ્રધ્યાન અતિસંક્લિષ્ટ ભાવવાળા કર્મના પરિણામથી ઉત્પન્ન થાય છે. અહિં પ્રથમની ત્રણે લેશ્યા હોઇ શકે છે, તે અવશ્ય નરકની ગતિ આપે છે તે પાંચમાં દેશવિરતિ ગુણસ્થાનક સુધી રહે છે, આ ધ્યાન પણ ધીરપુરુષોએ પ્રયત્ન-સાવધાનીપૂર્વક વર્જવું.

ઉત્તમ આત્માઓએ લોકોત્તર તેમજ પ્રશસ્ત એવા છેલ્લા બે (ધર્મ-શુક્લ) ધ્યાનનો સ્વીકાર-અભ્યાસ કરવો આ ધ્યાનવાળાને ઈન્દ્રપણાની પણ ઇચ્છા હોતી નથી. કહ્યું છે કે—

यत्र गच्छति परं परिपाकं, पाकशासनपदं तृणकल्पम् ।
स्वप्रकाशसुखबोधमयं, तद्ध्यानमेव भवनाशि भजध्वम् ॥

અર્થ—જ્યાં શ્રેષ્ઠ કોટિના પરિપાક-વિકાસને આત્મા પામીને સંતુષ્ટ થાય છે, અને ઈન્દ્રની પદવી સમૃદ્ધિને પણ તણખલું સમજે છે, તેમ જ આત્મીય પ્રકાશ-સુખ-બોધમય છે ને ભવનો નાશ કરનાર છે તે ધ્યાનને હે ભવ્યો! તમે નિત્ય ભજો.

રોગી અને મૂર્ખ મનુષ્યો પણ સાક્ષાત્ વિષયોનો તો ત્યાગ કરી શકે છે પરંતુ વિષયનો અનુરાગ છોડી શકતા નથી. ત્યારે પરમાત્મ સ્વરુપને જાણનાર-જોનાર ધ્યાની મહાત્મા તૃપ્તી પામેલ હોઇ ફરી તે વિષયાદિમાં અનુરાગી બનતા નથી. આત્મા અને

પરમાત્મામાં ભેદબુદ્ધિ જન્ય વિવાદ છે. ધ્યાની જીવ તે વિવાદ છોડી તરત જ આત્મા-પરમાત્માનો ભેદનાશ કરી અભેદત્વ નિપજાવે છે. બધાં ધ્યાનમાં આત્મધ્યાન જ શ્રેષ્ઠ છે. કારણ કે આધ્યાત્મજ્ઞાનનું ફળ આત્મજ્ઞાન અને તેનું ફળ મુક્તિ છે. માટે સમજુ જીવોએ આત્મજ્ઞાન માટે સતત પ્રયત્ન કરવો. આત્માનું જ્ઞાન થતા બીજું જ્ઞાન અવશિષ્ટ રહેતું જ નથી. આત્મજ્ઞાન વિનાના સર્વજ્ઞાન વ્યર્થ જ છે. નવતત્ત્વનું જ્ઞાન પણ આત્મજ્ઞાનના પ્રકાશ માટે જ છે. અજીવ આદિ પદાર્થનું સ્વરૂપ આત્મસ્વરૂપની ભિન્નતાના બોધ માટે જ જણાવવામાં આવ્યું છે. ધર્માસ્તિકાયાદિ અજીવ પદાર્થો ચાલવા આદિ ક્રિયામાં જીવને ઉપકારી છે.

જેમ રત્નની કાંતિ; નિર્મળતા અને શક્તિ રત્નથી જૂદી નથી તેમ આત્માના જ્ઞાન-દર્શન અને ચારિત્ર આદિ લક્ષણ આત્માથી ભિન્ન નથી. માત્ર "આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે લક્ષણ તથા ગુણો છે; એ વાકયમાં આત્મા શબ્દને છઠ્ઠી વિભક્તિ છે ને જ્ઞાનાદિકને પ્રથમ વિભક્તિ છે, તેથી વ્યવહાર દૃષ્ટિએ ભિન્નતા ગણાય પણ નિશ્ચયનયે તો અભિન્ન જ છે. તેનો ભેદ માનવાથી આત્મા અનાત્મા થઈ જાય ને જ્ઞાનાદિક ગુણો પણ જડપણું પામે એટલે જ નિશ્ચય નયને આધારે ચૈતન્ય લક્ષણ-વાળો એક આત્મા જ મહાસત્તાવાળો સામાન્યથી જાણવો. પણ વ્યવહારનયને આધારે તો એકેંદ્રિયાદિના ભેદે કરી અનેક પ્રકારનો માનવામાં આવે છે. તે નિશ્ચયમાં ઘટી શકતું નથી. તે નામકર્મથી થયેલો ઉપાધિજન્ય ભેદ જાણવો,

વળી આત્મા કર્મની સાથે એક જ ક્ષેત્રમાં રહેવા છતાં કર્મરુપ કર્મત્વને પામતો નથી. કારણકે તે આત્મા ધર્માસ્તિકાયાદિની જેમ સ્થિરસ્વભાવી છે. એટલે કે આત્માનો મૂળ સ્વભાવ બદલાતો નથી. જે ઉષ્ણ અગ્નિના સંયોગે "ઘી ઊનું થયું" જણાય છે તેમ મૂર્ત કર્મના સંયોગે આત્મામાં મૂર્તપણાનો ભ્રમ થાય છે. આત્મા નજરે દેખાતો નથી. હૃદયથી ગ્રાહ્ય પણ નથી. વાણીથી વર્ણવી શકાય તેમ પણ નથી. તથા જેનું સ્વરૂપ સ્વયં પ્રકાશી છે એવો આત્મા મૂર્ત કેવી રીતે હોઈ શકે? મનોવર્ગણા ભાષાવર્ગણા અને કાર્મણવર્ગણાના પુદ્દગલો આત્માની પાસે અને ધનાદિકથી દૂર હોય છે. છતાં તે બધાં પુદ્દગલો આત્માથી તો એકસરખા ભિન્ન જ છે.

જેમ આત્મા પાંચે અજીવદ્રવ્યથી ભિન્ન છે, તેમ બીજા નયની અપેક્ષાએ આત્માનું અજીવપણું પણ માનેલું છે. સિદ્ધના જીવો દશ દ્રવ્ય-પ્રાણરૂપ જીવથી રહિત છે અને જ્ઞાનાદિક ભાવપ્રાણથી યુક્ત છે, માટે તેને અજીવ પણ કહ્યા છે. તેમ તે આત્માઓ પુદ્દગલમય પુણ્ય-પાપાદિથી પણ રહિત છે, અહીં કોઇને શંકા થઈ શકે કે પુણ્યકર્મ શુભ છે તો તે જીવને સંસારમાં કેમ રખડાવે છે? શા માટે જન્માદિ આપે છે? તેનું સમાધાન આ છે કે બેડી લોઢાની હોય કે સોનાની પણ એ જેને વળગી હોય તેને પરતંત્રપણું સમાન હોઇ બંધનરૂપ ફળમાં કશો જ ફરક પડતો નથી. તેમ પુણ્યફળ કર્મોદય કરનાર હોઇ દુઃખરૂપ જ છે પણ મૂઢ જીવોને શુભકર્મના ઉદયથી દુઃખનો

પ્રતિકાર થાય છે. તેથી તે સુખરૂપ ભાસે છે. સેડુક નામના બ્રાહ્મણે પોતાના પોષણ માટે પુષ્ટ કરેલા બકરાની જેમ, નરેન્દ્ર અને દેવેન્દ્રના સુખ પણ પરિણામે દારૂણ વિપાક વાળા છે, એટલે કે અંતે અતિ દુઃખદાયી છે. લોહીના પાનમાં સુખ માનતી જળોની જેમ વિષયોથી સુખ માનતા મનુષ્યો પરિણામે મહા અનર્થને જ પામે છે.

જેમ અત્યંત તપેલા તવા ઉપર પાણીનું બિંદુ પડતાં જ સૂકાઈ જાય છે તેમ સતત ઉત્સુકતાથી તપેલ ઇંદ્રિયોને સુખનો લેશ પણ કયાંથી હોય ! અર્થાત ઔત્સુકયથી ઇન્દ્રિયો સતત સંતપ્ત રહેતી હોય છે. જેમ કોઈ માણસ પોતાના એક ખભા પરથી ભાર બીજા ખભા ઉપર મૂકે છે. જેથી ઉપાડવામાં રાહત રહે છે પણ તેથી કાંઈ ભાર ઓછો થઈ જતો નથી. તેમ દુઃખનું વિસ્મરણતા થતાં ઇંદ્રિયસુખનો અનુભવ થયો પણ ખરેખર તો દુઃખના સંસ્કાર ગયા ન હોવાથી દુઃખ તો પાછું આવવાનું જ છે. કારણ કે તાત્ત્વિક રીતે દુઃખ ગયું જ નથી. ઇંદ્રિય સંબંધી ભોગોને જ્ઞાનીઓએ ક્રોધિત થયેલા સર્પના ફણની ઉપમા આપી છે. તે કારણે ભોગથી ઉપજેલા સમસ્ત સુખ, વિલાસના ચિહ્નરૂપ હોવા છતાં વિવેકી જીવો માટે તો ભયનાં જ હેતુઓ છે.

આ પ્રમાણે પુણ્ય કે પાપ તેના ફળથી જૂદા નથી, પણ એકરૂપ છે. એમ સિદ્ધ થાય છે. નિશ્ચયથી તો ચિદાનંદ સ્વરૂપ આત્મા પુણ્ય અને પાપથી ભિન્ન છે, એમ પણ સિદ્ધ થાય છે. વાદળા ખસી જતાં જેમ સૂર્યનો ઉષ્માભર્યો પ્રકાશ પસરી ઉઠે છે તેમ કર્મના આવરણનો નાશ થતાંની સાથે આત્માનું ચિદાનંદ સ્વરૂપ ચોથી (તુરીય) દશામાં સ્પષ્ટ રીતે પ્રકાશિત થઈ ઊઠે છે. એટલે કે ચૌદમાં અયોગી ગુણ-સ્થાને સર્વકર્મનો નાશ થતાં, ઉજ્જાગૃતા નામની ચોથી દશા પ્રાપ્ત થાય છે, વળી કર્મબંધનું મૂળ કારણ રાગ–દ્વેષ છે, જેમ લોહચુંબક લોઢાને ખેંચે છે તેમ આત્મામાં રહેલા રાગ–દ્વેષ સર્વપ્રકારના કર્મોને ખેંચે છે. તેથી આત્મા સાથે કર્મ એકમેક થતાં બંધ થાય છે. શુદ્ધ સ્ફટિક પારદર્શક હોય છે. પણ લાલ–પીળા–કાળા પુષ્પાદિના સંસર્ગથી તે સ્ફટિક પણ લાલ–પીળો કે કાળો થઈ જાય છે તેમ પુણ્ય તથા પાપના સંસર્ગથી આત્મા રાગી કે દ્વેષી થાય છે. પુણ્ય–પાપ રહિત શુદ્ધસ્વરૂપ ભગવંતનું જ છે. તેનું ચિંતન–મનન–ધ્યાન કરવું એ જ ભગવાનની સ્તુતિ છે, તે જ ભક્તિ છે. ભગવંતના રૂપ લાવણ્ય શરીરનું વર્ણન, સમવસરણરૂપ ત્રણ કિલ્લા, છત્ર, ચામર ધ્વજા આદિ પ્રાતિહાર્યનું વર્ણન જે વીતરાગદેવનું કરેલું છે, તે વસ્તુતઃ પ્રભુના ગુણનું વર્ણન નથી. તે તો માત્ર વ્યવહારથી સ્તુતિ કરવામાં આવી છે, પરંતુ જિનેન્દ્રદેવમાં રહેલા જ્ઞાનાદિ રત્નત્રયીનું વર્ણન કરવું તે જ તેમની વાસ્તવિક સ્તુતિ છે. તત્ત્વથી નિર્વિકલ્પ તથા પુણ્ય–પાપ રહિત એવા આત્મતત્ત્વનું નિરંતર ધ્યાન કરવું તે શુદ્ધનયની સ્થિતિ છે. આશ્રવ અને સંવર તે આત્મવિજ્ઞાનનું લક્ષણ નથી, અર્થાત્ આશ્રવ ને સંવર આત્માને નથી હોતા, કર્મના પુદ્ગલોનું ગ્રહણ કરવું તે આશ્રવ અને તે પુદ્ગલોનો નિરોધ તે સંવર કહેવાય. આત્મા જે જે ભાવે કર્મ ગ્રહણ કરે છે, તે તે મિથ્યાત્વ, અવિરતિ,

પ્રમાદ, કષાયને યોગરૂપ આશ્રવ કહેવાય છે અને બાર ભાવના, દશ પ્રકારનો યતિધર્મ, પાંચ પ્રકારના ચારિત્ર તથા બાવીશ પરિષહ સહન કરવા. ઇત્યાદિ જે આશ્રવનો નાશ કરનાર ભાવો છે તે આત્માના સંબંધમાં ભાવસંવર કહેવાય. આશ્રવનો નિરોધ કરનાર સંવરના સત્તાવન ભેદ છે. આશ્રવનો રોધ કરનાર જે ક્રિયા તે પણ આત્મા નથી; કેમકે આત્મા તો પોતાના ભિન્ન આશયે કરીને અન્યની અપેક્ષા રાખતો નથી, તે તો હંમેશા પોતે જ સામર્થ્યવાન છે. હિંસા–અહિંસાદિ જે પરપ્રાણીના પર્યાયો છે તે તો નિમિત્ત માત્ર જ છે. પણ આત્મફળના હેતુ નથી. એટલે કે પર જીવને મારવો તે હિંસા અને તેનું રક્ષણ કરવું તે અહિંસા કહેવાય છે ઈત્યાદિ હિંસા–અહિંસાદિ પરપ્રાણીના પર્યાયો છે. તેથી પર જીવનની હિંસા–અહિંસા કરવાના સમયે તેમાં પરની અપેક્ષા આવે છે માટે તે આત્માના ચિદ્રૂપને પ્રગટ કરવામાં કારણભૂત નથી, આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં તો આત્મા પોતે જ સમર્થ છે. તેનો ધર્મ અન્યની અપેક્ષા રાખતો નથી. કિન્તુ હિંસા–અહિંસાદિ નિમિત્તભૂત હોઈ તેને સર્વથા નિષિદ્ધ માનેલ નથી.

માત્ર વ્યવહારનયમાં જ મગ્ન રહેતા જીવો આત્મસ્વરૂપ પ્રકટ કરવામાં તે અહિંસાદિક ને જ હેતુ માને છે તેથી તેઓ બાહ્યક્રિયામાં જ આસક્ત રહેતા હોય છે. અર્થાત્ તેઓ તેના મર્મભૂત ગૂઢ તત્ત્વને જોઈ શકતા નથી. નિશ્ચય પક્ષવાળા કોઈવાર શુભ–અશુભના કારણભૂત હિંસાદિક હેતુઓને માને છે, ને કોઈવાર નથી પણ માનતા, કારણ કે આશ્રવ જેટલાં જ પરિશ્રવ કહ્યાં છે. અર્થાત્ જે બાધક કારણો છે તે કોઈ વખત સાધકને સંવરપણે પણ પરિણામ પામે છે, ને કયારેક અન્યથા પરિણામ પણ પામે છે.

માટે બાહ્ય હેતુમાં કોઈપણ પ્રકારનો નિશ્ચિત નિયમ જ નથી. પણ નિશ્ચયે કરી આત્મા પોતે જ ભાવની વિચિત્રતાને લઈ આશ્રવ–સંવરરૂપ છે. વ્યવહારદક્ષ માણસો શાસ્ત્ર અને ગુરુ આદિકના વિનયને તેમજ આવશ્યક ક્રિયાઓને સંવરના અંગરૂપ કહે છે. વળી તેઓ અપ્રશસ્ત રાગવાળા ચારિત્રાદિક ગુણોના વિષયમાં પણ શુભ આશ્રવનો આરોપ કરે છે, અને તેના ફળમાં ભેદ કહે છે. અશુદ્ધ નયના આધારે આશ્રવ અને સંવરના ભેદ છે, પણ તે બંને સંસારના જ હેતુ હોઈ શુદ્ધ નયમાં તેવો ભેદ નથી. શુદ્ધ નયે તો સંસારીને સિદ્ધ બંને સરખાં જ છે.

કર્મનો નાશ તેનું નામ નિર્જરા, તે પણ આત્મા નથી પણ કર્મનો પર્યાય છે. જે ભાવથી કર્મની નિર્જરા થાય છે તે ભાવ–વસ્તુ આત્મા જ છે, જે શુદ્ધ જ્ઞાનથી યુક્ત છે. આત્માની શક્તિથી ઉત્પન્ન થયેલું અને જે ચિત્તવૃત્તિનો નિરોધ કરે છે તેનું નામ તપ છે; તે તપના બાર ભેદ છે. જેમાં કષાયોનો નિરોધ થતો હોય ને જેમાં આત્મતત્ત્વ અને જિનેશ્વરનું ધ્યાન થતું હોય તે શુદ્ધ તપ સમજવું, બાકીનું લાંઘણ કહ્યું છે. કારણ કે માત્ર ભૂખે રહેવું–શરીર ગાળવું એ જ તપનું લક્ષણ નથી. પણ પરીષહાદિ સહવા, બ્રહ્મચર્ય, ગુપ્તિ–સમિતિ આદિ સ્થાનના જ્ઞાનને, તપના શરીરની ઉપમા આપી છે. કર્મને તપાવનાર હોવાને કારણે જ્ઞાનને જ તપ કહ્યું છે, આ બાબતને

જે જાણતો નથી. ને જેનું અંતઃકરણ વિઘાત પામ્યું છે, તેવા જીવો વિપુલ નિર્જરા શી રીતે કરી શકે? મુનિશ્રેષ્ઠો તો જ્ઞાનયોગને જ શુદ્ધ તપ કહે છે. ને તેવા તપથી નિકાચિત કર્મનો ક્ષય થઈ શકે છે. કારણ કે જ્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે અપૂર્વ કરણ અને શુદ્ધ શ્રેણિ પ્રાપ્ત થાય છે. તેથી નિશ્ચયે પૂર્વકર્મનો સ્થિતિક્ષય થાય છે. માટે જ્ઞાનમય શુદ્ધ તપસ્વી જ ભાવનિર્જરા કરે છે. શુદ્ધ નિશ્ચયનયે જોતા તો સર્વદા શુદ્ધ એવા તપસ્વીને તે ભાવનિર્જરા પણ કાંઈ જ નથી, સહેલ છે.

કર્મ અને આત્માનું તાદાત્મ્ય થવું તે દ્રવ્ય બંધ કહેવાય, તેના ચાર પ્રકાર છે. તે બંધના હેતુરૂપ આત્માના અધ્યવસાયને ભાવબંધ કહેવાય. જેમ પોતાના શરીરથી જ પોતાના શરીરને વીંટે છે, તે જ પ્રમાણે ને તે ભાવથી પરિણામ પામેલો આત્મા પોતાના આત્માદ્વારા જ આત્માને બાંધે છે. જેમ શંખનો રંગ સફેદ છતાં નેત્ર વ્યાધિ (કમળો આદિ) થી પીળો જણાય છે, તેમ શાસ્ત્રજ્ઞાન છતાં મિથ્યાબુદ્ધિના સંસ્કારથી જીવને બંધની બુદ્ધિ થાય છે જે માણસો સાંભળીને માનીને તથા વારવાર સ્મરણ કરીને તત્ત્વનો સાક્ષાત્ અનુભવ કરે છે, તેઓને બંધની બુદ્ધિ રહેતી નથી. તેમનો બંધ રહિત એવો આત્મા પ્રકાશ પામે છે.

કર્મ–દ્રવ્યના ક્ષયને દ્રવ્ય મુક્તિ કહેવામાં આવે છે. તે આત્માનું લક્ષણ નથી. અને તે કર્મ–દ્રવ્યનો ક્ષય કરવામાં હેતુભૂત જે રત્નત્રયીમય આત્મા તે ભાવમોક્ષ કહેવાય છે. તે આત્માનું લક્ષણ છે. જ્યારે આત્મા જ્ઞાન–દર્શન–ચારિત્રથી એકાકાર થાય છે ત્યારે જાણે બધાં કર્મો ખૂબ જ ખીજાયા હોય તેમ તત્કાળ તેનાથી દૂર ભાગે છે. આમ થવાથી ભિન્નલિંગ ધારણ કરવા છતાં આત્મા ભાવલિંગથી મુક્તિ પામે છે, એ સિદ્ધ થાય છે. માટે સમજુ માણસે કદાગ્રહ છોડી દઈ ભાવલિંગની અભિલાષા કરવી. આનાથી સમજાય છે કે આત્માને બાંધનાર તેમજ મુક્ત–કરનાર વ્યવસ્થા અશુદ્ધ નયને આધારે જ ઘટે છે, કિંતુ શુદ્ધનયને આધારે આત્માનો બંધ કે મોક્ષ કશુ જ ઘટતું નથી.

આ પ્રમાણે અન્વય–વ્યતિરેકથી આત્મતત્ત્વનો નિશ્ચય કરેલો છે. એવી જ રીતે બુદ્ધિમાન પંડિતોએ નવેતત્ત્વોથી આત્મતત્ત્વનો નિશ્ચય કરવો. સૂક્ષ્મનય પર આધારિત આ ગુહ્યાતિગુહ્ય તત્ત્વ કોઈ અલ્પ બુદ્ધિવાળાને ન આપવું, કેમકે તેને તે આ તત્ત્વ વિડંબનારૂપ જ થઈ પડે. અર્થાત્ અલ્પબુદ્ધિવાળો તો આ અધ્યાત્મતત્ત્વને દૂષણ જ લગાડશે. જેમ ઘણો ભૂખ્યો થયેલો દુર્બળ માણસ જો ચક્રવર્તીનું ભોજન કરે તો તેથી અનર્થ જ થાય. તેમ અલ્પબુદ્ધિવાળા માણસને આ અધ્યાત્મતત્ત્વ પણ અહિત કરનારું બને છે. જેમ અશુદ્ધ મંત્રજાપ દ્વારા સર્પની મણિ લેવાની ઇચ્છા અનર્થકારી બને છે, તેમ લેશમાત્ર જ્ઞાનથી દુર્વિદગ્ધ થયેલા કુપંડિતોને આ અધ્યાત્મતત્ત્વ અનર્થકારી જ છે. કારણ કે તેઓ પરમાર્થથી વસ્તુતત્ત્વ જાણી શકતા નથી.

હે રાજા, કુમારપાળ! સર્વનયો પોતાના એકાંત પક્ષનો જ આધાર રાખીને સ્યાદ્વાદને દુષિત કરે છે. પણ તીર્થંકર ભગવંતોની વાણી તો સર્વનયમય જ કહ્યું છે કે:—

बौद्धानां ऋजुसूत्रतोमतमभूद् वेदान्तिनां सङ्ग्रहात्,
साङ्ख्यानां तत एव नैगमनयाद् योगश्च वैशेषिकः ।
शब्दब्रह्मविदोऽपि शब्दनयतः सर्वैर्नयैर्गुम्फिता,
जैनी दृष्टिरितीह सारतरता प्रत्यक्षमुद्वीक्ष्यते ॥

**અર્થ**—બૌદ્ધમત ઋજુસૂત્ર નામના નયથી ઉદ્ભવ્યો છે. વેદાન્તીઓનો મત સંગ્રહ-નયથી થયેલ છે, સાંખ્યનો યોગરૂપી મત નૈગમ નયથી ઉત્પન્ન થયો છે, વૈશેષિક-નૈયાયિકનો મત પણ નૈગમ નયથી થયો છે, તેમજ શબ્દબ્રહ્મના માનનારાનો મત શબ્દનયથી થયેલો છે, ત્યારે ભગવાન જિનેન્દ્રદેવની દૃષ્ટિ તો સર્વનયથી ગુંફિત થયેલી છે. તેથી તેમાં અત્યંત સારતરપણું પ્રત્યક્ષ જ જણાય છે.

આ પ્રમાણે ગુરુમહારાજના મુખકમળથી આપ્ત વચનો સાંભળી મહારાજા કુમારપાળ રાજા નિઃશંક થયા ને જિનધર્મના દૃઢ અનુરાગી બન્યા.

સર્વતત્ત્વથી ભિન્ન અને આત્મતત્ત્વમાં લીન થયેલું એવું ગુરુમહારાજે કહેલું અધ્યાત્મતત્ત્વનું રહસ્ય સાંભળીને પરમાર્હત્ કુમારપાળ રાજા સંકલ્પથી રહિત જ્ઞાન-વ્યાપ્ત થઈ ધર્મમાં સુસ્થિર થયા.



## ૨૭૬

## દર્શનાચારનો સાતમો ભેદ—સાધર્મીવાત્સલ્ય

जिनैः समानधर्माणः साधर्मिका उदाहृताः ।
द्विधापि तेषां वात्सल्यं कार्यं तदिति सप्तमः ॥१॥
समानधार्मिकान् वीक्ष्य, वात्सल्यं स्नेहनिर्भरम् ।
मात्रादिस्वजनादिभ्योप्यधिकं क्रियते मुदा ॥२॥

**અર્થ**—શ્રી જિનેશ્વર ભગવંતોએ સરખા (સમાન) ધર્મવાળાને સાધર્મિક કહ્યાં છે. તે સાધર્મિકનું દ્રવ્ય અને ભાવ એમ બંને રીતે વાત્સલ્ય કરવું, તે વાત્સલ્ય નામનો સાતમો દર્શનાચાર સમજવો. (૧) માતા-પિતાદિ સ્વજનો કરતાં પણ અધિક સ્નેહપૂર્વક હર્ષથી સાધર્મિકનું વાત્સલ્ય કરવું.

(૨) ઉપર કહેલ વાતનું તાત્પર્ય એ છે કે-જે સમાન ધર્મવાળા હોય તે સાધર્મી કહેવાય. તેમાં પ્રવચન અને લિંગ (વેષ) તે બંનેની સમાનતાથી સાધુ-સાધ્વી તથા માત્ર પ્રવચન (જિન મત) થી શ્રાવક-શ્રાવિકા સાધર્મિક કહેવાય તેમાં સાધુ-સાધ્વીએ આચાર્ય-ગ્લાન, પાહુણા (વિહાર કરી પધારેલા મુનિઓ) તપસ્વી, બાલ, વૃદ્ધ, નવદીક્ષિત શિષ્યાદિનું વિશેષે કરી વાત્સલ્ય કરવું, તેમજ પુષ્ટ આલંબનાદિ અપેક્ષાએ શ્રાવક-શ્રાવિકાનું પણ સર્વ શક્તિએ દ્રવ્ય-ભાવ-ઊભય પ્રકારે વાત્સલ્ય કરવું-તેમને ઉપકારક થઇને વાત્સલ્ય કરવું અને શ્રાવકે શ્રાવક-શ્રાવિકાનું કુમારપાળ રાજા આદિની જેમ યોગ્ય અને ઉચિત રીતે કરવું.

## રાજા કુમારપાળનું દૃષ્ટાંત

પાટણ નરેશ મહારાજા કુમારપાળ રાજા સદા ધર્મકરણીમાં તત્પર રહેતા તેઓ સ્નાત્રપૂજાદિ-સામાયિક-પૌષધાદિ ધર્મક્રિયા કરવા જતા ત્યારે તે કરણી-ક્રિયામાં એક હજાર આઠસો શેઠીયાઓ તેમની સાથે જોડાતા. રાજાની સહાયથી તે બધા આગળ આવેલા ને સુખી થયેલા. કુમારપાળ રાજા શ્રાવકો પાસેથી કર લેતા જ નહી. આથી તેમને વરસ દહાડે બોંતેર લાખ રૂપીયા ઓછા આવતા. આર્થિક સંકટમાં સપડાયેલ કોઇપણ શ્રાવક કુમારપાળ રાજાને ઘરે જઈ સહાય માંગતો તો તેને ઓછામાં ઓછી એક હજાર મહોર તો અવશ્ય મળતી જ. આમ સાધર્મી કાજે તેઓએ એક વર્ષમાં એક કરોડના ખર્ચની સગવડ રાખેલી ને તે પ્રમાણે તેમણે ચઉદ વર્ષમાં ચઉદ કરોડ દ્રવ્યનો વ્યય કરેલો. એકવાર કોઇ માહેશ્વરી (મેસરી) વાણીયાએ કરચોરી કરી, ને અધિકારી રાજા પાસે લઇને ચાલ્યો ચાલાક મેસરીએ વિચાર્યું હવે આપત્તિનો પાર નહી રહે હવે બચાવનાર કોણ? ત્યાં રાજાની સાધર્મી ભક્તિની વાત આવતાં તેણે કોઇ દહેરે દર્શન કરવાની ઇચ્છા કરી. અધિકારી સાથે જઈ કપટદર્શન કરી તેણે કપાળમાં કેશરનો ચાંદલો કરી ખભે ખેસ નાંખ્યો. અધિકારીએ રાજા સામે તેને ઊભો કરી કહ્યું "પૃથ્વીનાથ! આ વણિકે આપની આજ્ઞાનું ઉલ્લંઘન અને દાણચોરી કરી છે. ફરમાવો તે દંડ કરું" ભયથી ધ્રુજતા તેની સામે જોઈ રાજાએ વિચાર્યું "ખરેખર આ વીતરાગનો ભક્ત લાગે છે, કેવો સરસ મજાનો ચાંદલો કર્યો છે! શ્રાવકના કરનો મારે નિયમ છે" એમ વિચારી તેમણે કહ્યું "આમને છોડી મૂકો એ નિરપરાધી છે." સેવકોએ કહ્યું આ તો કંદમૂળ આદિ ખાતા હતા. તેમના લક્ષણથી આ તો માહેશ્વરી છે. આ બધો તો કપટક્રિયાનો ખેલ છે. રાજાએ કહ્યું "જે હોય તે હવે તમે તેમને કટુ વચન ન કહો. તેઓ ધન્ય-કૃતપુણ્ય છે, તેમ ન હોય તો આ કપાળમાં તિલક જોઇ મને "આ જિનભક્તિ છે" એવો ખયાલ કેમ આવત? મેં તો તેને છોડી મૂકયો છે. તે સુખેથી ઘરે જાય. તે વાણીયો રાજી થયો. શ્રાવક વેષ અને આચાર પ્રશંસા કરતો રાજાને નમી પોતાને ઘેર લઈ ગયો. આ બાબતને અનુલક્ષી કહેવાયું છે કે—

साधर्मिकस्वरूपं यत्, व्यलीकमपि भूभृता।<br>
सन्मानितं सभायां तत्, तर्हि सत्यस्य का कथा? ॥१॥

**અર્થ**—બનાવટી સાધર્મિકના સ્વરૂપને પણ રાજાએ ભરસભામાં સન્માન આપ્યું, ત્યારે સાચા સાધર્મિકની તો શી વાત ? ઈત્યાદિ સમજી સાંભળીને સર્વ શક્તિપૂર્વક સાધર્મિકનું વાત્સલ્ય અવશ્ય કરવું. પૂર્વે ઉદાયી રાજાએ ચંડપ્રદ્યોતનને કપાળે "દાસી-પતિ" લખાવી કારાવાસમાં નાંખ્યો હતો પણ જ્યારે સેવક પાસેથી સાધર્મિકપણુ જાણ્યું એટલે તરત જ આદર-બહુમાનાદિ કર્યા. એટલે કે સાધર્મિકનું સ્વજન કરતાં અધિકું સન્માન કરવું. કહ્યું છે કે—

सुहिसयणमाइयाणं उवयरणं भवपबंध वुड्ढिकरं ।
जिणधम्मपवन्नाणं तं चिय भवभंगमुवणेइ ॥ १ ॥

**અર્થ**—મિત્ર સ્વજનાદિનું ઉપકરણ-સન્માનાદિ ભવપ્રબંધ ભવપરંપરાની વૃદ્ધિ કરનારું બને છે ત્યારે શ્રી જિન-ધર્મપામેલાને માટે સાધર્મિકની બુદ્ધિથી કરેલું સન્માનાદિ ભવના નાશનું કારણ બને છે.

સાધુ મહારાજના અધિકારમાં સ્વામિવાત્સલ્યના સંબંધમાં જણાવે છે કે અતિ-ઘોર દુષ્કાળમાં જ્યારે સર્વ માર્ગ રૂંધાઈ ગયા ત્યારે શ્રી વજ્રસ્વામીએ વિદ્યાબળથી સહુને પટદ્વારા સુભિક્ષનગરમાં લાવ્યા હતા. આ જ પ્રમાણે વિષ્ણુકુમાર મુનિ આદિના ઉદાહરણો સમજી લેવાં.

એક શ્રાવિકા પણ પોતાના પતિનું લોકોત્તર વાત્સલ્ય કરી શકે છે-તે પ્રસંગ નીચે પ્રમાણે છે.

## પત્નીનું પતિવાત્સલ્ય

પૃથ્વીપુર નગરમાં સુભદ્ર નામના શેઠ હતા, તેઓ બારવ્રતધારી શ્રાવક હતા. તે રાજપુર નગરમાં વ્યાપાર અર્થે ગયા. ત્યાં જિનદાસ નામે શેઠ રહે. તેમનું આખું કુટુંબ ઘણું ધર્મિષ્ઠ હતું. તેની એક દીકરી હતી. તે સાધર્મિકને જ આપવી એવો તેમનો નિશ્ચય હતો. જિનદાસ સુભદ્રાના સંપર્કમાં આવ્યા. સુભદ્રાની ગતિ-વિધિ, રીતિ-નીતિ-ઉઠવું-બેસવું-ચાલવું બોલવું જમવું આદિ સારા આચરણથી તેમણે જાણ્યું કે આ ખરેખર ઉત્તમ શ્રાવક છે, છેવટે સારી ધામધૂમથી તે પોતાની પુત્રી તેને પરણાવી તે નામ અને ગુણથી સુશીલા હતી. ઘરનાં કામ-કાજ ઉપરાંત તે પતિની ભક્તિ નિર્મળ-અંતઃકરણથી કરતી. સુશીલાની કોઈ સુંદર સખી તથાપ્રકારનો ઉદ્ભટ વેષ પહેરીને સુભદ્રના ઘરે આવી. સુભદ્ર તેને જોતાં જ અનુરાગી થયો, પણ કુળવાન હોઈ લજ્જાથી કાંઈ બોલ્યો નહી, પણ દિવસે દિવસે દુર્બળ થતો ગયો. તેની આવી સ્થિતિ જોઈ પત્નીએ વારંવાર કારણ પૂછ્યું. અતિ આગ્રહથી તેણે ખરી વાત કહી દીધી, કે જ્યાં સુધી તે સ્ત્રીનો સમાગમ નહી થાય ત્યાં સુધી મને કળ વળવાની નથી.

સુશીલા ઘણી ચતુર અને ધીર હતી. તેણે કહ્યું "તમારી એવી જ ઈચ્છા છે તો તે હું પૂરી કરીશ. મારી સહેલી હું જે કહું તે ટાળે જ નહી. હું શિઘ્ર જ આ કામ

કરી આપીશ." એક દિવસે સુશીલાએ પતિને કહ્યું "જૂઓ, મારી સહેલી તૈયાર તો થઈ છે, પણ તેને શરમ ઘણી આવે છે. તમારાથી તો–અને તેમાં આવા પ્રસંગે તેને ઘણી જ શરમ આવશે, તે પોતે જ એમ કહેતી હતી. તેણે આગ્રહપૂર્વક કહ્યું છે કે હું શયન ગૃહમાં આવું તરત જ દીવો ઓલવી નાંખે–નહી તો હું ઓલવી દઈશ." સુભદ્રે બધું કબૂલ કર્યું. સુશીલાએ કહ્યું "તે આજે સાંજે જ આવશે".

સમય થતાં સુશીલાએ સહેલીના શણગાર પોતે સજ્યાં. તે વિચારવા લાગી! ખરેજ વિષયરૂપી મહાવ્રતના આવેશવાળો જીવ દીનતા ધરવી, બગાસાં ખાવાં, નિસાસા નાખવા અને પારકી નારીના વિચારોમાં ડૂબી જવું આદિ બધી જ કુચેષ્ટાઓ કરે છે ને ચંચળ વૃત્તિવાળો થઈ રહે છે. અરે રે? અનંત સુખ આપનાર વ્રતને પણ તે ગણકારતો નથી. લીધેલા વ્રતને પણ ઉપેક્ષા કરે છે. સુશીલ ને સમજુ એવો મારો ધણી જ વિષયાધિન થઇ ગયો તો બીજા બાપડાની કઈ દશા? આ વિષય-દશાને અને બીજાની આશાને ધિક્કાર છે. ગમે તેમ થાય પણ મારા પતિનું વ્રત તો નહી જ ખંડિત થવા દઉં. બાર વ્રતધારી શ્રાવક ને પરસ્ત્રીની અભિલાષા!! રાત પડવા આવી ને કાંઇ બહાનું કરી બોલાવેલી સહેલી સુંદરી આવી. બંને ખૂબ હળી મળી આનંદ કરવા લાગી. સુભદ્રને ભરોસો થઈ ગયો. કે "સાચે જ આજે લાંબા કાળની અભિલાષા પૂર્ણ થશે." સુંદરીએ સુશીલા અને સુશીલાએ સુંદરીના કપડા–અલંકાર આદિ પહેરેલા અને ચાલ–રંગ–ઢંગની પૂરો અભિનય કરેલો. ત્યાં સુગંધી પુષ્પ, ધૂપ ચંદન–કપૂર–કસ્તુરી તાંબૂલ આદિ સમગ્ર–ભોગ સામગ્રીથી યુક્ત પુષ્પ શય્યાવાળા પલંગ પર સુભદ્ર બેઠો હતો. આખું શયનાગાર સજાવેલું હતું ને દીપકનો સોનેરી પ્રકાશ રેલાતો હતો. ત્યાં સુશીલા પોતાની સહેલીની જેમ લટક મટક કરતી આવી. સુભદ્રે પોતે જ દીવો બૂઝવી નાંખ્યો તે પલંગ પાસે આવતાં સુભદ્રે તેને ખેંચી ઉત્સંગમાં લીધી અને સુભદ્રે પ્રેમગોષ્ઠિ કરવાપૂર્વક તેની સાથે ક્રીડા કરી. પ્રાતઃકાળ થતાં પૂર્વે તે પલંગ પરથી ઉઠીને ઘરે જવાનું કહી ચાલતી થઈ. તેના ગયા પછી સુભદ્રને વિચાર આવ્યો—

सयलसुरासुरपणमियचलणेहिं, जिणेहिं जंहियं भणियं ।
तं परभव संबलयं, अहह ! मए हारियं सीलं ।

**અર્થ**—સકલ સુર–અસુરથી જેમના ચરણ કમલ પ્રણમિત છે, એવા જિનેશ્વર-દેવોએ જે પરમહિત માટે કહ્યું છે, તે પરલોકના ભાતા (પાથેય) સમાન શીલને હું આજે હારી ગયો છું.

मनस्यन्यत्–वचस्यन्यत्, क्रियायामन्यदेव च ।
यस्यास्तामपि लोलाक्षीं साध्वीं वेत्ति ममत्त्वचान् ॥१॥

**અર્થ**—જેના મનમાં કાંઇ ઓર હોય, વચન વળી જૂદું જ કાંઈ હોય, ત્યારે

વ્યાવહારમાં–આચરણમાં તો કંઇ ત્રીજું જ હોય, એવી ચંચળ નેત્રવાળી સ્ત્રીને મમતાવાળો માણુસ ઉત્તમ માને છે.

चर्माच्छादितमांसास्थि–विण्मूत्रपिठरीष्वपि ।
वनितासु प्रियत्वं यत्, तन् ममत्व विजृंमितम् ॥२॥

**અર્થ**—જેના શરીરના માંસ–હાડકા ચામડીથી મઢેલા છે, જે વિષ્ટા અને પિશાબની હાંડી જેવી છે, આવી સ્ત્રીઓમાં જે પ્રિયત્વ છે તે માત્ર મમત્વનો જ વિસ્તાર છે.

गणयन्ति जनुः समर्थवत्, सुरतोल्लाससुखेन भोगिनः ।
मदनाहि विषोग्रमूर्छनामयतुल्यं तु तदेव योगिनः ॥३॥

**અર્થ**—ભોગી જીવો ભોગ–વિલાસથી ઉલ્લસિત સુખથી પોતાના જન્મને સફળ ગણતા હોય છે, ત્યારે તે જ સુખ યોગી પુરુષો વિષયરૂપ વિષથી ઉપજેલી ઉગ્ર મૂર્છારૂપ મહાવ્યાધિ સમાન માને છે.

દરેક પદાર્થોમાં પ્રિય કે અપ્રિયપણું એ સ્વયંના મનની કલ્પના માત્ર છે. ખરેખર તો કોઈ જ વસ્તુ ઇષ્ટ કે અનિષ્ટ હોતીજ નથી. કારણ કે બધાં જ વિકલ્પનો નાશ થવાથી મતિનો ભેદ પણ નાશ પામે છે. કહ્યું છે કે—

समतापरिपाके स्यात् विषयग्रहशून्यता ।
यया विशदयोगानां, वासीचन्दनतुल्यता ॥ १ ॥

**અર્થ**—તે સમતાનો પરિપાક થતાં વિષયની પકડ નાશ પામે છે, જેના દ્વારાએ ઉજ્જવળ યોગવાળા મહાત્માને ફરસી (કુહાડી જેવું હથીયાર) અને ચંદનમાં સરખાપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અર્થાત્ બંનેની ભિન્નતા નાશ પામે છે.

આ ભાવનાથી સુભદ્રનું અંતઃકરણ સંવેગમય થઈ પશ્ચાત્તાપથી જાણે બળવા લાગ્યું. ત્યાં સુધી કે તે પત્ની સાથે આંખ પણ મેળવી ન શકતો–તેની આંખો ઢળી પડતી. તેની આ સ્થિતિ જોઇ પત્નીએ વિચાર્યું "મારા પતિ લજ્જાવાન છે માટે સરળતાથી ધર્મ પામશે, જે સાવ નિર્લજ્જ અને વાચાળ હોય છે તેમને ધર્મને માટે અયોગ્ય કહ્યા છે, તે આવા નથી." પછી તો સુશીલા સામાયિકમાં સ્વાધ્યાય કરતી વેળા વ્રત–પાળવા ન પાળવાના પ્રસંગો વાંચતી ને તે પણ સુભદ્ર સાંભળે એવી રીતે બોલતી તેમાં વ્રતભંગથી થતી હાનિ તો માથું ધુણાવી ને બોલતી જેમ કે વ્રત લેવું તો સહેલું છે પણ પાલન કરવું દુષ્કર છે, તેઓ ધન્ય–કૃતપુણ્ય છે જેઓ વ્રત લઈ પ્રાણની જેમ પાળે છે. વ્રત લેવા–પાળવાની ચઉભંગી છે. જેમ લેવું સરળ પણ પાળવું મુશ્કેલ, લેવું કઠિન પણ પાળવું સરળ, લેવું સહેલું ને પાળવુંય સહેલું અને લેવું પાળવું બંને મુશ્કેલ. આમાં ત્રીજો ભાંગો ઉત્તમ ને ચોથો અનિષ્ટ.

આ બધું સાંભળી સુભદ્ર પોતાની પત્નીની ભાવનાના મનોમન વખાણ કરવા લાગ્યો છતાં મનમાં વ્રતભંગનું દુ:ખ તો તેને સાલ્યા જ કરતું હતું. તે દિવસે દિવસે દુબળો થવા લાગ્યો. પત્નીએ આગ્રહ કરી કારણ પૂછ્યું. ત્યારે તે ખિન્ન થઈ બોલ્યો "હે સુભગે! મોક્ષ પ્રાપ્તિના અવંધ્ય કારણરૂપ તે વ્રત મેં લાંબા કાળથી પાળ્યું હતું પણ તે મન કલ્પિત સુખને માટે ક્ષણવારમાં મેં નષ્ટ કરી મૂર્ખ પણ ન કરે તેવું અકાર્ય કર્યું. આથી હું દિવસે દિવસે સૂકાતો જાઉં છું. હવે આ પાપનું પ્રાયશ્ચિત્ત કોણ આપશે? મારી ભ્રષ્ટની સ્થિતિ–ગતિ કઈ થશે? વ્રતનો નાશ ને ખરાબ આચરણ કરી કહેતા ફરવું કે મેં મોટું પાપ કર્યું, મેં મોટું પાપ કર્યું! ને ધ્યાન વૈરાગ્ય લઈને બેસવું તે તો વ્યર્થ છે, ને કુંભારને મિથ્યા દુષ્કૃત આપનાર ક્ષુલ્લક મુનિ જેવી તેની સ્થિતિ છે."

આમ શુદ્ધ અંતઃકરણ ને શુભ પરિણામ જાણી–આ માત્ર પત્ની સમક્ષનો ઉપચાર નથી એમ સમજી, તથા સંવેગ રંગથી રંગાયેલું આ હૃદય હવે ઈન્દ્રની અપ્સરાથી પણ હારે એવું નથી એવો વિશ્વાસ થવાથી તેણે નિશાનીઓ, વાતો સંકેતો પૂર્વક બધી સાચી વાત બતાવી સમજાવ્યું કે "તે મારી સહેલી નહી પણ હું પોતે જ હતી." આ વાતની સચ્ચાઇની સાબીતીથી વિશ્વાસ થતા તેણે વિચાર્યું "અહો! લોકોત્તર ધર્મમાં નિપુણ આ નારી ને ધન્ય છે." "મારો ધણી પરનારીના સંગથી નરકમાં ન જાય."

એવા શુદ્ધ આશયથી તેણે કેવી ચતુરાઇ અને ધીરતાથી કામ લીધું! મારૂં એટલું સૌભાગ્ય છે કે અંતઃકરણથી મારી હિતચિંતા કરનાર સુશીલ પત્ની મળી છે. તેની સ્થિરતા ને ગંભીરતા તો વાણીનો વિષય નથી. ઈત્યાદિ તેણે અંતરથી સ્ત્રીની સ્તુતિ કરી. પત્નીના કહેવાથી તેણે ગુરુમહારાજ પાસે પરસ્ત્રી સેવનનો સર્વથા ત્યાગ કર્યો. પાપની આલોચના કરી ને ધર્મમાં આદરવાળો થયો કાળાંતરે પુત્રને વ્યવહાર ભાર સોંપી પતિ–પત્નીએ ચારિત્ર લીધું. ઉત્કટ આરાધના–તપ–સંયમથી તે બંને કેવળી થઈ મોક્ષે સીધાવ્યા.

આમ સાધર્મિક વાત્સલ્યના ઘણા ભેદો છે, સમજુ માણસો લાભ જોઈ પ્રવર્તી કરે છે. આ સાતમા દર્શનાચારને પાલન કરનારે સર્વ શક્તિને યુક્તિ પૂર્વક સાધર્મિકની સદા સેવા–ભક્તિ કરવી, બહુમાન કરવું.



## ૨૭૭

## દર્શનાચારનો આઠમો આચાર-પ્રભાવના

**अष्टौ प्रोक्ता निशीथादौ शासनस्य प्रभावका।**
**मार्गानुसारिण्या शक्त्या, त एवोद्भासयन्ति तत् ॥१॥**

**અર્થ**—નિશીથ આદિ શાસ્ત્ર ગ્રંથોમાં શ્રી જિનશાસનની પ્રભાવના કરનાર આઠ પ્રકારના પ્રભાવક કહ્યા છે. તેઓ જ માર્ગાનુસારી શક્તિથી શાસનને પ્રભાવશાલી રાખે છે, શોભાવે છે.

આ આઠ પ્રભાવક શ્રી નિશીથ સૂત્રમાં આ પ્રમાણે બતાવેલા છે.

**अइसेसिड्ढि–(१) धम्मकही (२) वाई (३) आयरिय (४) खवग (५) नेमित्ति (६) विज्जा (७) रायगणसम्मओ अ (८) तित्थपभाविंति।**

**અર્થ**—અતિશયશાલી ઋદ્ધિમાન, (૧) ધર્મકથી (૨) વાદી (૩) આચાર્ય (૪) તપસ્વી (૫) નૈમિત્તિક (૬) વિદ્યાવાન (૭) રાજાના ગણમાં-સમૂહમાં સંમત-સન્માન પામેલા. આ આઠે શ્રી જિનમતને પ્રભાવશાલી રાખે છે.

જેમને બીજાઓથી ઉત્કૃષ્ટ ઋદ્ધિ એટલે તેજોલેશ્યાદિ લબ્ધિઓ હોય તે અતિશયિત ઋદ્ધિ કહેવાય આ સંબંધમાં કુંચિક નામના શેઠને શિક્ષા આપનાર શ્રી મુનિપતિ નામે અણગારનું અથવા ભાવિકાળમાં થનાર શ્રી સુમંગલમુનિનું દૃષ્ટાંત શ્રી ભગવતીજી સૂત્રના પંદરમાં શતકમાંથી જાણી લેવું.

બીજા પ્રભાવક ધર્મકથી. એટલે વ્યાખ્યાનની અદ્‌ભૂત શક્તિ-લબ્ધિવાળા જેમ શ્રી નંદીષેણ મુનિ. નંદિષેણ કર્મવશ મુનિપણું છોડી વેશ્યાને ઘરે રહ્યા. ત્યાં રહીને પણ દરરોજ દસ જીવોને ધર્મકથા ઉપદેશાદિથી પ્રતિબોધ પમાડતા અને પ્રભુ મહાવીરદેવ પાસે દીક્ષા લેવા મોકલતા. આમ બાર બાર વરસ વીત્યાં, બાર વર્ષમાં બેંતાલીસ હજાર બસો પુરુષો કે જેઓ વિલાસ માટે વેશ્યાને ત્યાં આવતા તેમને પ્રતિબોધી ભગવાન પાસે મોકલતા તેમને એવો નિયમ હતો કે કર્મવશ હું તો પતન પામ્યો, પણ દસ-જણને જ્યાં સુધી પ્રતિબોધ ન પમાડું ત્યાં સુધી જમું નહી. અને આ અભિગ્રહ તેમણે પરિપૂર્ણ રીતે પાળ્યો. તેમની પ્રભાવકતાના પ્રતાપે તેમનો પ્રત્યક્ષ દોષ પણ કોઈ ગ્રહણ ન કરતું કે પોતે તો રંગ-રાગમાં મદમસ્ત છે ને બીજાને ઉપદેશ આપે છે? ઉલટાનું સહુ એમ વિચારતા કે ખરેખર આ કોઈ અસામાન્ય મહાત્મા છે, જે મોહજાળમાં પડવા છતાં આત્માને સાચવીને બેઠા છે. પોતાના ગુણોનો નાશ કર્યો નથી માટે જ આવો અપૂર્વ બોધ આપે છે. કાજળની કોટડીમાં રહેવા છતાં, આત્મ-

સ્વભાવને ઉજળો રાખ્યો છે. તેમના આત્માને વારંવાર ધન્યવાદ છે. કોઈ સંયોગવશ તેઓ અહીં આવી ચડયા છે પણ આ અવશ્ય મહાનતાએ પહોંચશે. આમણે તો અમારા જ્ઞાન-નેત્રો ઉઘાડી મહાપ્રકાશ આપ્યો છે. મોહસાગરમાં પડયા છતાં તેઓ ડૂબી નથી ગયા. આમની તુલના કરી શકાય એવા કોઈ મહાત્મા જણાતા નથી તો કોની સાથે આમને સરખાવીયે ? ખરી વાત તો એ લાગે છે કે અમ જેવા પાપીઓને તારવા માટે જ આ વેશ્યાના ઘરમાં અમારા માટે નાવ જેવા થઈ આવી ચડયા છે. આ સિવાય તો કોઈ બીજું કારણ જણાતું નથી. આમ સર્વે નંદિષેણની સ્તુતિ કરતાં પણ કાંઈ પણ અઘટિત વિચારતા નહીં.

ત્રીજા પ્રભાવક વાદી, એટલે કે પરવાદીને પરાજિત કરનાર. આ સંબંધમાં વૃદ્ધવાદી, મલ્લવાદી, દેવસૂરિજી, સિદ્ધસેન દિવાકરસૂરિજી, વાદી વેતાલ શાંતિસૂરિજી મહારાજ આદિના દૃષ્ટાંતો પ્રભાવક ચરિત્ર આદિ ગ્રંથોથી જાણવા.

ચોથા પ્રભાવક આચાર્ય-એટલે ગચ્છના આધારભૂત ૧૨૯૬ ગુણોથી શોભતા. (છત્રીશ છત્રીશીથી અલંકૃત) શ્રી પ્રભવસ્વામી તથા શય્યંભવસૂરિજી આદિના દૃષ્ટાંતો જાણવા.

પાંચમા પ્રભાવક ક્ષપક એટલે ઘોર તપસ્વી. આના ઉદાહરણમાં છ હજાર વર્ષ સુધી છટ્ઠનો તપ કરનાર વિષ્ણુકુમાર મુનિ, છમાસી તપ કરનાર ઢંઢણકુમાર મુનિ, સાઠ હજાર વર્ષ સુધી આયંબિલ તપ કરનાર સુંદરી, એક વર્ષ સુધી કાઉસ્સગ્ગમાં રહેનાર બાહુબલીજી, વિષમ પ્રકારના અભિગ્રહ ધારનારા બહુધા મુનિ, અગીયાર લાખ એંસી હજાર ને પાંચસો માસક્ષમણ કરનાર નંદન મુનિ, સોળ વર્ષ સુધી આયંબિલ તપ કરનાર જગચ્ચંદ્રસૂરિજી તથા ગુણરત્ન, સંવત્સર તપ કરનાર સ્કંધક મુનિ આદિના ઉલ્લેખો છે.

છઠ્ઠા પ્રભાવક નૈમિત્તિક એટલે નિમિત્ત (જ્યોતિષાદિ) બળથી ભૂત-ભવિષ્યનું જ્ઞાન રાખનારા. આ બાબતમાં વરાહમિહિરની સામે સાચું નિમિત્તજ્ઞાન જણાવનાર શ્રી ભદ્રબાહુસ્વામીજી તથા પોતાના સંસારી ભાણેજ દત્તનું સાતમે દિવસે મૃત્યુ ભાખનારા શ્રી કાલિકાચાર્ય આદિના ચરિત્રો જાણવા.

સાતમાં પ્રભાવક વિદ્યાવાન્-એટલે વિદ્યા, મંત્ર, યંત્ર, બુદ્ધિ, સિદ્ધિ, ચૂર્ણ, અંજન, યોગ ઔષધ તેમજ પગમાં લેપ આદિ પ્રયોગથી સિદ્ધ પુરુષ તેમાં પાડાનો ભોગ લેનાર કંટકેશ્વરીદેવીને વશ કરનાર શ્રી હેમચંદ્રસૂરિજી મંત્રવિદ્યાવાળા સમજવા. શ્રીપાળ રાજાને શ્રી સિદ્ધચક્રનું યંત્ર અને તેનો આમ્નાય આપનાર ધર્મગુરુને યંત્રવિદ્યાના જાણ સમજવા. વળી એક નગરના રાજાએ નવયુવા અતિસ્વરૂપવાન સાધ્વીને મહેલમાં ઉચકાવી મંગાવી. રાજાને ઘણી રીતે સમજાવ્યો કે તું સાધ્વીને છોડી દે. આ તેં આગ સાથે રમત આદરી છે. આના પરિણામ સારા ન આવે. પણ રાજા ન માન્યો. ત્યારે એક મંત્રસિદ્ધિ મુનિએ રાજમહેલના આંગણામાં ઘડેલા પડેલા થાંભલા ને મહેલ ઉડાડયા. તે થાંભલામાંથી અવાજ નિકળવા લાગ્યો ને તેથી મહેલના ઉભા થાંભલા

પણ હાલવા-ધ્રુજવા લાગ્યા. આથી ગભરાઈ ગયેલો રાજા બધું મૂકી બહાર ભાગ્યો ને સાધ્વીને પગે લાગી ક્ષમા યાચવા લાગ્યો.

પક્ખીસૂત્રમાં ચોથા મહાવ્રતના આલાવામાં જણાવ્યું છે કે રાગથી કે દ્વેષથી મૈથુન સેવવું નહી. ત્યારે શંકા થઈ કે મૈથુન તો રાગથી જ સેવાય છે, દ્વેષથી કેવી રીતે બને? તો દ્વેષ શબ્દનું શું તાત્પર્ય છે? ઉત્તર આપતાં જણાવાયું છે તે સૂત્રની વૃત્તિમાં જ જણાવ્યું છે કે કોઈ નગરમાં એક પરિવ્રાજિકા રહેતી હતી. તેણે મંત્ર પ્રયોગથી મહાપ્રભાવ પેદા કરેલો. રાજા-પ્રજા બધા તેના વશવર્તી હતા. "જૈન સાધુ ઉત્કૃષ્ટ તપોબળ ને લબ્ધિશાલી હોય છે" એવી માન્યતા પ્રચલિત છતાં સાધુઓ પોતાના રસ્તે જાય ને પોતાના રસ્તે આવે, ત્યારે લોકો તેમને નિસ્તેજ ને પ્રતાપહીન કહે. આમ કોઈ નિંદા કરે પણ કોઈ પ્રશંસાની વાત કયાંય થાય જ નહીં. એકવાર રાજાએ રાણી પાસે પરિવ્રાજિકાના ઘણા વખાણ કર્યા ને કહ્યું "તેનું શીલ અતિ ઉત્તમ છે. કારણ કે શીલ ગુણ વિના કોઈ ઉત્તમ તત્ત્વ વિકાસ પામતું નથી." આમ વારંવાર કહ્યું. રાણી જિનમતની ઉપાસિકા હતી, તેથી તેણે આ વાતને કશી મહત્તા ન આપી. સમય વીતવા લાગ્યો.

એકવાર ઉદ્યાનમાં પધારેલા જ્ઞાની ગુરુમહારાજ પાસે આવી રાણીએ તાપસીની વાત જણાવતાં કહ્યું "ભગવાન્! અમારા ગામમાં એક તાપસી રહે છે, તેણે પોતાના શીલ આદિ ઉત્તમ દેખાવથી-વ્યવહારથી રાજા સહિત સમસ્ત નગરને વશ કરી લીધું છે. તેથી લોકો જૈન મુનિઓની છડે ચોક ટીકા-નિંદા કરતા થઈ ગયા છે. મુનિઓ તરફ આદર, આહારાદિ વહોરાવવામાં ભક્તિ ન હોઈ, કોઈ સારા સાધુઓ આ તરફ વિચરતા પણ નથી. પરિણામે આખું નગર મિથ્યાત્વી થઈ ગયું છે. આપ જેવા સમર્થ જ તેનો ઉદ્ધાર કરી શકે."

આ સાંભળી એક મંત્ર સિદ્ધ મુનિને ક્રોધ આવ્યો કે પોતાના આચાર આત્માના ઉદ્ધાર કાજે છે, નહીં કે કોઈને ઉતારી પાડવા કે વટાવી ખાવા માટે. રાણીના ગયા પછી તેણે આકર્ષક વિદ્યાનો પ્રયોગ કર્યો. પરિણામે એકાંતમાં રહેલા તે સાધુ પાસે તે તાપસી આવી ને કામવિહ્વળ થઈ કંપવા લાગી. નમ્ર ને વિનીત થઈ કરગરતી કહેવા લાગી તમે મહાન અને સમર્થ છો, મારી ઈચ્છા તમે જ પૂરી કરી શકશો. મારા કામ વ્યાધિનું શમન કરો એમ કહેતી તેણે સાધુને આલિંગનમાં લીધા. કામવશ તે ઉત્તેજિત થઈ. મુનિએ પણ ધર્મનિંદક પરિવ્રાજિકાનું મહત્ત્વ નષ્ટ કરવા જરાપણ અનુરાગ વિના દ્વેષ બુદ્ધિથી જ તેની સાથે ગમન કર્યું, ને તેના માનનું મર્દન થયું, પછી તાપસી ત્યાંથી પાછી આવી. ને તે સગર્ભા થઈ. લોકોમાં વાત પસરી ગઈ, જેવી પ્રશંસા હતી તેવી નિંદા થઈ. રાણીએ પણ રાજાને કહ્યું "જોયું તમારી તાપસીનું બ્રહ્મચર્ય? દંભ અને પાપ આખરે તો ફૂટે જ છે." આ સાંભળી રાજાએ કહ્યું "રાણી ઉતાવળા ન થાવ. કોઈક વખતે તમારા ગુરુઓનું સ્વરૂપ તમને બતાવીશ."

પછી રાજાએ પોતાના એક ચતુર સેવકને શીખવ્યું કે તું સૂર્યકાંતા વેશ્યાને ઉપવનના કામદેવ ચૈત્યમાં જવા અને સાધુને ઠીક કરવા સમજાવી દેજે, પ્રથમ તો અપ્સરા જેવી તેની સામે જોતા જ કોઈપણ ચક્રાવે ચડે, પાછી તે એવી કામ કળામાં નિપુણ છે કે જોટો નહીં. તેને મૂર્તિ પાછળ સંતાવા જણાવી બધું સમજાવી દેજે, પછી તું પેલા સાધુને કોઈ ધર્મના બહાનાથી રાત્રિ પહેલા ત્યાં લઈ આવજે.

ધર્મકાર્યના અતિ ઉત્સાહથી તે ત્યાં આવે એટલે તું બહાર નીકળી દરવાજા વાસી દેજે–ને તાળુ બંધ કરજે, અને પહેલાથી જ પલંગ અને તાંબૂલ–ફૂલ–અત્તર આદિ ભોગ સામગ્રી મૂકી રાખજે, સેવકે કહ્યું આપ નિશ્ચિત રહેજો, આપની ઇચ્છા પ્રમાણે બધું થઈ રહેશે.

રાજાના કહ્યા પ્રમાણે સેવકે બધું તરકટ ગોઠવ્યું. મુનિને પણ ધર્મઉદ્યોતનું ખોટું બહાનું બતાવી તે લઇ આવ્યો ભોળે ભાવે મુનિશ્રી મંદિરમાં પેઠા ને પેલાએ બહાર નિકળી તરત બારણું વાસી દીધું. મુનિએ બહાર નિકળવા યત્ન તો ઘણા કર્યા પણ તેમને સફળતા ન મળી. તે વિમાસણમાં પડી વિચારવા લાગ્યા અરે રે ! ઉપયોગ ન રાખ્યો તેથી હું આ અપયશના કાર્યમાં સપડાયો છું. મને આ વેશ્યાદિકનો તો કશો ભય નથી પણ સવારે અવશ્ય શ્રી જિનશાસનની અપભ્રાજના થશે, તેનો જ ભય છે. પછી તો વેશ્યાએ પોતાની બધી જ ચતુરાઇ અજમાવી જોઈ પણ મુનિએ ધીરતા ન છોડી. મુનિ તો વિચારમાં ઊંડા ઉતરી ગયા કે પૂર્વે પરિવ્રાજિકા સાથે જે અકાર્ય કર્યું હતું તેમાં લેશ માત્ર અનુરાગ નહોતો અને રાગથી તો તરત વ્રત નાશ પામે. પછી તેમને રસ્તો સૂઝી આવતાં તેમણે રજોહરણ ડાંડો–કામળી આદિ દીપકની જ્યોતથી સળગાવી નાંખ્યા. તેની ભભૂત આખા શરીરે લગાવી. પોતે લંગોટ લગાવી ઇંદ્રિયો ગોપવી આખીરાત ધ્યાનમાં તત્પર રહ્યા. આ તરફ વેશ્યા પોતાની બધી કળા કરામત અજમાવી થાકી ગઇ ને છેવટે કંટાળી સૂઈ ગઇ.

અહીં સવારના પહોરમાં રાજાએ જાણે વાઘ પકડયો હોય તેમ ઘોંઘાટ કરી મૂકયો ને રાણીઓ, કુટુંબીઓ, રાજપુરુષો, મુખ્ય નાગરિકો અને સામાન્ય જનસમૂહ સાથે ઉદ્યાનમાં આવ્યો. સેવકને કહ્યું "ખરો ચોર પકડાયો છે. તાળુ ઉઘાડ." તાળુ ખોલી બારણા ઉઘાડતાં જ કોપીન ધારી કોઇ અવધૂત બાવા "અલખ–નિરંજન–જય-શિવશંકર" કરી બહાર નિકળ્યા. યોગી અવિકારી, અવધૂત ને જોઈ બધા ચમકયા. રાણી બોલી "રાજાજી ! તમે તો ઘણી મોટી વાત કરતા હતા. આ તો કોઈ તમે જેને માનો છો એમની જમાતના નિકળ્યા. આ જૈન સાધુ નહોય !"

ખીજાયેલા રાજાએ સેવકને પૂછયું આ અવળું કેમ વેતરાયું ? તેણે કહ્યું "મેં તો આપની આજ્ઞા પ્રમાણે જ કર્યું હતું. આ અંદર ને અંદર શું ચમત્કાર થયો તે સમજાતું નથી." રાજાએ વેશ્યાને પૂછયું "તેં શું કર્યું ?" તે બોલી હું શું કરુ ? મેં તો આવા પાકા હૃદયનો તો માણસ જોયો નથી. હું મારી બધી કળા ને સામર્થ્ય

બતાવી થાકી. જગમાં પણ જાગ્રતી આવે એવી મારી યુક્તિઓ આજે જીવનમાં પ્રથમવાર નિષ્ફળ ગઇ. આ તો કોઇ જબરો જોગીંદર છે. કોઇ ઇન્દ્રની પટરાણી પણ આને ચલાવી શકે નહી. ત્રણે લોકમાં આના જેવો તો કોઈ પ્રબલ ઈચ્છા શક્તિવાળો માણસ નહીં હોય.

આ પ્રમાણે બધી વાત સાંભળી રાજાને યથાર્થ વસ્તુનો બોધ થયો. તે પ્રતિબોધ પામ્યો. તેણે પોતાના ચિત્ત, વિત્ત અને પરિવાર સહિત સમગ્ર નગરવાસીઓને જિનધર્મમય કરી દીધાં. સહુએ જૈન સાધુ–સાધ્વીના સંપર્કથી તેમનું જીવન યાપન જાણ્યું. તેથી તેમનું જ્ઞાન, ધ્યાન, આચાર, વ્યવહાર, ત્યાગ, શમતા અને નિઃસ્પૃહતા ગુણો નગરમાં ન સમાયા. અર્થાત્ તેમના ગુણોની પ્રશંસા દૂર સુદૂર સુધી પહોંચી ગઇ. આમ તે સાધુએ જિનશાસનની અપભ્રાજના થતી બચાવી અને પરમ પ્રભાવના કરી, ફરીથી મુનિવેષ અંગીકાર કર્યો. થોડા જ સમયમાં આત્મવિકાસ સાધ્યો. આ વિદ્યાસિદ્ધિનું દષ્ટાંત જાણવું. બુદ્ધિસિદ્ધ ઉપર અભયકુમાર આદિના દષ્ટાંતો, યોગસિદ્ધિ પર સુવર્ણસિદ્ધિ કરનાર નાગાર્જુન, પાદલેપમાં પાદલિપ્તાચાર્ય જાણવા, વજ્રસ્વામી, કાલિકાચાર્ય, આદિને વિદ્યા પ્રભાવકમાં ગણવા.

આઠમાં પ્રભાવક રાજસમૂહમાં સંમત એટલે સિદ્ધસેનદિવાકરજી, હેમચંદ્રસૂરિજી જગચ્ચંદ્રસૂરિજી અને વિજયહીરસૂરિજી આદિને રાજા આદિ સમગ્ર મુખ્ય લોકોમાં માન્ય જાણવા.

આ આઠે પ્રભાવક જૈન ધર્મના ઉદ્યોતક છે, તેમના અભાવે શ્રી જિનશાસન ઝાંખુ જણાય છે, ધર્મનો મહિમા વિસ્તાર પામતો નથી માટે આ બધા મહાભાગને જિનશાસનરૂપ મહેલના સ્તંભ સમાન ગણવા.

દર્શનાચારના વિચારને જાણનારા, અને શાસનના પાયા જેવા પ્રભાવકોએ શાસનના કાર્યમાં પોતાની શક્તિને જરાય ગોપવવી નહીં. બધી શક્તિથી શાસનના ઉદ્યોતમાં પ્રયત્ન કરવો, જેથી શ્રી જિનશાસનનો જયજયકાર થાય.



## ૨૭૮

## ચારિત્રાચારના આઠ પ્રકાર–પ્રથમ ઇર્યાસમિતિ.

याश्च चारित्रपुत्रस्य मातरोऽष्टौ प्रकीर्तिताः ।
ता एव चरणाचाराः, समुपास्या मुमुक्षुभिः ॥ १ ॥

**અર્થ**—ચારિત્રરૂપી પુત્રની જે આઠ માતાઓ કહી છે, તે જ આઠે પ્રકારના ચારિત્રાચાર છે. મુમુક્ષુ જીવોએ તેને સમ્યક્ પ્રકારે સેવવા.

ચરણ (ચારિત્ર) નું આચરણ તેનું નામ ચારિત્રાચાર તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ આઠ પ્રકારનો છે. કહ્યું છે કે—

पणिहाणजोगजुत्तो, पञ्चहिं समिइहिं तिहिं गुत्तिहिं ।
एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ।

**અર્થ**—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ દ્વારા પ્રણિધાન યોગથી યુક્ત થયેલો આ ચારિત્રાચાર આઠ પ્રકારનો છે.

પ્રથમ પાંચ સમિતિરૂપ ચારિત્રાચારમાંથી ઈર્યાસમિતિ નામક પ્રથમ આચારનું વર્ણન કરવામાં આવે છે.

युगमात्रावलोकिन्या, दृष्ट्या सूर्यांशुभासिता ।
पथि यत्नेन गन्तव्यं, इतीर्यासमितिर्भवेत् ॥ १ ॥

**અર્થ**—સૂર્યના કિરણોથી પ્રકાશિત રસ્તા ઉપર ગાડાની ધૂંસરી પ્રમાણ આગળનો માર્ગ દૃષ્ટિથી જોઈ યતનાપૂર્વક ચાલવું, તેનું નામ ઈર્યાસમિતિ કહેવાય.

આમાં યતનાપૂર્વક ચાલવું એમ કહ્યું તેમાં એમ સમજવું કે મુખ્યતાએ સાધુ નિરવદ્ય સ્થાનમાં રહે ને સ્વાધ્યાયાદિ ધર્મકૃત્ય કરે. અહી શંકા થાય કે "મુનિએ જો નિરવદ્યસ્થાનમાં રહી ધર્મકૃત્ય કરવાનું, તો ભગવાને સાધુઓને નવકલ્પી વિહાર કરવાનો ઉપદેશ શાને આપ્યો ?" ઉત્તરમાં કહે છે કે ઘણાં જ ગુણોનું અને ધર્મની વૃદ્ધિનું કારણ હોઇ ભગવાને નવકલ્પ વિહારનું વિધાન કહ્યું. તેમાં પણ રાત્રિના સમયમાં ચક્ષુની શક્તિ પરિપૂર્ણ જોવાની ન હોઇ અતિ પુષ્ટ આલંબન (કારણ) વિના ચાલવા-ફરવાની છુટ આપી નથી. દિવસે પણ છ જીવનિકાયની વિરાધનાથી બચવા ખાતર, જે માર્ગે ઘણાં લોકો ચાલતા હોય તે માર્ગે ચાલવું પણ એકાંત એ કે આડે માર્ગે ચાલવું નહી. તેમાં પણ સાડાત્રણ હાથ જેટલી પગથી આગળની ભૂમિ જોઇને, કાચી માટી, પાણી, વનસ્પતિ અને બી વગેરે સ્થાવર અને કુંથુવા કીડી આદિ ત્રસ જંતુની

રક્ષા કરતાં પગલે પગલે સારી રીતે જોઇને ચાલવું. 'इरण इर्या' ઈર્યા એટલે ગતિ. તેની સમિતિ એટલે સમ્યક્ રીતે જિન વચનાનુસારે ઇતયઃ એટલે આત્માની પ્રવૃત્તિરૂપ ચેષ્ટા કરવી તે ઈર્યાસમિતિ.

આગળ કહેવાતી ત્રણ ગુપ્તિને સમિતિમાં પ્રવૃત્તિ-નિવૃત્તિના હિસાબે ભેદ કહ્યા છે. ગતિ કરવી તે પણ આલંબન, કાળ, માર્ગ અને યતના એ ચાર કારણે નિયમિત રીતે કરવી. આલંબન જ્ઞાનાદિકનું સમજવું. જ્ઞાન એટલે સૂત્ર ને અર્થ બંનેરૂપ આગમ, દર્શન અને ચારિત્રરૂપ તે પ્રત્યેક જ્ઞાનાદિકને આશ્રય કરીને અથવા એના સંયોગે (એટલે જ્ઞાન ને દર્શન, જ્ઞાન ને ચારિત્ર, અથવા દર્શન અને ચારિત્રના આલંબને) કરીને ગમન કરવાની અનુજ્ઞા આપી છે. પણ જ્ઞાનાદિકના આલંબન વિના ગતિ (વિહારાદિ-ગમના-ગમન) થઈ શકે નહી. (૧) 'કાળ' એટલે ગમનનું પ્રકરણ હોઈ ગમનના વિષય માટે દિવસ જ જિનેશ્વરોએ કહેલો છે. (૨) માર્ગ એટલે ઉન્માર્ગનો ત્યાગ કરી પુષ્કળ માત્રામાં લોકો આવતા હોય તેવો 'માર્ગ.' (૩) અને 'યતના' એ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના ભેદે ચાર પ્રકારની છે.

દ્રવ્યને આશ્રયી યતના કરવી યુગ (સાડાત્રણ હાથ) પ્રમાણ પૃથ્વીમાં રહેલા જીવાદિ દ્રવ્યને નેત્ર દ્વારા જોવાં, ક્ષેત્રથી યતના એટલે યુગ પ્રમાણ ધરતીને જોઇને ચાલવું તે, કાળથી યતના કરવી એટલે, જેટલો સમય ગતિ કરવી તેટલો સમય ઉપયોગ રાખવો તે અને ભાવથી યતના કરવી એટલે ઉપયોગપૂર્વક ચાલવું તે. અર્થાત્ શબ્દ આદિ ઈન્દ્રિયોના વિષયને તથા પાંચ પ્રકારના સ્વાધ્યાયને પણ ત્યજીને ચાલવું. કારણ કે તેનો ત્યાગ નહી કરવાથી ગતિના ઉપયોગનો ઘાત થાય છે. ગતિ વખતે બીજો કોઈ પણ વ્યવહાર ઉચિત્ત નથી. પાછળ, આજુ-બાજુ ઉપયોગ રાખવાથી કે અતિદૂર જોવાથી માર્ગમાં રહેલા જીવ-જંતુઓ પણ જોઈ શકાતા નથી. તેમ જ અતિ સમીપ જોવાથી સામેથી ચાલ્યા આવતાં ઢોર ઢાંખર કે ભીંતથી ભટકાવાનો સંભવ રહે છે. માટે ઉપયોગપૂર્વક ચાલવું તે જ યોગ્ય છે.

આવી રીતે ઉપયોગપૂર્વક ગતિ કરનાર મુનિથી કદાચિત્ કોઇ જીવનો વધ થઇ જાય તો પાપ લાગતું નથી. અહીં માત્ર ગતિ વખતે જ ઈર્યા સમિતિ રાખવી એમ નહી. પરંતુ બેઠાં બેઠાં પણ ઘણા ભાંગાવાળા સૂત્રની આવૃત્તિ કરતી વખતે ભાંગાની ગણત્રી કરવા હાથ-આંગળી આદિની જે ચેષ્ટા થાય તે પણ સ્પંદન-કંપન-સ્વરૂપ હોવાથી તેમાં પણ ઈર્યાસમિતિની જરૂર હોય છે. આ સમિતિ સારી રીતે પાળનાર વરદત્ત મુનિનું દષ્ટાંત નીચે પ્રમાણે છે.

## શ્રી વરદત્ત મુનિનું ઉદાહરણ

વરદત્ત નામના મુનિ ઈર્યાસમિતિમાં સદા તત્પર રહેતા. તેમના ઉપયોગની શક્રેન્દ્રે પોતાની સભામાં પ્રશંસા કરી. આ વાત એક દેવને ગળે ન ઉતરી. તે મુનિનું પારખું કરવા આવ્યો, ને મુનિના માર્ગમાં માખી જેવડી ઝીણી અસંખ્ય દેડકી વિકુર્વી

તેનાથી આખો માર્ગ છવાઈ ગયો. પગ મૂકવાની પણ જગા ન જોઈ મુનિ ઈર્યાસમિતિમાં સાવધાન થઈ ત્યાં સ્થિર થઈ ગયા. દેવે લડતા હાથીઓ વિકુર્વ્યા. જાણે હમણાં ઉપર જ આવી પડશે, એમ લાગવા છતાં સ્વયંને બચાવવા ખસ્યા જ નહીં. દેવે વિકુર્વેલા માણસો રાડો પાડી કહેવા લાગ્યા ઓ મહારાજ! જલ્દી માર્ગમાંથી ખસી જાઓ. અરે ખસી જાઓ, આ હાથીઓ કચરી નાંખશે. પણ તેઓ તો સ્વભાવદશામાં રમતા રહ્યા ત્યાં તો હાથી દોડતો આવ્યો ને માર્ગમાં ઉભેલા મુનિને સૂંઢથી પકડી આકાશમાં ઉલાળ્યા. ઉપરથી નીચે પડતા મુનિ વિચારે છે કે ધરતી પર તો દેડકીઓ છવાઈ ગઇ છે. ભૂમિનું પ્રમાર્જન પણ નહી કર્યું હોય ત્યાં આ મારૂં શરીર પડશે ને કોણ જાણે કેટલીય દેડકીઓનો કચ્ચરઘાણ નિકળી જશે!!! દેવે ઘણી રીતે વ્યથિત કર્યા પણ તેઓ ઈર્યાસમિતિથી ભ્રષ્ટ થયા નહી. તેથી સ્વયંના જ્ઞાને અને ઈન્દ્રમહારાજના વચનથી તેણે મુનિની અડગતા, ભાવની નિર્મળતા ભાળી દેવ પ્રકટ થયો ને પ્રણામ કરી બધી વાત નમ્રતાપૂર્વક જણાવી પોતે કરેલ અપરાધની ક્ષમા માંગી ને મુનિની ઘણી પ્રશંસા કરી. તેના મિથ્યાત્વનો નાશ થતાં તેને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ. ઘણો પ્રસન્ન થઈ. તે દેવ સ્વર્ગે ગયો.

આ પ્રમાણે વરદત્ત મુનિની જેમ ઈર્યાસમિતિ નામનો પ્રથમ ચારિત્રાચાર સર્વે મુનિઓએ–વિરતિવંતોએ પાળવો. તે મુનિરાજનું યતનામય જીવન જોઈ મિથ્યાત્વી દેવ પણ સમ્યક્ત્વ પામ્યો.



## ૨૭૯

## ચારિત્રાચારનો બીજો આચાર–ભાષાસમિતિ

हितं यत् सर्वजीवानां त्यक्तदोषं मितं वचः।
तद् धर्महेतोर्वक्तव्यं, भाषासमितिरित्यसौ ॥१॥

અર્થ—જે સર્વ જીવોને હિતકારી દોષ વિનાનું અને માપસર વચન ધર્મને માટે બોલવું. તે ભાષાસમિતિ કહેવાય છે.

અહિં દોષરહિત એટલે ક્રોધાદિક આઠ પ્રકારના દોષ છે. આ બાબતમાં જણાવતાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ચોવીસમા અધ્યયનમાં કહ્યું છે કે—

कोहे माणे अ मायाइ, लोभे अ उवउत्तया ।
हासे भये मोहरीए, विगहासु तहेव य ॥१॥
एआइ अट्ठ ठाणाइं, परिवज्जित्तु संजए ।
असावज्जं मिअकाले, भासं भासिज्ज पन्नवं ॥२॥

**અર્થ**—ક્રોધ-માન, માયા, લોભ, હાસ્ય, ભય, મુખરતા તેમજ વિકથા આ આઠ સ્થાન છોડી, પ્રજ્ઞાવાન સંયતે યથાયોગ્ય કાળે અસાવદ્ય-નિર્દોષ ભાષા બોલવી.

વિશેષાર્થ—કોઈ બાપ પોતાના દિકરા ઉપર અતિ ક્રોધ કરતાં કહે "તું મારો પુત્ર નથી." અથવા બીજાને ઉદ્દેશી કહે "આ મારા પુત્રને પકડો, બાંધો." આ ક્રોધ-દોષ કહેવાય. આના ઉપર અમરદત્ત, મિત્રાનંદ આદિના ઉદાહરણો સમજવા. (૧)

કોઈ જીવ મરિચિની જેમ અહંકારથી "જાતિ આદિથી મારા જેવો ઉચ્ચ કોઈ બીજો નથી" ઇત્યાદિ કહેવું તે માન દોષ જાણવો. (૨) શ્રી મલ્લીનાથપ્રભુના પૂર્વ ભવની જેમ અથવા અભયકુમારને પકડવા ચંડપ્રદ્યોતે મોકલેલ વેશ્યાની જેમ અન્યને છેતરવા માયા-કપટ આચરવા તે માયા દોષ જાણવો. (૩) ધર્મબુદ્ધિ, પાપબુદ્ધિ, કે લોભાનંદી શેઠની જેમ અન્યની થાપણ, ભાંડાદિકને પોતાના કહેવા તે લોભ દોષ કહેવાય. (૪) "મહાવિદેહક્ષેત્રમાં વિચરતા તીર્થંકરો અહીં ઉપકાર કરવા કેમ આવતા નથી. અહીં થોડીવાર આવી, લોકોના સંદેહ દૂર કરી પાછા જવું હોય તો ચાલ્યા જાય" આમ મશ્કરી આદિથી બોલવું તે હાસ્યદોષ. (૫) કોઈપણ અપરાધાદિ કરી સામો પૂછે ત્યારે ભયથી ના પાડે કે મેં આ નથી કર્યું કોઈ બીજાએ કર્યું હશે? આ ભયદોષ જાણવો. (૬) જેનું ઉદાહરણ અહીં આપવામાં આવી રહ્યું છે તે રજ્જા સાધ્વીની જેમ મુખરતા (વાચાળ પણા) થી વગર વિચારે અન્યના અવર્ણવાદ બોલવા તે મુખરતા દોષ સમજવો, (૭) સ્ત્રીકથા આદિમાં અહો ફલાણી બાઈના કટાક્ષ-વિક્ષેપ લાવણ્યાદિ કે હાવભાવ ઘણાં સારા છે, ઈત્યાદિ બોલવું કે ભુવનભાનુ કેવળીના જીવ રોહિણીની જેમ બોલવું તે વિકથા-દોષ જાણવો (૮) અહીં મુખરતા દોષ ઉપર રજ્જા સાધ્વીનું દૃષ્ટાંત આપવામાં આવે છે.

## રજ્જા સાધ્વીનું દૃષ્ટાંત

શ્રી મહાનિશીથમાં એક પ્રસંગ ટાંકતા કહ્યું છે કે શ્રી મહાવીર મહારાજે એકવાર દેશનામાં કહ્યું કે માત્ર એક જ કુવાક્ય બોલવાથી રજ્જાનામક આર્યા (સાધ્વી) ઘણું દુઃખ પામી! આ સાંભળી ભગવાન મહાવીરદેવના પ્રધાન શિષ્ય શ્રી ગૌતમસ્વામિએ વંદના કરી વિનયપૂર્વક પ્રભુને પૂછ્યું "ભગવાન્! કોણ હતી એ રજ્જા સાધ્વી, જેણે વચન-માત્રથી આવું ઘોર પાપ ઉપાર્જ્યું કે તેનો દારુણ વિપાક આપના શ્રીમુખે સાંભળી ગ્લાનિ થાય છે." તેનું જીવન સંક્ષેપમાં જણાવતા ભગવાને કહ્યું સાંભળ ગૌતમ!; ઘણા વખત પૂર્વેની આ વાત છે. આ ભરતમાં ભદ્ર નામના આચાર્ય મહારાજ વિચરતા

હતા. તેમના સમુદાયમાં–તેમના આજ્ઞાવર્તી પાંચસો સાધુ મહારાજો અને બારસો સાધ્વીઓ હતાં. તેમના સંઘાડામાં ત્રણ ઉકાળાવાળું ઉનું, આયામ (ઓસામણ) અને સૌવીર (કાંજી) એમ ત્રણ પ્રકારનું પાણી લેવાતું હતું. તે સિવાયનું પાણી વાપરવાનો ત્યાં વ્યવહાર નહોતો. તેમના સમુદાયમાં એક રજ્જા નામના ઉત્કૃષ્ટ તપ–સંયમ આચરનારાં સાધ્વી હતાં. પૂર્વ કર્મના દોષથી તેમને દુષ્ટ કોઢનો વ્યાધિ થયો. કોઇ સાધ્વીએ પૂછ્યું એ દુષ્કર સંયમ–તપને આચરનારાં તમને આ શું થયું? પાપોદયવાળા રજ્જા સાધ્વીએ કહ્યું આપણે ત્યાં જે પાણી વ્યવહારમાં લેવાય છે ને? તેથી મારા શરીરની આવી દશા થઇ. આ સાંભળી એક પછી એક બધી સાધ્વીએ વિચાર કરી લીધો કે "આપણે આવું પ્રાસુક પાણી ન લેવું." છતાં તેમાંના એક સાધ્વીએ વિચાર્યું કે શરીરનું ગમે તે થાય. ભલે વ્યાધિથી હમણાં જ નષ્ટ થાય, પણ હું પ્રાસુક પાણી તો નહીં જ છોડું. પરમ દયાળુ ભગવાન તીર્થંકરોએ ઉકાળેલું જળ પીવાનો અનાદિ–અનંત ધર્મ ફરમાવેલો છે. અમૃત પીવાથી મૃત્યુ થાય જ નહીં. આ વ્યાધિ પાણીથી નહીં પણ પૂર્વના પાપકર્મથી થયેલ છે. છતાં આ વાત વિચાર્યા વિના અનંત તીર્થંકરોની આજ્ઞાનો લોપ કરનાર ને તેથી જ મહાઘોર દુઃખ આપનાર કેવું દુષ્ટ વચન આ રજ્જા સાધ્વી બોલ્યાં! ઈત્યાદિ શુભ ધ્યાને સવિશેષ શુદ્ધિ થતાં તે સાધ્વી કેવળજ્ઞાન પામ્યા. દેવોએ તરત કેવળીનો મહિમા કર્યો. ધર્મદેશનાને અંતે રજ્જા સાધ્વીએ વંદન-વિનય પૂર્વક પૂછ્યું કે "મને શાથી આવો રોગ થયો?" કેવળીએ કહ્યું રજ્જા! તમને રક્તપીત્તનો રોગ છતાં સ્નિગ્ધ આહાર વધારે પડતો લેવાથી, ને એ આહારમાં કરોળીયાની લાળ મિશ્રિત હોવાથી. વળી તે શ્રાવકના બાળકના નાકે લાગેલા સેડા–લીંટને તમે સચિત્ત પાણીથી સાફ કરેલ, જે શાસનદેવીથી સહેવાયું નહીં. બીજા પણ આવું અકાર્ય ન કરે એવા ઉદ્દેશથી તે કર્મનું ફળ તમને તરત આપવામાં આવ્યું. આમાં પ્રાસુક પાણીનો જરાય દોષ નથી.

આ સાંભળી રજ્જા સાધ્વીએ પૂછ્યું ભગવન્! વિધિપૂર્વક હું પ્રાયશ્ચિત લઉં તો મારૂ શરીર સારૂં થાય ને? કેવળીએ કહ્યું "હા, જો કોઈ પ્રાયશ્ચિત આપે તો અવશ્ય સારૂં થાય." રજ્જાએ કહ્યું તો આપ જ આપો. આપના જેવા ક્યાં મળવાના છે? કેવળી બોલ્યા તમને બાહ્યરોગની ચિંતા લાગી છે, ત્યારે તમારા અંતરંગ રોગો ઘણી વૃદ્ધિ પામ્યા છે. તે શી રીતે જશે? છતાં હું તમને પાયશ્ચિત આપું છું. પણ એવું કોઈ જ પ્રાયશ્ચિત્ત જ નથી જેથી તમારા આત્માની શુદ્ધિ થાય. કારણ કે તમે સર્વ સાધ્વીઓને કહ્યું કે " આ અચિત્ત જળ પીવાથી મને રોગ થયો.

આ દુષ્ટ વચનોથી તે સર્વ સાધ્વીના મનને ડોળી નાંખ્યું ને શ્રદ્ધામાં ક્ષોભ ઉત્પન્ન કર્યો. તેથી તેં મહાપાપ જ ઉપજાવ્યું છે. તેથી તારે કોઢ, ભગંદર, જળોદર, વાયુ, ગુલ્મ, શ્વાસ, અર્શ, ગંડમાળ આદિ અનેક મહારોગથી અનંત ભવના દીર્ઘકાળ સુધી દુઃખ વેઠવું પડશે. નિરંતર દુઃખ, દારિદ્ર, દુર્ગતિ, અપયશ, સંતાપ અને ઉદ્વેગનું

પાત્ર થવું પડશે. ઇત્યાદિ કેવળીનું વચન સાંભળી બધી સાધ્વીઓએ મિથ્યા દુષ્કૃત આપી પાપથી છુટકારો મેળવ્યો. માટે હે ગૌતમ! જેઓ ભાષા-સમિતિથી શુદ્ધ વાક્ય બોલે છે, તે કેવળજ્ઞાન પામે છે. ને જે ભાષા સમિતિ નથી જાળવતા ને વિના વિચારે બોલે છે, તે આચાર અને કદીક શ્રદ્ધાથી ભ્રષ્ટ થઇ રજ્જા સાધ્વીની જેમ કુગતિ-ઓમાં અનેક પ્રકારની વિડંબના અને દુઃખના ડુંગરા પામે છે. માટે ભાષા સમિતિમાં ઉપયોગવંત થવું.



## ૨૮૦

## ચારીત્રાચારનો ત્રીજો આચાર-એષણા સમિતિ

सप्तचत्वारिंशता यद् दोषैरशनमुज्झितम् ।
भोक्तव्यं धर्मयात्रायै, सैषणासमितिर्भवेत् ॥१॥

**અર્થ**—સુડતાલીશ દોષથી રહિત એવો આહાર ધર્મ-સંયમ યાત્રાના નિર્વાહ અર્થે લેવો તે એષણા સમિતિ કહેવાય. નીચેના દૃષ્ટાંતથી તે સારી રીતે સમજી શકાય છે.

### મુનિ ધનશર્માનું દૃષ્ટાંત

અવંતી નગરીમાં ધનમિત્ર નામે વણિક રહે. ગુરુમહારાજના ઉપદેશથી તેને વૈરાગ્ય થયો ને પોતાના પુત્ર ધનશર્મા સાથે તેણે દીક્ષા લીધી. સતત પ્રયત્ન-ને સાવધાનીથી સંયમ-જ્ઞાન-ધ્યાનની આરાધના કરતાં તેઓ થોડાં જ સમયમાં ધર્મશાસ્ત્રમાં કુશળ થયા. એકવાર કેટલાક સાધુઓ સાથે તેઓ એલગપુર જઇ રહ્યા હતા. મધ્યાહ્ન સમય થઇ ચુકયો હતો. ગ્રીષ્મકાળનો સૂર્ય જાણે આગ વરસાવી રહ્યો હતો. ધરતી પણ તપી ગઇ હતી. બાળસાધુ ધનશર્માને ઘણી તરસ લાગી. તાળવું સુકાવા લાગ્યું. પગ ઢીલા પડયા. તે ચાલવામાં પાછળ રહી ગયા. પિતા મહારાજ ધનમિત્ર તેની સાથે રહ્યા પણ બીજા ઉતાવળે ઉતાવળે આગળ ચાલ્યા.

રસ્તામાં નિર્મળ જળની નદી આવતા પિતા સાધુએ ધનશર્મા મુનિને કહ્યું વત્સ! મને લાગે છે કે તને અસહ્ય તરસ લાગી છે. પ્રાસુક પાણી તો આપણી પાસે નથી. યોગ ક્ષેત્ર અને કાળ વિનાનું પાણી મુનિઓને કલ્પતું નથી. હવે માર્ગ એક જ છે

કે તું આ નદીનું પાણી પી તારી તરસ દૂર કર. કારણ કે આપત્તિકાળમાં તો નિષિદ્ધ કાર્ય પણ કરવું પડે છે. કહ્યું પણ છે કે—

निषिद्धमप्याचरणीयमापदि, क्रिया सती नावति यत्र सर्वथा।
घनाम्बुना राजपथेऽतिपिच्छले, क्वचिद्बुधैरप्यपथेन गम्यते ॥१॥

અર્થ—નિષેધ કરેલું કાર્ય આપત્કાલમાં કરી શકાય છે. સત્ક્રિયા સર્વથા સર્વત્ર રક્ષણ કરતી નથી. જેમ વર્ષાના કારણે રાજમાર્ગ અતિ કાદવ–કીચડવાળો થઇ ગયો હોય ત્યારે સમજુ માણસો રાજમાર્ગ છોડી અન્ય માર્ગે–ગલી વગેરેમાં થઈ ગમન કરે છે. માટે હે વત્સ! આ પ્રાણાંત આપત્તિને કોઈપણ રીતે પાર કરી જા. પછી તેની શુદ્ધિ માટે આચાર્યદેવ પાસે આલોચના કરી લેજે, ઇત્યાદિ કહી ધનમિત્ર મુનિ નદી ઉતરી આગળ વધ્યા. એમણે વિચાર્યું કે મારી શરમથી આ નદીનું પાણી નહી પીવે. કેમકે લજ્જાવાળા માણસો પોતાના પડછાયાથી પણ શંકિત રહે છે. માટે હું તેના દૃષ્ટિપથથી દૂર જતો રહું. એમ વિચારી તે દૂર ચાલ્યા. બાળમુનિ નદીના કાંઠે આવ્યા એટલે તે વિચારવા લાગ્યા કે અનેષણીય અન્નપાન લેવાનું ભગવાને નિષેધ કર્યું છે. તે કેમ લેવાય? ગવેષણા, ગ્રહણૈષણા અને પરિભોગૈષણા એમ ત્રણ પ્રકારે ગવેષણા કહી છે. આ ત્રણ એષણા આહાર, ઉપધિ અને શય્યાદિ સર્વ વિષયમાં શોધવી જોઇએ. તેમાં પ્રથમ આધાકર્માદિ સોળ ઉત્પાદન દોષ જણાવ્યા છે. અને ધાત્ર્યાદિ સોળ ઉદ્ગમદોષ કહ્યા છે.

આ બત્રીશ દોષો પ્રથમ ગવેષણામાં શોધવાના છે. બીજી ગ્રહણૈષણામાં શંકિતાદિ દશ દોષ શોધવાના છે અને ત્રીજી પરિભોગૈષણામાં અંગારાદિ પાંચ દોષ શોધવાના છે. આ રીતે યતનાવાળા મુનિઓ સુડતાલીશ દોશ રહિત નવકોટિ શુદ્ધ આહારને ગ્રહણ કરે છે તેમજ ઔધિક અને ઉપગ્રહિક એમ બે પ્રકારે ઉપધિ અને વસતિ ગ્રહણ કરે છે, આ એષણા સમિતિ કહેવાય. આ પાણી તેવી શુદ્ધિવાળું નહોઈ અગ્રાહ્ય છે, મારી ઇચ્છા આ પીવા થતી નથી પણ અતિ ખિન્ન થઈ ના છુટકે પીવું પડે છે. પછી ગુરુ-મહારાજશ્રી પાસે આલોચના લઇશ.

આમ વિચારી તેણે ખોબો પાણીથી ભરી મુખ પાસે લાવતાં પાછું વિચાર્યું મારા માટે શું ઉચિત છે? આ જળના જીવોને અભયદાન આપવું કે તૃષાનું નિવારણ કરી મારા જીવને સુખ આપવું? જો મારા જીવને લૌકિક સુખ આપું છું તો બીજા જીવોનો ઘાત થાય છે. આથી ચારગતિમય સંસારની વૃદ્ધિ અને અનંત તીર્થંકર ભગવંતની આજ્ઞાનો લોપ થશે. આ જીવો મારા જેવા જ છે. હું પણ આ અપકાયમાં–આ જીવોના જ કુળમાં અનેકવાર રહ્યો હોઇ આ બધા મારા સંબંધિ છે. પરમ દયાળુ ભગવાને તો છકાય જીવોની દયા દયાળુ–સંયમી સાધુના ખોળામાં મૂકી છે. વળી આ દુઃખ કાંઇ ઘણું મોટું દુઃખ નથી. નરકના જીવોને તો મારી તરસ કરતા અનંતગણી તરસ સર્વદા હોય જ છે–ને તે હું પરાધીનપણે મેં અનંતીવાર સહન કર્યું છે. હમણા હે જીવ! આટલો સ્વતંત્ર થઈ તું આવા અકાર્યમાં પ્રવૃતિ કરવા તૈયાર થયો છે.

હે જીવ! આત્મગુણથી ભ્રષ્ટ ન થા. તારા એક જીવ માટે અનેક જીવોનો વધ કરવાના મહાપાપથી તું ડરતો કેમ નથી? મારી મૂઢતાને ધિક્કાર છે. તૃષાની શાંતિરૂપ પ્રત્યક્ષરીતે એક ક્ષણ સુખ આપનાર આ નિર્મળ અને શીતળ જળને તું અમૃત સમાન માને છે, પણ તે ખરેખર અમૃત નથી, પણ વિષની ધારા છે. જળના એક બિંદુમાં જિનેશ્વરોએ અસંખ્ય જીવો કહેલા છે. ને તેજ બિંદુમાં સેવાળનો અંશ પણ હોય તો તે અનંત જીવરૂપ હોય છે. કહ્યું છે કે—

त्रसाः पूतरमत्स्याद्याः स्थावराः पनकादयः ।
नीरे स्युरिति तत्पातः, सर्वेषां हिंसको भवेत् ॥१॥

**અર્થ**—પાણીમાં પૂરા (પોરા) માછલા આદિ ત્રસ અને પનક-શેવાળ ફૂગ પનક આદિ સ્થાવર જીવો હોય છે. એટલે તે પાણી પીનારને આ તમામ જીવોની હિંસા થાય છે.

तत् कियद्भिर्दिनैर्यान्ति, रक्षिता अपि ये ध्रुवम् ।
तान् प्राणान् रक्षितुं दक्षः परप्राणान् निहन्ति किम् ? ॥२॥

**અર્થ**—તે તે પ્રકારે પ્રાણોની રક્ષા કરવા છતાં પણ થોડા જ દિવસોમાં તો પ્રાણ જવાનાં જ છે, તો તે પ્રાણની રક્ષા કાજે કયો સમજુ માણસ પરના પ્રાણ લે?

માટે આ સચિત્ત પાણી હું કોઈ રીતે પી શકું નહી. આવા દૃઢ નિશ્ચય અને ધૈર્ય બળવાળા તે બાળમુનિએ ખોબામાં રહેલું પાણી અનેક જીવોને બાધા ન થાય એવી રીતે વિવેકપૂર્વક ધીરેથી પાછું પાણીમાં ભેળવી દીધું. હિંમત કરી તે આગળ ચાલ્યા ને નદી ઉતર્યા. પણ તૃષાથી હવે એક ડગલું પણ આગળ ભરાયું નહીં ને નદીના કાંઠે જ પડી ગયા, ને વિચાર્યું આ તૃષા વેદનીયકર્મ-કંઠ-તાળવા આદિનું શોષણ કરવા ઈચ્છે છે-પણ હે કર્મ શું તું મારા આત્મામાં રહેલ રત્નત્રયરૂપ અમૃતનું પણ શોષણ કરશે! પણ આ કર્મ ત્યાં તારો જરાય પ્રવેશ થઈ શકે તેમ નથી. કારણ કે સમાધિ અને સંતોષથી હું આત્મસ્વરૂપમાં એવો લીન થયો છું કે ત્યાં તારી કોઈ શક્તિ સફળ થઇ શકે તેમ નથી. અહો પૂર્વજોએ પૂર્વના ઉપકારીઓએ આત્માની રક્ષા માટે કેવી સરસ વ્યવસ્થા આપી છે? ઇત્યાદિ શુભ ભાવનામાં કાળ કરી તે સાધુ સ્વર્ગમાં દેવ થયા. ઉત્પન્ન થતાં જ અવધિજ્ઞાનનો ઉપયોગ દઈ જોયું કે પોતાના પિતા નદીથી થોડે દૂર જઈ પુત્રની વાટ જોઈ ઉભા છે, ને પોતાનું શરીર સમુદ્રકાંઠે પડયું છે. તરત દેવે પોતાના પૂર્વના શરીરમાં પ્રવેશ કર્યો ને ઉભા થઈ પિતા તરફ ચાલવા માડયું. તેને આવતો જોઇ ધનમિત્ર સંતુષ્ટ થયા ને આગળ ચાલવા માંડયા. આગળ જતા બીજા સાધુઓ પણ તરસથી વ્યથિત થવા લાગ્યા. તેમની ભક્તિ માટે દેવતાએ તે માર્ગમાં ગોકુલ વિકુર્યાં (ઉપજાવ્યાં) ત્યાંથી છાશ વગેરે લઈ સાધુઓ સ્વસ્થ થયા. તેઓ જયાં બેસી છાશ આદિ વાપરતા હતા, તે જગ્યાએ એક સાધુનું વીંટીયું (વસ્ત્રોની ઓશીકા જેવી પોટલી) ત્યાં ભૂલાવડાવી દીધી.

કેટલેક દૂર ગયા બાદ તે સાધુને પોતાનું વીટીયું યાદ આવ્યું ને તે લેવા પાછા ફર્યા. થોડીવારે પાછા ફરી તેમણે કહ્યું વીટીયું તો મળ્યું; પણ ક્યાંય ગોકુળ દેખાયું નહી! આવડી મોટી વસાહત ને સેંકડો ગાય-ભેંસો અચાનક ક્યાં અદ્દશ્ય થઈ ગયાં? અચરજની વાત!! આ સાંભળી સહુને ઘણું જ વિસ્મય થયું, ને તેઓ વિચારવા લાગ્યા કે નક્કી આ દેવોની માયા હશે. એટલામાં દેવે પ્રગટ થઈ બધાને વંદન કર્યું પણ પોતાના પિતાને વંદન કર્યું નહીં. આનો પરમાર્થ પૂછતાં દેવે આખી વાત કહી ઉમેર્યું-હું સચિત્ત જળ પીવું, એવું તેમણે ઈચ્છયું અને સંમતી આપી. આ મારા પિતા હતા પણ સ્નેહવશ તેમણે શત્રુનું જ કામ કર્યું. જો મેં તેમના કહેવા પ્રમાણે પીધું હોત તો અનંત ભવભ્રમણ ઉભું થાત. માટે પ્રણામ ન કર્યા. કહ્યું છે કે—

स एव हि बुधैः पुज्यो, गुरुश्च जनकोपि च।
शिष्यं सुतं च यः क्वापि, नैवोन्मार्गं प्रवर्तयेत् ॥१॥

**અર્થ**—તે જ ગુરુમહારાજ અને તેજ પિતાશ્રી સમજુ માણસો દ્વારા પૂજ્ય છે કે જેણે પોતાના શિષ્ય કે પુત્રને ઉન્માર્ગે પ્રવર્તાવ્યા નથી. ઈત્યાદિ કહી તે દેવે સ્વર્ગ ભણી પ્રયાણ કર્યું ને સાધુઓ તેના વખાણ કરતા આગળ વધ્યા.

જેમ ધનશર્મા નામના બાલમુનિએ પ્રાણાંત સંકટમાં પણ અનેષણીય જળપાન કર્યું નહી. તેમ સર્વ સાધુઓએ પાપ રહિત થઈને આ ચારિત્રાચારનું પાલન કરવું ને સદા જાગ્રતી રાખવી.



## ૨૮૧

## ચોથો-પાંચમો ચારિત્રાચાર

ग्राह्यं मोच्यं च धर्मोप-करणं प्रत्युपेक्ष्य यत्।
प्रमार्ज्य चैयमादान-निक्षेपसमितिः स्मृता ॥१॥

**અર્થ**—ધર્મના ઉપકરણોને જોઈ-પ્રમાર્જીને લેવા-મૂકવા તેનું નામ આદાન-નિક્ષેપ નામની ચોથી સમિતિ-ચારિત્રાચારનો ચોથો આચાર છે.

ઔધિક એટલે રજોહરણ (ઓઘો) મુહપત્તિ આદિ અને ઔપગ્રહિક એટલે સંથારો-દાંડો આદિ બીજું પણ કાંઈ ધૂળનું ઢેફું, રાખ, પાટ-પાટલાદિ જોઈ પ્રમાર્જિને

લેવાં અને પૃથ્વી પર મૂકવા. કોઈપણ વસ્તુ લેવા પૂર્વે આંખોથી જોવી અને રજોહરણ આદિથી પ્રમાર્જીને જ લેવી કે મૂકવી. જોયા-પ્રમાર્જ્યા વિના લેવા મૂકવાથી સૂક્ષ્મ પનક (લીલ-ફૂગ) તથા કુંથુવા કીડી મકોડી આદિની જીવોની હિંસા થાય છે, પરિણામે ચારિત્રની વિરાધના થાય છે. ને કયારેક તો વળી વીંછી આદિ ઝેરી જંતુ કરડી જાય તો આત્માની વિરાધનાનો પણ સંભવ ઉભો થાય છે. વસ્ત્રાદિની પ્રતિલેખણા પણ વાયુકાય વગેરેને જરાપણ પીડા ન થાય તે પ્રમાણે કરવી જોઈએ. કારણ કે આ પ્રમાર્જના કે પડિલેહણા જીવની દયા માટે કરવાની હોય છે. માટે આ ક્રિયાઓમાં સાધુઓએ સાવધાની પૂર્વક પ્રમાદથી બચવું. કહ્યું છે કે—

पडिलेहणकुणंतो मिहो कहं कुणइ जणवयकहं वा ।
देइ च पच्चक्खाणं, वाएइ सयं पडिच्छइ वा ॥१॥
पुढवी आउक्काए, तेउ-वाउ-वणस्सइ-तसाणं ।
पडिलेहणपमत्तो, छन्नंपि विराहणो होइ ॥ २ ॥

**અર્થ**—પડિલેહણ કરતા પરસ્પર વાતો કરે કે દેશ-કથાદિ કરે, પચ્ચક્ખાણ આપે, કોઈને વંચાવે, અથવા પોતે વાંચના લે તો તેમ કરતાં પૃથ્વીકાય, અપકાય, તેઉવાય, વાઉકાય, વનસ્પતિકાય તથા ત્રસકાયની વિરાધના-પડિલેહણની ક્રિયામાં તે પ્રમાદી સાધુ કરે છે. આવી રીતે શરીર પ્રમાર્જમાં પણ અપ્રમત્ત થવું. પ્રસન્નચંદ્ર રાજર્ષીના ભાઈ વલ્કલચીરી ધૂળથી ખરડાએલા વસ્ત્ર-પાત્રની પ્રમાર્જના કરતા કેવળજ્ઞાન પામ્યા હતા.

દીક્ષિત થયેલા સોમિલ નામના બ્રાહ્મણને ગુરુએ કહ્યું, પાત્રાદિકની પડિલેહણા કરો આપણે આજે વિહાર કરીશું. સોમિલમુનિએ તેમ કર્યું, પણ કારણ વશ વિહાર લંબાયો એટલે ગુરુશ્રીએ કહ્યું પાત્રાની પ્રમાર્જના કરી પાછા મૂકી દો. સોમિલે ઉત્તર આપતા કહ્યું "હમણાં જ તો પ્રમાર્જના કરી હતી, એટલીવારમાં શું આમાં સર્પ ઘુસી ગયો." તેની ક્રિયા પ્રત્યેની અરુચિ અને વચનની અયોગ્યતાથી છેડાયેલા શાસનદેવે તેના પાત્રમાં નાનકડો સર્પ વિકુર્વ્યો. પાત્ર પલેવવા જતાં તેમાં સર્પ જોઈ સોમિલ ભયભીત થઈ દૂર ભાગ્યો ને ગુરુજીની ક્ષમા માંગી કે "આપનો સર્પ પાછો લઈ લો, આવું હવે નહીં બોલું." ત્યારે ગુરુશ્રીએ કહ્યું "આ મેં નથી કર્યું. ત્યાં અધિષ્ઠાયકે પ્રગટ થઈ કહ્યું. આ સાધુ મહારાજને બોધ થાય ને બીજા પણ સમજે તે માટે આ સર્પ મેં જ વિકુર્વ્યો છે. મેં અહીં અનેક આચાર્યોના મુખે સાંભળ્યું છે કે મુનિએ દરેક કાર્ય પ્રમાર્જના પૂર્વક કરવાનાં છે. જ્યાં યતના નથી ત્યાં ધર્મ પણ નથી. ઈત્યાદિ આ સાંભળી સોમિલ સમજ્યા અને સમિતિમાં આદર બુદ્ધિવાળા થયા. અંતે કેવળજ્ઞાન પામ્યા અને મુક્તિએ ગયા.

હવે પારિષ્ઠાપનિકા નામની સમિતિરૂપ પાંચમો ચારિત્રાચાર કહેવાય છે.

निर्जीवेऽशुषिरे देशे, प्रत्युपेक्ष्य प्रमार्ज्य च ।
यत् त्यागो मलमूत्रादेः, सोत्सर्गसमितिः स्मृता ॥१॥

**અર્થ**—જીવ-જંતુ વિનાના છિદ્રાદિ રહિત ભૂમિ પ્રદેશમાં જોઈ, પૂંજીને મલ-મૂત્રાદિકનો ત્યાગ કરવો તેનું નામ ઉત્સર્ગ સમિતિ કે પારિષ્ઠાપનિકા સમિતિ કહેવાય છે.

મુનિરાજે મળ, મૂત્ર, શ્લેશ્મ, (બળખો) થુંક-કાન-આંખ-નાકનો મેલ આદિ, આહાર, પાણી, વસ્ત્ર-પાત્ર આદિ જ કાંઈ પણ વોસરાવવા જેવી હોય તે બધી વસ્તુ, લીલી વનસ્પતી, બી, અંકુર, સૂક્ષ્મ કુંથુવા, કીડી મકોડી આદિ જ્યાં ન હોય તેવી નિર્જીવ ભૂમિમાં યતના-જયણા પૂર્વક પરઠવવી તે પાણી આદિના રેલા ન ચાલે તે રીતે પૃથ્વીપર થોડી થોડી અલગ અલગ જગ્યાએ છાંટીને પરઠવવી જેથી તરત સૂકાઈ જાય. અશનાદિ રાખ આદિમાં ચોળીને પરઠવવું. જેથી કીડી આદિ ન આવે વસ્ત્ર-પાત્રાદિના ઝીણાં કકડા કરવા જેથી ગૃહસ્થીએ વાપરવા રૂપ દોષ ન લાગે.

સ્થંડિલ (ઠલ્લે જવાની) ભૂમિના ગુણો ઉત્તરાધ્યયન સૂત્રમાં 'अणावायमसंलोय' આદિ પાઠમાં આ પ્રમાણે બતાવેલ છે, 'अनापातं' એટલે સ્વ અથવા પરને જ્યાં વારે વારે જવું આવવું પડતું નથી તે સ્થાન અનાપાત સ્થંડિલ કહેવાય. 'असंलोक' એટલે પોતે દૂર છતાં પણ વૃક્ષાદિકના વ્યવધાનને લઈ જ્યાં પોતાના સમુદાયના સાધુ પણ જોઈ ન શકે તેવું સ્થાન અહીં અનાપાત અને અસંલોક એ બેના ચાર ભાંગા કરવા (અનાપાત અસંલોક અનાપાત સંલોક, આપાત અસંલોક અને આપાત સંલોક) તેમાં પ્રથમ ભાંગો શુદ્ધ છે. જેમાં બેમાંથી એકે દોષ લાગતો નથી. તેવા સ્થાનમાં પરઠવવું.

(૧) અનુપઘાતિક એટલે જ્યાં કોઈ ઘાતાદિક કરે તો સાધુનું લાઘવ અને શાસનની હિલના થાય, તેવું ઉપઘાતિક સ્થાન ન હોય તે અનુપઘાતિક કહેવાય. ઉપઘાત-સંયમનો-શાસનનો અને સ્વયંનો એમ ત્રણ પ્રકારનો હોય છે.

(૨) "સમસ્થંડિલ" એટલે ઊંચું નીચું નહી પણ સરખું સ્થાન. ઊંચા-નીચા સ્થાનમાં લઘુ-વડી-નીતિ કરતાં છકાયની હિંસા ને સંયમની વિરાધનાનો ભય રહે છે.

(૩) અશુષિર એટલે ઢેફાવાળી કે ઘાસના પૂળા-લાકડા કે છાણા આદિ પદાર્થોથી પૃથ્વી ઢંકાયેલી ન હોય તેવી ભૂમિ અશુષિર કહેવાય, શુષિર સ્થાનમાં વિંછી આદિ જંતુ પણ હોય છે.

(૪) "અચિરકાલકૃત" એ જે સ્થાનો જે ઋતુ વિશેષમાં અગ્નિ આદિ લગાડવાના કારણે નિર્જીવ થયાં હોય તે જ ઋતુમાં તે સ્થાનો અચિરકાલકૃત કહેવાય છે. એટલે કે બે મહિનાના પ્રમાણવાળી તે ઋતુમાં તે સ્થાનો શુદ્ધ ગણાય. ત્યાર પછીની ઋતુમાં તે સ્થાનો મિશ્ર કહેવાય. તેમજ જે સ્થાનમાં એક વર્ષાકાળ સુધી ગૃહસ્થી યુક્ત ગામ વસેલું હોય તો તે સ્થાન બાર વર્ષ સુધી સ્થંડિલાદિ માટે શુદ્ધ ને ત્યારબાદ અશુદ્ધ.

(૫) વિસ્તીર્ણ એટલે જઘન્યથી આયામ અને વિષ્કંભ એક હાથનો હોય ને

ઉત્કૃષ્ટથી બાર યોજનનો હોય તે સ્થાન વિસ્તીર્ણ કહેવાય. તેમાં ઉત્કૃષ્ટ પ્રમાણ તો ચક્રવર્તીની સેનાના પડાવમાં અન્યથા મધ્યમ પ્રમાણ જાણવું.

(૬) "દૂરવગાઢ" એટલે જે ગંભીર (ઊંડું) સ્થાન હોય તે. તેમાં નીચે ચાર આંગળ સુધી અગ્નિ અથવા સૂર્યના તાપથી થયેલી અચિત્તભૂમિનું જઘન્ય પ્રમાણ ને પાંચ આંગળથી માંડી ને વિશેષ હોય તે ઉત્કૃષ્ટ પ્રમાણ જાણવું.

(૭) "અનાસન્ન" વસતિ-ઉપવન (રહેઠાણ)થી અતિ નજીક ન હોય તે અનાસન્ન સ્થંડિલ કહેવાય આના દ્રવ્યાસન્ન અને ભાવાસન્ન એવા બે ભેદ છે. તેમાં દ્રવ્યાસન્ન એટલે દેવાલય, હવેલી, ગામ, ઉદ્યાન, ખેતર, માર્ગ આદિની સમીપ હોય તે, આ સ્થાનોમાં પારિષ્ઠાપન કરવાથી-પરઠવવાથી સંયમ અને સ્વયં નો ઘાત થવા રૂપ બે પ્રકારના દોષનો સંભવ છે. કારણ કે તે તે સ્થાનકોનો સ્વામી ત્યાં પરઠવેલા મળ-આદિને પોતાના નોકર પાસે ઉપડાવે, પાણી આદિથી તે જગ્યા-નોકરના હાથ આદિ ધોવરાવે તેથી સંયમનો ઉપઘાત થાય અથવા સ્થાનના ધણીને સાધુ આદિ ઉપર ક્રોધ દ્વેષ થાય તો તે તાડના-તર્જના કરે તેથી પોતાનો ઉપઘાત થાય. ભાવાસન્ન એટલે ઉતાવળાદિ કારણે નજીકમાં જ પરઠવે તે.

(૮) "બિલવર્જિત" એટલે બીલ-દર વગેરે કોઈપણ છિદ્ર કાણાં ન હોય તેવી ભૂમિ.

(૯) તથા "ત્રસ-પ્રાણ-બીજ રહિત" એટલે સ્થાવર કે જંગમ સમગ્ર જંતુ જાતથી રહિત સ્થાન, હોય તે.

(૧૦) આ દશ પદોના એક સંયોગી, બે સંયોગી, આદિ ભાંગા કરતા એક હજાર ને ચોવીશ ભાંગા થાય છે. તેમાં છેલ્લો દશ પદનો થયેલો ભાંગો મુખ્યતાએ શુદ્ધ છે. તેવી જગ્યાએ મૂત્રાદિ પરઠવવા.

આ પ્રમાણે પારિષ્ઠાપન સમિતિ શ્રી જ્ઞાતાજી સૂત્રમાં વર્ણિત ધર્મરૂચિ અણગારની જેમ પાળવી.

## શ્રી ધર્મરુચિનું ઉદાહરણ

ધર્મઘોષસૂરિના શિષ્ય ધર્મરુચિમુનિ એક દિવસ ગોચરી ગયા હતા. ત્યાં નાગશ્રી નામની બ્રાહ્મણીએ તેમને કડવી-તુંબડીનું શાક વહોરાવ્યું ને ધર્મરુચિએ તે શાક ગુરુમહારાજે ખાવાને અયોગ્ય અને વિઘાતક જણાવી શુદ્ધ જગ્યામાં પરઠવવા કહ્યું. ધર્મરુચિ ઉપર જણાવ્યા પ્રમાણે શુદ્ધ સ્થંડિલે જઈ વિચાર્યું આવા સારા દેખાતાં શાકમાં શું અશુભ હશે કે ગુરુમહારાજે પરઠવવા આજ્ઞા કરી. એમ વિચારી તેની પરખ કરવા તેમાંથી એક ટીપું પૃથ્વી પર નાંખ્યું. તેની ગંધથી ખેંચાઈને ત્યાં કીડીઓ આવી, ને તે ચાખતાં જ મૃત્યુ પામી. દયાળુ સાધુએ વિચાર્યું આ શુદ્ધ સ્થંડિલ ભૂમિમાં દૂરથી કીડીઓ આવી નાશ પામે છે, આ વિચારતા જણાય છે. કે ગુરુમહારાજની આજ્ઞા મુજબની શુદ્ધ ભૂમિ ક્યાં હશે ? પણ....હા ! મારા શરીર-મારા કોઠા

જેવી શુદ્ધ જગ્યા છે જ. પછી બીજે ક્યાં જવાનું ? એમ વિચારી તે સાધુ મહારાજે તે કડવી તુંબડીનું શાક પોતે જ વાપરી (ખાઈ) લીધું. તરત અનશન–શરણાદિ લઈ આત્મધ્યાનમાં લીન થયા. થોડી જ વારમાં કાળ કરી સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં દેવ થયા. આ સમિતિના સંબંધમાં બીજુ પણ ઘણું વિવેચન સમજવા જેવું છે તે જ્ઞાતા ધર્મકથા આદિ શાસ્ત્રોમાં ઉપલબ્ધ છે. આ સમિતિ ઉપર ઢંઢણઋષિ અને સિંહ-કેસરીયાવાળા મુનિ આદિનું દૃષ્ટાંત પ્રસિદ્ધ જ છે. જેમાં મોદક ને પરઠવવાની વાત છે. પુષ્પમાલા પ્રકરણમાં ધર્મરુચિનું ઉદાહરણ આ પ્રમાણે છે—

કોઈ સંઘાડામાં ધર્મરુચિ નામના એક સાધુ હતા. બીજા બીજા અનેક ધર્મકાર્યમાં વ્યગ્ર રહેવાથી સાંજે સ્થંડિલભૂમિ શોધવી–પ્રતિલેખણ ભૂલિ ગયા. રાત્રે લઘુશંકા (પેશાબ) ની હાજત વધતા પીડા થવા લાગી ને પીડા અસહ્ય થઈ ગઈ. જાણે હમણાં પ્રાણ જશે. પણ મુનિ વિના પ્રતિલેખેલ ભૂમિમાં માતરું કરવા–પરઠવવા ન ગયા. સમીપના કોઈ દેવતાએ દેવમાયાથી પ્રકાશ બતાવ્યો, તેના પ્રકાશમાં સ્થંડિલ ભૂમિની શુદ્ધિ–નિર્જીવપણુ આદિ જાણી લઘુ શંકાનું નિવારણ કર્યું. પાછું ઓચિંતુ અંધારું થતા તેમને શંકા થઈ કે "કોઈ દેવે પ્રકાશ કર્યો હશે." એમ વિચારી મિથ્યા દુષ્કૃત દીધું. ઈત્યાદિ અનેક ઉદાહરણો ભિન્ન ભિન્ન ગ્રંથોથી જાણવા.

અહીં જે દશ વિશેષણોથી શુદ્ધ સ્થંડિલનું સ્વરૂપ જણાવ્યું તેવી સ્થંડિલભૂમિ શોધી ધર્મરુચિની જેમ મુમુક્ષુ મુનિઓએ આ પાંચમી સમિતિનું પરિપાલન કરવું. આમાં જરાય પ્રમાદી બનવું સારું નથી.



## ૨૮૨

## ત્રણ ગુપ્તિ

कल्पनाजालनिर्मुक्तं, सद्भूतवस्तुचिन्तनम् ।
त्रिधेयं यत् मनःस्थैर्यं, मनोगुप्तिर्भवेत् त्रिधा ॥१॥

**અર્થ**—કલ્પનાની પરંપરાથી રહિત, સત્ય વસ્તુનું ચિંતનવાળું જે મનનું સ્થૈર્ય છે તે જ મનોગુપ્તિ કહેવાય, તેના ત્રણ ભેદો સમજવાના છે. તે આ પ્રમાણે—

આર્ત અને રૌદ્રધ્યાનના અનુબંધવાળી જે કલ્પના તેના સમૂહથી રહિત તે

પ્રથમ મનોગુપ્તિ. આગમાનુસારી, સમસ્તલોકને હિતકારી, ધર્મધ્યાનના અનુબંધવાળી અને મધ્યસ્થ બુદ્ધિના પરિણામવાળી તે બીજી મનોગુપ્તિ છે. અને શુભા-શુભ મનની સમગ્ર વૃત્તિઓનો નિરોધ કરીને યોગ નિરોધ અવસ્થામાં પ્રાપ્ત થનાર આત્મામાં જ રમણ કરવારૂપ મનોગુપ્તિનો ત્રીજો અને શ્રેષ્ઠ પ્રકાર છે. તે ઉપર જિનદાસ શેઠનું ઉદાહરણ આ પ્રમાણે છે.

## મનોગુપ્તિ પર જિનદાસ શેઠનું દૃષ્ટાંત

ચંપાનગરીમાં જિનદાસ નામે શેઠ રહેતો હતો. એકવાર પૌષધ વ્રત હોઈ તેઓ રાત્રે પોતાના શૂન્ય ઘરમાં કાઉસ્સગ્ગ રહ્યા. ત્યાં પાસે જ લોઢાના ખીલા જેવા તીક્ષ્ણ પાયા વાળો ખાટલો પડયો હતો. શેઠની ઉપસ્થિતિથી અજાણ તેમની કુલટા સ્ત્રી પોતાના જાર (યાર) પુરુષ સાથે ક્રીડા કરવા ત્યાં આવી, ને પલંગ પાથરતા તેનો એક પાયો બરાબર જિનદાસ શેઠના પગ પર આવ્યો પછી તે પલંગ પર બંને ચડી જતા તે પાયો પગમાં ઉતર્યો ને વ્યથા કરવા લાગ્યો. તેઓ ક્રીડા કરવા લાગ્યા ને પલંગનો પાયો પગમાં ઉતરી મહાવ્યથા ઉપજાવવા લાગ્યો. છતાં શ્રેષ્ઠિએ મનનું ચિંતન જરાય બગાડયું નહી ને મનોગુપ્તિ પાળી ને મૃત્યુ પામી સ્વર્ગમાં ગયા.

## સાતમો ચારિત્રાચાર-વચનગુપ્તિ

मौनावलम्बनं साधोः, संज्ञादिपरिहारतः ।
वाग्वृत्तेर्वा निरोधो यः, सा वाग्गुप्तिरिहोदिता ॥१॥

**અર્થ**—સંજ્ઞાદિને પણ છોડી ને સાધુ પુરુષનું મૌનનું અવલંબન અથવા વચન-વૃત્તિનો જે નિરોધ તે વચનગુપ્તિ કહેવાય.

આ વચનગુપ્તિ બે પ્રકારે છે એક તો મુખ-નેત્ર ભ્રૂકુટિનો વિકાર, આંગળીની ઇંગિત-ચેષ્ટા, મોટેથી ખોંખારો ખાવો, હુંકારો કરવો, કાંકરો ઢેફું આદિ નાખવા. ઈત્યાદિ કામનું સૂચન કરનારી બધી સંજ્ઞા (ઇશારા) નો ત્યાગ કરી આજે મારે કશું જ બોલવું નહી, એવો અભિગ્રહ લેવો તે પ્રથમ વચનગુપ્તિ. પરંતુ ઈશારાથી પોતાનું કામ જણાવવું, અને મૌનનો અભિગ્રહ કરવો તે ઉચિત નથી. તથા વાચના પૃચ્છના તેમજ બીજાના પ્રશ્નના ઉત્તરમાં લૌકિક આગમના વિરોધ રહિત મુખવસ્ત્રિકા મુખપર રાખી બોલવા છતાં વાગ્વૃત્તિનુ નિયમન કરવું તે બીજી વચનગુપ્તિ છે. આથી એમ સિદ્ધ થયું કે સર્વથા વચનનો નિરોધ અથવા યથાર્થ અને સમ્યક્ પ્રકારે બોલવું તે વચનગુપ્તિ છે. ત્યારે ભાષાસમિતિમાં તો માત્ર નિરવદ્યવાણીની પ્રવૃત્તિની વાત છે. વચનગુપ્તિ અને ભાષાસમિતિનો આટલો ફરક જાણવો. કહ્યું છે કે—

समियो नियमा गुत्तो, समियत्तणंमि भयणिज्जा ।
कुसलवयमुदीरंतो, जं वइगुत्तो वि समियो वि ॥१॥

અર્થ—સમિતિવાળો અવશ્ય ગુપ્તિવાળો હોય છે ત્યારે ગુપ્તિવાળાને સમિતિની ભજના હોય છે, માટે જે કુશલ વચન બોલનારો હોય છે તે વચનગુપ્તિવાળો અને સમિતિવાળો પણ કહેવાય છે.

આના સમર્થનમાં અન્યદર્શનીનું ઉદાહરણ આપવામાં આવે છે. વિષ્ણુપુરના ઉદ્યાનમાં શિવશર્મા, દેવશર્મા અને હરિશર્મા નામના ત્રણ તાપસો ઉગ્રતપ કરતા રહેતા હતા. તેમના તપનો મહિમા અનેક રીતે ગવાતો, એવી પણ માન્યતા હતી કે તેમના ધોતીયા ધોવાઇને આકાશમાં નિરાધાર સૂકાતાં રહેતાં ને આ જોગીઓ ઈચ્છતા ત્યારે તેમના હાથમાં આવી જતાં. એકવાર આ ત્રણે તાપસો સરોવરમાં નહાવા ગયા હતાં ને તેમના ધોતીયાં અદ્ધર આકાશમાં સૂકાઇ રહ્યા હતાં. ત્યાં એક બગલાએ તળાવ કાંઠે એક માંછલું પકડ્યું તે જોઇ શિવશર્માએ રડારોળ કરી મૂકી; અરે આ પાપીએ નિરપરાધી માછલાને પકડ્યું. ઘણું ખરાબ થયું—ઘણુ ખરાબ! અરે મૂકી દે! મૂકી દે! આમ બોલી માછલા ઉપર દયા અને બગલા પર નિર્દયતા બતાવનાર શિવશર્માનું ધોતીયું આકાશથી હેઠું પડ્યું. આ બાજુ દેવશર્માએ પણ સાથે ને સાથે જ બગલા ઉપર દયા ખાતા કહ્યું બીચારૂં ભૂખ્યું બગલું ક્યારનું ઉભું છે. એલા મૂકતો નહી, નહી તો ભૂખ્યો મરી જઇશ. આમ બગલા પર દયા અને તે માછલા પર નિર્દયતા જણાવનાર તેનું ધોતીયું. પણ પડ્યું. આ જોઈ બંને પર સમાનભાવવાળા હરિશર્માએ કહ્યું—

मुञ्च मुञ्च पतत्येको, मा मुञ्च पतितो यदि ।
उभौ तौ पतितौ दृष्ट्वा, मौनं सर्वार्थसाधकम् ॥१॥

અર્થ—છોડ છોડ એમ કહેવાથી એકનું ધોતીયું પડ્યું, બીજાનું ના છોડ ના છોડ કહેવાથી પડ્યું—આમ બંનેના પડેલા જોઈ લાગે છે કે મૌન જ સર્વ અર્થનું સાધક છે.

આમ પ્રાજ્ઞ—સમજુને માટે મૌન શ્રેયસ્કર છે તેમ કોઈકવાર અલ્પજ્ઞ—કે અજ્ઞ માટે પણ મૌન હિતનું કારણ બને છે. કહ્યું છે કે—

स्वायत्तमेकान्तगुणं विधात्रा, विनिर्मितं छादनमज्ञतायाः
विशेषतः सर्वविदां समाजे, विभूषणं मौनमपण्डितानाम् ॥१॥

અર્થ—આપણા આધીન અને એકાન્તે ગુણકારી અને અજ્ઞતાને છુપાવી શકાય તેવું ઢાંકણું વિધાતાએ બનાવ્યું છે. તેનું નામ છે મૌન. તે પણ વિશેષે કરીને વિદ્વાનોની સભામાં અપંડિતો માટે તો તે મોટા આભૂષણ જેવું લાગે છે.

રાગ—દ્વેષથી પ્રેરિત તે વચન તાપસોના મહિમાનો નાશ કરનારું અને વસ્ત્ર પાડનારું બન્યું એમ વિચારી સમભાવે મૌન રાખનાર હરિશર્માનું વસ્ત્ર આકાશમાંજ રહ્યું, ને તેનો પ્રભાવ વિસ્તાર પામ્યો.

આ તો લૌકિક દૃષ્ટાંત છે, ત્યારે સ્યાદ્વાદ ધર્મના જ્ઞાતા એવા મુનિએ લાભાલાભનો વિચાર કરી ને અવશ્ય વચનગુપ્તિ ને ભાષા સમિતિનો ખપ કરવો.

## ચારિત્રાચારનો આઠમો અતિચાર-કાયાગુપ્તિ

कायगुप्तिर्द्विधा प्रोक्ता, चेष्टानिर्वृत्तिलक्षणा।
यथागमं द्वितीया च, चेष्टानियमलक्षणा ॥१॥

**અર્થ**—કાયગુપ્તિ બે પ્રકારની છે, પ્રથમ તો સર્વથા ચેષ્ટાના અભાવવાળી ને બીજી આગમમાં જણાવ્યા પ્રમાણે ચેષ્ટાના નિયમવાળી.

અર્થાત્—દેવ-મનુષ્ય-તિર્યંચ અને સ્વ-(મનુષ્ય) એ કરેલ આસ્ફાલન પતન આદિ ચારે પ્રકારના ઉપસર્ગનો તેમજ ક્ષુધા-પિપાસા આદિ પરિષહોનો સંભવ હોવા છતાં કાયોત્સર્ગ દ્વારા દેહને નિશ્ચલ રાખવો તે, તથા સર્વયોગનો નિરોધ કરવાની અવસ્થાએ સર્વથા ચેષ્ટાનો નિરોધ કરવો તે પ્રથમ કાયગુપ્તિ છે. અને શયન આશન, આદિ લેવા-મૂકવા આદિમાં સ્વચ્છંદપણાનો ત્યાગ કરી, શાસ્ત્રોક્ત ક્રિયા કરવાપૂર્વક કાયાની ચેષ્ટાને નિયમમાં રાખવી તે બીજી કાયગુપ્તિ છે. શયન પણ કારણ વિના દિવસે ન થાય, રાત્રે જ થાય, રાતે પણ એક પહોર વીત્યા પછી, ગુરુમહારાજની આજ્ઞા લઈને, ધરતીનું પ્રેક્ષણ-પ્રમાર્જન કરી, સંથારાના બે પડ ભેળા કરી, મસ્તક, શરીર, પગ આદિ ઓઘા મુહપત્તીથી પૂંજી પછી આજ્ઞા આપેલા સંથારા પર બેસી સંથારા પોરિસી ભણાવવી. બાવડાને જ ઓશીકાની જગ્યાએ રાખી પગ સંકોચીને સૂવું. અર્થાત્ બંને જંઘાઓ કુકડીની જેમ સંકોચવી અને સૂવું. જ્યારે જ્યારે હાથ-પગને સંકોચવા પસારવા હોય ત્યારે પ્રમાર્જના કરવી. ડાંસ-મચ્છર આદિ ઉડાડતા કે શરીર ખણજતા પણ મુહપત્તિ આદિથી પ્રમાર્જના કરવી. આ પ્રમાણે પોતાના દેહ પ્રમાણ (સાડાત્રણ હાથ) ભૂમિમાં અલ્પનિદ્રા કરતાં સૂવું જે સ્થાને બેસવાનું હોય તે સ્થાન પણ નજરે જોઈ, પૂંજીને ત્યાં આસન પાથરવું પછી બેસવું. સ્થંડિલ ભૂમિ અશુદ્ધ-દોષવાળી હોય તો વિશેષે કાયગુપ્તિ આદરવી. તે ઉપર દૃષ્ટાંત કહે છે કે-કોઇ એક સાધુ મહારાજે કોઈ સાર્થનો સંગાથ મળવાથી વિહાર કર્યો. એક દિવસ જંગલમાં પડાવ નંખાયો. જીવાકુલભૂમિ હોઈ શુદ્ધ સ્થંડિલ ન મળતા એક જ પગ જમીન પર રાખી ઊભા રહ્યા. ઈંદ્રમહારાજે તેમની પ્રશંસા કરી પણ એક દેવને વિશ્વાસ બેઠો નહી. તે આવ્યો સિંહ થઇ પરીક્ષા કરવા. સિંહે તેમને પગના પ્રહાર વડે પાડી નાખ્યાં. સાધુ મહારાજ તો પોતાની કાયાથી પૃથ્વીના જંતુ મર્યાનો સંભવ જાણી વારેવારે મિથ્યાદુષ્કૃત દેવા લાગ્યા. આથી પ્રભાવિત થયેલો દેવ પ્રકટ થયો અને બધો વૃત્તાંત કહી ખમાવી પાછો ફર્યો. બીજા બધાએ પણ આ મુનિરાજની ઘણી ઘણી પ્રશંસા કરી. માટે મુનિરાજોએ કાયગુપ્તિમાં અવશ્ય આદર કરવો.

ઉપર જણાવેલ યુક્તિ પ્રમાણે ત્રણે ગુપ્તિનું સાધુઓએ પાલન કરવું. તે બાબત દૃષ્ટાંત આ પ્રમાણે છે.

કોઈ નગરમાં એક સાધુ મહારાજ શ્રાવકના ઘરે ગૌચરીયે ગયા. શ્રાવકે વંદન કરીને પૂછયું "હે પૂજ્ય ! તમે ત્રણગુપ્તિએ ગુપ્ત છો ?" ઉત્તરમાં મુનિએ કહ્યું ના, હું ત્રણગુપ્તિએ ગુપ્ત નથી. શ્રાવકે કારણ પૂછતાં તેમણે જણાવ્યું કે એકવાર એક ગૃહસ્થને ત્યાં હું ગૌચરીએ ગયેલ ત્યાં ગૃહીણીની વેણી જોઈ સરખા પણાને લીધે મને મારી સંસારી પત્ની સાંભરી આવી. માટે મારી મનોગુપ્તિ કયાં રહી ! એકવાર શ્રીદત્ત નામના શ્રાવકના ઘરે ગોચરી ગયો હતો. તેણે કેળા વહોરાવ્યા. ત્યાંથી બીજા ઘરે જતાં તે ઘરવાળાએ પાતરામાં કેળા જોઇ "કેળા કયાંથી વહોર્યા ?" એમ પૂછયું. મેં સાચી વાત કરી, પણ એ શ્રાવક પહેલાનો દ્વેષી હોઈ તેણે રાજાને ફરીયાદ કરી કે આપની વાડીના કેળા શ્રીદત્તને ઘરે રોજ જાય છે. રાજાએ પ્રમાણ માંગતા કહ્યુ કે "મુનિના મુખે સાંભળ્યું, એવાં કેળા બીજે કશે થતા પણ નથી." આથી રાજાએ શ્રીદત્તને શિક્ષા કરી આથી મારી વચનગુપ્તિ પણ રહી નહી. મારા વચને જ શેઠને શિક્ષા થઈ માટે એકવાર વિહાર કરતા હું અરણ્યમાં પહોંચ્યો ને થાકી જવાથી સૂઇ ગયો. ત્યાં સાંજે સાર્થે મુકામ કરેલો, સાર્થપતિએ રાત્રે સહુને કહ્યું "સવારે વહેલા ચાલવું છે માટે રસોઈ આદિ અત્યારે જ બનાવી લો." બધા રસોઇ કરવામાં પડયા. તે વારે અંધારુ હોઈ એક માણસે મારા માથાની પાસે બીજો પથરો ગોઠવી ચૂલો બનાવ્યો. અગ્નિ લાગતા જ હું ઉઠી ને ઉભો થયો માટે કાયગુપ્તિ પણ રહી નથી. માટે ખરેખરતો ભિક્ષા લેવા યોગ્ય મુનિ નથી ! સત્ય સાંભળી શ્રાવક રાજી થયો ને ભાવપૂર્વક આહાર વહોરાવ્યો. તે મુનિની અતિ અનુમોદના કરવાથી તે શ્રાવકે અનુત્તર વિમાનનું પુણ્ય બાંધ્યું. મુનિ પણ પોતાની કાયરતાને નિંદતા–લાંબો સમય સંયમ પાળી સ્વર્ગ પામ્યા. આ પ્રમાણે ત્રણ ગુપ્તિનું સ્વરૂપ સમજવું.

આ પાંચે સમિતિ પ્રતિચાર એટલે પ્રવૃત્તિરૂપ છે, ત્યારે ત્રણે ગુપ્તિઓ પ્રતિચાર–અપ્રતિચાર પ્રવૃત્તિ–નિવૃત્તિરૂપ છે. પ્રતિચાર એટલે શરીર કે વચનનો વ્યાપાર. આમ જોતાં ગુપ્તિઓમાં સમિતિ સમાઇ જાય છે. એષણા સમિતિ મનના ઉપયોગથી થાય છે કારણ કે સાધુનો એષણામાં ઉપયોગ હોય ત્યારે કર્ણેન્દ્રિયાદિ દ્વારા વહોરાવનાર સ્વયંના હાથ ધોવે કે વાસણ આદિ લે મૂકે છે ત્યારે થતા શબ્દાદિમાં ઉપયોગ રાખે છે, માટે તેનો મનોગુપ્તિમાં સમાવેશ થાય છે. બાકીની ત્રણે સમિતિઓ કાયાની ચેષ્ટાથી સંબંધિત છે, તેથી તેનું કાયગુપ્તિમાં એકયપણું છે, અથવા એક મનોગુપ્તિ જ પાંચે સમિતિઓમાં અવિરુદ્ધ છે. આ આઠે પ્રવચનની માતા કહેવાય છે. આજ સમગ્ર દ્વાદશાંગીને ઉત્પન્ન કરનાર છે. કારણ કે આ આઠેમાં સમસ્ત પ્રવચનનો અંતર્ભાવ પામે છે. તે આ પ્રમાણે પ્રથમ સમિતિમાં પહેલા મહાવ્રતનો સમાવેશ થાય છે. ત્યારે તે પ્રથમવ્રતની વાડ જેવા બાકીના બધા વ્રતો હોવાથી તેનો પણ તેમાં જ અંતર્ભાવ થાય છે. ભાષાસમિતિ સાવદ્યવાણીના નિષેધ અને નિરવદ્ય વાણીના વ્યાપારરૂપ છે. તેથી તે સમિતિમાં વચનનાં બધાં જ પર્યાય આવી ગયા. કારણ કે

વચનપર્યાયથી દ્વાદશાંગ અભિન્ન છે. આવી જ રીતે એષણાસમિતિ આદિમાં પણ પોતાની બુદ્ધિથી યોજના કરવી. અથવા તો આ આઠે પ્રકાર ચારિત્રરૂપ જ છે. કહ્યું છે કે-

अथवा पञ्चसमिति–गुप्तित्रय पवित्रितम् ।
चारित्रं सम्यक् चारित्रमित्याहुर्मुनिपुङ्गवाः ॥

**અર્થ**—અથવા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી પવિત્ર એવું ચારિત્ર તે જ સમ્યક્ચારિત્ર છે, એમ મુનિશ્રેષ્ઠો કહે છે.

જ્ઞાન-દર્શન વિના ચારિત્ર હોઈ શકે નહી અને અર્થથી તે દ્વાદશાંગી પણ જ્ઞાન-દર્શન-ચારિત્રથી ભિન્ન નથી. એટલે આ આઠે પ્રકારમાં સર્વ પ્રવચનનો સમાવેશ થાય છે." માટે ચારિત્રધારી મુનિઓએ પ્રમાદ છોડી આ આઠે પ્રવચન માતાની ઉપાસના કરવી. કારણ કે આ આઠે પ્રવચન માતામાં સર્વ પ્રવચનનું સમસ્ત જિનશાસનનું રહસ્ય સમાયેલું છે.



## ૨૮૩

### તપાચાર.

अनादिसिद्धदुष्कर्म–द्वेपिसङ्घातघातकम् ।
इदमाद्रियते वीरैः खड्गधारोपमं तपः ॥१॥

**અર્થ**—અનાદિ સિદ્ધ એવા દુષ્કર્મરૂપી વૈરીના સમૂહનો નાશ કરનાર, ખડ્ગ-ધારા સમાન આ તપને વીર પુરુષો આદરે છે.

तत्तपः सेव्यतां दक्षाः, दुष्कर्मक्षालनोदकम् ।
यत् सेवनादभूद्देवसेव्यः क्षेमर्षि संयमी ॥२॥

**અર્થ**—હે દક્ષ પુરુષો દુષ્કર્મને ધોનાર જળરૂપ આ તપને તમે સેવો, કારણ કે આના સેવનથી ક્ષેમર્ષીમુનિ દેવોને પણ સેવવા યોગ્ય થયા.

### ક્ષેમર્ષીમુનિનું દૃષ્ટાંત.

ચિતોડગઢની પાસેના ગામમાં એક નિર્ધન શ્રાવક રહેતો. તેનુ નામ હતું ઓહ એકવાર પાંચસો દ્રમ્મ (પાંચ રૂપીયા)નું તેલ કુલડામાં લઈ ચિતોડ તરફ વેચવા જતો હતો ત્યાં પગ લપસવાથી પડયો. માટીનું વાસણ ભાંગી ગ... તેલ વેરાઈ

મુનિના તપ પ્રભાવે શાંત થયો. મહાવત આવ્યો ને તેની સાથે તે ઠેકાણે ગયો.

વળી મુનિએ અભિગ્રહ લીધો કે 'સાસુથી દુભાયેલી મોટી વહુ ત્રણ દિવસની ઉપવાસી આંખમાં આંસુની ધારા, લાકડા લેવા આવેલા ગરીબ માણસે આપેલ ગોળ ઘીવાળા માંડા (જાડી રોટલી) વહોરાવે તો પારણું કરવું.

કેટલોક સમય વીતી ગયો. એકવાર તે પારણા નિમિત્તે પર્વતપરથી ઉતરતા હતા, ત્યાં બાજુના ગામની બ્રાહ્મણી સાસુના કજીયાથી કંટાળી બાપના ઘેર જતી હતી. તે માર્ગ ભૂલી આડા રસ્તે વનમાં આવી ચડી. ત્યાં ગરીબ કઠીયારાએ તેને ઘી-ગોળવાળા માંડા ખાવા આપ્યા. તે ખરે જ ત્રણ દિવસની ઉપવાસી અને દુઃખ ને યાદ કરી રડતી હતી. ઘરની મોટી વહુ હતી. તેણે મુનિને જોઈ વિચાર્યું "આઠ ગણું પુણ્ય થશે." એમ વિચારી મુનિને વહોરાવ્યા ને આનંદિત થઇ બાપને ઘરે ગઈ અને સુખી થઈ.

પાછો મુનિએ અભિગ્રહ કર્યો કે—

**कालो कंबल धवलो सांढ, नाकिं तुट पुच्छहिं चंड ।**

**सिंग करी गुड भेलो देइ, तो खिमरिषी पारणं करइ ॥१॥**

એટલે કે-ગળાથી કાળો અને શરીરે ધોળો નાંકે વીંધેલો ને પૂંછડે બાંડો એવો સાંઢ સીંગડાથી ગોળની ભેલી આપે તો તેથી પારણું કરવું.

વળી એકવાર મુનિ પારણા નિમિત્તે ધારાનગરીમાં ગયા. ત્યાં ઉપર મુજબ વર્ણનવાળા બળદે કોઈ વણિકની દુકાનમાં આગળ જ પડેલો ગોળનો મોટો ગાંગડો શિંગડામાં ભરાવ્યો ને પાછો ફર્યો ત્યાં મુનિને જોઈ તેમની સામે ધરી દીધો. મુનિએ લીધો ને અભિગ્રહ પૂરો થયો. આ જોઇ ચકિત થયેલા વણિકે વિચાર્યું. આ બળદ સામાન્ય નથી, કેવો પારણાનો લાભ લીધો ! મેં ગોળની મોટી વખારો ભરી બીજું શું કર્યું ? મારો તો ભવ નિરર્થક ગયો. પછી તેણે બધો ગોળ વેચી તે દ્રવ્યમાંથી પાર્શ્વપ્રભુનું ચૈત્ય કરાવ્યું અને યશોભદ્રસૂરિજી પાસે તેણે દીક્ષા લીધી. ચારિત્ર પાળી સ્વર્ગે ગયો તે દહેરાસર ગુડપીંડ તીર્થને નામે પ્રસિદ્ધ થયું.

વળી વસંતઋતુમાં તેમણે અભિગ્રહ કર્યો કે સાંકળે બાંધેલો કોઇ વાનર નગરમાં આવી આંબાનો રસ આપે તો પારણું કરવું. એકવાર એક વણિકે ઘીના ગાડવામાં આંબાનો રસ ભર્યો હતો ત્યાં સાંકળવાળો કોઈ વાંદરો આવ્યો ને તેને ઉઠાવી ચાલતો થયો. વણિકે બૂમ પાડી આગળ આવતા ક્ષેમર્ષીની સામે તેણે તે ધરી દીધું. મુનિનો અભિગ્રહ પૂરો થયો. આ મહાશ્ચર્ય જોઈ ઘણાં જીવો જૈન ધર્મ પામ્યા.

પેલા કૃષ્ણ નામના સૈનિક બનેલા રાજાએ છ માસનું આયુષ્ય સાંભળી દીક્ષા લીધેલી ને સ્વર્ગે દેવ થયેલા તેમણે અવધિજ્ઞાનથી નિહાળી ક્ષેમર્ષી પાસે આવી વંદના કરી. પછી કહ્યું "હે પરમ ઉપકારી ! ભગવાન્ ! સિંધુલ રાજાના હાથીને સ્વસ્થ કરવા તમારૂં ચરણોદક કોઈ લે તો ના નહી કહેતા. તેથી શાસનની મહાન ઉન્નતિ થશે."

એમ કહી તે ચાલી ગયા સંધિલ રાજાના ચઉદસો હાથીઓ વ્યાધિથી ઘણા પીડાતા હતા. ઘણા ઉપચાર કર્યા પણ બધા નિષ્ફળ નિવડયા. કંટાળી રાજાએ ઉપચાર બંધ કર્યા. પણ તેથી તો તેમની ચિંતા વધતી જ ગઈ.

શાણા માણસોની સલાહથી રાજાએ ઘોષણા કરાવી કે "આ હાથીઓને જે સ્વસ્થ કરશે તેને રાજા અડધું રાજ આપશે." જ્યાં ઘોષણા થતી હતી તે ચોકમાં આકાશવાણી થઈ કે ગિરિકંખલ પર્વતપર ક્ષેમર્ષી નામના મહાતપસ્વી તપસ્યા કરે છે, તેમના ચરણ-પખાળનાં પાણીથી હાથી સ્વસ્થ થશે.

રાજસેવકોએ તેમના ચરણ પ્રાસુક પાણીથી પખાળ્યા. દેવે મુનિના શરીરમાંથી કહ્યું આ જળ પટ્ટહસ્તી સિવાય બધા હાથીને પાજો. તે નિરોગી થશે. પણ પટ્ટહસ્તી માટે કોઈ બીજા ધર્મના મહાત્માનું ચરણોદક મેળવજો. તે પ્રમાણે તે જળ પટ્ટ-હસ્તી સિવાય બધાંને પાયું ને બધા સ્વસ્થ પણ થઈ ગયા. પટ્ટહસ્તીને અન્ય તીર્થિ-કોનું જળ પાયું ને પીતાં જ હાથી મરણ પામ્યો. રાજાએ મુનિ પાસે જઈ અડધું રાજ્ય ગ્રહણ કરવાની વિનંતિ કરી. મુનિ બોલ્યા "ભલા રાજા રાજ અમારે શા ખપનું ? રાજ તો અંતે નરક અપાવે છે, ધર્મ સિવાય અમારે શું જોઈએ !" રાજા ઘણા વિસ્મિત ને આનંદિત થઈ ઘરે આવ્યા. મુનિની પાદુકા કરાવી એક દહેરીમાં પધરાવી.

એકદા સામેથી આવતા શબને જોઈ મુનિએ કોઈને પૂછયું આ શું છે ? તેણે કહ્યું ધન-શ્રેષ્ઠિના પુત્રને છ મહિના પૂર્વે સર્પ ડસ્યો હતો તે આજે મૃત્યુ પામ્યો છે. મુનિએ કહ્યું "અરે આ તો જીવતા માણસને બાળવા ચાલ્યા." આ સાંભળી તેણે ધનશ્રેષ્ઠીને આ વાત જણાવી. શેઠે વંદન કરીને મુનિને પ્રાર્થના કરી કે "જો જીવતો જ હોય તો મારા પુત્રને બેઠો કરો." મુનિએ નવકાર ગણી પ્રાસુક જળ છાંટયું ને તે તાળવે પ્રાણ-વાળો યુવાન બેઠો થયો, બધે ધર્મનો જયજયકાર થયો. મુનિ તો પોતાને માર્ગે ચાલ્યા ગયા.

એકવાર તો વળી એવો અભિગ્રહ તેમણે લીધો કે–જંગલમાં જેને પ્રસવ થયો છે તેવી વાઘણ નગરમાં આવી મને વીસ વડાં આપે તો મારે પારણું કરવું.

नव प्रसूत वाघिणी विकराल, नगरमांहि बीहावे बाल ।
वडां वीस जो पणमि दिये, तो खिम ऋषि पारणुं करे ॥१॥

આ અભિગ્રહ ધાર્યે ઘણા દિવસો વ્યતીત થઈ ગયા, ત્યાં કોઈ મુનિના તપ પ્રભાવેજ જાણે એક નવા પ્રસવવાળી (મા બનેલી) વાઘણ નગરમાં આવી ચડી. નગર દરવાજે વડાનાજ વેપારી હતા તેઓ વાઘણ જોઇ દૂરથી જ નાઠા. ત્યાં મુનિને આવેલા જોઇ વાઘણને જાણે હર્ષ થયો તેણે બે પંજા ભેગા કરી વડાં ઉપાડયાં ને મુનિને આપવા લાગી. વડાં ખરેખર વીસ હતાં. મુનિએ લીધાં. તપ તથા ધર્મનો ઘણો મહિમા

જવાથી વિષણ્ણ મનવાળો તે ઘરે પાછો ફર્યો. તેની સ્થિતિ પર દયા આવવાથી લોકોએ ફાળો કરી પાંચ રૂપીયા તેને આપ્યા. ફરી વાર પાછો એ તેવી જ રીતે તેલ લઈ જતો હતો ને પાછો પડયો. વાસણ ફૂટયું ને તેલ ઢોળાઈ ગયું. તેને વૈરાગ્ય ઉપજ્યો. ત્યાં યશોભદ્રસૂરિજીની વૈરાગ્યવતી ધર્મદેશના સાંભળી, તેનો વૈરાગ્ય દૃઢતર થયો ને દીક્ષા લીધી. ગુરુએ ગ્રહણાસેવના બંને પ્રકારની શિક્ષાઓ શિખવી. ક્રમે કરી તે ગીતાર્થ થયા. એકવાર ગુરુમહારાજને વિનંતિ કરી હે ભગવન્ ! મારો વૈરાગ્યભાવ વૃદ્ધિ પામે છે. વૈરાગ્યથી મેળવેલી આ દીક્ષાની મન-વચન અને કાયાની શુદ્ધિથી પ્રતિપાલના કરવા ચાહું છું. તો આપશ્રીની આજ્ઞા હોય તો જે સ્થાને અતિ ઉપદ્રવ થવાનો સંભવ હોય ત્યાં જાઉં. ને કાયોત્સર્ગમાં રહું. ગુરુમહારાજે લાભ જાણી તેમને અનુમતિ આપી ને તે માટે યોગ્યક્ષેત્ર માલવા જણાવ્યું. એટલે તેમણે આખા સમુદાય તેમજ સંઘને ખમાવી માલવદેશનો માર્ગ લીધો.

માલવાના થામણોદ નામના ગામ બહારના તળાવ કાંઠે તેઓ કાઉસ્સગ્ગ રહ્યાં. ત્યાં ગામના કેટલાક બ્રાહ્મણ પુત્રોએ તેમને જોઈ વિચાર્યું કે આ ઉપદ્રવ વળી આ ગામમાં કયાંથી આવ્યું ? તે તેમણે મહારાજને લાત-મુષ્ટિ-લાકડીના પ્રહાર કર્યા મુનિએ પરિષહને શાંતિથી સહ્યાં પણ તે સરોવરના અધિષ્ઠાયકથી સહન ન થયું ને તેણે બ્રાહ્મણ પુત્રોને મયૂર બંધનથી બાંધી દીધા. તેઓ જમીન પર પડી તરફડવા લાગ્યા ને મોઢેથી લોહી ઓકવા લાગ્યા. તેમના મા-બાપ અને નાગરિકો ત્યાં ભેગા થયા ને સાધુજી પાસે ક્ષમા માંગવા લાગ્યા ને કહ્યું "તમે તો દયાળુ છો." બાળકો તો અણ-સમજુ હોય કૃપા કરી તમે આમને છોડી દો.

મુનિ તો ધ્યાનમાં હતાં, શું થયું-થઇ રહ્યું છે તે તેમને ખબર જ નહોતી. ત્યાં દેવે એક છોકરાના શરીરમાં પ્રવેશ કરી કહ્યું આ સાધુ મહારાજે કાંઇ કર્યું નથી. મેં જ કર્યું છે. આનો એક જ રસ્તો છે કે "આ મહાભાગ સાધુના ચરણ પખાળી તે પાણી આ લોકો પર છાંટો તો બધા સ્વસ્થ થશે." તેમણે એમ કર્યું તેથી બાળકો સ્વસ્થ થઈ ઉભા થયાં. એટલે તેમના મા બાપે ને અન્ય લોકોએ દ્રવ્ય આદિ અનેક વસ્તુઓ તે મહાત્માના પગમાં અર્પણ કરી ઘણી વિનંતિ કરી પણ સાધુ મહારાજે કહ્યું મહાનુભાવો આ દ્રવ્યથી મને કાંઈ જ પ્રયોજન નથી. તમારે વાપરવું હોય તો જીર્ણોદ્ધારમાં વાપરો.

આ સાંભળી સર્વેએ મુનિની નિઃસ્પૃહતાના ગુણ ગાયા. ને ક્ષેમર્ષી નામ પાડયું. ત્યાં તેમનો મહિમા ઘણો વિસ્તર્યો ને લોકો ભક્ત થયા. તેથી મુનિ ગિરિકંબલ નામના પર્વતપર ચાલ્યા ગયા ને વિવિધ તપસ્યા-પ્રતિમા-ધ્યાન આચરવા લાગ્યા.

માલવાની પાટનગરી ધારામાં સિંધુલ નામનો રાજા રાજ્ય કરતો હતો. અહીં ક્ષેમર્ષી મુનિએ વિભિન્ન તપના પારણામાં વિવિધ અભિગ્રહો કરવા માંડયાં. જેમ જે કકારના નામની સાત વાનગી જેવી કે કૂર, કંસાર, કરંબો, કોદરા, કેર, કાંગ, કાકડીનું

શાક–આદિ મળે તો પારણું કરવું નહી તો તપની વૃદ્ધિ. એવી જ રીતે કોઈવાર 'ખ'થી શરુ થતા નામવાળી પાંચ વસ્તુઓ જેમકે–ખારેક, ખુડહડી, ખજૂર, ખાજા અને ખાંડ આદિ. કોઇ વખત 'ગ' થી શરુ થતા નામવાળી સાત વસ્તુઓ જેમકે–ગેહૂં (ઘઉં) ગોળ ગુંદા, ગોરસ આદિ.

આમ બીજા બીજા વર્ણવાળી વસ્તુના તેઓ અભિગ્રહ ધારતા ને તપ પ્રભાવથી તે પૂરા પણ થતા. આથી મુનિએ વિચાર્યું 'આ અભિગ્રહો જરાય દુષ્કર નથી. હવે મારે દુષ્કર અભિગ્રહો ધારવા જોઇએ.' એમ વિચારી તેમણે ઉગ્ર અભિગ્રહ લેવા માંડ્યા. એક વાર ધારણા કરી કે કોઇ મિથ્યાત્વી રાજા રાજ્યથી ભ્રષ્ટ થયેલો હોય, મધ્યાહ્ન સમયે તે કોઈ કંદોઇની દુકાને પલાઠીવાળી બેઠો હોય, રાજાના પાયદળમાં સૈનિક થયો હોય, પોતાના કાળા વાળને વિખેરતો ભાલાની તીક્ષ્ણ એવા અગ્રભાગથી એકવીશ માલપુઆ લઈ મને વહોરાવશે (આપશે) તો પારણું કરીશ.'

આ અભિગ્રહમાં ત્રણ માસને આઠ દિવસ વ્યતીત થઈ ગયા. એકવાર મધ્યાહ્ન સમયે કૃષ્ણ નામનો એક સૈનિક એવી જ રીતે કંદોઈની દુકાને બેઠો હતો. તેણે મુનિને બોલાવી કહ્યું 'લો તમને ભોજન આપું' એમ કહી તેણે માલપુઆની થપ્પીમાં ભાલો ઘાલ્યો ને તેમાં ભરાયેલા માલપુવા આપવા લાગ્યો. મુનિએ કહ્યું 'તમે ગણો કેટલા છે?' તેણે કહ્યું ગણવાથી શું પ્રયોજન? જે છે તે તમારા ભાગ્યના.' મુનિ બોલ્યા 'એમ નહી એકવીસ હોવા જોઇએ.' તેણે ગણ્યા તો પૂરા એકવીસ હતા. વિસ્મય પામેલા તેણે કહ્યું 'અહો, તમો તો મહાન જ્ઞાની જણાવ છો. મારૂં આયુષ્ય કેટલું છે તે કહો? મારા પિત્રાઇઓએ મને મારા મોટા રાજ્યથી ભ્રષ્ટ કર્યો છે. તેમને જીતવા માટે હું હાલમાં અહીંના રાજા સિંધુલની સેવામાં રહ્યો છું. મારે મારૂં રાજ્ય જોઇએ.'

મુનિએ કહ્યું: રાજ્યથી શું સરવાનું છે? તું માત્ર છ જ મહિના જીવવાનો છું.' આ સાંભળી કૃષ્ણને વૈરાગ્ય થયો. તેણે દીક્ષા લીધી અને છ મહિનામાં ઉત્કૃષ્ટ તપ કરી સ્વર્ગે ગયા.

### ક્ષેમર્ષીએ પાછો વિચિત્ર અભિગ્રહ લીધો.

खंभ उम्मूलिय गयवर धाइ, मुनिवर देखी पसन्नो थाइ।
मोदक पंचक सूंडीहिं देइ, नो खिम रीषी पारणं करइ ॥१॥

**અર્થ**—આલાન સ્તંભ તોડી દોડતો હાથી મુનિને જોઈ આનંદિત થાય ને પોતાની સૂંઢથી પાંચ લાડવા ઉપાડીને આપે તો ક્ષેમર્ષી પારણું કરે.

આ અભિગ્રહ લઈ વિચરતા મુનિને તો પાંચ મહિનાને અઢાર દિવસ થયા. ત્યાં કોઈ મત્ત થયેલો હાથી આલાન તોડી નાઠો ને કંદોઈની દુકાને આવી ઉભો. તેણે સૂંઢમાં પાંચ લાડુ ઉપાડી મુનિ તરફ ધર્યા. પાંચ પુરા જોઈ મુનિએ પાત્ર ધર્યું ને હાથીએ લાડવા મૂકી દીધા. દાનથી જાણે આનંદિત થયો હોય તેમ ત્યાં ઝુમવા લાગ્યો.

વધ્યો હવે મુનિએ પાછા ગુરુ મહારાજ પાસે જવાનો વિચાર કર્યો અને "પાટણ બિરાજતા ગુરુમહારાજને વાંદીને જ મારે અન્ન-જળ લેવાં" એવો ઘોર અભિગ્રહ કરી મુનિશ્રીએ વિહાર કર્યો ને પાટણ પહોંચીને જ વંદન કરીને જ પારણું કર્યું. થોડા દિવસ પછી પાછો તેમણે અભિગ્રહ કર્યો કે મદથી ઉન્મત્ત બનેલા હાથીને કોઈ ડોશી વશ કરે ને એ હાથી ખીચડી, ખારેક, ખડહડી, ખાજા અને ખાંડ આ પાંચ ખખ્ખાવાળી વસ્તુ આપે તો પારણું કરવું. મહિના ઉપર વીત્યું ત્યારે શાસનદેવે તેવી વૃદ્ધાનું રૂપ લીધું ને રાજહસ્તી વશ કર્યો. અને મુનિને પારણું કરાવ્યું.

આવી રીતે તે મુનિએ ૮૪ પ્રકારના અભિગ્રહો ધારી પારણાં પૂર્ણ કર્યાં. અને અનશન કરી સ્વર્ગે ગયા.



## ૨૮૪

## તપસ્યાની યથાર્થતા

निर्दोषं निर्निदानाढ्यं, तन्निर्जराप्रयोजनम् ।
चित्तोत्साहेन सद्बुद्धया, तपनीयं तपः शुभम् ॥ १ ॥

અર્થ—નિર્દોષ, નિયાણા વિનાનું ને કેવલ નિર્જરાના હેતુવાળું શુભ તપ સ્વસ્થ બુદ્ધિ અને મનના ઉમંગ પૂર્વક કરવું જોઇએ.

જેનાથી શરીર અને કર્મ તપે તે તપ. કહ્યું છે કે—

रसरुधिरमांसमेदोऽस्थिमज्जाशुक्राण्यनेन तप्यन्ते ।
कर्माणि चाशुभानीत्यतस्तपो नाम नैरुक्तम् ॥ १ ॥

અર્થ—રસ, લોહી, માંસ, મેદ (ચરબી) હાડકાં, મજ્જા અને વીર્ય તથા અશુભ એવાં કર્મો જેનાથી તપે છે, તેનું નામ તપ કહ્યું છે.

આ તપ નિર્દોષ એટલે આ કે પરલોકમાં સુખ પામવાની ઈચ્છા વિના-નિયાણા વિના કરવો. કહ્યું છે કે—

यः पालयित्वा चरणं विशुद्धं, करोति भोगादिनिदानमज्ञः ।
स वर्द्धयित्वा फलदानदक्षं, कल्पद्रुमं भस्मयतीह मूढः ॥१॥

અર્થ—જે અજ્ઞ માણસ લાંબાકાળ સુધી શુદ્ધ ચારિત્રનું પાલન કરી ભોગ વગેરે

મેળવવા નિદાન કરે છે, તે મૂઢ ફળ આપવામાં દક્ષ એવા કલ્પવૃક્ષને વધારી સક્ષમ કરી પછી ભસ્મસાત્ કરે છે. એમ જાણવું.

નિદાન એટલે નિયાણા નવ પ્રકારના હોય છે તે આ ગ્રંથમાં અન્યત્ર જણાવેલ છે. આ તપ પણ મનના ઉલ્લાસપૂર્વક કરવાનું કહ્યું છે. પણ રાજાની વેઠ-એટલે રાજાની આજ્ઞાથી અનિચ્છાએ કરવું પડતું હોય તેમ અણગમાએ ન કરવું. જેટલી શક્તિ હોય તેટલું જ કરવું. કહ્યું છે કે—

सो अ तवो कायव्वो जेण मणो मंगुलं न चिंतेइ ।
जेण न इंदियहाणी, जेण जोगा न हायंति ।

[ तदेव हि तपः कार्यं, दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि च ॥ ] [જ્ઞાનસાર]

**અર્થ**—તે જ તપ કરવું જોઇએ કે જેથી મન અશુભ ન ચિંતવે, ઇન્દ્રિયોની હાનિ ન થાય અને યોગ પણ હણાય નહીં.

સદ્બુદ્ધિથી તપ કરવું એટલે-પરાધીનપણે, દીનતાથી, અન્નાદિના અભાવથી આહાર ત્યાગરૂપ અજ્ઞાન તપ કરે તો તે આશ્રવનું કારણ હોઇ તથા ક્રોધાદિ કષાયોદયનું આશ્રિત હોઇ તે વાસ્તવમાં તપ નથી પણ પૂર્વે ભવે બાંધેલા અંતરાય કર્મનો ઉદય છે, જે અશાતા વેદનીયનો વિપાક થયો છે. કારણ કે આહારનો ત્યાગ તે બાહ્ય તપ છે. અને આત્મસ્વરૂપની એકાગ્રતા તે ભાવ તપ છે. તે ભાવ તપ તો સદા પણ હોઈ શકે છે, પણ દ્રવ્ય તપ પૂર્વકનું ભાવ તપ તેજ ઉત્તમ તપ છે એવું શ્રી જિનશાસનનું નૈપુણ્ય વિસરવું નહી. જ્ઞાનસારમાં કહ્યું છે કે—

धनार्थिनां यथा नास्ति शीततापादिदुःसहम् ।
तथा भवविरक्तानां, तत्त्वज्ञानार्थिनामपि ॥ १ ॥

**અર્થ**—ધનની ઈચ્છાવાળાને જેમ ટાઢ-તડકો આદિ દુસ્સહ નથી તેવી જ રીતે સંસારથી વૈરાગ્ય પામેલા તત્ત્વજ્ઞાનના અર્થીને પણ તે ટાઢ-તડકાદિ દુઃસહ નથી.

તપાચારના બારભેદ આ પ્રમાણે જણાવ્યા છે.

द्वादशधास्तपाचाराः, तपोवद्भिर्निरूपिताः ।
अशनाद्याः षड् बाह्याः षट्, प्रायश्चित्तादयोऽन्तगाः ॥१॥

**અર્થ**—તપસ્વી એવા શ્રમણભગવાન મહાવીર દેવે બાર પ્રકારનો તપાચાર કહ્યો છે. તેમાં અશનના ત્યાગરૂપ છ પ્રકારે બાહ્ય તપ અને પ્રાયશ્ચિત્તાદિ છ પ્રકારનો આંતરિક તપ જણાવ્યો છે.

બાહ્ય તપના સૂત્રમાં આ પ્રમાણે છ ભેદ જણાવેલ છે.

अणसणमुणोअरीआ, वित्तीसंखेवणं रसच्चाओ।
कायकिलेसो संलीण–याय वज्झो तवो होइ ॥१॥

**અર્થ**—અનશન (૧) ઉનોદરિકા (૨) વૃત્તિનો સંક્ષેપ (૩) રસનો ત્યાગ (૪) કાયાનો ક્લેશ (૫) અને શરીરની સંલીનતા (૬) આ બાહ્ય તપ છે.

અભ્યંતર તપના આ પ્રમાણે છ ભેદ છે.

पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ।
झाणं उस्सग्गो वि अ, अब्भिंतरओ तवो होइ ॥२॥

**અર્થ**—પ્રાયશ્ચિત્ત (૧) વિનય (૨) વૈયાવૃત્ય (૩) સ્વાધ્યાય (૪) ધ્યાન (૫) અને કાયોત્સર્ગ (૬) એ છ પ્રકારનો આંતરિક તપ છે.

આ બધી બાબતનો વિસ્તાર આચારપ્રદીપ આદિ ગ્રંથના આધારે યુક્તિ પુરસ્સર આગળ કરવામાં આવશે,

## પહેલો તપાચાર–અનશન

तत्राशनं द्विधा प्रोक्तं, यावज्जीविकमित्वरम्।
द्विघटिकादिकं स्वल्पं, चोत्कृष्टं यावदात्मिकम् ॥१॥

**અર્થ**—જીવનપર્યંતનું અને ઈત્વર એમ બે પ્રકારે અનશન તપ કહેલ છે. તેમાં બે ઘડી આદિ કાળ મર્યાદાનું સ્વલ્પ અનશન તપ અને જીવન પર્યંતનું ઉત્કૃષ્ટ અનશન તપ છે.

ઈત્વર એટલે નવકાર સહિતનું બે ઘડીનું પચ્ચક્ખાણ કરવું તે, તેથી નાનું પચ્ચક્ખાણ શાસ્ત્રમાં જણાવેલ નથી. તે પછી વધતાં વધતાં ઉત્કૃષ્ટ તપ થાય છે. શ્રી મહાવીરદેવના તીર્થમાં છ મહિના સુધીનું, શ્રી ઋષભદેવ સ્વામીના તીર્થમાં બાર મહિના સુધીનું, તથા બીજા તીર્થંકરથી માંડી તેવીશમા તીર્થંકર ભગવાનના તીર્થમાં આઠ માસનું ઉત્કૃષ્ટ અનશન (ઉપવાસ) તપ કહ્યું છે. અહીં ઈંદ્રિયજય તપ, કષાયજય તપ, સમવસરણ તપ, રત્નત્રયી તપ, અશોકવૃક્ષ તપ, શ્રેણિ તપ, કનકાવલિ, રત્નાવલિ, જિનકલ્યાણક તપ આદિ અનેક પ્રકારો તપના છે. આચારદિનકર ગ્રંથના બીજા ખંડમાં જણાવેલ છે. વર્દ્ધમાન આયંબિલ તપ લાગ–લગાટ ચઉદ વર્ષ ત્રણ મહિના ને વીસ દિવસે પૂર્ણ થાય છે. તે શ્રીચંદ કેવળીએ કર્યું હતું તેમ કરવું. આ અને આવા જ પ્રકારના વિવિધ તપો ઈત્વર કાળવાળા કહેવાય છે.

યાવજ્જીવ–(જીવન પર્યંતનું) અનશન તપ પાદપોપગમ, ઈંગિની અને ભક્ત પરિજ્ઞા. એમ ત્રણ પ્રકારનું છે. આ ત્રણેનું સ્વરૂપ સત્તર પ્રકારના મૃત્યુનું સ્વરૂપ જાણ્યા વિના સારી રીતે સમજાય તેવું ન હોઈ પ્રથમ મૃત્યુના પ્રકારો ને સ્વરૂપ સમજાવવામાં આવે છે.

(૧) 'आवीचिमरणम्' વીચિનો (અંતરનો) અભાવ તે અવીચિ. એટલે કે નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવની ગતિમાં ઉત્પત્તિથી માંડી પોતપોતાના આયુકર્મના દલિકો પ્રતિસમય વેદીને ઘટાડવાં તે (પ્રતિ સમયના) મરણને આવીચિમરણ કહ્યું છે.

(૨) 'अवधिमरणं' અવધિ એટલે મર્યાદા. નારકાદિભવના આયુકર્મના દળીયાનો અનુભવ કરી મૃત્યુ પામે, ને મૃત્યુ પામીને પાછો ફરી તે જ દળીયાનો અનુભવ કરી ને મરે, ત્યારે તે દ્રવ્યથી અવધિમરણ કહેવાય. કારણ કે પરિણામની વિચિત્રતા હોઈ ગ્રહણ કરી છોડેલા કર્મ દળીયાનું ફરી ગ્રહણ શકય છે. એ જ પ્રમાણે ક્ષેત્રાદિકમાં પણ ભાવના કરવી.

(૩) 'अन्तिकमरणम्' એટલે છેલ્લુ થયેલુ. અર્થાત્–નરકાદિ ગતિના આયુકર્મના દળીયાને અનુભવીને મૃત્યુ પામ્યા પછી ફરીથી કોઈપણ વખતે તે દળીયાને અનુભવીને મરવાનું જ ન હોય તે દ્રવ્યથી અંતિકમરણ છે. એ પ્રમાણે ક્ષેત્રાદિકથી પણ જાણવું.

(૪) 'वलन्मरणम्' વલન્ એટલે ચારિત્રથી પાછા વળતાં મરણ થાય તે. અર્થાત્–મુનિ જીવનસંબંધી દુષ્કર–તપ–ચારિત્રનું પાલન કરવું. અથવા તેને (ચારિત્રને) છોડી દેવું તે બંનેમાં અસમર્થ થઈને "હવે તો આમાંથી જલ્દી છૂટાય તો સારૂં." આવી ભાવનામાં મૃત્યુ થાય તે વલન્મરણ કહેવાય. જે વ્રતના પરિણામથી ભ્રષ્ટ હોય તેને જ આ સંભવે છે.

(૫) 'वशार्तमरणम्' એટલે વિષય વશ થઈને, દીપક જ્યોત જોઈને આકુળ–વ્યાકુળ થયેલા પતંગીયાની જેમ મરણ પામે તે વશાર્તમરણ કહેવાય.

(૬) 'अन्तःशल्यमरणम्' પૂર્વે થયેલા દુરાચરણને શરમ આદિ કારણે આલોચના ન કરવી તે અન્તઃશલ્ય કહેવાય. તેવા શલ્યવાળાનું મરણ અન્તઃશલ્ય મરણ કહેવાય. આ અતિદુષ્ટમરણ કહેવાય છે.

(૭) 'तद्भवमरणम्' વર્તમાન જે ભવ હોય ફરી તેજ ભવ યોગ્ય આયુષ્ય બાંધીને મરવું તે તદ્ભવમરણ કહેવાય. આ મૃત્યુ સંખ્યાતા વર્ષના આયુવાળા મનુષ્ય તેમજ તિર્યંચને જ સંભવે છે. પરંતુ અસંખ્યાતા વર્ષાયુવાળા (યુગલિક) મનુષ્ય કે તિર્યંચને તથા દેવ કે નારકીને આંતરા વિના તદ્ભવનો અભાવ હોઈ આ મરણ ન હોય.

(૮) 'बालमरणम्' બાળ એટલે મિથ્યાત્વીનું કે અવિરતિ સમ્યક્દષ્ટિનું મરણ તે બાળમરણ.

(૯) 'पण्डितमरणम्' સર્વવિરતિ પામેલ શ્રમણનું મૃત્યુ તે પંડિતમરણ.

(૧૦) 'मिश्रमरणम्' બાલ–પંડિત એવા દેશવિરતિ શ્રાવકનું મરણ તે મિશ્રમરણ.

(૧૧) 'छद्मस्थमरणम्' મતિ–શ્રુત–અવધિ–મનઃપર્યવ આ ચાર જ્ઞાનવાન મુનિનું મરણ તે છદ્મસ્થમરણ.

(૧૨) 'केवलिमरणम्' જેમણે ભવના વિસ્તારનો સર્વથા અપુનર્ભવપણે નાશ કર્યો હોય એવા કેવળજ્ઞાનીનું મરણ તે કેવળીમરણ કહેવાય.

(૧૩) 'वैहायसमरणम्' વિહયસ એટલે પક્ષીની જેમ આકાશમાં–પૃથ્વીથી અદ્ધર થયેલું મરણ વૈહાયસમરણ કહેવાય. ઝાડની ડાળે ફાંસો ખાનાર, ઉંચેથી નીચે પડતું મૂકનાર આવી કોઇ રીતે પ્રાણાંત કરનારનું મૃત્યુ તે વૈહાયસમરણ.

(૧૪) 'गृध्रस्पृष्टमरणम्' ગૃધ્ર એટલે ગીધ, ઉપલક્ષણથી સમળી, શિયાળ આદિએ જેમાં સ્પર્શ કર્યો છે. એવું મરણ પામનાર હાથી વગેરે ઢોરના શરીરે ગીધ આદિ ચોટયા હોય કે શરીરમાં પણ પેઠા હોય એવાનું મરણ તે ગૃધ્રસ્પૃષ્ટ મરણ કહેવાય.

(૧૫) 'भक्तपरिज्ञामरणम्' ભક્ત એટલે ભોજન ઉપલક્ષણથી પાણી આદિ અર્થાત્ "આ ભોજન–પાણી આદિ મેં ઘણીવાર અનંતીવાર ખાધાં પીધાં, આ બધાં તો પાપના નિમિત્ત છે, તેનો ત્યાગ કરવો જોઇએ." એમ 'ज्ञ' પરિજ્ઞાથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞા દ્વારા ભોજનાદિનો ત્યાગ કરીને મરણ પામે તે ભક્તપરિજ્ઞામરણ.

(૧૬) 'इङ्गिनीमरणम्' નિયમિત કરેલા પ્રદેશમાં જ ચેષ્ટા કરતા મરવું તે ઇંગિની મરણ કહેવાય. આવું મરણ ચારે આહારનું પચ્ચક્ખાણ કરીને નિયમિત પ્રદેશમાં સ્વયં ઉદ્વર્તનાદિ કરતા મુનિઓને હોય છે.

(૧૭) 'पादपोपगममरणम्' પાદપ એટલે વૃક્ષ. ઉપ એટલે સરખું અને ગમ એટલે પામવું. અર્થાત્ જેમ પડેલું વૃક્ષ સમ–વિષમ સ્થાનાદિના વિચાર વિના જેમનું તેમ પડયું રહે, માત્ર બીજાના કંપાવ્યાથી કંપે તેમ આવા પ્રકારના અનશનને અંગીકાર કરેલા પૂજ્ય મુનિરાજો પોતાના સ્થિર અંગોને સમ–વિષમ જે સ્થાનમાં પડયા હોય, ત્યાં તેમના તેમ રહે પણ હાલે–ચાલે નહી. આ રીતનું મરણ પાદપોપગમમરણ કહેવાય

આમાં છેલ્લા ત્રણ મરણનું ફળ મુક્તિ અથવા વૈમાનિકદેવપણું છે. ત્રણેમાં સરખું ફળ બતાવવા છતાં વિશિષ્ટ, વિશિષ્ટતર, વિશિષ્ટતમ ધીરજવાળાને ઉત્તરોત્તર ફળ સમજવું જોઇએ. વિશેષભાવ હોવાથી ત્રણમાં પ્રથમ મરણ નાનું–બીજું મધ્યમ અને ત્રીજું જયેષ્ઠ કહેવાય છે. સાધ્વીજીને ત્રણ પૈકી પ્રથમમરણ હોય છે. કહ્યું છે કે–

सव्वावि अ अज्जाओ, सव्वेवि य पढम संघयणवज्जा ।
सव्वेवि देसविरया, पच्चक्खाणेण उ मरंति ॥ १ ॥

અર્થ—સર્વ સાધ્વીઓ, પ્રથમ સંઘયણ વિનાના સર્વ જીવો અને સર્વે દેશ-વિરતિવાળા જીવો પ્રત્યાખ્યાને જ મૃત્યુ પામે છે.

અહિં પ્રત્યાખ્યાનનો અર્થ ભક્ત પરિજ્ઞા સમજવી. ઇંગિની નામનું અનશન અતિ-વિશિષ્ટ ધૈર્યવાળાને જ હોય છે, એમ આ સાધ્વી જ આદિના નિષેધથી સમજાય છે. ત્યારે પાદપોપગમ તો વયના પરિપાકે દેવ–ગુરુને વંદનાદિ પૂર્વક તેમની પાસે અનશન ગ્રહણ કરીને પર્વતની ગુફા આદિ નિર્જન તેમજ ત્રસ સ્થાવર જીવોથી રહિત જગ્યામાં, વૃક્ષની જેમ નિશ્ચલ આંખના પલકારા વિના નિશ્ચેષ્ટ થઇને પ્રથમ સંહનનવાળાને, શરીરની કોઈપણ સાર–સંભાળ વિના, કોઇપણ સંસ્થાનમાં–આસનમાં સ્થિર થઈ પ્રશસ્ત ધ્યાન

ધ્યાતાં પ્રાણાંત સુધી નિશ્ચળ રહેવું તે કહેવાય છે. આ બાબતમાં કહ્યું છે કે—

पढमंमि अ संघयणे, वट्टंतो सेलकुट्टसमाणो।
तेसिं पि अ वुच्छेओ, चउद्दसपुव्वीण वुच्छेए ॥१॥

**અર્થ**—પ્રથમ સંઘયણવાળા અને પર્વતના શિખરની જેમ જેઓ અચળ હોય તેમને જ પાદપોપગમ નામનું અનશન હોય છે, ચૌદ પૂર્વોનો ઉચ્છેદમાં તેમનો પણ ઉચ્છેદ થાય છે.

આ ત્રણે પ્રકારના અનશન નિર્વ્યાઘાતપણામાં સંલેખનાપૂર્વક જ કરવામાં આવે છે. નહી તો આર્તધ્યાનનો સંભવ રહે છે. પરંતુ કોઈ જીવલેણ જેવી મોટી વ્યાધિ, વીજળી ભીંત કે ગિરિશિખરનું પડવું કે સર્પાદિનું કરડવું વગેરે વ્યાઘાત પ્રાપ્ત થતાં સંલેખના વિના પણ આ અનશન લઈ શકાય છે.

ઈત્વર કે યાવજ્જીવ આ બંને પ્રકારના અનશન તપ સમગ્ર કર્મનો ક્ષય કરનાર છે, તે બાબત દૃષ્ટાંત જણાવે છે.

### ધન્યમુનિનું દૃષ્ટાંત

કાકંદી નગરીમાં ધના નામે શેઠને ધન્ય નામે પુત્ર હતો. યુવાવસ્થામાં તેની ભદ્રા માતાએ તેને બત્રીશ હવેલીઓ આપી અને બત્રીશ વણિકપુત્રીઓ સાથે એક જ દિવસે પરણાવ્યો તે સ્ત્રીઓ સાથે ભોગ ભોગવતાં પાણીના રેલાની જેમ કેટલોક સમય વીતી ગયો. તેના પરમ પુણ્યોદયે કાકંદીમાં પરમજ્ઞાની મહાઅતિશયશાલી ભગવાન મહાવીરદેવ પધાર્યા–ધન્યને પણ પ્રભુદર્શનની ઉત્કંઠા થઇ. તે પણ પગપાળો ભગવાનના દર્શને ગયો. પ્રશમરસના પ્રશાંત મહાસાગર દયાના અપૂર્વ નિધાન પરમાત્માને વંદન કરી ભવ-સંતાપ નાશિની દેશના સાંભળવા બેઠો. તેનું ઊંડાણથી ચિંતન કરતાં તે વિરક્ત થયો. ઘેર આવી માતાને તેણે કહ્યું "હે માડી! મને ઘણું મળ્યું છે. પણ શાંતિ નથી. ભગવાન કહે છે તેમ આ બધા સંયોગો સુખના નહી પણ દુઃખના કારણ છે. મને આ ભોગ–ઉપભોગ–વિષયથી ઉદ્વેગ થયો છે. સુખી થવાનો માર્ગ મહાવીરદેવ પાસે જ છે, માટે મને દીક્ષાની અનુમતિ આપો."

આ સાંભળી છળી ઉઠેલી માએ કહ્યું શું કહે છે બેટા? તે તારાથી કેવી રીતે બની શકે? નહી, નહી, દીક્ષા કાંઈ રમત છે. એ તો ઘણું જ કપરૂં કામ છે. ઈત્યાદિ કહી તેણે મુનિ જીવનની કઠોરતા, પરિષહોની વિશેષતા, ઉપસર્ગની ભયાનકતા, રસકસ વિનાનો સ્વાદ વિનાનો ઠંડો આહાર, ઈત્યાદિ અનેક પ્રકારની કઠિનાઈ સમજાવી છતાં ધન્યને ગંદકીની જેમ વિષયભોગથી જાણે ઘૃણા થઇ ગઈ હતી. તેની દૃઢભાવનાથી પ્રભાવિત થઈ ભદ્રામાતાએ તેની દીક્ષાનો ભવ્ય મહોત્સવ કર્યો ને આનંદિત થઇ પુત્રને દીક્ષા અપાવી. દીક્ષાના દિવસેજ ધન્યમુનિએ ભગવાનની સમક્ષ અભિગ્રહ કર્યો કે આજથી હે પ્રભુ! આપની આજ્ઞાથી છટ્ઠને પારણે છટ્ઠ કરીશ. પારણામાં ગૃહસ્થે કાઢી નાખેલ રુક્ષ આહારથી આયંબિલ કરીશ. ભગવાને કહ્યું "હે ધન્ય! જેમ સુખ ઉપજે તેમ

તપોધર્મમાં ઉદ્યમ કર." ભગવાનની આજ્ઞા પામી તે ધન્ય ધન્ય બની ગયા અને તપોધર્મમાં પ્રવર્ત્યા.

પ્રથમ છટ્ઠના પારણાના દિવસે પહેલી પોરિસીમાં સ્વાધ્યાય, બીજી પોરિસીમાં ધ્યાન કરી ત્રીજી પોરિસીમાં વંદનપૂર્વક પ્રભુજીની આજ્ઞા લઈ ભિક્ષા માટે ઉપડ્યા અને આયંબિલ યોગ્ય રુક્ષ આહાર લઇ પાછા ફર્યા પણ બીજી કશી જ અભિલાષા આહાર બાબત કરી નહી. આ પ્રમાણે પારણાના દિવસે ગૌચરીમાં આહાર–પાણી મળે કોઈવાર માત્ર જળ મળે તો પણ ખેદ કરતા નહી પણ તપોવૃદ્ધિની ભાવના ભાવતા, યોગ્ય આહાર મળે તો ભગવંતને બતાવી તેમની આજ્ઞાથી માત્ર શરીરને ટકાવવા પૂરતો આહાર કરતા, આવું ઘોર તપ કરતાં તેમનું શરીર ઘણું કૃષ થઈ ગયું. જાણે શરીરમાંથી માંસ તો સૂકાઇ જ ગયું. હાડકાના માળા જેવું શરીર તેઓ ચાલતા ત્યારે કોલસાથી ભરેલા ગાડાની જેમ ખખડતું.

વિચરતાં વિચરતાં મહાવીર મહારાજા એકવાર રાજગૃહીના ગુણશીલ ચૈત્યમાં સમવસર્યા. શ્રેણિક રાજા અને પ્રજા ભગવાનને વાંદી કલ્યાણી વાણી સાંભળવા બેઠા. દેશનાના અંતે મગધસમ્રાટ્ શ્રેણિકે પૂછ્યું કે હે ભગવાન્! આ બધા મુનિરાજોમાં દુષ્કરકારક કોણ છે? ભગવાને કહ્યું "આ ગૌતમ આદિ ચૌદ હજાર મુનિઓમાં આ ધન્યમુનિ મહાન નિર્જરા કરનાર દુષ્કરકારક છે. આ ભદ્રાદેવીના પુત્ર કાકંદીના ધન્ના અણગાર નિરંતર છટ્ઠ ને પારણે આયંબિલથી પારણું કરે છે." ઈત્યાદિ કથન સાંભળી શ્રેણિક ઘણા રાજી થયા ને તેમની પાસે જઈ કહ્યું હે મહામુનિ! તમે ધન્ય છો, કૃતપુણ્ય છો, ઈત્યાદિ અંતઃકરણથી સ્તુતિ કરી પાછા ફર્યા.

એકવાર રાત્રે જાગી જવાથી ધર્મજાગરિકા કરતાં ધન્ય મુનિએ નિર્ણય કર્યો કે "સૂકાય ગયેલા શરીરવાળો હું સવારમાં ભગવાનની આજ્ઞા લઈ વિપુલગિરિપર જઈ માસિક સંલેખનાપૂર્વક શરીર શોષવી જીવિત-મરણમાં સમાન ભાવ રાખીને રહીશ." અને પ્રભાતે તેમણે તે પ્રમાણે કર્યું. અંતે શુભ અધ્યવસાયમાં કાળ કરી સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં દેવપણે ઉપજ્યા.

તેમના કાળધર્મના વૃત્ત ભગવાનના સમવસરણમાં જાણી શ્રી ગૌતમસ્વામીએ ભગવંતને પૂછ્યું, "ભંતે! આપના શિષ્ય શ્રી ધન્યમુનિ કાળ કરીને કઇ ગતિ પામ્યા!" ભગવંતે કહ્યું "હે ગૌતમ? અહીંથી કાળ કરી ધન્યમુનિ સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં ઉપજ્યા છે. ત્યાં તેત્રીશ સાગરોપમની આયુસ્થિતિભોગવી મહાવિદેહક્ષેત્રમાં ઉચ્ચકુળમાં ઉત્પન્ન થશે, ત્યાં દીક્ષા લઈ કેવળી થશે ને મુક્તિ પામશે.

આ પ્રમાણે ધન્યમુનિ સમતાપૂર્વક પાપકર્મની નિર્જરા માટે બંને પ્રકારનાં અનશન તપનું આસેવન કરતા હતા. અને દીક્ષા લેતાની સાથે જ તેમણે તમામ પૌદ્ગલિક સુખની ઈચ્છા સમૂળગી છોડી દીધી હતી. "ધન્ય ધન્ના અણગાર."

★

## બીજો તપાચાર-ઉણોદરી

उनोदरितपोद्रव्य–भावभेदात्मकं परैः।
विशिष्यज्ञायमानत्वात्, महत्फलं निरन्तरम्॥ १॥

**અર્થ**—દ્રવ્ય અને ભાવના ભેદવાળું ઉનોદરીતપ બે પ્રકારનું છે, તેની વિશેષતાને જાણવાથી તે સદા મહાન ફળને આપનારૂં થાય છે.

આ અર્થના સમર્થન માટે આમ ભાવના કરવી કે રોજ આહાર કરવા છતાં સાધુ અને શ્રાવક આદિને ઉનોદરી તપથી મહાન ફળની પ્રાપ્તિ થાય છે તેમાં ઉપકરણ અને ભોજન–પાણી સંબંધિ ઉણોદરી તે દ્રવ્યથી ઉણોદરી અને ક્રોધાદિકનો ત્યાગ કરવો તે ભાવથી ઉણોદરી તપ જાણવું સાધુ કે શ્રાવકાદિએ વિચિત્ર ઓડકાર આવે એટલું ઠાંસીને તો કદી પણ ખાવું જ નહી. બ્રહ્મચર્યની નવ વાડના અધિકારમાં પણ વધારે ખાવાનો નિષેધ કરેલ છે, જો કે ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ, અઠ્ઠાઇ, માસક્ષમણાદિ વિભિન્ન તપોમાં દ્રવ્યથી તો અશનાદિનો નિષેધ કર્યો છે, પણ તે તપ કરનારે ભાવથી ક્રોધાદિકના ત્યાગરૂપ ઉનોદરી તપ અવશ્ય કરવું જોઇએ. નહી તો ઉપવાસાદિકને માત્ર લાંઘણરૂપ ગણાવ્યું છે. કહ્યું છે કેઃ—

कषायविषयाहारत्यागो यत्र विधीयते।
उपवासः स विज्ञेयः, शेषं लङ्घनकं विदुः॥ १॥

**અર્થ**—જે ઉપવાસાદિકમાં કષાય, વિષય અને આહારાદિનો ત્યાગ કરવામાં આવે તે જ તપ સમજવું ને અન્ય લાંઘણ જાણવી.

દ્રવ્યથી ઉણોદરી તપનો આ પ્રકાર છે-

એક કોળીયાથી માંડી આઠ કોળીયા સુધી જમવું તે પૂર્ણ ઉણોદરી કહેવાય, તેમાં એક કોળીયાનું પ્રમાણ જઘન્ય, આઠ કોળીયાનું પ્રમાણ ઉત્કૃષ્ટ, અને બે થી સાત કોળીયાનું પ્રમાણ મધ્યમ છે. (૧) નવ કોળીયાથી માંડી બાર કોળીયા સુધી

ખાવું તે અપાર્ધ ઉણોદરી (૨) તેર થી માંડી સોળ કોળીયા સુધી ખાવું તે વિભાગ ઉણોદરી કહેવાય. (૩) સત્તર થી લઈ ચોવીશ કોળીયા સુધીનું જમવું તે પ્રાપ્ત ઉણોદરી કહેવાય. (૪) અને પચ્ચીશથી માંડી એકત્રીશ કોળીયા સુધી ખાવું તે કિંચિત્ ઉણોદરી કહેવાય. (૫) અહીં સર્વત્ર જઘન્ય આદિ ત્રણ ભેદ પહેલા પૂર્ણ ઉણોદરીની જેમ જ જાણવા. આવી રીતે પાણીની પણ ઉણોદરીની ભાવના કરવી. કોળીયાનું માપ બતાવતાં જણાવે છે કે—

बत्तीसं कीर कवला, आहारो कुच्छिपूरओ भणिओ ।
पुरिसस्स महिलियाए, अट्ठावीसं भवे कवला ॥ १ ॥
कवलस्स य परिमाणं, कुक्कुडिअंडगपमाणमित्तं तु ।
जं वा अविगिअवयणो, वयणंमि छुभिज्ज विसंतो ॥२॥

**અર્થ**—બત્રીશ કોળીયા આહાર પુરુષનું પેટ ભરનાર થાય છે. સ્ત્રીઓ અઠ્ઠાવીશ કોળીયે ધરાય. (૧) કોળીયાનું પરિમાણ કુકડીના ઈંડા જેટલું અથવા સ્વાભાવિક મોઢું ઉઘાડીને ભૂખ્યો માણસ મોઢામાં કોળીયો મૂકી શકે તેટલું કોળીયાનું પરિણામ સમજવું.

છટ્ઠ-અઠ્ઠમ આદિ વિશેષ તપના પારણે પણ ખાસ ઉણોદરી કરવી તેથી લબ્ધિઓ પ્રાપ્ત થાય છે. જેમ નખ હથેળી ને અડે એવી મુઠી ભરીને અડદ તથા એક ચળુ પાણી હંમેશા છટ્ઠ ને પારણે લેવામાં આવે તો છ મહિને તેજોલેશ્યા ઉત્પન્ન થાય છે, એમ શ્રી ભગવતીજી સૂત્રમાં લખ્યું છે. શ્રી મહાવીરદેવના મોઢે આવું સાંભળવાથી ગોશાલકે તેજોલબ્ધિ મેળવી હતી. આ ઉણોદરી તપ ઘણાં લાભનું કારણ સમજી આહાર તેમજ અનાહારને દિવસે દ્રવ્ય-ભાવથી સદા સેવવું.

### તપાચારનો ત્રીજો આચાર-વૃત્તિસંક્ષેપ

वर्तते ह्यनया वृत्ति-र्भिक्षाशनजलादिका ।
तस्याः संक्षेपणं कार्यं, द्रव्याद्यभिग्रहाश्रितैः ॥१॥

**અર્થ**—જીવિકાનું નામ વૃત્તિ છે. જેનાથી જીવન ચાલે તે. ભિક્ષાથી મેળવેલા ભોજન-પાણી સ્વરૂપ તે વૃત્તિ છે. આ વૃત્તિનો સંક્ષેપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અભિગ્રહ દ્વારા કરવો. તેનું નામ વૃત્તિસંક્ષેપ તપ કહેવાય.

દ્રવ્યાદિક અભિગ્રહ-જેમ મુનિ ગૌચરી જતાં ચાર પ્રકારનો અભિગ્રહ કરે, તેમાં

દ્રવ્યથી પાત્ર ખરડાય નહી તેવી લુખી વસ્તુ લેવી અથવા ભાલાની અણીથી પરોવીને રોટલી આદિ આપે તે લેવું. ઈત્યાદિ આ વિષયમાં ક્ષેમર્ષી આદિના દષ્ટાંતો જાણવા.

(૧) ક્ષેત્રથી એવો અભિગ્રહ ધારે કે એક ઘરથી કે બે ઘરથી કે અમુક ઘરથી જ લેવું. યા આ ગ્રામ કે પેલા ગ્રામથી જે મળે તે લેવું, અથવા ઘરની ડેલીમાં બે પગ વચ્ચે ઉંબરો રાખીને બેઠી (બેઠો) હોય ને તે આપે તો જ લેવું. ઇત્યાદિ.

(૨) કાળથી એવો અભિગ્રહ ધારે કે દિવસના અમુક ભાગમાં, કે બધાં ભિક્ષુકો પાછા ફરી ગયા હોય પછી હું ગૌચરીએ જઈશ. ઈત્યાદિ.

(૩) ભાવથી એવો અભિગ્રહ કરે કે કોઈ હસતા ગાતા કે રોતા આહાર આપે તો લેવો, કે કોઈ બંધાયેલો આપે તો આહાર લેવો–અન્યથા નહી. ઈત્યાદિ.

(૪) આ રીતે સાધુ સદા અભિગ્રહ ન કરે તો તેને પ્રાયશ્ચિત્ત લાગે છે, શ્રાવકો પણ સચિત્તાદિકનો અભિગ્રહ કરે છે.

આ તપ છઠ્ઠ–અઠ્ઠમ વગેરે તપ કરતા પણ અતિ દુષ્કરને દુઃસાધ્ય છે. ને અધિક ફળદાયી પણ છે. કેમ કે છઠ્ઠ–અઠ્ઠમ આદિ તો નિયત તપ છે, એટલે કે કાળ પૂરો થતાં જ પારણું થઈ શકે, ત્યારે આ તો દ્રવ્યાદિક અભિગ્રહ પૂર્ણ થશે કે કેમ ? તે કોઈ જ જાણી શકતું નથી. માટે આ અનિયત છે. ભિક્ષા માટે ફરતાં મનની ધારણા ફળો, એવી ભાવના ન રાખવી. સ્વસ્થતાદિ ભિક્ષાટન કરવું પણ આહાર ગ્રહણમાં અતિપ્રીતિ રાખવી નહી. આ તપ ઉપર શ્રી મહાવીર પરમાત્મા, ઢંઢણમુનિ, દઢપ્રહારી, શાલિભદ્ર, પાંડવ આદિનાં ઘણાં દષ્ટાંતો છે. ભીમસેને પણ દીક્ષા લઈ એવો અભિગ્રહ કર્યો હતો કે ભાલાની અણીથી જો મળે તો જ લઈશ અન્યથા નહી લઉં. તે ભાગ્યવંતનો અભિગ્રહ પણ છ મહિને પૂરો થયો હતો. જ્યાં ધૈર્ય છે ત્યાં સફળતા છે. ધૈર્યવાનને કાંઇપણ દુર્લભ નથી, તે ઉપર દઢપ્રહારીનું દષ્ટાંત છે.

## દઢપ્રહારીની કથા

વસંતપુર નગરમાં દુર્ધર નામે બ્રાહ્મણ રહેતો જે સાતે વ્યસનમાં આસક્ત હતો. તેણે પોતાનું બધું જ ધન વ્યસનાદિમાં નષ્ટ કર્યું. છતાં તેની લત ન છૂટી વ્યવસન સેવવા તેણે ચોરીનો રસ્તો લીધો, તે કેટલીકવાર પકડાઈ જતો, લોકો શિખામણ આપતા પણ તેને કશી જ અસર થતી નહી. રાજાએ પણ વારંવાર પકડાઇને આવતા આ બ્રહ્મણને બીજી કોઈ સજા ન કરતાં સીમાપાર કર્યો. ભાગ્ય જોગે જંગલમાં

જતાં તેને ચોરોની ટોળીની સંગત થઈ, ને તે ચોરો સાથે ચોર થઈ પલ્લીમાં રહેવા લાગ્યો. આગળ જતાં તે ટોળીનો આ બ્રાહ્મણ નાયક થયો. દુર્ધર ઘણો બળવાન હતો. તેનો પ્રહાર એટલો બધો પ્રબળ રહેતો કે ઉભા ને ઉભા માણસોને વાઢી નાંખતો, તેથી 'દઢપ્રહારી' એ નામે તે પ્રસિદ્ધ થયો. એકવાર તે પોતાની ટોળી સાથે કુશસ્થળ નામના નગરમાં લુંટ કરવા ગયો.

તે ગામમાં ઘણા પુત્રાદિવાળો એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. બાળકો ઘણા દિવસથી ખીર ખીર કરતાં હતાં. આજે ઘણી કઠિનાઈથી તેણે દુધ-સાકર-ચોખા માંગીને ભેગા કર્યા હતા, ને બ્રાહ્મણીએ ખીર રાંધી હતી. ઘણા વખતે આજ ખીરના ભોજનને મહોત્સવ માનતો બ્રાહ્મણ નદીએ નહાવા ગયો. વિચાર્યું નાહીને શાંતિથી ખીર ખાઈશું. આ તરફ પેલા લુટારાની ટોળી ગામમાં પેઠી તેમાંથી કેટલાક તે ગરીબ બ્રાહ્મણના ઘરમાં ઘુસ્યા, ઘરમાં કાંઇ માલ તો મળ્યો નહી. રાંધેલી ઊની ઊની ખીર હાથ લાગી. તે ભૂખ્યા થયા હતા. આ જોઈ બ્રાહ્મણ છોકરાઓ પોતાની ખીર જતી જોઈ રડારોળ કરવા લાગ્યા. એટલામાં બ્રાહ્મણ નાહીને ત્યાં આવ્યો તેણે ખીર પડાવા અર્ગલા ઉપાડી ચોરોને ઝીંકવા માંડી. ચોરોમાં નાસભાગ થઈ પડી. દઢપ્રહારીએ જોયું કે આણે મારા ચોરોને માર્યા એટલે એ દોડતો ત્યાં આવ્યો, ને બ્રાહ્મણનું માથું એક ઝાટકે જૂદું કરી નાંખ્યું. ત્યાં વળી તેના માર્ગમાં ગાય આવી. ગુસ્સામાં દઢપ્રહારીએ એક જ પ્રહારમાં ગાયને પણ ગરદને મારી, આ જોઈ રોતી પુકારતી બ્રાહ્મણી આવી. પોતાના પતિને મરેલો કપાઈ ગયેલો જોઇ તેણે હાહાકાર કરી મૂકયો ને જોર જોરથી ગાળો દેવા લાગી કે "રે હત્યારા, પાપી! તારું નાશ જજો. બ્રાહ્મણ-ગાયની હત્યા કરી કયાં છુટવાનો છું? તારો કાળ જ આવ્યો છે." ઈત્યાદિ તેની ગાળ અને શ્રાપ સાંભળી ઉકળી ઉઠેલા દઢપ્રહારીએ તે બાઈના પેટ પર એક ઝાટકો તલવારનો માર્યો. બાઈ સગર્ભા હોઈ તેનું બાળક પણ કપાઈને ધરતી પર તરફડવા લાગ્યું.

આમ ગાય, બ્રાહ્મણ, સ્ત્રી અને બાળકની કરપીણ દશા જોઇ બ્રાહ્મણપુત્રો ઓ મા! હા તાત! કહેતા કરૂણ કલ્પાંત કરવા લાગ્યા. આ જોઇ દઢપ્રહારી વિચારવા લાગ્યો કે આ ઘોર દુષ્કર્મ કરનાર મને ધિક્કાર છે. આવા પાપીને તો નરકમાં પણ જગ્યા મળવી કઠણ છે. અરે રે! બાપડાં આ બાળકોનું હવે કોણ? આમનું શું થશે? આ પાપથી શી રીતે છુટીશ? બળી મરું કે પર્વત પરથી પડું? આખો સંસાર ચીવટપૂર્વક સદાચારને સાચવે છે ત્યારે મેં દુરાચારને જ પાળ્યો-પોષ્યો. આમ

ઊંડા વૈરાગ્યમાં તરબોળ થઈ શુભ ધ્યાનમાં ત્યાંથી નાઠો, ગામથી થોડે દૂર જઇને તેણે ધ્યાનમાં રહેલા શાંત મુનિને જોયા. નમન કરી બોલ્યો મેં ઘણાં ઘોર પાપ કર્યાં છે. મારો છુટકારો કેવી રીતે થશે? તમે બચાવી શકો. મારી રક્ષા કરો મુનિએ કહ્યું આવા પાપથી તો તને ચારિત્ર જ બચાવી શકે ચારિત્રનો મહિમા મોટો છે. કહ્યું છે કે—

एग दिवसं पि जीवो, पव्वज्जमुवागओअणूणमणो।
जइवि न पावए मुक्खं, अवस्स वेमाणिओ होइ॥१॥

**અર્થ**—એક દિવસ પણ જો કોઈ શુદ્ધ ભાવથી સંયમને પામે તો તે કદાચ મુક્તિએ ન જાય તો વૈમાનિક દેવપણું તો અવશ્ય પામે.

આમ તે મુનિરાજ પાસેથી પાપના પ્રતીકારની પ્રક્રિયા જાણી દઢપ્રહારીએ તરત જ ત્યાં ને ત્યાં દીક્ષા લીધી. તે જ વખતે તેણે એક અભિગ્રહ પણ લીધો કે "આક્રોશ પરિષહને સહવા હું આ ગામમાં જ રહીશ. જ્યાં સુધી મારા પાપને લોકો યાદ કરાવે, ત્યાં સુધી મારે આહાર લેવો નહી." આવો ઘોર અભિગ્રહ લઇ દઢપ્રહારી દુષ્કર્મના નાશ માટે તે ગામમાં વિચરવા લાગ્યા. તેમને આવતા જોઈને જ લોકો બરાડી ઉઠયા જૂઓ આ ધર્માત્મા આવ્યો. બ્રાહ્મણ–સ્ત્રી–ગાય જેવી ઘોર હત્યા કરી હવે સાધુ થયો છે." કોઈ કહેતું અરે આવી તો કાંઈક હિંસા કરી છે ને ગામના ગામ લૂટયાં છે, સાધુ બન્યો છે, નહી તો હમણાં એના જોવા જેવા હાલ થયા હોત. આમ અનેક રીતે લોકો તર્જનાદિ કરતા કોઇ વળી લાકડી–કે પથરાનો ઘા પણ કરતા. આવા ઘણા પરિષહ–ઉપદ્રવ પૃથ્વીની જેમ તે મુનિએ સહ્યાં. ખૂબ શાંતરસમાં રમણ કરતા રહ્યા. લોકોના યાદ કરાવાથી યાદ સાંભરી આવતું, ને મહાત્મા ભોજન લેતા પણ નહી. આમ છ મહિના વીતી ગયા. સમતા દિવસો દિવસ વધતી ગઈ. તેમના પાપસમૂહનો નાશ થવા લાગ્યો. એક દિવસ શુદ્ધ ભાવનામાં તે આરૂઢ થયા–હે જીવ! ફળ તો બીના આધારે જ મળે. આમાં બીચારી આ જનતાનો શો દોષ? આ લોકો તો મારા દુષ્કર્મની ગ્રંથી તોડવા માટે જ કઠોર ભાષાને તાડનાદિનો પ્રયોગ કરે છે. ખરેખર તો આ લોકો તો મિત્રસમાન આચરણ કરે છે. આ લોકોની તાડના–તર્જના તો અગ્નિથી સુવર્ણની જેમ મારા મેલને દૂર કરી શુદ્ધિ જ આપે છે. આ બીચારાઓ તો મને દુર્ગતિમાંથી બહાર ખેંચી પોતે ત્યાં પડવા તૈયાર થયા છે.

આવા મહાન ઉપકારીઓ પર શા માટે ક્રોધ કરવો! તેમના પુણ્યે તેઓ મારા

પાપ ધોવે છે, આવા બાંધવ ક્યાં મળશે? મારે તેમને દોષ આપવાનો ન હોય. તેમના વધ-બંધન તો મારી મુક્તિ માટે જ છે. તો પછી હર્ષ સ્થાને વિષાદ શાને? વિષાદ એટલો જ કે આ બિચારાઓને સંસાર વધશે. ઘણાં લોકોએ તો માત્ર ઠપકો તર્જનાં જ આપ્યા છે પણ માર્યો તો નથી. કોઈએ માર માર્યો પણ પ્રાણથી તો નથી જ માર્યો. કદાચ કોઈ જીવિતનો નાશ કરે પણ મારા ધર્મનો તો નાશ નથી જ કરવાના. ઉલટાનો તેઓ તો મારા આત્મામાં ઘર કરીને બેઠેલા ભાવચોરો કાઢવામાં મહાન સહાયક થયા છે. ઈત્યાદિ શુભ ભાવનામાં લીન થયેલા તે મુનિએ ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઈ કેવળજ્ઞાનરૂપી સૂર્યની કાંતિથી આત્માને પ્રકાશિત કર્યો—

अहो लोकोत्तरः कोपि, तपः कुम्भोद्भवः प्रभुः ।
नाविर्भवेत्पुनर्येन, शोषितः कर्मवारिधिः ॥ १ ॥

**અર્થ**—અહો આશ્ચર્ય છે—કે આ તપસ્યારૂપી અગસ્ત્યઋષિ કોઈ અલૌકિકજ છે, કે જેનાથી સૂકાઇ (પીવાઇ) ગયેલા સાગર ફરીથી પ્રકટ જ થતો નથી.

मृत्तिका यस्य तत्रैव, पततीत्यन्यथा न हि ।
येन यत्रार्जितं कर्म, स्थाने तत्रैव निष्ठितम् ॥ २ ॥

**અર્થ**—માટી જ્યાંની હોય ત્યાંજ પડે છે, આ વાત ખોટી નથી. કારણ કે જેણે જે કર્મ ઉપાર્જિત કર્યું તે કર્મ ત્યાંજ નષ્ટ કર્યું એટલે જ્યાં કર્મ બાંધ્યું ત્યાં રહીને જ ખપાવ્યું.

केवली सुरगणेन निर्मिते स्वर्णपङ्कजपदे स्थितश्च सः ।
तत्तपः स्तुतिवचोमृतैः शुभैः, भव्यजन्तुसुमहीमसिञ्चयत् ॥ ३ ॥

**અર્થ**—દેવોના સમૂહે બનાવેલા સોનાના કમળ પર બિરાજી તે કેવળી ભગવંતે તપની સ્તુતિના વચનરૂપ શુભ અમૃતથી ભવ્ય પ્રાણીરૂપ ઉત્તમ પૃથ્વીને સીંચી.

ચોથો ભાગ સમાપ્ત.



# શ્રી વિરાટ પ્રકાશનનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| [૧] | શ્રી વર્દ્ધમાન દેશના | ગુજરાતી |
| [૨] | ચારુ ચરિત્ર | ” |
| [૩] | કુલદીપક કે કુલાંગાર? | ” |
| [૪] | શ્રાદ્ધાચાર વિચાર | હિંદી |
| [૫] | શ્રી સમરાદિત્ય [ સંપૂર્ણ ] | ” |
| [૬–૭] | વિશાલ ભજનાવલિ ભાગ ૧–૨ | ” |
| [૮] | વિશાલ ગીત ગુંજન | ” |
| [૯–૧૦] | વિશાલ સ્તવન માધુરી ભાગ ૧–૨ | ” |
| [૧૧] | રાજકુમારી સુદર્શના | ” |
| [૧૨] | કુલભૂષણ | ગુજરાતી |
| [૧૩] | સિંહલની રાજકન્યા | ” |
| [૧૪] | સુદર્શના ચરિત્રમ્ | સંસ્કૃત |
| [૧૫] | સુદંસણા ચરિયં | માગધી |
| [૧૬] | શ્રાદ્ધવિધિ પ્રકરણ | ગુજરાતી |
| [૧૭] | સંબોધ પ્રકરણ [ મૂળ ] | માગધી |
| [૧૮ થી ૨૨] | ઉપદેશપ્રાસાદ ૧ થી ૫ ભાગ | ગુજરાતી |
| [૨૩] | શ્રી મલયાસુંદરી ચરિત્રમ્ છપાય છે. | સંસ્કૃત |
| [૨૪] | શ્રી ચંદ્રપ્રભજિન પૂજા સાર્થ | ગુજરાતી |

